ૐ ૐ ૐ રઘુપતિ રાઘવ રાજારામ; પતિતપાવન સીતારામ ૐ ૐ ૐ

ૐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે


| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ : | | હિંદ બહાર |
| રૂ. ૫—૪—૦ | તંત્રી : | રૂ. ૭—૮—૦ |
| પાકું બાઈન્ડીંગ | મગનભાઈ છોટાભાઈ દેસાઈ | પાકું બાઇન્ડીંગ |
| રૂ. ૬—૪—૦ | | રૂ. ૮—૮—૦ |


# વિષય સૂચિ



**જરૂરી સૂચનાઓ:—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ-સિરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે ગપ્લાઇ પોસ્ટકાર્ડ યા ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઓર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે. વી.પી. અને મનીઓર્ડર બન્નેનો ખર્ચ એકજ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

અંક તા. ૧૦ મી સુધીમાં ન મળે તો પોસ્ટ કાર્ડ લખી મંગાવી લેવો.

લખો:—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, પો: બો. નં. ૬ અમદાવાદ


શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ સલાપસ ક્રોસરોડ, અમદાવાદ | મુદ્રક અને પ્રકાશક દેસાઈ મગનભાઈ છોટાભાઈ | શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસક્રોસરોડ, મોતીવિલા–અમદાવાદ



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૩ મું : અષાડ–૨૦૦૫ : જુલાઈ–૧૯૪૯ : અંક—૪ થો.

# પાપપ્રમાર્જનનું પર્વ

[ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને......રાગ]

ચતુર્માસમાં ચતુર્ભુજને રીઝવો,
મન–નિગ્રહથી ખેંચી લાવો પાસ જો...ચતુર્માસમાં...(૧)
સેવા–સમરણ કરવાનું ટાણું મળ્યું,
નમ્ર બનીને, બનવું એના દાસ જો...ચતુર્માસમાં...(૨)
જપ–તપ કરતાં નિયમ તણું પાલન કરો,
કોઈપણ રીતે પાપનો કરજો નાશ જો...ચતુર્માસમાં...(૩)
'પુનિત' જીવન કરવાની તક સાંપડી,
વ્હાલો મારો હૈયે કરશે વાસ જો...ચતુર્માસમાં...(૪)

શ્રી 'પુનિત'

# સંપાદકીય

કુદરત તેના નિયમો ન પાળનારને કંઈ તમાચો મારીને સજા નથી કરતી. કુદરતના નિયમો અને નીતિના નિયમોને અવગણીને મનુષ્યો જેટલું સુખ મેળવવા જાય છે, તેના બદલામાં સુખની જગાએ તેટલું જ દુઃખ તેમને પ્રાપ્ત થાય છે. હાલના મનુષ્યો તો જુઓ! કોઈને કામ કરવું ગમતું નથી-પરિશ્રમ કરવો ગમતો નથી. પોતે જેટલું કામ કરે-જેટલું ઉત્પાદન કરે તેના બદલામાં તેનાથી વધારે તેઓ સમાજ પાસેથી લેવા મથી રહ્યા હોય છે. કેમ કરીને વધારે મેળવી લેવું, બીજાને કેવી રીતે છેતરવા, પોતે પરિશ્રમથી શી રીતે બચી જવું અને મોજમજા ઊડાવવી-આવી વૃત્તિ દરેકની બની જાય છે. પોતાની પૂરેપૂરી શક્તિ વાપરીને જગતનું કામ કરી છૂટવું, સમાજ પાસેથી ઓછું વાપરીને તેને વધારે ઉપયોગી થવું, આપણા સંબંધમાં આવે તેમનું કંઈક ભલું કરવું, તેમને સુખ થાય તેમ ચાલવું, દુઃખીઓને માટે ઘસાવું-આવી વૃત્તિ માણસોમાંથી જાણે ભૂંસાતી જાય છે. દઈને રાજી થવાને બદલે લઈને રાજી થવું, ખવડાવીને રાજી થવાને બદલે ખાઈને ફૂલાવું, કપટમાં ફાવી જઈને ગુલતાન થવું-આવી જ મનોદશામાં લોકો ફસાતા જાય છે.

સૌ એક-બીજાને છેતરવા અને સમાની પાસેથી હરામનો લાભ મેળવી લેવાની બાજી ખેલશે તો તેનું સમાજ ઉપર કેવું પરિણામ આવશે? તેનાથી કોને લાભ થવાનો છે?

હાલમાં માણસોમાં બુદ્ધિ અને કરામતો વધી છે. વિજ્ઞાનદ્વારા અનેક જાતનાં સાધનો ઊભાં કરીને તેમને મનુષ્યસમાજની સેવામાં લગાડ્યાં છે. યન્ત્રોથી કાપડ વણાય છે, વિજળીથી દીવા થાય છે, યન્ત્રોથી દળાય છે, પાણી ભરાય છે અને બીજાં ઘણાં કામો ઓછી મહેનતે માણસો સાધી શકે છે. પરંતુ નીતિની મર્યાદાઓ ઓળંગીને મનુષ્યસમાજ હાલમાં કેટલો સુખી છે તે તમે જોઈ શકો છો. બીજાને છેતરવાની અને હરામનું ભોગવવાની વૃત્તિનાં ફળ હાલ તે કેવાં ભોગવે છે? જ્યાં રસકસભર્યાં ધાન્યોના ઢગલા પડેલા રહેતા ત્યાં ઘઉં-ચોખાનો કણ જોવા મળતો નથી. સ્વાડિયે-અઠવાડિયે લોકો સીધાની (રેશનિંગની) દુકાનથી કોથળીઓમાં પરદેશનું કુસ જેવું નાજ લાવીને રાંધી ખાય છે. જ્યાં લોકો મનમાન્યાં ઘી-દૂધ ધરાઈને ખાતા હતા ત્યાં સાચું અને ચોકખું દૂધ દુર્લભ થઈ પડ્યું છે; ને દળદાર અને ટકાઉ કાપડની પણ એવી જ સ્થિતિ છે.

જ્યાં ગાયો અને ભેંશોનાં ધણ પાળવામાં આવતાં હતાં ત્યાંના લોકો ગો-પાલન અને ુપાલન કરવામાં કંટાળો અનુભવવા લાગ્યા છે અને તેમ કરવામાં પોતાને અણઘડ અને ગમાર ાનતા થયા છે. છતાં વાસીદું વાળ્યા વગર ઘી-દૂધ તો ખાવા ઇચ્છે જ છે. જ્યાં ગાયો અને શોનાં હૃષ્ટપુષ્ટ ધણ ચારો ચરીને ઘેર આવતાં હતાં ત્યાં રૂપિયાનું એક કે બે પુળા ઘાસ વેચાય છે. લોકો અનાજ અને ઘાસ ઊગાડવાની જગાએ તમાકુ અને કપાસનાં વાવેતર કરી પૈસાદાર થવા જાય છે. અને ઘી-દૂધ-અનાજ વેચતાં લઈ ખાય છે. ઘી-દૂધ-અનાજનો પણ વેપાર થઈ રહ્યો છે. જ્યાં લોકોના ગાલો ઉપર ગુલાબી લાલિમા તરતી ત્યાં બેસી ગએલાં ડાચાં ઉપર ચા-બીડી-સીગારેટની મેલી ફિક્કાશ છવાઈ છે. જ્યાં ૮૦-૮૫ વર્ષના સશક્ત વૃદ્ધો જોવામાં આવતા હતા ત્યાં બધા અકાળવૃદ્ધો ફરી રહ્યા છે.

પ્રમાણિક મહેનતનો અભાવ, ગો-પાલનનો અભાવ, નીતિનિયમોનો અભાવ, નિરન્તર વિષય-સેવન, ચ્હા-બીડી-સીનેમાનાં દુર્વ્યસનો-આ બધામાં રાચી રહેલા સમાજનું શરીરસ્વાસ્થ્ય અને આંતરિક સ્વાસ્થ્ય શી રીતે સારું રહે? જ્યાં શરીરપોષણને માટે પોતાના દેશનાં અમૃત સમાન દહિં, દૂધ, ઘી, માખણને બદલે લોકો કોડલીવર ઓઈલ અને એવી હિંસક દવાઓ વાપરતા હોય, જ્યાં બીજા જીવોની હિંસાથી પોતે જીવવાની અને મસ્ત થવાની વૃત્તિ હોય, જ્યાં પક્ષીઓનાં ઇંડાંના રસ

આર્ય સંતાનોની હોજરીઓમાં પોઢી રહ્યા હોય, જ્યાં જીવનભર સેવા અને પોષણ અર્પનાર—અરે ! પોતાના સ્તનોનાં દૂધ અર્પનાર—માતા સમાન ગૌમાતાઓ, ભેંશો અને બળદોને તેમના ઉપકારનો બદલો કતલખાનામાં આપવામાં આવતો હોય, ત્યાંના લોકોને પોષવા માટે ધાન્ય આપવાનું મન ધરતી માતાને શી રીતે થાય ? ત્યાંના નરપિશાચોને માટે ફળવાનું મન વૃક્ષોને શી રીતે થાય ? (જ્યાં લોકો કેરીઓ ખાતાં થાકતા હતા ત્યાં રૂપિયાની પાંચ કેરી મુશ્કેલીથી મળે છે.) એવા દુષ્ટ લોકોના દેશ ઉપર વરસવાનું મન વરસાદને શી રીતે થાય ? આજ બીજે વરસે પણ વાદળો ઘેરાય છે અને લોકોનાં દિલની દાનત જોઈને વેરાઈ જાય છે. એકબીજાને ધૂતવાની દાનતવાળા આ સમાજમાં કોણ સુખી છે ? કોણ નિશ્ચિન્ત છે ? કોને આત્મસંતોષ છે ? કોને નિરાંત છે ? ધનિક, સાધારણ કે ગરીબ—સૌના દિલમાં અશાંતિ છે. જ્યાં સુધી સમાજના દિલમાં ધૂર્તતા છે, એકબીજા ઉપર અમીદૃષ્ટિ નથી ત્યાંસુધી કોઈની સલામતી નથી.

## શ્રી કલ્યાણ ગ્રન્થમાળા સંબંધે

શ્રી કલ્યાણગ્રન્થમાળાના ચોથા વર્ષનું બીજું પુસ્તક '**રામકૃષ્ણ કથામૃત—ભાગ ૧ લો** તૈયાર થઈ ગએલ છે. તે ગ્રાહકોને મોકલવાનું શરૂ કર્યું છે. હવે પછીનું ત્રીજું પુસ્તક **ભક્ત પીપાજી અને રાણી રાસમણિ** તૈયાર થઈ રહેલ છે. વાર્ષિક લવાજમ રૂા. ૫–૦–૦માં એક હજાર પૃષ્ઠોનું વાંચન પાંચ પુસ્તકો દ્વારા આપવામાં આવે છે. જેઓ ગ્રાહક ન હોય તેઓએ આ પુસ્તકો વસાવવા માટે ગ્રાહક થઈ જવું જોઈએ.

## 'વિશ્વમંગલ'ના જૂનાં વર્ષોના અંકોની અપ્રાપ્ય ફાઈલો

દશમા અને અગિયારમા વર્ષના બધા અંકોની કેટલીક ફાઈલો તૈયાર થઈ શકી છે. આ ફાઈલોમાં તેતે વર્ષના વિશેષાંકો— **ધર્માંક** અને **શ્રીમદ્‌ભાગવતાંક**નો પણ સમાવેશ થાય છે. દરેક ધર્મનાં તત્ત્વો અને શ્રીમદ્‌ભાગવતનાં રહસ્યોના જિજ્ઞાસુઓને માટે આ ફાઈલો અવશ્ય વસાવવા લાયક છે. **ફક્ત અર્ધી કિંમતે રૂા. ૨–૮–૦ માં આપવામાં આવે છે.** પોસ્ટેજ સાથે ઘેરબેઠાં રૂા. ૩–૦–૦ માં પડશે. વધુ માટે આ અંકમાંનો ટાઈટલની જાહેરખબર જુઓ.

## રૂા. ૧૪ માં મહાભારત સંપૂર્ણ મળશે

જેઓ 'વિશ્વમંગલ'ના ગ્રાહકો ન હોય તેઓ વિશ્વમંગલના મહાભારતાંકના ચારે ખંડો લઈને સંપૂર્ણ મહાભારત વસાવી શકશે. દરેક ખંડનું મૂલ્ય રૂા. ૩–૮–૦ છે. એટલે જેઓ ચારે ખંડો માટે રૂા. ૧૪ મોકલી આપશે તેમને પ્રકટ થએલા બે ખંડો હાલ તુરત મોકલી આપવામાં આવશે અને બાકીના બે ખંડો પ્રકટ થયે રવાના કરવામાં આવશે. આમ અગાઉથી પૈસા મોકલી આપનાર પાસેથી પોસ્ટેજચાર્જ લેવામાં આવશે નહિ. ચારે ખંડો પ્રકટ થયે લેનારને પોસ્ટેજ સાથે રૂ. ૧૬–૦–૦ માં પડશે. તેથી હાલ ગ્રાહક થનારને રૂ. ૨–૦–૦ ફાયદો રહે છે.

## સેવાધર્મનું પુસ્તક

'વિશ્વમંગલ'ના ગ્રાહક વધારી આપવામાં સહાયક થએલ સહૃદય ગ્રાહકોને સેવાધર્મનું પુસ્તક મોકલી આપવામાં આવ્યું છે. હજુ પણ પોતે ગ્રાહક હોય એવા કોઈપણ બંધુઓ ગ્રાહકો વધારી આપશે તો તેમને ઉપરનું પુસ્તક ભેટ મોકલવામાં આવશે. ઘણા ભાઈઓએ ગ્રાહકો વધારી આપવાની પોતાની ફરજ સમજીને અનેક ગ્રાહકો વધારી આપ્યા છે. તો પણ તેમણે અમને પોતાનું નામ જણાવ્યું નથી તેમ ભેટપુસ્તકની માગણી પણ કરી નથી. આવા જે કોઈ ભાઈને પુસ્તક લેવાની ઈચ્છા હોય તેમણે પોતાના ગ્રાહકોનાં નામો જણાવી તે મંગાવી લેવું.

# પરમાત્માનું સ્વરૂપ

—શ્રી જયનારાયણ ભટ્ટ

પરમાત્માનું સ્વરૂપ સર્વપ્રકારના આવેગો—આવેશો—વિષમતાઓથી પર છે. સ્થિર અને શાન્ત છે. છતાં આવેગો—વિષમતાઓ તેમાં છે અને નથી પણ. જેમ સૂર્યમાં કિરણો છે એમ અન્ધકારની અસરવાળા પ્રદેશમાં રહેલા માણસોને જણાય છે પણ સૂર્ય પોતાનાં કિરણોને જોઈ શકતો નથી, જેમ સમુદ્રનું એક મોજું પોતાથી જુદા બીજા મોજાને જોઈ શકે છે પણ સમુદ્ર તો બધાં મોજાંમાં પોતાને એકને જ જુએ છે. આમ જગતની બધી વિષમતાઓ જગતની દૃષ્ટિએ છે પણ પરમાત્માની દૃષ્ટિએ નથી.

પરમાત્માનું સ્વરૂપ જેવું કહીએ તેવું છે અને તેવું નથી પણ. પરમાત્મામાં કોઈ પણ પ્રકારની કે પ્રકારશૂન્યતાની અશકયતા નથી. એથી જ એ સર્વશકિતમાન વિભુ છે, તેનાં જેવાં સ્વરૂપો કલ્પવાં હોય તેવાં કલ્પી શકાય છે, અને તે તેવા સ્વરૂપે છે પણ ખરો અને નથી પણ. તે શૂન્ય પણ છે, તે એક કૈવલ્ય સ્વરૂપ છે—અદ્વૈત છે, તે દ્વૈત પણ છે, તે દ્વૈતાદ્વૈત પણ છે, તે સાકાર પણ છે, તે નિરાકાર પણ છે, તે સર્વનો અંતર્યામી પણ છે, તે સર્વનો અન્તર્યામી નથી પણ, તે સર્વશકિતમાન છે અને સર્વશકિતમાન નથી પણ. તે કર્તા છે અને કર્તા નથી પણ, ભોક્તા છે અને ભોકતા નથી પણ. તે બધું ય છે અને કશું ય નથી. તે જેવો કહીએ તેવો છે અને નથી. તેની અન્દર કોઈ પણ વસ્તુ ન મળી શકે એમ નથી. તમે જેવા પ્રકારનો તેને કલ્પશો તેવા પ્રકારનો તે તમારે માટે થઇ જશે. અને તમે પણ તેવા પ્રકારના થઈ જશો.

એટલે આમ હોવાથી પરમાત્માના સ્વરૂપ માટે તે અમુક જ પ્રકારનું છે એવો આગ્રહ ન રાખવો જોઇએ. જેવા પ્રકારના આગ્રહથી તમે તેને બાંધશો તેવા તમે થઇ જશો. પરન્તુ પરમાત્મા તો તમારા આગ્રહમાં બંધાવા છતાં તમારા આગ્રહથી મુકત પણ રહેશે. તમે જેવા આકારના માટલામાં સમુદ્રનું પાણી ભરશો તેવા આકારમાં તે પાણી આવી શકશે. પરન્તુ સમુદ્રનું પાણી તે આકારથી મુક્ત પણ રહેશે.

પરમાત્મા સર્વનો અન્તર્યામી થઇને રહે છે અને અન્તર્યામીપણાની ઉપાધિથી દૂર જઈને પણ બેઠેલો રહે છે. તે શુદ્ધ સચ્ચિદાનન્દ સ્વરૂપ છે. સવિકલ્પ છે અને નિર્વિકલ્પ છે. એક સોયના અગ્રભાગના લોખંડમાં જેટલાં છિદ્રો છે—જેટલું આકાશ હોય છે, તેમાં અનન્ત કરોડ બ્રહ્માણ્ડો રહેલાં હોય છે. વળી આ બ્રહ્માણ્ડની જે વિશાળ જગા દેખાય છે તેણે સોયના એક અગ્રભાગ જેટલી પણ જગા રોકેલી નથી. આપણે સ્વપ્નમાં સમુદ્રમાં મુસાફરી કરતા હોઇએ છીએ અને આપણી પાસે સૂતેલા માણસો સ્વપ્નમાં મોટાં મોટાં શહેરો અને જંગલોમાં ફરતા હોય છે. પરન્તુ આપણી સૂવાની રૂમ પચીસ હાથની જેવી હોય છે એટલે પરમાત્મામાં આકાશ અને પાતાળ અને સ્વર્ગ અને પૃથ્વી અને પર્વતો બધું એક જ જગાએ હોય છે અને તે હોય છે છતાં નથી પણ હોતું. અને તેનાથી કશી જગા પણ નથી રોકાતી.

આપણને જગા જોવાનો મહાવરો થઇ ગયો હોવાથી જગા દેખાય છે. સૂર્ય અને અગ્નિ પોતાનાથી દાઝતા નથી પણ આપણો મહાવરો જુદો હોવાથી આપણે તેમનાથી દાઝીએ છીએ. આવી બધી વિષમતાઓ આપણને જગતમાં દેખાય છે, પણ આ બધી વિષમતાઓ—વિભિન્નતાઓમાં પણ એક એકતા સમાઇ રહેલી હોય છે. આપણે જો તે એકતાને જોઇએ તો બધી વિભિન્નતાઓના **બંધનથી** છૂટી જઇએ. આ બધી વિભિન્નતાઓનો તેમને પોતાને

માટે કશો હેતુ નથી. પરન્તુ બધી જાતની વિભિન્નતાઓના સમન્વયથી પ્રકટ થતું સૌન્દર્ય એ એક વસ્તુના આનન્દને માટે હોય છે. બધી વિભિન્નતાઓના સુસંવાદિત સમન્વયથી થતી એકતામાં જ ભગવાનના આનન્દને પ્રકટ થવાની તક મળે છે. વૃક્ષની બધી ડાળીઓને કાપીકાપીને જુદી પાડીએ તો ડાળીઓની વિભિન્નતાનો હેતુ માર્યો જાય છે. પણ જ્યારે તે સમન્વિત થઇને રહે છે ત્યારે તે વૃક્ષાકારે સૌન્દર્યને પ્રકટ કરે છે. વિભિન્નતા એ સિદ્ધાન્તમાં, એકસૂત્રમાં પરોવાએલી છે અને તે સિદ્ધાન્તથી અવિરુદ્ધ રીતે જો તેની ગોઠવણ અને ઉપયોગ થાય, તો જ વિભિન્નતાનો હેતુ ખર આવે છે.

આમ બધી વિભિન્નતાઓ જેમાં સમાએલી છે તે પરમાત્મા એક સૂત્રરૂપ છે. તેમાં બધી વિભિન્નતાઓ પ્રકટ થાય છે, જીવે છે અને અદૃશ્ય થાય છે. અને પરમાત્મા તે બધાંનો સમન્વય ધારણ કરી રહેલો છે. તેમાં બધી વિભિન્નતાઓનું સંકલન છે. કોઇ પણ વિભિન્નતા તેનાથી અત્યન્ત વિચ્છિન્ન–વિશ્લિષ્ટ–વિભક્ત નથી. આથી બધા વાદો એકબીજા માટે વિવાદરૂપ હોવા છતાં પરમાત્મામાં સંવાદરૂપ થઇને સમન્વિત છે. પરમાત્મા તેની ઇચ્છાથી–સંકલ્પથી પ્રકૃતિથી–સ્વભાવથી અન્નરૂપે–સ્થૂલરૂપે–ભોગ્યરૂપે પ્રકટ થાય છે અને ભોગ્યના હેતુ, અને સબન્ધને કારણે તે ભોક્તારૂપે પણ તે વખતે તેવી જ રીતે પ્રકટ થાય છે. તેમજ તે જ વખતે દ્રષ્ટારૂપે ( સાક્ષીરૂપે )અને કૈવલ્યરૂપે પણ રહેલો હોય છે. નિરાકારનું સ્થૂલ રૂપ એ તેના સંકલ્પનો વૈભવ છે, તેના સંકલ્પમાંથી પ્રકટ થતા તમોગુણનું પરિણામ છે. સ્થૂલની કામના અને સ્થૂલની સત્તાનો અનુભવ એ નિરાકારના સંકલ્પના રજોગુણ અને સત્ત્વગુણનું પરિણામ છે.

આમ પરમાત્માના પ્રકારશૂન્ય સચ્ચિદાનંદ સ્વરૂપમાં બધી જાતનું સામર્થ્ય રહેલું છે. તે સામર્થ્યના પ્રાકટ્યમાં પરમાત્મા સર્વાંશે સમાઈ ગયેલો રહેતો નથી. પરમાત્માનો આ જે અજાતિ, અસ્પર્શયોગ ( સ્વરૂપ ) છે તે જ નિર્વાણ–શૂન્ય પદ છે, જેનો ભગવાન બુદ્ધે તે રૂપે અનુભવ કર્યો છે, અને તે જ કૈવલ્ય છે, અદ્વૈત છે. પરમાત્માનું સ્વરૂપ બધા પ્રકારનું સિદ્ધ થઈ શકે છે. આવો તેનો મહિમા છે. તેનામાં બધી જાતની વૃત્તિઓ એક જ ક્ષણે એકી સાથે રહી શકે છે, અને તેથી જ પરમાત્મામાં સર્વસાક્ષીપણું–સર્વાન્તર્યામીપણું છે. તેથી જ તે સર્વરૂપ છે અને एकमेवाद्वितीयम् છે.

પરમાત્માનું સર્વશક્તિમાનપણું એ દરેક જાતના આગ્રહોમાંથી અને દરેક પ્રકારના ઘાટોમાંથી મુક્ત રહેવાપણાના સ્વભાવને લીધે છે. તે સર્વરૂપે બનતો હોવા છતાં સર્વથી મુક્ત રહી શકે છે. તેથી જ તેના આગ્રહોમાં અને ઘાટોમાં મર્યાદિતતા આવવા છતાં તે નિર્મર્યાદ અને સ્વતંત્ર રહી શકે છે. આ જ તેનો સ્વાભાવિક અસ્પર્શયોગ છે, અનાસક્તિયોગ છે, અજાતિયોગ છે, સમતાયોગ છે અને યોગેશ્વરપણું છે. તે પરમાત્માનો યોગ આપણામાં ઉત્પન્ન થવા માટે આપણે સર્વત્ર અનાસક્તિ અને સમતા ધારણ કરવાની જ જરૂર છે. મોક્ષ એ કોઈ આપણી માન્યતાની વસ્તુ નથી, આપણી માન્યતામાં બંધાતો નથી, તેનો કોઇ લોક કે સ્થાન બનાવવામાં આવેલું નથી, તે કોઇ પ્રયત્નથી પ્રાપ્ત કરવાની વસ્તુ નથી. આપણામાં અનાસક્તિ અને સમતા સ્થિર થતાં, આપણા આગ્રહો દૂર થતાં, આપણામાંના રાગદ્વેષ દૂર થતાં એની મેળે જ આપણને મોક્ષનો અનુભવ થવા લાગે છે, ઇશ્વરી નિયમો સમજાવા લાગે છે, તે નિયમોમાં આપણો અભિન્ન સંવાદ થતો જાય છે.

# માનવતાનો માર્ગ

શ્રી ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય

[હાલની વિષમ પરિસ્થિતિમાંથી મુક્ત થવાનો અને પોતાની સલામતી તથા સ્થિર શાન્તિ પ્રાપ્ત કરવાનો સમાજ પાસે જો કોઈ સાચો અને ન્યાયી માર્ગ હોય તો તે આ લેખમાં જે સ્વરૂપ બતાવ્યું છે તેનો જ છે. સમાજનો અમુક ભાગ આ માર્ગને ઓછેવત્તે અથવા સંપૂર્ણ અંશે જાણે-સમજે છે; પરન્તુ આને પોતાના જીવનવ્યવહારમાં બરાબર રીતે ઊતારતા હોય તેવા તો વિરલ જ જણાય છે. કેટલાક મોટી અનીતિમાં નથી ઊતરતા અને પોતાનું સાચવીને બેસી રહે છે, અને પોતે ધર્મમાં રહે છે એમ માની સંતોષ લે છે, પરન્તુ તેટલામાં માનવીનો ધર્મ પૂરો થઇ જતો નથી. એક સામાજિક તરીકે મનુષ્યને એ કર્તવ્ય પ્રાપ્ત થાય છે કે તેણે સમાજમાં પ્રવર્તતી અનીતિ અટકાવવા પ્રયત્ન કરવો અને લોકોને તેમાં પડતા અને તેનો ભોગ થતા અટકાવવા.]

દેશની પ્રગતિ માટે શાન્તિની જરૂર સૌ સ્વીકારે છે. સામાજિક, આર્થિક, ઔદ્યોગિક વગેરે વિવિધ ક્ષેત્રોમાં દેશને આગળ વધવા માટે વાતાવરણ અનુકૂળ ન હોય અને પ્રજા ભય, શંકા, ચિંતા વગેરે દુઃખપ્રદ વ્યાધિઓથી પીડાતી હોય તો દેશની ઉન્નતિ સાધવી મુશ્કેલ બને. શાન્તિની જરૂર છે તેટલી જ ઐક્યની જરૂર છે. ઐક્ય હોય ત્યારે જ શાન્તિ સંભવે. સ્વાર્થની સંકુચિત અથડામણોમાં જ આપણે અટવાઈ જઈએ, પોતાના જ લાભનો વિચાર કરીએ અને બીજાના લાભ પ્રત્યે ઉપેક્ષા બતાવીએ તો સમાજ પાંગળો બને. સમાજના પાયા નિઃસ્વાર્થ પ્રેમ અને અહિંસા પર જ નિર્ભર રહી શકે. જગતના સમાજસુધારકો અને જાહેર જીવનમાં ભાગ લેતા પ્રજાસેવકો પ્રેમની મુક્તકંઠે પ્રશંસા કરે છે, પ્રેમનો ઉપદેશ આપે છે અને સર્વત્ર શાન્તિ સ્થપાય એવા તનતોડ પ્રયત્નો પણ કરે છે, છતાં જગત આજે દુઃખી છે. સર્વત્ર અશાન્ત વાતાવરણ પ્રસરી રહ્યું છે. લૂંટફાટ, ચોરી, ખૂન, કાળાંબજાર, સબળનો નિર્બળ પર ત્રાસ વગેરે અશાન્તિપોષક બનાવોનું વર્ણન વર્તમાનપત્રોમાં આપણે દરરોજ વાંચીએ છીએ. નીતિનાં સામાન્ય ધોરણો પણ ભૂલાઇ ગયાં હોય એમ લાગે છે. જુદાજુદા દેશોમાં શાન્તિ અને પ્રેમને ચાહનાર તત્ત્વપ્રેમી અને વિચારશીલ સજ્જનો પ્રચારમંડળો સ્થાપે છે; સાહિત્યદ્વારા પણ આવા સદ્વિચારોનું ખૂબખૂબ મંથન થાય છે. છતાં સમાજના મોટા ભાગને ઉપદેશની પડી નથી; પ્રશ્નનો નિર્ણય સફળ રીતે થતો નથી. લીગ ઑફ નેશન્સ, યુનો વગેરે સંસ્થાઓનો ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે. ઉદારચિત્ત માનવપ્રેમી પુરુષોનું કોઈ સાંભળતું હોય એમ લાગતું નથી. સઘળા લોકો શાન્તિની વાતો કરે છે, છતાં ચિરંતન શાન્તિ સ્થાપી શકાતી નથી; કારણકે સૌ પોતપોતાની સ્વાર્થદૃષ્ટિએ જ જુએ છે અને પોતાને લાભદાયી નીવડે તેવા પ્રકારની શાન્તિ ઇચ્છે છે. સ્વાર્થવૃત્તિને પોષે તેવી શાન્તિ સ્થાપવા માટે સ્વાર્થને આડે આવનારનો સામનો કરવો પડે છે અને બન્ને વચ્ચે કલહ જાગે છે. આથી શાન્તિ સ્થાપવાના પ્રયત્નો અશાન્તિમાં પરિણમે છે. આ એક કડવી પણ સત્ય હકીકત છે. સૌનાં શાન્તિનાં માપ જૂદાં છે. યુદ્ધ, વર્ગવિગ્રહો વગેરેનું મૂળ કારણ આ સ્વાર્થદૃષ્ટિ જ છે. જગત ક્યે રસ્તે જઈ રહ્યું છે!

આનું કારણ શું? શાન્તિ અને પ્રેમના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરનારા પુણ્યશ્લોક મહાત્માઓએ પ્રેમનો અમર સંદેશ શું આપણને નથી સંભળાવ્યો? અહિંસાનાં મધુર ગીત તેઓએ આપણને નથી સંભળાવ્યાં? માનવદયાથી પ્રેરાઈ પ્રાણીમાત્ર પર અનુકંપા રાખવાનો ઉપદેશ જીસસ ક્રાઈસ્ટ, સોક્રેટીસ, મહાત્મા ગાંધી, મહમદ પયગંબર વગેરે માનવ દેવોએ આપણને આપ્યો છે અને સત્યને માર્ગે જવાની ભલામણ કરી છે. પણ ખેદની વાત છે કે સમાજને આવું તત્ત્વ

જ્ઞાન ગમતું નથી. માનવદૃષ્ટિ આપણે ખોઈ નાખી છે. માણસાઇ ભૂલાઇ ગઇ હોય એમ લાગે છે. નહિતર માણસો પર આટલો ત્રાસ ન હોય. સમાજને માણસાઇનો માર્ગ રુચિકર નથી લાગતો. સ્વાર્થને રસ્તે જનાર કોણ સુખી થયો છે? માનવતાના માર્ગે આપણે જતા હોત તો આપણી અધોગતિ ન થાત. એક જ પરમ પિતાનાં બાળકો છીએ, ભાઈ ભાઈ વચ્ચે પ્રેમ હોવો જોઈએ, એવો એવો સદુપદેશ આપતાં જગતનાં સઘળાં ધર્મશાસ્ત્રો સમદૃષ્ટિ પર ભાર મૂકે છે. પરંતુ વેરઝેર, અદેખાઇ, અભિમાન, ભેદબુદ્ધિ વગેરે વિષમ ગુણોએ મનુષ્યની બુદ્ધિને એટલી તો વિષમય અને ભ્રમિત બનાવી દીધી છે કે સમત્વદર્શન એ તો એક દુર્લભ આદર્શ જ રહે છે. સ્વાર્થના વમળમાં ભરાએલ વ્યક્તિ કે દેશને સત્યનું દર્શન કયાંથી થાય?

આવા સંયોગોમાં આપણું કર્તવ્ય શું? બાધારણીય દૃષ્ટિએ હિંદુસ્તાન સ્વતંત્ર થયું અને વર્ષોની ગુલામી ગઇ એ હર્ષની વાત છે. પરંતુ માનસિક ગુલામીની પકડમાંથી આપણે હવે મુક્ત થવાનું છે. માનસિક નબળાઇ આપણે દૂર કરવાની છે. ભેદભાવ, ઊંચ–નીચ બુદ્ધિ, વેરઝેર વગેરે વિષમય તત્ત્વોને દૂર કરી સહાનુભૂતિ, પ્રેમ, સહકાર, દયા, સમાનતા વગેરે ગુણો સમાજે કેળવવાના છે. તેનાં મીઠાં ફળ ચાખવાનાં છે. સમાજને આ ભયંકર વિષની અસરથી મુક્ત કરવા આપણે પુરુષાર્થ કરવાનો છે. કોમી ઝેર હજી ગયું નથી. એકબીજા પ્રત્યે શંકા અને અવિશ્વાસની લાગણી દૂર થઇ નથી. આપણો અરસપરસનો વ્યવહાર પણ અતિશુદ્ધ સરળ નથી. સમાજને સબળ બનાવવો હોય અને સ્વતંત્રતાનો સાચો આનંદ આપણે અનુભવવો હોય તો આપણે નિત્યનો વ્યવહાર સુધારવો જ પડશે. આપણા જીવનના સઘળા વ્યવહારની પરીક્ષા માનવતાના માપ વડે કરવાની રહેશે. ગામ કે દેશની દુષ્કાળ જેવી આફત એ આપણી જ આફત છે એમ સમજી સૌએ આફતનો સામનો કરવો પડશે. ઘરમાં, દુકાનમાં કે ગામમાં અનાજનો સંઘરો હોય અને સમાજનો ગરીબ વર્ગ અનાજની અછતને કારણે ભૂખે મરે એ વાત માનવ માર્ગે જતો સમાજ સહન ન કરે. પોતાના જ પેટનો વિચાર કરે એ વ્યક્તિ માણસ નથી. ગીતાજીના શબ્દોમાં કહીએ તો એ યજ્ઞશિષ્ટભુક્ નથી; એતો પાપ ખાય છે. भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात (૩-૧૩) સમાજના નીચલા વર્ગના માણસો પણ દેશની વિરાટ કાયાનું એક અગત્યનું અંગ છે એ આપણે ભૂલી જઇએ છીએ. શરીરનું એક પણ અંગ સડેલું હોય તો શરીરને સહન કરવું પડે તેમ તેવા સમાજને પણ જરૂર સહન કરવું પડે છે.

ટૂંકમાં, જે સંસ્કૃતિ માનવદૃષ્ટિ ભૂલી જાય છે તે સંસ્કૃતિ લાંબા કાળ સુધી ટકતી નથી. ભાવિ સંસ્કૃતિએ માનવતાનો વિચાર કરવાનો જ રહેશે. આપણે સાચા મનુષ્ય બનવું હોય તો નીતિના નિયમોને જીવનમાં વણી લેવા જ પડશે. જે ધર્મ આપણા નિત્ય જીવન–વ્યવહારમાં વણાયો ન હોય એ ધર્મની કંઇ કિંમત નથી. પ્રાતઃસ્મરણીય રાષ્ટ્રપિતા ગાંધીજી ભવ્ય જીવન જીવી ગયા. સમાજનું દરેક કામ તે માનવતાના માપથી જ માપતા. માનવદૃષ્ટિએ જ તેનું મૂલ્ય તેઓ આંકતા દેશના ઉજ્જ્વળ ભાવિ માટે આ માનવ–માર્ગ ગ્રહણ કરવાનો છે. જુદાજુદા વાદમાં ફસાવા કરતાં માનવવાદના સનાતન સિદ્ધાન્તોને નજર સમક્ષ રાખી આપણે વ્યવહાર આચરવાનો છે. સત્ય, અહિંસા, માનવપ્રેમ વગેરે સિદ્ધાન્તો ખાતર પૂ૦ મહાત્માજીએ જીવનભર પુરુષાર્થ કર્યો અને માનવ–માર્ગ પર નિશ્ચિંત અને અડગ પગલે આગળ વધતાં વધતાં જીવન–પ્રવાસ પૂરો કર્યો. જીવનને સુખી બનાવવું હોય તો આપણે પણ વિઘ્નોથી ડર્યા વિના એજ માર્ગ અપનાવવાનો છે. એ જ શિવપદ માર્ગ છે; કલ્યાણ સાધવાનું એ જ સાધન છે. પ્રભુ સૌને સન્મતિ આપે!

# પંડિતાઈનું બંધન

અનુવાદક
શ્રી જયન્તીલાલ મંગળજી ઓઝા

(ગતાંકથી આગળ)

૨૨ ધાર્મિક પુસ્તકો ઈશ્વર તરફ જવાનો રસ્તો માત્ર બતાવે છે. એક વખત તે રસ્તો જાણ્યા પછી પુસ્તકોનો શો ઉપયોગ? પછી તો એકાંતમાં ઈશ્વર સાથે સંબંધ જોડી આત્મિક ઉન્નતિ કરવાનું કામ બાકી રહે છે. બીજા શહેરમાં રહેતા કોઈ ભાઈ ઉપર પોતાને ઘેરથી કાગળ આવે છે કે અમુક અમુક ચીજો લાવી મોકલો. બજારમાં જઈ તે ચીજો વેચાતી લેતી વખતે તેને પેલા કાગળની જરૂર પડે છે. કઈકઈ ચીજો લેવાની છે, તે જાણવું જરૂરી હોવાથી તે કાગળ ખોવાઈ ગયો હોય તો મહેનત કરી શોધી કાઢવો પડે છે. પણ બજારમાંથી એ ચીજો ખરીદી લીધા પછી તે કાગળની જરાયે જરૂર રહેતી નથી.

ત્યારે કાગળની જરૂર ક્યાં સુધી! જ્યાંસુધી અંદરની વાત બરોબર જાણી ન હોય ત્યાંસુધી. એ જાણ્યા પછી તો અંદર લખેલી બધી ચીજો ભેગી કરવા તરફ જ લક્ષ્ય રહે છે. આ જ રીતે ધર્મશાસ્ત્રો આપણને ઈશ્વરસાક્ષાત્કારનો રસ્તો જણાવે છે, એટલે સાધનપથ દર્શાવે છે. એ જાણ્યા પછી ધ્યેય તરફ ...ી વધવાનું છે. ઈશ્વરદર્શન એ ધ્યેય છે.

...ા વિદ્યા દ્વારા આપણે ઈશ્વરને જાણીએ છીએ. ... ધર્મશાસ્ત્રો, તત્ત્વજ્ઞાન, તર્કશાસ્ત્ર, વ્યાકરણ ... આના જેવું બીજું બધું પોતાની મેળે તો મનને ભાર રૂપ છે અને તેને ગુંચવણમાં નાખે છે. જો આ સર્વ ઈશ્વર તરફ દોરી જાય તો જ તેનો સદુપયોગ કહેવાય. નહીં તો ગ્રન્થ એટલે ગ્રન્થિ-ગાંઠ.

૨૪ ઘણાનું માનવું છે કે પુસ્તકો વાંચ્યા વિના ઈશ્વરનું જ્ઞાન મેળવી શકાય નહીં. પરંતુ 'વાચન કરતાં શ્રવણ વધારે કીમતી, અને દર્શન અથવા સાક્ષાત્કાર એ શ્રવણથી પણ વધારે કીમતી. પુસ્તકના ખાલી વાંચન કરતાં ગુરુમુખે તત્ત્વજ્ઞાનનું શ્રવણ કરવું એ મન પર વધારે અસર કરે છે, પણ દર્શન થવાથી મન પર સૌથી વિશેષ અસર થાય છે. કાશી સંબંધી વાંચવા કરતાં જેણે કાશી જોયું છે તેને મોઢે તેનું વર્ણન સાંભળવું એ વધારે સારું; પણ સૌથી વધારે સારું તો નજરોનજર જોવું એ.

૨૫ માત્ર બે પ્રકારનાં માણસો આત્મજ્ઞાન મેળવી શકે છેઃ એક તો જેઓના મન પર પાંડિત્યનો બોજો નથી એ, એટલે કે બીજાઓની પાસેથી ઉછીના લીધેલા વિચારોથી જેઓનું મન ડોળાઈ ગયેલું નથી એ; અને બીજા જેઓએ બધાં ધર્મશાસ્ત્રો વાંચ્યા વિચાર્યાં પછી નિશ્ચય કરી લીધેલો છે કે પોતે કંઈ જાણતા નથી એ.

૨૬ લોકો ભૂલ અને વહેમ સંબંધી બોલે છે અને પોતાના પુસ્તકીયા જ્ઞાનનું અભિમાન કરે છે; પરંતુ ખરા ભક્તને તો એમ જ લાગે છે કે ભગવાન તેને સહાય કરવાને સદૈવ તત્પર છે. જો તે થોડા વખત ખોટે રસ્તે ચડી જાય, તો તેમાં કંઈ ખાટું-મોળું થઈ જતું નથી. તેને શાની જરૂર છે તે ઈશ્વર જાણે છે અને છેવટે તો તેની બધી ઈચ્છાઓ પૂરી થાય છે.

૨૭ બે મિત્રો એકવાર કોઈ આંબાવાડીઆમાં ગયા. એકનામાં દુનિયાદારીનું ડહાપણ વધારે પ્રમાણમાં હતું, તે તો તરત જ, કેટલા આંબા છે, બધા આંબા પર કેટકેટલી કેરી છે; બધી મળીને કેટલી કેરી થાય, અને એ હિસાબે આંબાવાડીઆની કેટલી કિમ્મત ગણાય—એવાએવા વિચારો કરવા લાગ્યો. બીજો તો તેના માલીકની પાસે પહોંચ્યો, તેની સાથે દોસ્તી બાંધી અને પછી માલીકના આગ્રહથી આંબા પરથી કેરીઓ તોડી ખાવા લાગ્યો. તમારા અભિપ્રાય પ્રમાણે આ બેમાંથી ખરો ડાહ્યો કોણ? કેરી ખાઓ, તો રસની મજા આવશે. ઝાડ ગણવાં, પાંદડાં ગણવાં, બીજી ગણત્રીઓ કરવી—એથી શો ફાયદો? પોતાની બુદ્ધિનો ગર્વ કરનારો માણસ 'સૃષ્ટિ શા માટે?' 'સૃષ્ટિ કેમ?' એવા પ્રશ્નોનો જવાબ શોધવામાં નાહક સમય ગુમાવે છે; જ્યારે ખરો બુદ્ધિશાળી વિનમ્ર માણસ પરમેશ્વરની સાથે સંબંધ જોડે છે, અને શાશ્વત આનન્દની મજા માણે છે.

૨૮ જ્ઞાનની અધિષ્ઠાત્રી મારી દેવી મા તરફથી મળતા પ્રકાશના એક કિરણમાં મહાપંડિતને પણ ઝાંખા-ઝપ કરી દેવાની શક્તિ છે; પછી એ પંડિત જમીન ઉપર ચાલતા કીડા જેવો નગણ્ય દેખાય છે.

૨૯ ગીતા-ગીતા એમ ઝડપથી બોલો.—ગી-તા-ગી-તા—ગીતા-ગી-તાગી. છેવટે ગીતા શબ્દનો બની જાય છે 'તાગી.' 'તાગી'—ત્યાગી એટલે જેણે ઈશ્વરાર્થે બધું ત્યાગ્યું છે એ. આ રીતે ગીતા એક શબ્દમાં ઉપદેશ આપે છે કે, 'ઓ સંસારાસક્ત જીવો! બધું ત્યાગીને ઈશ્વર ઉપર મન સ્થિર કરો.

# અધ્યાત્મ ભાગવત

લેખકઃ
સ્વામી માધવતીર્થ

## શ્રીકૃષ્ણજન્મ

( ગતાંક પૃષ્ઠ ૫૨૯ થી ચાલુ )

શ્રીકૃષ્ણનો જન્મ સાધારણ માણસની માફક થયેલ નથી. પહેલાં તે વસુદેવજીના મનમાં પધારેલ છે. (૧૦-૨-૧૬) તે વખતે વસુદેવજી સૂર્યના જેવા દેખાતા હતા. પછી એ તેજ દેવકીજીએ પોતાના વિશુદ્ધ મનથી ધારણ કર્યું. જેમ પૂર્વ દિશા ચંદ્રને ધારણ કરે છે એવી દશા તેમની તે વખતે હતી (૧૦-૨-૧૮).

ભગવાનનો અવતાર પોતાના કામ માટે થતો નથી પણ લોકોના કલ્યાણ અર્થે થાય છે. જીવનો જન્મ પોતાના કર્મના બંધનથી થાય છે. ભગવાનના મુખારવિંદની આસપાસ તેજનું કુંડાળું બનાવવામાં આવે છે. સાધારણ જીવના મુખની આસપાસ એવું કાંઈ હોતું નથી. તે એમ બતાવે છે કે ભગવાનનું શરીર કોઈ દિવ્ય તેજમાંથી તૈયાર થાય છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં પણ કહેલું છે કે જે યોગીનું શરીર તેજોમય હોય છે તેમાં રોગ, ઘડપણ કે મૃત્યુ આવતાં નથી. સો ટચના સોનામાંથી ઘાટ થાય નહિ પણ તેમાં ૩ ટકા જેટલું ત્રાંબુ અથવા રૂપું ભેળવ્યું હોય તો તેમાંથી ઘાટ થાય. તેવી જ રીતે શુદ્ધ બ્રહ્મ કે જે ૧૦૦ ટચના સોના જેવું છે તેમાંથી અવતાર થાય નહિ પણ તે પોતામાં અલ્પ માયા સ્વીકારે ત્યારે અવતારને યોગ્ય સ્વરૂપ તૈયાર થાય. એ બાબત નવમા સ્કંધને અંતે પણ જણાવેલ છે. (૯-૨૪-૫૭). આ ભાવને આધિભૌતિક અથવા ઐતિહાસિક કથા માનવામાં આવે છે. ભાગવતમાં અમુક વર્ષો પહેલાં યયાતિ રાજાના મોટા પુત્ર યદુના વંશમાં વસુદેવજીને ત્યાં અવતર્યા હતા અને મહાભારતના યુદ્ધ વગેરેમાં તેમણે ભાગ લીધો હતો અને બીજાં કેટલાંક દિવ્ય કર્મ કરી બતાવ્યાં હતાં, એવો ઈતિહાસ સામાન્ય કોટિના માણસોને પોતાનું જીવન સુધારવામાં બહુ ઉપયોગી છે તેથી તેમને માટે આપણાં શાસ્ત્રોમાં ઈતિહાસની દૃષ્ટિ રાખેલ છે.

ભક્તો એમ માને છે કે ભગવાન એ માત્ર ઐતિહાસિક તત્ત્વ હોઈ શકે નહિ. ભગવાન એ નિત્ય વસ્તુ છે, તેથી કોઈ ભક્તને હમણાં આજે અથવા ચાલુ કાળમાં શ્રીકૃષ્ણનાં દર્શન કરવાં હોય તો તે રૂપે પણ ભગવાન ભક્તોને દર્શન આપે છે. એ ભગવાનનું આધિદૈવિક સ્વરૂપ છે અને તે લાગણીપ્રધાન ભક્તોને આનંદ આપે તેવું છે.

એથી જુદી પ્રકૃતિવાળા જ્ઞાનીપુરુષોને ભગવાન આત્મારૂપે અનુભવ આપી શકે છે. તેને ભગવાનનું અધ્યાત્મ સ્વરૂપ કહે છે. તેઓ દેશ-કાળનાં બંધન બહુ માનતા નથી. એવી હકીકત પણ ભાગવતમાંથી મળી આવે છે. દૃષ્ટાંત તરીકે ૧૨ મા સ્કંધમાં ત્રીજા અધ્યાયમાં શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે (૧૨-૩-૧૦) યયાતિ વગેરે જે રાજાઓની કથા મેં તમને કહી તે જ્ઞાન અને વૈરાગ્યનું વર્ણન કરવાની ઈચ્છાથી સંભળાવેલ છે પણ એ બધો વાણીનો વિલાસ માત્ર છે. પરમાર્થથી એ સાચી નથી (૧૦-૩-૧૪).

મહાભારતનાં ઘણાં પાત્રોનો જન્મ પણ સાધારણ માણસની માફક થયેલ નથી તેથી એ સાચો ઈતિહાસ હશે કે નહિ તે વિષે વિદ્વાનોમાં શંકા જેવું છે. શ્રીકૃષ્ણનું નામ અને દેવકીજીનું નામ મહાભારતના પહેલાં રચાયેલ વેદમાં મળી આવે છે. એટલું જ નહિ પણ પુરાણોમાં આવેલી ઘણી કથા વેદ-વેદાન્ત ઉપરથી પુરાણોમાં જોડવેલી હોય એમ જોવામાં આવે છે. શ્રીમદ્ વલ્લભાચાર્યે પણ ભાગવતની મુખ્ય ભાષાને સમાધિભાષા કહેલ છે. વળી હવે પછી જ્યાંજ્યાં શ્રીકૃષ્ણનાં પરાક્રમોની વાતો આવશે તેમાં લગભગ બધે ઠેકાણે ઐતિહાસિક ભાવ કરતાં અધ્યાત્મભાવ વધારે સાચો હોય એમ માલુમ પડે છે. પણ ઘણા માણસોને અધ્યાત્મભાવ સમજવો બહુ મુશ્કેલ પડે છે. જેઓની આંખો સંસારનાં રૂપોથી ઘેરાઈ ગઈ હોય છે તેમને દૃષ્ટિમાં આવે તેવા ભગવાન જોઈએ છે. નિર્ગુણ બ્રહ્મને મુખ કે મસ્તક નથી તેથી તેના ઉપર પ્રેમ કરી શકાય તેવું નથી. ખરાબ વિચારો દૂર કરવા માટે સારા વિચારોની જરૂર છે અને એવા સારા વિચારો ભગવાનના અવતારના અને તેનાં પરાક્રમોનાં વર્ણન વાંચવાથી જ આવે છે. જે માણસોમાં દેહનું અભિમાન છે. તેમને દેહવાળા સગુણ ભગવાનથી જ આનંદ મળી શકે છે. તેથી ગીતામાં ત્રણ પ્રકારના કૃષ્ણ નજરે પડે છે. જેઓને ઐતિહાસિક તત્ત્વ ગમે છે તેમને માટે રાજદ્વારી નીતિમાં કુશળ એવા કૃષ્ણ દેખાય છે. ભક્તોને પ્રેમ કરી શકાય એવા કૃષ્ણ તેમાં જણાય છે અને જ્ઞાની પુરુષોને કૃષ્ણના જ્ઞાનમાં બ્રહ્મજ્ઞાન માલુમ પડે છે.

તેથી શ્રીકૃષ્ણે ખરેખર અવતાર લીધો હતો કે નહિ એ પ્રશ્ન બરાબર નથી. તેમના જીવનમાંથી અને જ્ઞાનમાંથી દરેક માણસને પોતાની ઉન્નતિનું સાધન મળી શકે છે. ભગવાન વસુદેવરૂપી શુદ્ધ સત્ત્વમાં પ્રકટ થયેલ છે. શુદ્ધ સત્ત્વમાં રજોગુણ અને તમોગુણની બીલકુલ સત્તા રહેતી નથી. એ દશા કેવી હશે તે રજોગુણ અને તમોગુણથી મિશ્રિત સત્ત્વગુણવાળા માણસો સમજી શકે તેવું નથી. રજોગુણ અને તમોગુણમાં અવિદ્યાશક્તિ વધારે પ્રમાણમાં રહે છે. તે કંસનું સ્વરૂપ છે. તેને જે ગુણથી જીતી શકાય તે શુદ્ધ સત્ત્વગુણ કહેવાય છે. અંબાજીના ભક્તો એમ માને છે કે અંબાજી કુંવારાં છે અને અંબાજી કહે છે કે જે મને જીતે તેને હું પરણું છું. એટલે જે ચૈતન્ય માયાને જીતે તેને માયા પરણે. એટલે તે વખતે માયા બ્રહ્મરૂપ થાય છે. બ્રહ્મ તો બ્રહ્મ છે જ, પણ માયાને બ્રહ્મરૂપ કરવી એ મોટામાં મોટો યોગ છે. શ્રીકૃષ્ણ અને કંસ ફક્ત એક જ વાર મળેલા છે અને જ્યારે મળ્યા ત્યારે કંસનો નાશ થયો છે. અંધારું અને અજવાળું ભેગું થાય ત્યારે અંધારું અજવાળાનું રૂપ લે છે.

જે જીવ જગતમાં ગોવિંદનું અનુસંધાન કરી શકે તે જીવનો ગુણમય દેહ ક્ષીણ થઇ જાય છે અને હૃદય શુદ્ધ થાય છે. એવું હૃદય ભગવદ્-આકારે પરિણામ પામે છે. તે વખતે નવા સંસ્કાર હૃદયમાં પડે છે. તે સંસ્કાર સ્વરૂપપ્રાપ્તિનું સાધન બને છે. ભક્તિમાર્ગમાં એમ માનેલું છે કે ભક્તના પ્રેમ પાસે ભગવાન પોતાનું સ્વરૂપ છોડી દે છે તેથી ભગવાન અવતાર લઇ શકે છે અથવા સાધારણ માણસ જેવા પણ બની શકે છે. જ્ઞાનમાર્ગમાં એમ માનેલું છે કે જે વસ્તુનો જે સ્વભાવ હોય તે તે છોડે નહિ. તેથી શુદ્ધ બ્રહ્મનો અવતાર થાય નહિ પણ માયાવિશિષ્ટ બ્રહ્મ સર્વશક્તિ માન છે.

ઇતિહાસની દૃષ્ટિએ જોઇએ તો વિક્રમના સંવત પહેલાં યુધિષ્ઠિરનો સંવત ચાલતો હતો. તે પહેલાં મનુનો સંવત કદાચ હશે. અને તે પહેલાં મનુના પિતા બ્રહ્મા હતા. મનુના જીવન સુધી ૨૪ કલાકનો દિવસ અને ૩૦ દિવસનો મહિનો અને ૧૨ મહિનાનું વર્ષ કદાચ હશે પણ બ્રહ્માનાં દિવસ અને રાત્રિ મનુની સાથે મળતાં આવતાં નથી. માણસનાં ૩૬૦ વર્ષ થાય ત્યારે દેવોનું એક વર્ષ થાય છે. દેવોનાં ૧૨૦૦૦ વર્ષ થાય ત્યારે ૧ ચતુર્યુગી થાય છે અને ૭૧ ચતુર્યુગીનો ૧ મન્વન્તર થાય છે એમ શ્રીમદ્‌ભાગવતમાં લખેલ છે. તેથી મનુનો સંવત્સર, દેવોનાં વર્ષ અને બ્રહ્માનો દિવસ એ બાબતમાં કાળનો મેળ નથી. તેથી મનુ કે દેવો બ્રહ્માના દિકરા થઇ શકે નહિ. કાન્તિલાલનો દિકરો ચુનીલાલ થાય અને કાન્તિલાલનું વર્ષ જુદું હોય અને ચુનીલાલનું વર્ષ જુદું હોય તો તેમ બને નહિ. વળી બ્રહ્માના બાપ પરમેશ્વર, તેમના વચ્ચે પણ કાળનું માપ સરખું નથી.

પહેલાં બધું ઇશ્વરરૂપ હતું. તેમાંથી બ્રહ્માંડ થયું, તેમાં વિરાટે પ્રવેશ કર્યો, પછી પ્રજાપતિઓ જન્મ્યા, પછી આદિત્ય અને વસુ વગેરે દેવો થયા. પણ આદિત્ય એટલે સૂર્ય આવ્યા પહેલાં દિવસ અને રાત્રિ શી રીતે ગણવાં અને ઇતિહાસ કેવી રીતે ગણવો તેનો ખુલાસો મળી શકતો નથી.

શ્રીકૃષ્ણના પિતા વસુદેવ, વસુદેવ યદુવંશમાં થયા. યદુના પિતા યયાતિ, તેમના પિતાના પિતા પુરૂરવા, તેમના પિતાના પિતા મનુ, મનુના પિતા બ્રહ્મા અને બ્રહ્મા શ્રીનારાયણની નાભિમાં ઉત્પન્ન થયેલ કમળમાંથી નીકળ્યા. એમ શાસ્ત્ર આધારે માની શકાય, પણ ઉપર જણાવ્યા પ્રમાણે કાળની ગણત્રીનું પ્રમાણ મળતું નથી; જેથી શ્રીકૃષ્ણને ઇતિહાસની અંદર લાવવા કરતાં તે નિત્ય બ્રહ્મસ્વરૂપ છે એમ માનવું એ વધારે સારું છે. એકાદશ સ્કંધને અંતે (૧૧-૨૯-૪૯) શુકદેવજી એમ કહે છે કે શ્રીકૃષ્ણ સંજ્ઞાવાળા પરમશ્રેષ્ઠ આદિ પુરુષને હું પ્રણામ કરું છું. એ ઉપરથી એમ જણાય છે કે શ્રીકૃષ્ણ એ આદિપુરુષની સંજ્ઞા છે. વળી બારમા સ્કંધના ૧૧ મા અધ્યાયમાં કહે છે કેઃ—

૧. માયા એ ભગવાનની વનમાલા છે.
૨. ૐકાર એ ભગવાનનું યજ્ઞોપવીત છે.
૩. સાંખ્ય અને યોગ એ ભગવાનનાં કુંડલ છે.
૪. બ્રહ્મપદ એ મુકુટ છે.
૫. મૂળ પ્રકૃતિ એ શેષનાગ રૂપી આસન છે.
૬. સત્ત્વગુણ એ પદ્મ છે.
૭. પ્રાણતત્ત્વ એ ગદા છે.
૮. જલતત્ત્વ એ શંખ છે.
૯. આકાશ એ ખડ્ગ છે.
૧૦. તેજસ્તત્ત્વ એ સુદર્શનચક્ર છે.
૧૧. અંધકારરૂપ ચર્મ એ ઢાલ છે.
૧૨. કાળ એ ધનુષ છે.

૧૩. કર્મ એ તીર છે.

૧૪. ઈંદ્રિયો એ બાણ છે.

૧૫. મન તેમનો રથ ચલાવે છે.

૧૬. તન્માત્રા રથનો બહારનો ભાગ છે.

૧૭. વેદત્રય એ ગરુડ છે.

૧૮. આગળ ભગવાનના પાર્ષદ છે.

૧૯. અણિમાદિ આઠ સિદ્ધિ એ ભગવાનના દ્વારપાળ છે.

૨૦. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય છે.

આ પ્રમાણે અંગ, ઉપાંગ, આયુધ અને આભુષણો યુક્ત ચતુર્વ્યૂહરૂપ ષડૈશ્વર્ય સમ્પન્ન ભગવાન શ્રી હરિ (વિશ્વ તૈજસ પ્રાજ્ઞ અને તુરીય રૂપ ધારણ કરે છે. તેનું પ્રમાણ શ્લોક ૧૨-૧૧-૨૩ માં છે. તેથી વાસુદેવ એ વિશ્વરૂપ અથવા જાગ્રત અવસ્થાનું બ્રહ્મ સ્વરૂપ છે પણ કથાની રચના એવી છે કે જાણે કે બધું ઇતિહાસની માફક બન્યું હોય તેવી રીતે પણ સમજી શકાય છે. એ મૂળ લેખક ભગવાન વ્યાસની લેખનશક્તિની કળા છે. ગુજરાતમાં સરસ્વતીચંદ્રની પ્રખ્યાત નવલકથા છે. તે ખરેખર બની હોય એમ ઘણાને લાગે છે અને તપાસ કરતાં એમ લાગે છે કે તેમાંના ઘણા બનાવો બન્યા હતા. પણ તે બધા એક કથાના રૂપમાં આપવા એમાં લેખકની બુદ્ધિની કળા છે. સરસ્વતીચંદ્ર એ ગોવર્ધનરામભાઈ પોતે હતા. ગુણસુંદરીનું પાત્ર એમણે પોતાની પુત્રી લીલાવતીમાંથી લીધું હતું. વાડામાં લીલા એ વિરમગામ પાસેનું તળાવ જોઈને લખેલી અને અને કુમુદનું નદીમાં તણાવું એ ઉત્કંઠેશ્વર મહાદેવની જગ્યા જોઈ લેખકને સ્ફૂર્યું વગેરે વગેરે. તેવી જ રીતે ભગવાને શ્રીકૃષ્ણરૂપે ઘણા ભક્તોને દર્શન આપી અનેક સંકટમાંથી જરૂર બચાવ્યા હશે અને હજુ પણ ભક્તોને તેવી મદદ આપે છે. એ બધા બનાવોને એક કથારૂપે ગોઠવી દેવા તેમાં વ્યાસ ભગવાનની ઉત્તમ બુદ્ધિ જણાય છે. આટલું સમજ્યા પછી શ્રીકૃષ્ણનો જન્મ અને તેમનું ચરિત્ર વગેરે બરાબર સમજવામાં આવી શકશે.

ઉપર કહ્યું તેમ શ્રીકૃષ્ણનો જન્મ અને મહાભારતનાં ઘણાં પાત્રોનો જન્મ માણસની પેઠે થયેલ નથી. તેથી તેમાં માત્ર ઈતિહાસની દષ્ટિ રાખવાથી ખરું તત્ત્વ હાથ લાગે તેવું નથી. બારમા સ્કંધમાં પણ શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે "ઇતિહાસની કથાઓ એ તો માત્ર વાણીનો વિલાસ છે." તેમાં માત્ર ભગવાનના ગુણાનુવાદ યાદ રાખવા જેવા છે અને તે જ બધા અમંગળોને નષ્ટ કરનાર છે. (૧૨-૩-૧૫) સામાન્ય વ્યવહારમાં માણસોને માયાની સત્તા જણાય છે, કારણ કે માણસોને ભગવાનની શક્તિનો પરિચય થયો નથી. પણ જે ભક્તો ભગવાનનું અનુસંધાન રાખીને જીવન ગાળે છે તેમને રોજ પોતાના વ્યવહારમાં શ્રીકૃષ્ણચરિત્રના જેવા બનાવોનો અનુભવ થાય છે અને ભગવાનના દિવ્ય ગુણોનો પરિચય મળે છે. તેથી શ્રીકૃષ્ણચરિત્રનો રોજ અનુભવ લેવો જોઈએ. પાંચ હજાર વર્ષ પહેલાં શ્રીકૃષ્ણચરિત્ર પૂરું થઈ ગયું એમ માનવામાં પૂરો લાભ મળી શકશે નહિ. શ્રીકૃષ્ણ એ અદ્વૈત બ્રહ્મતત્ત્વ છે. તેથી અભેદભાવે જીવન ગાળવું જોઈએ. એવો કોઈ દ્વેષ નથી કે જે ભેદથી ઉત્પન્ન ન થાય, અને એવો કોઈ ગુણ નથી કે જે અભેદથી ઉત્પન્ન ન થાય. એવા ગુણાનુવાદ દર્શાવવા માટે જ વ્યાસ ભગવાને આપણી પાસે શ્રીકૃષ્ણચરિત્ર મૂકેલ છે અને જેમજેમ દશમ સ્કંધની લીલાનું વર્ણન આવશે તેમતેમ તેનો પરિચય મળતો જશે.

સમષ્ટિના ઉદ્ધાર માટે પણ ભગવાનનો અવતાર થઈ શકે છે. દેવો અને બ્રહ્મા એ સમષ્ટિના અભિમાની હોવા છતાં ભક્તો છે અને પ્રેમ પાસે નેમ રહેતો નથી તેથી તેમની પ્રાર્થનાથી ભગવાન અવતાર લઈને પણ આવી શકે. પણ એટલું જ ભગવાનનું તત્ત્વ માનવાથી અને તેને ઈતિહાસમાં લાવવાથી ભગવાનનું ખરું સ્વરૂપ સમજાશે નહિ. દશમ સ્કંધની રચના જોતાં એમ જણાય છે કે પહેલાં ભક્તોને લાયક આધિદૈવિક બ્રહ્મસ્વરૂપ બનાવેલ છે, તે ભક્તોનાં સંકટ દૂર કરે છે. અને પ્રેમ આપે છે. તે હકીકત રાસલીલા સુધી આવે છે, તેથી રાસલીલાનાં પ્રકરણો તામસફળપ્રકરણ કહેવાય છે. એટલે ત્યાં માત્ર અનુગ્રહથી, સાધન વગર ફળ આપેલ છે. તે પછી રાજસફળપ્રકરણો આવે છે, તેમાં શ્રીકૃષ્ણના ૧૬૧૦૮ સ્ત્રીઓ (ભક્તો) સાથે વિવાહ વગેરે આવે છે. તે પછી સાત્વિક ભક્તો, સુદામા, યુધિષ્ઠિર, વસુદેવ વગેરેની કથા આવે છે અને છેવટે વેદસ્તુતિમાં નિર્ગુણ બ્રહ્મનો પ્રશ્ન પરીક્ષિત રાજા ઉત્પન્ન કરે છે. માણસના જીવનમાં પણ ઘણા માણસો ત્રણ ગુણવાળી માયામાં પડયા હોય છે, તેમને માટે ત્રણ

ગુણવાળાં પ્રકરણો ઉપયોગી છે. જેઓને બહુ વૈરાગ્ય હોય તેમને માટે દશમ સ્કંધમાં વેદસ્તુતિથી શરૂ કરીને એકાદશ સ્કંધ અને બારમા સ્કંધના અધ્યાય ૪-૫-૬ ઉપયોગી છે. નિર્ગુણ તત્ત્વ સમજવા માટે મહાત્માઓની મદદની જરૂર પડે છે તેથી વસુદેવના યજ્ઞ વખતે શ્રીકૃષ્ણ વસુદેવને કહે છે કે મારા કરતાં આ મુનિઓને અધિક માનજો. ઉપાસનામાં ભેદબુદ્ધિ રાખનાર પુરુષનું અજ્ઞાન નાશ પામતું નથી પણ જ્ઞાની મહાત્માઓ એક મુહૂર્તની સેવાથી પણ અજ્ઞાનનો નાશ કરી દે છે. (૧૦-૮૪-૧૩) વળી વેદસ્તુતિના અધ્યાયની પહેલાં શ્રુતદેવ બ્રાહ્મણને પણ ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે "સાધુગણ માત્ર દૃષ્ટિથી જ પવિત્ર કરી આપે છે, તેમના પૂજનથી મારું પૂજન થઇ જાય છે. (૧૦-૮૬-૫૭). આ પ્રમાણે કહેવાનું કારણ એ છે કે તે પછી જે નિર્ગુણ બ્રહ્મની વાતો આવવાની છે તે તેમના દ્વારા જ સમજી શકાશે.

દેવકીજી એ સદ્‌વિદ્યાનું સ્વરૂપ છે (૧૦-૨-૧૯). તેમણે દેહરૂપી કારાગૃહમાં વિદ્યાના પ્રતાપથી અને શુદ્ધ સત્ત્વગુણરૂપી વસુદેવ સાથે સંબંધ થવાથી ભગવાનનો .વતાર પોતાના શરીરની અંદર ધારણ કરેલ છે. તે .ે તેમના શરીરની કાન્તિ દિવ્ય બની ગઇ હતી. તે .ન્તિ જોઇને કંસને એમ લાગ્યું કે આ વખતે આના .ર્ભમાં જરૂર મારા પ્રાણ હરનાર હરિએ પ્રવેશ કર્યો કારણ કે પહેલાં આવી તેજસ્વી તે દેખાતી નહોતી. હવે હરિના નાશનો તરત ઉપાય કરવો જોઇએ. માણસની અંદર પણ જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારે આસુરી પ્રકૃતિને તે બનાવ ગમતો નથી અને વેર લેવા માટે તે પ્રકૃતિ બમણું જોર કરે છે. તેથી ઘણા સાધક ગભરાય છે. એ બધી કંસની સેના છે. જ્યાંસુધી બધા દોષ જીતી ન શકાય ત્યાંસુધી બ્રહ્મસંબંધ થતો નથી. તેને માટે બે રસ્તા નીચે પ્રમાણે છેઃ—

૧. પ્રકૃતિના ધર્મોથી આત્મા નિત્ય અસંગ છે એમ જ્ઞાનદૃષ્ટિથી દૃઢ કરી લેવું અથવા

૨. દૈવી પ્રકૃતિનું જોર બહુ જ વધારવું અને તેની મદદથી આસુરી પ્રકૃતિને જીતવી.

પહેલી રીતને જ્ઞાનમાર્ગ કહે છે, બીજી રીતને યોગમાર્ગ કહે છે કોઇ વાર બન્ને રીતનો ઉપયોગ કરવો પડે છે. એ બન્ને ભાઈ છે. જ્ઞાનમાર્ગમાં બળરામજી વધારે ઉપયોગી થાય છે. યોગમાર્ગમાં શ્રીકૃષ્ણ વધારે ઉપયોગી થાય છે. બીજી રીતમાં ભગવાનના અનુગ્રહની જરૂર પડે છે. કારણ કે જીવ પોતાની શક્તિથી બધા દોષને જીતી શકતો નથી. સમાજમાં પણ જ્યારે આસુરી પ્રકૃતિ વધી જાય છે અને કોઇ માણસો સમાજને બરાબર સુધારી શકતા નથી ત્યારે ભગવાનના અવતારની જરૂર પડે છે.

ભગવાન શાશ્વત રસરૂપ છે. એવા સનાતન રસની ભક્તિ કરવાથી જ જીવન સુધરે છે, પણ હાલના જમાનામાં સામાજિક નિયંત્રણનાં બળો સમસ્ત જીવનને એવાં જકડી રહ્યાં છે કે ઘણા માણસોને અનિત્ય રસમાં જ આનંદ લાગે છે. આ કંસનું જીવન છે. જ્યારે કંસ જેવી પ્રકૃતિને જીતવી હોય ત્યારે ભગવાનના અનુગ્રહની જરૂર પડે છે અને જીવની શરણાગતિની જરૂર પડે છે. શરૂઆતની ભક્તિમાં જાણે કે કૂવામાંથી પાણી હાથે ખેંચી કાઢવાની માફક જીવનો પુરુષાર્થ જરૂરનો છે, પછી ભક્તિ વધે ત્યારે પવનચક્કીની મદદથી અથવા કોશની મદદથી પાણી મેળવવા જેવું થાય છે એટલે જીવના પુરુષાર્થની સાથે ગુરુની મદદ મળવી જોઈએ. તે પછી તળાવમાંથી વહેતો ઝરો બનાવ્યો હોય અને ચાલુ પાણી મળ્યા કરે તેમ જીવનો પુરુષાર્થ ઓછો થાય છે અને ભગવાનનો અનુગ્રહ શરૂ થાય છે. ઉત્કૃષ્ટની ભક્તિમાં વાદળાંમાંથી જેમ વરસાદ આવે અને પાણી માટે જીવને કાંઇ કરવું ન પડે તેમ જીવના પુરુષાર્થ વગર ભગવાનનો અનુગ્રહ ચાલુ મળ્યા કરે છે. તેથી ભક્તે નિરાશ થયા વગર આગળ વધવું જોઈએ. શરૂઆતથી એમ માની ન બેસવું કે બધું કામ ભગવાન કરી આપશે, એવી ભાવનામાં પ્રમાદ આવી જશે. માત્ર છેલ્લી દશામાં જ્યારે અનન્ય ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે ભગવાન ભક્તનું બધું જીવન સંભાળી લે છે જ્યારે રાજાની સ્વારી નીકળે છે ત્યારે રાજા હમેશાં પાછળથી દેખાય છે, પહેલાં તેના નોકર વગેરે દેખાય છે.

લાકડું છોલાય છે ત્યારે તેમાંથી બારીબારણાં બને. તેવી જ રીતે જ્યારે કંસરૂપી અહંકાર અને તેની સેનાનો પરાભવ થાય છે ત્યારે ભગવાનનો પ્રેમ મળે છે. બજારમાંથી જે વસ્તુ જોઇએ તે માટે વેપારીએ જે ભાવ રાખ્યો હોય તે આપીએ તો જ તે વસ્તુ મળે છે. તેથી

માણસની અંદર કંસના જેવી પ્રકૃતિ ઉત્પન્ન થાય તે તેની કસોટી માટે છે. શ્રીકૃષ્ણના જન્મ વખતે કંસને નિદ્રા આવતી ન હોતી. તેને હરિને મારવાની ઇચ્છા હોવાથી ઊઠતાં-બેસતાં, ખાતાંપીતાં હરિની ચિંતા લાગી હતી તેથી બધું જગત હરિમય લાગવા માંડયું હતું.

દેવકીજીની અંદર દિવ્ય તેજ પ્રગટ થયુ તે વખતે નારદ વગેરે મુનિઓ સહિત અને દેવો સહિત શ્રી બ્રહ્મા અને મહાદેવ દેવકીજીના નિવાસસ્થાનમાં આવ્યા અને મધુર વચનોથી શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા. આ સ્તુતિને ગર્ભસ્તુતિ કહે છે. તેમાં ઘણું અધ્યાત્મ રહસ્ય સમાયેલું છે. તે બરાબર સમજાય તો દશમ સ્કંધ સમજવામાં બહુ સરળતા પડે છે. જ્યારે શ્રીકૃષ્ણનો વિવાહ ૧૬૧૦૮ સ્ત્રીઓ સાથે અને ગોપીઓ સાથે રાસલીલાનો પ્રસંગ આવશે ત્યારે મૂળ પુરુષ (શ્રીકૃષ્ણ) કોણ હતા, કેવા હતા, તે જાણવાની જરૂર પડશે. તે માટે ગર્ભસ્તુતિમાં આપેલ ભગવાનનું સ્વરૂપ સમજવાની જરૂર છે. તે આવતા અંકમાં આવશે. ~

અવતાર વિષ્ણુના થાય છે, શંકરના થતા નથી. કારણ કે વૈષ્ણવી માયા સ્થિતિ આપે છે અને શંકરની માયા સંહાર કરે છે અથવા જ્ઞાન આપે છે. બ્રહ્મા માયા ઉત્પન્ન કરે છે, તેથી માત્ર વિષ્ણુના જ અવતાર માનવામાં આવેલ છે. આપણે સ્વપ્નમાં કાંઇક સ્થિતિ તે વખતે દેખીએ છીએ તે વૈષ્ણવી માયા છે. સ્વપ્ન સમેટાઈ જાય તે વખતે શંકરની માયા કામ કરે છે. ફરીથી જીવને જાગ્રત અવસ્થાનું અભિમાન આવે અને જાગ્રતમાં સ્થિતિ થાય તે વૈષ્ણવી માયા છે. યોગવાસિષ્ઠમાં ગાધિ બ્રાહ્મણને એક મિનિટની ડુબકીમાં વિષ્ણુ ભગવાને ૬૦ વર્ષનો પરિચય આપ્યો તે વૈષ્ણવી માયાને લઇને થયું હતું. વૈષ્ણવી માયા વ્યાવહારિક સત્તાવાળી છે, અથવા નિદ્રાવાળી છે એટલે અજ્ઞાની વ્યવહારમાં સ્થિતિ આપે છે, જ્ઞાનીને આત્મામાં સ્થિતિ આપે છે. શાંકરી માયા પણ બે પ્રકારની છે. દોષને નાશ કરવા માટે તેની જરૂર પડે છે અથવા જ્ઞાનની ઉત્પત્તિ માટે તેની જરૂર પડે છે. શંકર માયાથી અસંગ રહીને પોતાનો પ્રભાવ બતાવે છે તેથી શંકરના મંદિરોમાં પાર્વતીજી જુદાં રાખવામાં આવે છે. વૈષ્ણવ મંદિરોમાં માયા અને ભગવાન સાથે જોવામાં આવે છે એટલે વ્યવહારમાં પણ ભગવાનનાં દર્શન કરતાં એવી સૂચના વૈષ્ણવી માયામાંથી મળે છે.

ॐ

જ્યારે જ્યારે આપણા મનની શીતલતા ઘટ-મિજાજ જાય ત્યારે પારકો દોષ કે વાંક જોયા વિના પોતાની અશાંતિનું જ કારણ શોધી કાઢવું. આપણું મન આપણા કબજામાં નથી રહેતું અને શોક-મોહ-ક્રોધ સેવે છે, તો સામાનું મન જે તેના કબજામાં પણ નથી તે આપણા કબજામાં શી રીતે આવે? અને આપણી ઇચ્છા પ્રમાણે શી રીતે ચાલે? આટલી વાત સમજી રાગદ્વેષ છોડી શાંતિથી પોતાને સારું લાગે તે કર્યે જવું અને તેમાં વિઘ્ન ઓછાં આવશે.

×

જ્યારે દુનિયાના બાહ્યતી ન્યાયાધીશનો સમન્સ બજે છે ત્યારે આપણે દાખલા-દલીલો, સહી-સાક્ષીઓ અને લેખિત પાવતી પહોંચો વગેરેની તૈયારી કરીએ છીએ, અને નિર્દોષ ઠરવા-ગુન્હામાંથી બચવા કચેરીમાં હાજર થઇએ છીએ; તો આખા વિશ્વના ન્યાયાધીશ પાસે જવા કેવી તૈયારી કરવી?

×

જે વખતે ક્રોધ ચઢે છે તે વખતે લોહીમાંનાં જીવનઅણુઓનો નાશ થવા લાગે છે. મસ્તિષ્કમાં ઝેરી લોહીનો પ્રવાહ અધિક વહેવાથી તે બગડે છે અને તેનો આઘાત શરીરના દરેક અવયવો ઉપર થાય છે. માટે આરોગ્ય અને દીર્ઘ આયુષ્ય ચાહનાર મનુષ્યે એ ક્રોધથી દૂર રહેવું જોઇએ.

# સુવર્ણ સૂત્રો

સંપાદકઃ—
'ગુરુચરણકમળાનુરાગી ભિક્ષુ'

આ શરીરમાં રહેલું હૃદયકમળ તે વૃંદાવન છે. સદાનંદરૂપ આત્મા તે શ્રીકૃષ્ણ છે. સુષુમ્ણામાં થતો અનાહત નાદ તે વેણુનાદ છે અને આત્માના સાક્ષાત્કારને ઈચ્છતી મારા અંતઃકરણની વૃત્તિઓ તે ગોપીઓ છે. મારા અંતઃકરણની વૃત્તિઓનું વારંવાર આત્માકાર થવું તે રાસ છે. આવા રાસમાં જ મારા અંતઃકરણની વૃત્તિઓ જીવનપર્યંત રમતી રહો. આમ થવાથી જીવતાં જ આત્માથી અભિન્ન બ્રહ્મરૂપ થયેલો હું શરીરપાત પછી પણ બ્રહ્મરૂપે જ સર્વદા સ્થિતિ કરીશ. આ પ્રમાણે ભાગવત-દશમ સ્કંધના શ્રીકૃષ્ણ ભગવાનની લીલાના પ્રસંગોને આધ્યાત્મિક રીતે ઉત્તમ પ્રકારનો જિજ્ઞાસુ સમજે.

*

મધ્યમ પ્રકારનો જિજ્ઞાસુ આ જ વિષયને ભક્તિપક્ષે પણ આ પ્રમાણે ગ્રહણ કરી શકે છે કેઃ—શ્રીકૃષ્ણ સર્વ અવતારોના હેતુરૂપ હોવાથી અવતારી એટલે ઈશ્વર વા સગુણ બ્રહ્મ છે. તેમાં પરમ પ્રીતિ રાખનારા તેમના અનન્ય ભક્તો તે ગોપીઓ છે. ગોપીઓએ જેમ સંસારનાં સર્વ સુખોને તુચ્છ ગણી, પરમાત્માનું જ અનન્ય ભાવથી શરણ ગ્રહણ કર્યું તેમ મારે પણ સંસારના સર્વ પ્રાણી પદાર્થોને તુચ્છ ગણી તેમનું જ શરણ ગ્રહણ કરી, તેમના સંબંધી વિચારમાં ને તેમની જ સેવામાં સર્વદા શુદ્ધ ભાવથી તત્પર રહેવું જોઈએ, ને તેમની કૃપાથી તેઓશ્રીની પ્રાપ્તિ કરી, તેમના સ્વરૂપને જાણી આ ભવસાગર તરી જવો જોઈએ.

*

દુર્ભાગ્ય શક્તિઓ ને મંદ કરી દે છે અને પ્રારબ્ધ ઊઘડવાનું હોય છે ત્યારે ભાગ્યદેવી પ્રથમ મનુષ્યની બુદ્ધિનો વિકાસ કરે છે.

*

તે મહાન શાસકની મરજી વિરુદ્ધ કરોડપતિથી પણ પોતાના ધનવૈભવનો ઉપભોગ કરી શકાતો નથી.

*

હિંમત, ઉદારતા, ચતુરાઈ, અને કાર્યક્ષમતા એ ચાર ગુણોનો મનુષ્યમાં કદી જ અભાવ ન હોવો જોઈએ.

*

જે મનુષ્યમાં ઉદારતા, દયાળુતા, અને ન્યાયનિષ્ઠાનો ગુણ હોય છે તથા જે પોતાની ફરજોનું કાળજીપૂર્વક પાલન કરે છે, તે સમાજની અંદર જ્યોતિઃસ્વરૂપ છે.

*

મેળવવા યોગ્ય જે જ્ઞાન તે સંપૂર્ણરૂપે પ્રથમ મેળવી લેવું, અને તે મેળવ્યા પછી તેને અનુસરીને વ્યવહાર આચરવો.

*

ધનીકની પાસે ભિક્ષુકને જેટલા નમ્ર થવું પડે છે તેટલા જ પ્રમાણમાં શિક્ષકની પાસે નમ્રતાપૂર્વક રહી વિદ્યા મેળવવી ઉચિત છે. મનુષ્યોમાં જેઓ વિદ્યાપ્રાપ્તિનો ઇન્કાર કરે છે તેઓ અધમમાં અધમ છે.

# વર્ણધર્મ અને સમાજધર્મ

મહાત્મા ગાંધીજી

પ્રત્યેક વ્યક્તિ તેના જીવનમાં જ્ઞાન, શક્તિ, ધન અને સેવામાંથી ગમે તેને સાધવા સ્વતંત્ર છે જ, પરન્તુ વર્ણવ્યવસ્થા એ સ્વભાવિક નિયમ છે, એ નિયમ અવરોધકારક નથી જ્ઞાન, શક્તિ, ધન અને સેવા એ ચારેમાં કોઈનું મહત્ત્વ ઓછું નથી. મનુષ્યે એ ચારમાંથી ગમે તે કોઈ એક અથવા ચારે સાધવાનાં હોય છે. અને દુનિયાનો બધો સમાજ આમાં પ્રવૃત્ત છે જ, પરન્તુ વર્ણવ્યવસ્થાનો નિયમ એ કારણથી માન્ય છે કે, દરેક વ્યક્તિને ચારમાંથી તેની જ સાધના સરળ થઈ પડે છે કે જે તેની વંશપરંપરાથી ચાલતી હોય. તે સાધનાને લાયક સંસ્કાર તેના શરીરમાં મૂળથી જ રહેલા હોય છે. તેથી તેને તે સાધના સ્વભાવિક થઈ પડે છે. મનુષ્ય જો જન્મપ્રાપ્ત સાધનાને છોડી દઈ બીજીને પકડવા જાય છે તો તે સાધના તેને સ્વાભાવિક થઈ પડતી નથી. તેને માટે તેને વંશપરંપરાપ્રાપ્ત સંસ્કારોની વિરુદ્ધમાં એકડેએકથી ઘડાવું પડે છે. તેમાં માનસિક અને શારીરિક ક્લેશના ભોગ થઈ પડવાનું વારંવાર પ્રાપ્ત થાય છે.

વળી જો ચારે સાધનાઓ એકસરખી મહત્ત્વની જ છે, તો વંશપરંપરાપ્રાપ્ત સાધનાને છોડીને બીજી સાધના પકડવા માટે કોઈ વાજબી કારણ રહેતું નથી. અસંતોષી લોભવૃત્તિને લઈને જ માણસો આવી પ્રવૃત્તિ કરવા લલચાય છે અને પ્રવૃત્ત થાય છે. ઇન્દ્રિયોની લોલુપતા જ આમાં કારણ હોય છે. ખાસ કરીને વર્ણપ્રાપ્ત ધંધા કરતાં જ્યારે બીજા ધંધામાં વધુ આર્થિક લાભ દેખાય છે ત્યારે મનુષ્યો પોતાના ધંધાને છોડી દઈ તેને પકડવા જાય છે. પણ સમાજને તો ચારે પ્રકારની સેવાઓ એકસરખી જરૂરની હોય છે. કોઈ પણ એકની ન્યૂનતા જ્યારે સમાજમાં ઉત્પન્ન થાય છે ત્યારે તેની સજા સમાજના લોકોને ભોગવવી થાય છે. આથી પ્રત્યેક વ્યક્તિની ન્યાયી ફરજ એ થઈ પડે છે કે પોતાને જે સાધના વંશપરંપરાપ્રાપ્ત

# એક દિવસનું રાજ

સંપાદક :
શ્રી. પૂંજાલાલ

માનવજીવન! જૂની ભાષામાં કહીએ તો લખચોરાશી ફરતાં ફરતાં પ્રાપ્ત થયેલો મહામૂલો શુભ અવસર ! નવી ભાષામાં કહીએ તો ઉત્ક્રાંતિ થતાં થતાં ઇહ જગતમાં પ્રાપ્ત થયેલી ઉત્તમોત્તમ જીવદશા ! સાધનાનું ક્ષેત્ર, મુક્તિનું દ્વાર, સિદ્ધિનું ઉદયસ્થાન, આનંદધામમાં દુઃખની આર્ત્ત-દિશીને પહોંચાડનાર સીડીનું પૃથ્વીતલે મંડાયેલું પુણ્યપગથિયું, અનેક દિવ્ય રત્નોને અંતે માનવપશુને દેદીપ્યમાન દેવ બનાવનાર-અમૃત અર્પણ કરનાર સુરાસુરોને હાથે મથાતો જતો મહોદધિ !

સાચે જ માનવજન્મ દેવોને ય દુર્લભ ! એ સુખલુબ્ધ જીવોનો મુક્તિ મેળવી પરમાત્મજીવનની ઉચ્ચતર કોટિએ પહોંચવું હોય તો મનુષ્યજન્મ લીધે જ છૂટકો. અરે સ્વયં પ્રભુ ય પૃથ્વી પર વિશ્વકલ્યાણને માટે અવતાર લે ત્યારે જેને પ્રેમથી પસંદ કરે, તે માનવદેહ, મળતાં મળી જાય, તો પછી એ ચાર દિવસના ચાંદરણા જેવા સુંદર સમયને એળે કોણ જવા દેશ ? એને તે કંઈ વેડફી નંખાય ?

ઊંઘ, આલસ્ય, આહાર ને એવા જડતાની જકડમાં રાખનાર ભોગો અને ભોગોની પ્રાપ્તિ માટે જ સેવાતો કલુષ કલહ-એમાં જ શું માનવજીવનને સમાપ્ત થતાં દેવાય ? ના, નહિ જ, ભોળારામ ! તેં ભારે ભૂલ કરી. એક દિવસનું રાજ મળ્યું બધું જ તારા હાથમાં હતું તો પણ, હાય ! તેં તો ઊંઘ, આલસ્ય ને આહારમાં જ સમો વેડફી માર્યો, ને તું હતો તેવો ને તેવો જ કંગાળ દીનહીન જડશો રહ્યો. તેં ધાર્યું હોત તો તું ય રાજાનો સમોવડિયો બની શકત; પણ અફસોસ ! તારી મૂર્ખતાએ તને દગો દીધો !

પ્રવીણ ! તેં જ જીવી તો જાણ્યું ! તેં જ સોના-તક સાધી, ને રાજરિદ્ધિઓ પ્રાપ્ત કરી તું કૃતાર્થ થયો ! એક દિવસનું રાજ તારા નસીબે આવ્યું, ને તું સાચો રાજા બની ગયો.

વાત આમ બની: રાજકુમાર પૃથ્વીરાજ, વણિકપુત્ર પ્રવીણ ને બ્રાહ્મણનો દિકરો ભોળારામ બાળપણના ગોઠિયા. સાથે રમે, સાથે ભમે ને સાથે જમે. એક જ પાઠશાળામાં ભણેગણે પણ સાથે. એમનો સ્નેહ એવો તો જામી ગયો કે એકબીજા વગર એમને ચેન ન પડે. દિલોજાન જેને કહે છે એવી સાચી દોસ્તી એમની બંધાઈ.

વખત જતાં તેઓ છૂટા પડ્યા. રાજકુમાર બાપની ગાદીએ બેઠો, વણિકપુત્ર વેપારમાં પડ્યો ને ભોળારામ ભિક્ષા ઉપર નિર્વાહ કરવા લાગ્યો. એકવાર ભોળારામ ને પ્રવીણ ભેગા થઈ ગયા.

"પ્રવીણ ! પૃથ્વીરાજ તો ગાદીએ બેઠા છે, હવે તો કોઈ દિવસ મળતો ય નથી."

"શાનો મળે ભાઈ ! એને તો આપણે યાદ પણ આવતા નહિ હોઈએ. સત્તા ને લક્ષ્મી છે જ એવાં; માણસનું મગજ ઠેકાણે જ ન રહે.

"ના ના, એ તો આપણી ઉપર બહુ જ ભાવ રાખતો. તું કહે છે તેવું છેક નહિ થઈ ગયું હોય. દિલનો સાચો માણસ છે."

"ગમે તેમ પણ બન્યું છે તો મેં કહ્યું તે જ."

"ચાલ, આપણે એને મળવા જઈએ"

"અરે ! દરવાજેથી જ સિપાઈ હાંકી કાઢશે. આ મોટા રાજાના ભાઈબંધ આવ્યા !"

"તો બીજો કોઈ ઉપાય ગોતો."

"તો સાંભળ, કાલે રાજાની સ્વારી નીકળવાની છે. રસ્તો આંતરીશું. રાજાના હાથીને ઊભા રહેવું જ પડશે. પછી જોજે શું થાય છે તે."

"સારી યુક્તિ સૂઝી" કહી ભોળારામે અનુમોદન આપ્યું ને બન્ને છૂટા પડ્યા.

બીજે દિવસે સવારને વખતે રાજમાર્ગ ઉપર બન્ને જણ જઈ ઊભા રહ્યા, ને જેવો રાજાનો હાથી આવ્યો તેવા જ એના માર્ગમાં આડા પડ્યા. હાથી ઊભો રહ્યો. તપાસ કરતાં પૃથ્વીરાજને ખબર પડી કે કોઈ હાથીના માર્ગમાં સૂઈ ગયું છે. એણે જોયું તો નીકળ્યા પ્રવીણ ને ભોળારામ-પોતાના બાળપણના ગોઠિયા.

"અરે ભોળા ! અરે પ્રવીણ ! તમે આજ આમ અહીં ક્યાંથી ?" રાજાએ હાથી ઉપરથી તરત જ નીચે ઊતરી જૂના દોસ્તો સાથે હાથ મિલાવી સ્નેહપૂર્વક પૂછ્યું.

"અમારું નસીબ ! જો અમારા હાલ. તું તો રાજા થઈ બેઠો છે. ને અમે તો જેમ તેમ કરી માંડ ગગડાવ્યા જઈએ છીએ. અમે જાણ્યું કે તું અમને છેક ભૂલી ગયો હોઈશ."

"એમ તે બને ? એ આપણા બાળપણના દિવસો આંખ સામે અબઘડી તાજા થઈ રહ્યા છે, કેવા આનંદના

એ દિવસ ! પણ બોલો, હું તમારે માટે શું કરું ? જે જોઈએ તે માગો."

"એમાં માગવાનું શું હતું ! તારા સ્નેહની ઉદારતાને પૂછી જો."

"લો ત્યારે, તમને બન્નેને એકએક દિવસનું મારું બધું રાજ આપું છું. કાલે સાવરથી સાંજ સુધી ભોળારામ રાજા, પરમ દહાડે પ્રવીણ. બોલો, બસ છે ને !"

ભોળારામ ને પ્રવીણ હર્ષમાં આવી ગયા અને મિત્રની રજા લઈ ઘેર ગયા.

ગામમાં ઢંઢેરો પિટાયો. 'આજનો રાજા ભોળારામ.' પણ પ્રધાન મહાચતુર હતો. તેણે તો સાવરના પહોરમાં ભોળારામને ઘેર શણગારેલો હાથી મોકલ્યો. ને તેના ઉપર બેસીને ભોળારામ રાજભવનમાં પધાર્યા. ત્યાં અનેક દાસદાસીઓએ તેલ, ફુલેલ, અત્તર વગેરે સુગંધી દ્રવ્યોથી એમને સ્નાન કરાવવા માંડ્યું. ભોળારામ ખુશખુશાલ થઈ ગયા. શી લહેજત ! શી સુગંધ ! સ્નાનાર્થે અંગમર્દન કરતી દાસીઓનાં કંકણોનો અહો ! કેવો મધુર સ્વર ! ઝાંઝરના ઝમકારા ભોળારામના હૃદયમાં ગુંજી રહ્યા, અને છેક બપોરે જમવાનો સમય થયો ત્યાંસુધી સ્નાનવિધિ ચાલ્યો. સ્નાન પછી જન્મારામાં જોયેલ પણ નહિ એવાં સુંદર રેશમી વસ્ત્રો ભોળારામને પહેરવા આપવામાં આવ્યાં. ને એમને ભોજનાલયમાં પધરાવ્યા. ભાતભાતનાં ભોજનની સુવાસથી જ ભોળારામનું મોઢું તરબોળ થઈ ગયું, અને પાટલે બેઠા એટલે તો ખાદ્ય–પેય–ચોષ્ય–લેહ્ય વાનીઓ એમની સમક્ષ રજુ થઈ ગઈ. એકએકથી વધારે સ્વાદિષ્ટ. સોનાની થાળીઓ અને સોનાના વાડકા ને રત્નજડિત ઝારી, ધૂપ, દીપ આદિ સુંદર સમારંભ; અને આગ્રહ કરી કરી મુખ મલકાવી પીરસવા આવતી રમણીઓ–પછી શું બાકી રહે ? મૂળ તો ભોજનપ્રિય બ્રાહ્મણ, તેમાં વળી નહિ જોયેલી કે જાણેલી સ્વાદભરી વાનીઓ ! ભોળારામે તો ઠાંસી ઠાંસીને પેટ ભર્યું. છેવટે ગળા સુધી આવ્યું એટલે સેવકની મદદથી આજના રાજાજી ઊઠ્યા ને સવામણની મખરની તળાઈ પાથરી તૈયાર રાખેલા હાથીદાંતના પલંગ આગળ ધીરે ધીરે આવ્યા. '**भोजनांते शतं गच्छेद् यदि शय्या न लभ्यते**'નું મહાવાક્ય ભોળારામ જાણતા હતા. એટલે એ તો તરત પલંગ ઉપર આડા પડ્યા ને સૂતાં સૂતાં જ મસાલેદાર પાનસોપારીનો મુખવાસ લેવા લાગ્યા. એક બાજુ બે દાસીઓ શીતળ પવન ઢોળે છે, બીજી બાજુ બેથી બે પગચંપી કરે છે. આ વાતાવરણમાં ભોજનના ભારે બિચારાં પોપચાં બીડાઈ જાય તો નવાઈ શી !

ભોળારામ પોઢ્યા તે પોઢ્યા. છેક નમતે પહોરે એમની આંખ ઊઘડી. ત્યાં તો સામે ગુલાબજળભરી ઝારીઓ લઈ સેવિકાઓ તૈયાર જ હતી. રાજાજી આંખો ધોઈ એક સુંદર ખુરશી ઉપર બેઠા. ત્યાં તો રંગરંગનાં શરબતો આવવા લાગ્યાં. એકએકથી વધારે મીઠાં. રાજા એક પ્યાલો ખાલી કરે ને બીજો માગે, છેવટે પ્રધાનજી પોતે રાજા આગળ આવ્યા ને હાથ જોડી બોલ્યા: 'મહારાજ સાહેબ ! સવારી માટે હાથી તૈયાર છે, પધારો." ભોળારામ ઊઠ્યા અને પેટની માફક ફૂલાતા હૃદયે હાથી ઉપર ગાદીએ અઢેલીને બેઠા. હાથી ચાલ્યો ને પાછળ લશ્કર, હાથી ઘોડા, રથ ને પાયદળ: વાજાં વાગે છે. જયજયકાર થઈ રહ્યો છે. એક દિવસના રાજાનાં દર્શન કરવા રસ્તામાં કીડીઓની માફક માણસો ઊભરાય છે. ઝરૂખાઓ ને અગાસીઓ ને ઘરની બધી બારીઓ મધુમક્ષિકાઓના મધપૂડા જેવાં બની ગયાં છે. ભોળારામ તો આમ નજર કરે ને તેમ. પોતે પૃથ્વી પર છે કે સ્વર્ગમાં તે એમને સમજાતું નથી. ઇન્દ્ર પણ આજે એમને મન તુચ્છ છે.

સવારીને અંતે સાંજ પડવા આવી ને રાજમહેલમાં જવા રાજાજી પાછા પધાર્યા ત્યારે એક દિવસના રાજની મુદત પૂરી થઈ ગઈ, એટલે પ્રધાને ભોળારામને છેલ્લી સલામ કરી ઘેરે વિદાય કર્યા. આવ્યા હતા તેવા એમને ઘેર જવાનું થયું. એમનું એક દિવસનું રાજ, ખાવા–પીવામાં, વિલાસમાં ને વરઘોડામાં ખલાસ થઈ ગયું ! ન રહ્યું નામ, કે નિશાન. રહી માત્ર દીનહીન પુરાણી ઝોળી ! ને સદાકાળ માટે લોકોની ઉપહાસભરી ચર્ચા !

બીજે દિવસે પ્રવીણનો વારો આવ્યો: 'આજે પ્રવીણચંદ્રનું રાજ છે.' ઢંઢેરો પીટાયો. ને પૂર્વવત્ પ્રધાન એમને રાજમહેલમાં લેવા આવ્યો ને વિનમ્રભાવે બોલ્યો; "મહારાજ ! પધારો, સ્નાનાગારમાં બધી સામગ્રી તૈયાર છે."

પ્રવીણ–પ્રધાનજી ! એ બધું કરવાની જરૂર નથી. સ્નાન મેં કરી લીધું છે. ભોજન પણ સમાપ્ત થઈ ગયેલું છે. આજે સ્વારી કાઢવાની નથી. ચાલો દરબારમાં.

# એક દિવસનું રાજ

સંપાદક :
શ્રી. પૂજાલાલ

**મા**નવજીવન! જૂની ભાષામાં કહીએ તો લખચોરાશી ફરતાં ફરતાં પ્રાપ્ત થયેલો મહામૂલો શુભ અવસર! નવી ભાષામાં કહીએ તો ઉત્ક્રાંતિ થતાં થતાં દૃશ્ય જગતમાં પ્રાપ્ત થયેલી ઉત્તમોત્તમ અવસ્થા! સાધનાનું ક્ષેત્ર, મુક્તિનું દ્વાર, સિદ્ધિનું ઉદયસ્થાન, આનંદધામમાં દુઃખની આર્ત-દિલીને પહોંચાડનાર સીડીનું પૃથ્વીતલે મંડાયેલું પુણ્યપગથિયું, અનેક દિવ્ય રત્નોને અંતે માનવપશુને દેદીપ્યમાન દેવ બનાવનાર-અમૃત અર્પણ કરનાર સુરાસુરોને હાથે મથાતો જતો મહોદધિ!

સાચે જ માનવજન્મ દેવોને ય દુર્લભ! એ સુખલુબ્ધ જીવોનો મુક્તિ મેળવી પરમાત્મજીવનની ઉચ્ચતર કોટિએ પહોંચવું હોય તો મનુષ્યજન્મ લીધે જ છૂટકો. અરે સ્વયં પ્રભુ ય પૃથ્વી પર વિશ્વકલ્યાણને માટે અવતાર લે ત્યારે જેને પ્રેમથી પસંદ કરે, તે માનવદેહ, મળતાં મળી જાય, તો પછી એ ચાર દિવસના ચાંદરણા જેવા સુંદર સમયને એળે કોણ જવા દેશ? એને તે કંઈ વેડફી નંખાય?

ઊંઘ, આલસ્ય, આહાર ને એવા જડતાની જકડમાં રાખનાર ભોગો અને ભોગોની પ્રાપ્તિ માટે જ સેવાતો કલુષ કલહ-એમાં જ શું માનવજીવનને સમાપ્ત થવા દેવાય? ના, નહિ જ, ભોળારામ! તેં ભારે ભૂલ કરી. એક દિવસનું રાજ મળ્યું બધું જ તારા હાથમાં હતું તો પણ, હાય! તેં તો ઊંઘ, આલસ્ય ને આહારમાં જ સમો વેડફી માર્યો, ને તું હતો તેવો ને તેવો જ કંગાળ દીનહીન જડશો રહ્યો. તેં ધાર્યું હોત તો તું ય રાજાનો સમોવડિયો બની શકત; પણ અફસોસ! તારી મૂર્ખતાએ તને દગો દીધો!

પ્રવીણ! તેં જ જીવી તો જાણ્યું! તેં જ સોનાન્તક સાધી, ને રાજરિદ્ધિઓ પ્રાપ્ત કરી તું કૃતાર્થ થયો! એક દિવસનું રાજ તારા નસીબે આવ્યું, ને તું સાચો રાજા બની ગયો.

વાત આમ બની: રાજકુમાર પૃથ્વીરાજ, વણિકપુત્ર પ્રવીણ ને બ્રાહ્મણનો દિકરો ભોળારામ બાળપણના ગોઠિયા. સાથે રમે, સાથે ભમે ને સાથે જમે. એક જ પાઠશાળામાં ભણેગણે પણ સાથે. એમનો સ્નેહ એવો તો જામી ગયો કે એકબીજા વગર એમને ચેન ન પડે. દિલોજાન જેને કહે એવી સાચી દોસ્તી એમની બંધાઈ.

વખત જતાં તેઓ છૂટા પડ્યા. રાજકુમાર બાપની ગાદીએ બેઠો, વણિકપુત્ર વેપારમાં પડ્યો ને ભોળારામ ભિક્ષા ઉપર નિર્વાહ કરવા લાગ્યો. એકવાર ભોળારામ ને પ્રવીણ ભેગા થઈ ગયા.

"પ્રવીણ! પૃથ્વીરાજ તો ગાદીએ બેઠો છે, હવે તો કોઈ દિવસ મળતો ય નથી."

"શાનો મળે ભાઈ! એને તો આપણે યાદ પણ આવતા નહિ હોઈએ. સત્તા ને લક્ષ્મી છે જ એવાં; માણસનું મગજ ઠેકાણે જ ન રહે.

"ના ના, એ તો આપણી ઉપર બહુ જ ભાવ રાખતો. તું કહે છે તેવું છેક નહિ થઈ ગયું હોય. દિલનો સાચો માણસ છે."

"ગમે તેમ પણ બન્યું છે તો મેં કહ્યું તે જ."

"ચાલ, આપણે એને મળવા જઈએ"

"અરે! દરવાજેથી જ સિપાઈ હાંકી કાઢશે. આ મોટા રાજાના ભાઈબંધ આવ્યા!"

"તો બીજો કોઈ ઉપાય ગોતો."

"તો સાંભળ, કાલે રાજાની સ્વારી નીકળવાની છે. રસ્તો આંતરીશું. રાજાના હાથીને ઊભા રહેવું જ પડશે. પછી જોજે શું થાય છે તે."

"સારી યુક્તિ સૂઝી" કહી ભોળારામે અનુમોદન આપ્યું ને બન્નો છૂટા પડ્યા.

બીજે દિવસે સવારને વખતે રાજમાર્ગ ઉપર બન્ને જણ જઈ ઊભા રહ્યા, ને જેવો રાજાનો હાથી આવ્યો તેવા જ એના માર્ગમાં આડા પડ્યા. હાથી ઊભો રહ્યો. તપાસ કરતાં પૃથ્વીરાજને ખબર પડી કે કોઈ હાથીના માર્ગમાં સૂઈ ગયું છે. એણે જોયું તો નીકળ્યા પ્રવીણ ને ભોળારામ-પોતાના બાળપણના ગોઠિયા.

"અરે ભોળા! અરે પ્રવીણ! તમે આજ આમ અહીં ક્યાંથી?" રાજાએ હાથી ઉપરથી તરત જ નીચે ઊતરી જૂના દોસ્તો સાથે હાથ મિલાવી સ્નેહપૂર્વક પૂછ્યું.

"અમારે નસીબ! જો અમારા હાલ. તું તો રાજા થઈ બેઠો છે. ને અમે તો જેમ તેમ કરી ગાડું ગબડાવ્યા જઈએ છીએ. અમે જાણ્યું કે તું અમને છેક ભૂલી ગયો હોઈશ."

"એમ તે બને? એ આપણા બાળપણના દિવસો આંખ સામે અબઘડી તાજા થઈ રહ્યા છે. કેવા આનંદને

જાય છે તો સાગરનું સ્વરૂપ પકડે છે. ભૂત–પ્રેત તથા અન્ય રાજસ–તામસ–સાત્વિક દેવતાઓનું ધ્યાન કરતો આત્મા તેને દેવમાં તન્મય થાય છે. પણ એકાન્તમાં બેસી અગર તો, ભગવાન જ મ્હારી ગતિ છે એની ભાવનાપૂર્વક ધ્યાન સેવતો જીવાત્મા ભગવાનના રૂપમાં તન્મય બને છે.

સુંદરદાસજીની એક કવિતા છે:

જો મન નારીકી ઓર નિહારત
તો મન હોત નારી કે રૂપા.
જો મન માયાકી માયા રટે
તો મન હોત માયા કે રૂપા.
જો મન ઔર હી ઔર નિહારત
તો મન હોત હે તારી કો સ્વરૂપ.
'સુંદર' જો મન બ્રહ્મ નિહારત
તો મન હોત હે બ્રહ્મ સ્વરૂપ.

માટે ભગવત મૂર્તિઓનું ધ્યાન મોક્ષનો એક ઉપાય છે.

**મંત્ર.** જે દેવના મંત્રો જપવામાં આવે તે દેવ પ્રસન્ન થાય છે અને પોતાની પાસે જેવી શકિત હોય તેવું ફળ આપે છે. પણ મોક્ષ આપવામાં તો ભગવાનની શકિત જ ગર્જના કરે છે. ભગવતનામસ્મરણ એ પણ મંત્ર જ કહેવાય છે. માટે ગાયત્રી, દ્વાદશાક્ષર અગર ભગવાન રામાકૃષ્ણ ગોવિંદ આદિકના નામોચ્ચાર અને રટણ ભગવતની પ્રાપ્તિ કરાવે છે. કલિયુગમાં તો ભગવનનામસ્મરણ મુખ્ય આધાર છે. અહીં શાસ્ત્રપ્રમાણો અનેક છે.

यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु ।
न्यूनं संपूर्णतामेति सद्यो वन्दे तमच्युतम् ॥

તપ–યજ્ઞાદિ પવિત્ર ક્રિયાઓમાં જે ભગવાનની સ્મૃતિ અને નામસ્મરણ અપૂર્ણને પૂર્ણ કરે છે તે પરમાત્માને હું નમસ્કાર કરું છું. માટે ભક્તો સર્વ વિશુદ્ધ કર્મોને કહે છે કે **हरिः ॐ तत्सत्**

**संस्कार**–સહવાસ અને તેતે કર્મો જોઇને બનતાંને કેટલાક સંસ્કાર કહે છે. પણ તે અર્થ કરવાનો નથી. કારણ તે વાત તો ઉપરનાં લક્ષણોમાં કહેવાઈ ગઈ છે. પણ અત્ર પૂર્વજન્મનાં પ્રારબ્ધ કર્મોનો વેગ માનવાનો છે. પૂર્વે ભક્તિ કરી હોય તો અપૂર્ણ ભક્તિ પૂર્ણ કરવા ભક્તિમાને ત્યાં અવતાર આવે છે. પવન જેમ નાવને અનુકૂળ થઈ ત્વરિત ગતિથી દોડાવી જાય છે તેમ પ્રારબ્ધવેગ સંગતિમાં બહુ સાનુકૂળ થાય છે. આવી રીતે પ્રભુપ્રેમમાં દશ લક્ષણો વર્ણવેલા છે. સદ્‌ગુરુ અને ભગવાનના ભક્તના સહવાસમાં સત્સંગથી એ દશે લક્ષણો (ગુણો) અમલ કરવાં એ આપણું કામ છે.

उद्धरेदात्मनात्मानम् ।

પવિત્ર જ્ઞાન, કર્મ અને ભક્તિ વડે પોતે પોતાની મેળે સંસાર સાગર તરો !

★

## સંઘર્ષ

શ્રી હરીશ નાયક

સૃષ્ટિ નિર્માણ કરતી વખતે, વિધિએ બે ખાસ મનુષ્યોને પણ ઉત્પન્ન કર્યાં. બંન્ને ચતુર, જ્ઞાની અને સમર્થ હતા. બ્રહ્માએ એમની પર વિશેષ કૃપા બતાવી અને મૃત્યુલોકમાં મોકલતા પહેલાં તેમને કહ્યું; "પુત્રો; ! જ્યાં તમને મોકલવામાં આવે છે તે સ્થાન અતિ વિકટ છે, એ વિષે તમને બધી વાતો બતાવી દેવામાં આવી છે. તમે બુદ્ધિમાન છો. કોઇ પણ જાતની શંકા તમારા મનમાં ઊઠની હોય તો મને કહો, હું તેનો નિકાલ કરીશ "

પહેલો મનુષ્ય: "પ્રભુ, મને મારું મન સ્વચ્છ રાખવાની ચિંતા સૌથી વધારે છે. તમારો મૃત્યુલોક પવિત્ર માણસના હ્રદયમાં પણ મલિનતા ઘૂસાડી દે તેવો છે. પ્રલોભનોની ત્યાં કોઇ કમી નથી. હું તો બસ એટલું જ માગું કે મારું મન વિકારરહિત રહે."

બીજાએ કહ્યું "પ્રભુ, મારી પણ એ જ ઇચ્છા છે."

બ્રહ્મા હસીને બોલ્યા . "તમારી બંન્નેની વાત જાણીને મને આનંદ થાય છે. પણ તમે લોકોએ

પોથીને કોણ પૂછશે ?' એ મનોવ્યથાને લીધે મને રુદન આવે છે.'

નિમાઈ પંડિતે ખૂબ જોરથી હસીને કહ્યું: 'આ સાધારણ જેવી પોથીને જોઈને તમને એટલો બધો ક્લેશ થઈ ગયો ? તમારા સુખને માટે મારા પ્રાણ પણ કુરબાન છે તો આ પોથી શું હીસાબમાં છે ? લો, હમણાં તેને નષ્ટ કરી દઉં છું.' એટલું કહીને જગત્પ્રસિદ્ધ 'દીધિતિ'ને પણ લજ્જા આપનાર પોતાના અતિ પરિશ્રમથી લખેલા તે ગ્રંથનું એક એક પાનું તેમણે ગંગાજીની ધારામાં વહતી દીધું. પુસ્તકનાં પાનાં આનંદની સાથે નાચી નાચીને નિમાઈના ત્યાગનું ગીત ગાઈ રહ્યાં હતાં.

રઘુનાથ પંડિત નિમાઈના ત્યાગને જોઈને આશ્ચર્ય પામી ગયા. 'ધન્ય ત્યાગ !'

## નૂતન અંગન્યાસ

[ આજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે......રાગ ]
[ પૂનમ ચાંદનીનો રાગ ]

મારા અંગે આજે વ્હાલોજી વિરાજતો રે,
ચારે બાજુ ચતુર્ભુજ રખવાળ...મારા...ટેક

સાખીઃ—નરસિંહ દીસે નખ મહીં, પગે પ્રભુનો વિરામ,
ગરુડગામી ગોઠણે, સાથળ સુંદિરશ્યામ;
નાભિ મધ્યે મારો નારાયણ છે ગાજતો રે...મારા (૧)

સાખીઃ—પેટે પરમાનંદ છે, છબીલો છાતી માંય,
હૈયામાં હરિ વસે, કંઠે કૃષ્ણ કનાઈ;
બાહુ માંહી બળવંત બેઠાબેઠા રાચતો રે...મારા...(૨)

સાખીઃ—મુખે મોરલીધર અને જીભે જગન્નાથ,
હોઠે હળધરવીર છે, દામોદર છે દાંત;
નાસિકાને દ્વારે નટવર ઊભો નાચતો રે...મારા (૩)

સાખીઃ—અંતરયામી આંખમાં, લલાટ માંહી લાલ,
કાને કંસરિપુ અને ગોવિંદ બેઠા ગાલ;
માથે મોહન મારો સ્વરૂપ છાજતો રે...મારા (૪)

સાખીઃ—શામળિયો શિખા મહીં, ચામડી ચતુર્ભુજ,
રગરગમાં રણછોડજી, રસ્તે રામનાં રૂપ;
'પુનિત' પરમાત્માની પરમકૃપાને યાચતો રે...મારા...(૫)

શ્રી 'પુનિત'

# ભગવાન ભીષ્મ

લેખકઃ—
કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( ગ્રંતાંક પૃષ્ઠ ૫૬૫ થી ચાલુ )

तावत्स्यात्सुप्रसन्नास्यस्तावद् गुरुजने रतिः ।
पुरुषो योषितां यावन्न शृणोति वचो रहः ॥

જ્યાંસુધી એકાન્તમાં મનુષ્ય સ્ત્રીઓનું મધુર ભાષણ સાંભળતો નથી, ત્યાંસુધી પ્રસન્નવદન રહીને માતા-પિતા, ગુરુ ઈત્યાદિ વડીલવર્ગ ઉપર પ્રીતિ રાખે છે. મહાત્મા તુકારામે અભંગમાં વર્ણન કર્યું છે કે 'સ્ત્રીને આધીન રહેનારા પુરુષનું જીવન વ્યર્થ છે. એવાને આ લોક તથા પરલોકને વિષે કદી પણ માન મળતું નથી.' તથા અન્યત્ર પણ કવિ કહે છે કે બ્રહ્મદેવે પુરુષાર્થની હાનિ કરવા માટે જ (પુરુષાર્થહાનિના બે અર્થ થાય છે. એક તો પુરુષના અર્થ-દ્રવ્યની હાનિ અને બીજું જન્મ-મરણાતીત થવાની અર્થાત્ મોક્ષની હાનિ થાય છે.) સ્ત્રીને ઉત્પન્ન કરી છે, એટલે બન્ને રીતે આ લોકમાં સ્ત્રી દુઃખદાયિની છે.

વ્હાલા આત્માનન્દો! ભીષ્મથી ત્યજાએલી અંબા એના મનથી માનેલા પતિ શાલ્વ રાજા પાસે ગઈ. પણ પિતાએ તેનો સ્વીકાર ન કર્યો. ત્યાંથી ગજપુર જવા પ્રયાણ કર્યું. અને પછી તે ભીષ્મ પાસે ગઈ અને મત્સ્યગંધાને મળી. અશ્રુભીની આંખે મત્સ્યગંધાને અથથી ઇતિ વાત કરી અને રડતાં રડતાં કહ્યું કે તમારા વીર પુત્ર ભીષ્મની બીકે મને કોઈ પણ સંઘરવા તૈયાર નથી. શાલ્વે અને પિતાએ પણ મને ના કહી. ઓહો! ભીષ્મ કેવા મહાપરાક્રમી પુરુષ છે! એમ કહી પુષ્કળ રડવા લાગી. મત્સ્યગંધાએ તેને આશ્વાસન આપ્યું અને કહ્યું કે બેટા! તારી શી ઇચ્છા છે? ત્યારે સ્હેજ સંકોચ પામતાં અંબા કહે છે; "મા! મા! શું કહું? લજ્જા તો આવે છે, છતાં કહ્યા વિના છૂટકો નથી. માટે કહું છું, કે મા! ભીષ્મ બ્રહ્મચારી છે તો મારી સાથે પાણિગ્રહણ કરે એમ આપ મારી વતીથી ન કહો? મત્સ્યગંધા બે ઘડી સ્તબ્ધ થઈ ગઈ. છેવટે સહર્ષ બોલી; "જો ભીષ્મ માને તો મને કોઈ હરકત નથી છતાં તું બેસ, હું એને મળી લઉં." એમ કહી માતા ભીષ્મની પાસે ગયાં.

ભીષ્મ—"મા! કેમ પધારવું થયું?" "બેટા ભીષ્મ! મારું એક કહેવું ન માને?" એટલું બોલતાં બોલતાં તેની આંખમાં આંસુ આવી ગયાં. માની આ સ્થિતિ જોઈને ભીષ્મ બોલ્યા—"અરે, પણ છે શું?" "બેટા! જો મારી આજ્ઞા માને તો એક વાત કહેવાની ઇચ્છા છે." "મા! તારી વ્યાજબી ઇચ્છા હશે તો જરૂર આ ભીષ્મ ઊઠાવશે." "ત્યારે કહું બેટા?" "માતા! વિનાસંકોચે કહો. બોલો શી આજ્ઞા છે?" માતા જરા સંકુચિત થઈ બોલે છે; "ભીષ્મ! બેટા! તારા જેવા પિતૃભક્ત પુત્રને આવી વાતો કરવી રુચતી નથી. છતાં મારી ઇચ્છા છે કે..." "માતા કહો, જલદી કહો." (આ વાર્તાલાપ અંબા એક તરફ બારણાના ઓથે છુપાઈ રહી સાંભળી રહી હતી) "બેટા પુત્ર! મહાભાગ ભીષ્મ! મારી આટલી ઈચ્છાને તું માન આપજે." "હા, શી છે આજ્ઞા?" "બેટા! તું કન્યાઓ હરી લાવેલો એમાંની અંબાને આપણે જતી કરી હતી. પણ બેટા! તારી બીકે શાલ્વે અને તેના પિતાએ પણ તેને પોતાને ત્યાં રાખી નહિ. એટલે તે બીચારી આપણા અન્તઃપુરમાં આવી છે. હવે તેની ઈચ્છા છે અને મારી પણ ઈચ્છા છે કે અંબા સાથે તું પાણિગ્રહણ કર." આટલું બોલતાં ભીષ્મ ચમક્યા. 'અરે! મા! આ તો તમારી અયોગ્ય માગણી ગણાય. તમારે જ માટે આજીવન બ્રહ્મચારી રહેવાની મેં પ્રતિજ્ઞા કરી છે. અને મારાથી એવું બની પણ શકે? હું પ્રતિજ્ઞાને તોડું એવી તમારી આજ્ઞા છે?" મત્સ્યગંધા કહે "બેટા ભીષ્મ! તેં તારા સ્વર્ગસ્થ પિતા માટે ઘણું કર્યું છે. એવું મોટા દેવદેવેશથી પણ ન બની શકે. બેટા! તેં તારી પિતૃભક્તિનો કીર્તિકલશ ચમકાવ્યો છે..." "અને મા! તમે તમારી બેઇચ્છાથી એ કીર્તિકલશને ઝાંખો પાડવા ઇચ્છો છો." છતાં મત્સ્યગંધા આગ્રહપૂર્વક કહે છે; "બેટા! તારા પિતા સ્વર્ગસ્થ થયા એટલે તારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ છે. દરેક માતાની એ ઇચ્છા હોય છે કે મારો પુત્ર ક્યારે પરણે. એમ મારી પણ એ ભાવના છે કે મારો ભીષ્મ ક્યારે પરણે. જોને બેટા! માતા જાનકીએ પણ પોતાના લાડલા નૈષ્ઠિક બ્રહ્મચારી પુત્ર હનુમાનને પણ પરણવા સંબંધી આજ્ઞા કરી હતી." ત્યારે ભીષ્મે હસીને જવાબ આપ્યો; "સુંદર દૃષ્ટાન્ત. પણ મા! હનુમાનજીએ જાનકીજીને શો જવાબ આપ્યો હતો તે ખબર છે?—

'એ લાકડાના લાડવા મારે કદી ખાવા નથી.'

"જો ને, આગળ આવી ગયું છે કે સ્ત્રી બન્ને પ્રકારે નુકશાનકર્તા છે. અને મા!...

ત્યાં હોય હસ્તી રામની ત્યાં કામિની શા કામની?
સાધી સમાધિ શ્યામની ત્યાં કામિની ના કામની."

એમ કહી ભીષ્મ ખૂબ જ ખડખડાટ હસ્યા અને કહ્યું મા! સૂર્ય કદાચ પશ્ચિમમાં ઊગે, મેરુ કદાચ આકાશગમન કરે, પૃથ્વી કદાચ રસાતાળ જાય, તો પણ ભીષ્મ કદીએ પોતાની પ્રતિજ્ઞાથી ચલિત નહિ થશે.

અંબાને આપણે પ્રેમથી રજા દીધી છે. કારણ કે એનો પ્રેમ શાલ્વમાં હતો. માટે એવી-જેના હૃદયમાં પરાયો પુરુષ ઘર કરીને રહ્યો છે અને જેને આપણે સ્વખુશીથી ત્યજી દીધેલી છે-એવી અંબાને આપણાથી રાજમહેલના અન્તઃપુરમાં રાખી શકાય પણ નહિ. માટે હાલ જ એને જ્યાં જવું હોય ત્યાં જવા માટે છૂટી કરી દો." છતાં ય મત્સ્યગંધા કહે છે કે બેટા ભીષ્મ! રાજા રામને જ્યારે વનમાં જવાનું થયું ત્યારે કૌસલ્યાને મળવા આવ્યા, ત્યાર કૌસલ્યાએ પણ રામને કહેલું કે પિતા કરતાં માતાનું ઊંચું સ્થાન છે. અને એટલા માટે તને હું આજ્ઞા કરું છું કે તું વનમાં ન જા. તદનુસાર એ માતૃત્વપદથી હું તને પણ કહું છું કે તું અંબાને ગ્રહણ કર ત્યારે ભીષ્મે જવાબ આપ્યો હતોઃ "મા! તદ્દન યથાર્થ. તમે પણ મને કહી શકો છો. પણ રામે એ જ જવાબ દીધો હતો કે 'મા! માતા, પિતા, સહોદર, પત્ની, રાજપાટ એ સઘળું ત્યજવા હું તૈયાર છું, પરન્તુ ધર્મ ત્યજવા તૈયાર નથી. કારણ કે પ્રતિજ્ઞા પિતાની છે કેઃ—

રઘુકુલ રીતિ સદા ચલી આઈ,
પ્રાણ જાય અરુ વચન ન જાઈ."

એટલે એ પણ પિતાની આજ્ઞા માન્ય કરી વનમાં ગયા હતા એમ માતા! મને પણ માફ કરજો. હું પણ રાજા રામની માફક તમારી આજ્ઞાનો સ્વીકાર કરી શકું તેમ નથી." મત્સ્યગન્ધા પાછી ફરે છે અને અંબાને ખૂબ જ આશ્વાસન આપી પોતાના અંતઃપુરમાંથી જવાની રજા આપે છે. છેવટે અંબા કંપિત શરીરે રડતી રડતી હસ્તિનાપુરની બહાર નીકળે છે, અને ગંગાના કિનારે બેસીને ઘોર આક્રંદ કરી રડે છે. છતાં એને કોઈ માર્ગ સૂઝતો નથી, અને આત્મહત્યા કરવા તૈયાર થાય છે. ત્યાં એને વિચાર આવ્યો 'અરે અરે! હું આ શું કરવા તૈયાર થઈ છું! આ જન્મે તો આ દુઃખ ભોગવું છું અને જો આત્મહત્યા કરીશ તો મારા સાતે ભવ આ પ્રમાણે જાય. જગતમાં આત્મહત્યા એક ય પાપ નથી. એમ કહી પાછી ફરી અને ગં કિનારે કિનારે ચાલવું શરુ કર્યું. ચાલતાં ચાલતાં કર્યો કે આત્મહત્યા કરીને મરી જવું એના કરતાં ગંગાને કિનારે કોઇ નિર્જન એકાન્ત સારું મળી તો ત્યાં બેસી ભગવત્સ્મરણ કરી આત્મકલ્યાણ સાધું. વિચાર કરતી કરતી બહુ દૂર નીકળી ગઇ. ફરતાં કેટલાક દિવસે એની જેવી ઇચ્છા હતી તેવું જ સુંદર ઉપવન આવ્યું. એને જોતાં એનો આત્મા ઊડયો. તે મનમાં વિચાર કરવા લાગી કે આ કેટલું શ્રેષ્ઠ છે! એમ વિચાર કરી ઉપવનની માણતી ભગવત્સ્મરણ કરતી ઉપવનમાં ચારે યથેચ્છ વિહરવા લાગી. અંબાને અહિં આવ્યા ખૂબ જ આત્મશાન્તિ મળી. કારણ કે જ્યાં મહાપુરુષો તપોભૂમિ હોય છે ત્યાં દરેકને આત્મશાન્તિ મળે ભૂમિ-ભૂમિમાં પણ ફરક હોય છે. એનો તો મને અનુભવ છે, કે કેટલીક જગ્યાએ હું આખ્યાન બેસું છું ત્યાં એટલી મઝા આવે છે કે વાત ના અને કેટલીક જગ્યાએ એમ જ થાય કે આ આ પૂરું શી રીતે થાય કે ત્યાંથી ચાલ્યા જઈએ. ભૂમિમાં પણ ફરક હોય છે. એમ અંબાને આ આશ્રમમાં આવ્યા પછી ખૂબ જ આત્મશાન્તિ એટલામાં ફરતાં ફરતાં એણે એક સુન્દર પર્ણશાલા જેમાંથી અગ્નિના ધૂમાડા નીકળી રહ્યા હતા. વાતાવરણ એટલું બધું વિશુદ્ધ હતું કે બે ઘડી માટે અંબાનો દેહાધ્યાસ ટળી ગયો.

સજ્જનો! આ હતો અમારાં પ્રાચીન ઋષિમુનિઓ સાત્વિક પ્રભાવ, આ હતી અમારા ઋષિ અભેદભાવના. એ શબ્દોમાં ન હતી પણ હતી. જેથી ભૂલેચૂકે આવી પડેલા જનને પણ તે હૃદયપલટો કરાવી શકતા. આજ પણ ભારતમાં એવું નથી એવું કંઈ આજ પણ રમણ મહર્ષિના આશ્રમમાં જાઓ તો એ જ સ્થિતિ પ્રાપ્ત થશે. આજ કેટલાય અને દેશીઓ રમણ મહર્ષિનાં દર્શન કરી કૃતાર્થ છે. એવા તો ભારતના ખૂણે ખૂણે પ્રગટ અને ઘણા મહાપુરુષો વિચરી રહ્યા છે. પણ જેમને રની પડી છે તે જગતને ઓળખવા કદી પ્રયત્ન

નથી અને જેને ધનની પડી છે તે જગતને પોતાના તરફ આકર્ષવા અનેક આડંબરો આચરે છે. પણ એ, સોનું તે સોનું રહેશે અને રોલ્ડ ગોલ્ડનો ચળકાટ થોડા દિવસ પછી સ્યામ પડી જશે. અસ્તુ.

અંબા પ્રસન્ન ચિત્તે આશ્રમમાં પ્રવેશે છે, તો ત્યાં જેની દાઢી, મૂછ, જટા અને જેના શરીરનાં રોમાંચ કેવળ ધોળાં થઇ ગયાં છે, શરીર પર ભસ્મનાં આલેપન કર્યાં છે. કંઠમાં રુદ્રાક્ષની માળા પહેરી છે, કપાળમાં ત્રિવલ્લી સમું ત્રિપુંડ્ર ખેંચેલું છે. આગળ સુચ-સુવા રહેલાં છે અને સમીપમાં જ ભયંકર આયુધો અને પરશુ (ફરશી) પડેલાં છે. એવા વયોવૃદ્ધ પણ બાલભાસ્કર સમા અતિ તેજસ્વી મુનિને જોઇને અંબા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. ધીરે રહી ઋષિ પોતાનાં અર્ધખીડેલ નેત્રો ખોલે છે. જાણે કે ઋષિની આંખમાંથી વિદ્યુતનો પ્રવાહ ન વહેતો હોય! અંબા પણ બે ઘડી માટે ચિત્રવત્ થઈ ગઈ.

સજ્જનો! આ હતો ભગવાન પરશુરામનો આશ્રમ. ભગવાન પરશુરામ ચિરંજીવી છે અને અહિંયાં રહીને પોતાના માનવ જીવનને સાર્થક કરી રહ્યા છે. ત્યારે આજની ભારતની પ્રજાને માનવતાની પડી જ નથી. આજ તો ખાઇ-પી નાટક-સીનેમા જોઇ પાંચ-પચાસ વર્ષો ગમે તેમ ખેંચી કાઢી મરી જવું એમાં જ આજના જીવો માનવ જીવનની સાર્થકતા સમજે છે. ભારતનાં ભાઇબહેનોને મારી કરબદ્ધ પ્રાર્થના છે કે કલિદેવના સામ્રાજ્યમાં દિવસ પર દિવસ ખરાબ આવતા જાય છે. આજનો માનવી માનવતા ભૂલ્યો છે અને દુર્ભિક્ષ પોતાનું કરાલ વદન ફાડી માનવસંહાર સર્જી રહ્યો છે. છતાં કદી એટલો વિચાર સરખો પણ આવતો નથી કે મનુષ્યત્વ શા અર્થે મેળવ્યું છે. તદ્ સંબંધે જે વિચાર સરખો પણ કરતો નથી એવા માનવીની ગણતરી કદી પણ માનવી તરીકે હોઇ શકતી નથી. આ જ લેખમાં મેં આગળ લખ્યું છે કે ભૂમિ-ભૂમિમાં પણ ફરક છે તો માનવી-માનવીમાં પણ ફરક હોય છે. જે માનવી આહાર, નિદ્રા અને મૈથુનકર્મમાં પ્રવૃત્ત રહી સેવા અને સ્મરણરૂપી સત્કર્મ કરી મનુષ્યત્વનો સદુપયોગ કરતો નથી એવો માનવી માનવી નહિ પણ નરપશુ કહેવાય છે.



ધૈર્ય ન છોડવું, ક્ષમાવૃત્તિ રાખવી, મનને કુમાર્ગે જતાં કાબૂમાં રાખવું, ચોરી (મન, વચન અને કર્મથી) ન કરવી, શરીર અને મનની પવિત્રતા રાખવી, ઇન્દ્રિયોને કુમાર્ગે ન જવા દેવી, વિદ્યાધ્યયન તથા સત્સંગ વડે બુદ્ધિને પવિત્ર બનાવવી, સઘળી વિદ્યાઓ જાણવી, સત્ય બોલવું તથા સત્યનું આચરણ કરવું અને ક્રોધનો ત્યાગ કરવો. મનુ ભગવાને ધર્મનાં આ દશ લક્ષણો બતાવેલાં છે.

*

# સાચા સદ્‌ગુરુ

મૂળ હિન્દી લેખકઃ-શ્રી 'શિવ'

અનુઃ શ્રી "પ્રાનતપદરણુ"

માનવજીવનનું ધ્યેય છે પરમ કલ્યાણ યા મોક્ષની પ્રાપ્તિ. જે મુક્ત થયો છે તે જ મુક્તિનો માર્ગ બતાવી શકે. જે પોતે જ બંધાયેલો હોય તે બીજાને કેવી રીતે છોડાવી શકે? પ્રભુના પરમ ધામનો માર્ગ તેઓ જ જાણે છે, જેઓ ભગવત્કૃપાથી ત્યાં જવા ભાગ્યશાળી નીવડયા છે. એટલા માટે જ મોક્ષ યા પ્રભુપ્રાપ્તિ ઇચ્છતા સાધકો તત્ત્વજ્ઞાની, બ્રહ્મનિષ્ઠ, મહાપુરુષોની શોધ કરીને તેમનું શરણું સ્વીકારે છે અને તેમણે ચીંધેલા માર્ગે ચાલીને પ્રભુના ધામ સુધી પહોંચવા મથી રહ્યા હોય છે.

× × ×

આવા જ ભગવત્પ્રાપ્ત મહાત્માઓ સદ્‌ગુરુ કહેવાય છે. માણસ પોતે જે વાતથી અજ્ઞાન હોય તે વાત જેની પાસેથી જાણવા મળે તેનું નામ 'ગુરુ.' આ માન્યતા મુજબ સાધક દરેકને ગુરુ માની શકે છે. ગુરુ દત્તાત્રેયે આ જ દૃષ્ટિથી ચોવીસ ગુરુ કર્યા હતા. પરંતુ સદ્‌ગુરુ તમામ ગુરુઓથી વિલક્ષણ હોય છે. તે સત્-પરના પંથને પિછાણતો હોવાથી મનુષ્ય તે સદ્‌ગુરુને ગુરુ માનીને તેમના ચરણે સર્વસ્વ સમર્પણ કરે કમકે, તે સદ્‌ગુરુ દ્વારા તે એવી અમૂલ્ય ચીજ મેળવે છે કે તેની સરખામણીમાં સંસારના સમસ્ત ભોગો અત્યંત તુચ્છ જણાય છે.

× × ×

સાધક અને સર્વેશ્વર વચ્ચે, સદ્‌ગુરુ સાંકળરૂપ છે. જેમ વર-કન્યા વચ્ચે સંબંધ જોડી આપનાર ગોર મહારાજ હોય છે તેમ શિષ્યોનાં તમામ દૂષણો સદ્‌ગુરુ દૂર કરે છે; તેથી શિષ્યની દૃષ્ટિએ સદ્‌ગુરુનું સ્થાન ભગવાન કરતાં પણ ઊંચું છે. શાસ્ત્રો અને સંતોએ સદ્‌ગુરુની પ્રશંસા કરવામાં જરાય કચાશ રાખી નથી અને સદ્‌ગુરુ-શરણાગતિ સિવાય ઈશ્વરદર્શનને દુર્લભ યા અસંભવ જાહેર કર્યું છે. વાત પણ સાવ સાચી છે; કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વિ. મગરમચ્છોથી ઊભરાયેલા આ નીરવિહોણા ભવસાગરથી પાર થવા માટે જેને સદ્‌ગુરુરૂપી નાવિક મળ્યા હશે તેની દેહનૌકા સહીસલામત પાર ઊતરી જશે. આવા સમર્થ ગુરુની જેટલી પૂજા થાય, જેટલું સન્માન થાય, જેટલો ભક્તિભાવ દર્શાવાય તેટલો ઓછો જ છે. કારણ કે, આવા સદ્‌ગુરુનો બદલો શિષ્ય કોઈપણ રીતે વાળી શકવા સમર્થ નથી. આવા ગુરુનો જે દ્રોહ કરે તેને નરક ન મળે તો બીજું શું મળે! વળી આવા સદ્‌ગુરુનું શરણું સ્વીકારવાનો અસ્વીકાર કરનાર જેવો કમભાગી બીજો કોણ હોઈ શકે?

+ + +

જેણે તત્ત્વજ્ઞાનરૂપી પારાને પચાવ્યો છે તે જ પ્રભુનો પંથ બતાવી શકે છે. ગુરુની આવશ્યકતા અને ગુરુસેવાની મહત્તાનું આ જ કારણ છે. ગુરુભક્તિનું આ જ યથાર્થ રહસ્ય છે. પરંતુ આવા સદ્‌ગુરુના સ્થાને બધાને બેસાડી શકાતા નથી. જનતાના જીવનની જવાબદારી સ્વીકારવી એ કોઈ નાનીસૂની વાત નથી. બહુ જ ઊંચા અધિકારની આ વાત છે. વસ્તુતઃ ઈશ્વરના રહસ્યને સારી રીતે જાણનાર મહાપુરુષને જ સદ્‌ગુરુને સ્થાને સ્થિત થવાનો અધિકાર છે. માટે જ શ્રુતિએ 'શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ' પાસેથી જ્ઞાનરૂપી ધન મેળવવાની આજ્ઞા કરી છે. આંધળો માણસ બીજા આંધળાને કેવી રીતે દોરી શકે? તે પોતે ખાડામાં પડશે એટલું જ નહિ, પણ જેણે તેનો સહારો લીધો હશે તે પણ ખાડામાં પડશે. સખેદ સ્વીકારવું પડે છે કે આધુનિક ભારતવર્ષની પણ આવી જ પરિસ્થિતિ છે. વિલાસ-વૈભવોમાં ચકચૂર બનેલા અને ઇન્દ્રિયોના ઉપભોગોમાં ભાન ભૂલેલા પામર-મનુષ્ય પરમાર્થપથના પ્રદર્શકો બની બેઠા છે. આનું સ્વાભાવિક પરિણામ ઘોર નરકાગ્નિમાં પડવા, તેમજ વધુ વેગથી બળવા સિવાય બીજું શું હોઈ શકે?

+ + +

નિષ્કામ કર્મ, જ્ઞાન અને ભક્તિ—ભગવત્પ્રાપ્તિના આ ત્રણ મુખ્ય માર્ગો છે. 'યોગ' ત્રણેમાં સાથે હોવાથી તેને કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ કહે છે. ભક્તિને ભગવત્કાર્યમાં જોડવાથી કર્મયોગ અને જ્ઞાનયોગ આ બે જ નિષ્ઠા બાકી રહે છે. આ માર્ગે ચાલીને આત્મસાક્ષાત્કારની કક્ષાએ પહોંચેલો મહાપુરુષ યથાર્થ કર્મયોગી, ભક્ત અને જ્ઞાની છે. આ કોટિના મહાનુભાવો જ સંસાર-સાગરમાં ગોથાં ખાતા જીવોને તારવામાં સમર્થ છે.

ત્યાંસુધી હૃદયના કોઈ પણ ખૂણામાં વિષયાસક્તિ ભરેલી છે ત્યાંસુધી મનુષ્ય ન તો નિષ્કામ કર્મનું આચરણ કરી શકે છે કે ન તો જ્ઞાનમાર્ગમાં દઢતાથી આગળ વધી શકે છે. રાગ યા આસક્તિ જ કામનાનું મૂળ છે. કામનાયુક્ત માનવી નિષ્કામ કર્મયોગી બની શકતો નથી. વિષયોને વ્હાલા ગણનાર માણસ ઈશ્વરનો અનન્ય પ્રેમી કેવી રીતે બની શકે? વળી, વિષયાનુરાગી પુરુષ અદ્વૈત પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરી શકતો નથી. ત્રણેય માર્ગો માટે વિષયવૈરાગ્યની સૌથી પ્રથમ જરૂર છે. વૈરાગ્યના પાયા પર જ નિષ્કામ કર્મ, અનન્ય ભક્તિ અને જ્ઞાનની અવિચળ ઈમારત ઊભી કરી શકાય છે. દેખાવ ખાતર કરવામાં આવતા, વૈરાગ્યવિહીન કર્મયોગ, ભક્તિ અને જ્ઞાનથી તો માણસનું અધઃપતન થાય છે. વૈરાગ્ય એ જ પારમાર્થિક સાધનોનો પ્રાણ છે.

× × ×

સ્વરૂપથી જ વિષયોનો ત્યાગ કરીને કઠિન સંયમ અને નિયમોનું પરિપાલન કરનાર મનુષ્ય પણ જ્યારે વિષયોના પંજામાં સપડાઈ જાય છે, મોટા મોટા સાધુ મહાત્માઓને પણ જ્યારે કામિની, કાંચન અને કીર્તિના કિલ્લામાંથી છૂટવા માટે અનેકવિધ આફતોનો સામનો કરવો પડે છે તો પછી, જે લોકો અહોનિશ ભોગો ભોગવવામાં તલ્લીન રહે છે, ધનસંચય કરવામાં તત્પર બને છે, કુટુંબના કોથળા ઊંચકવામાં જ સમય બરબાદ કરે છે, રાજા મહારાજાઓને અદેખાઈ આવે એવો ઠાઠ-માઠ રાખે છે, માલ-મલીદા ઝાપટે છે, સુગંધીદાર અત્તરનો ઉપયોગ કરે છે, દાગીના અને વસ્ત્રાભૂષણો પહેરવામાંથી ઊંચા આવતા નથી, નાટકસિનેમામાં મશગૂલ બન્યા હોય છે, વેશ્યાઓના નાચ-મુજરા સાંભળે છે, શૃંગારિક અને બીભત્સ રસથી છલોછલ ભરેલાં પુસ્તકો વાંચે છે, સ્વયં ભગવાન બનીને સેવકસેવિકાઓ દ્વારા પગચંપી અને પાદ-પૂજન કરાવે છે, ખુશામતખોરોના ઘેરામાં ઘેરાયેલા રહે છે અને અભિમાનમાં અંધ બની ગયા છે, તેમનું અધઃપતન થાય એમાં શું આશ્ચર્ય છે!

× × ×

પરમાત્માને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી આવા મોહ-જાળમાં ફસાયેલા, વિલાસ વૈભવોની કોટડીમાં પૂરાયેલા, અનેક સ્થળે ભટકતા ચિત્તવાળા, સ્વેચ્છાચારી, કામભોગપરાયણ લોકોને ગુરુ માનવા યા ગુરુ તરીકે સ્વીકારવા અને શ્રીગોવિંદને છોડીને ગોવિંદની પ્રાપ્તિ અર્થે તેમની પૂજા કરવી એ વાસ્તવિક રીતે તો મોહનો મહિમા વધારવા જેવું જ છે. આવા લોકો પાસેથી પરમાર્થની આશા કેવી રીતે રાખી શકાય? જે ભગવાનને નામે ભોગોની સેવા કરી રહ્યા છે, જેમના હૃદયમાં નંદનંદન કૃષ્ણચંદ્રને સ્થાને માયાવી પદાર્થો વસેલા છે, એવા માયામોહિત માનવીઓ લોકોને માયામાંથી મુક્તિ કેવી રીતે આપી શકશે! ઈશ્વરરૂપે તો પ્રાણીમાત્રને પ્રણામ કરવા એ ધર્મ છે, પરંતુ સદ્ગુરુ સમજીને પ્રભુની પ્રાપ્તિ અર્થે આવા લોકોના પગ પૂજવાથી અને કાનોમાં મંત્ર ફૂંકાવવાથી એક ટકો પણ ફાયદો થતો નથી.

× × ×

'કાનમાં મંત્ર ફૂંકાવાથી ઉદ્ધાર થાય છે' એવી ભ્રમણામાં કોઈ ભરમાશો નહિ. ઉદ્ધાર બે રીતે થઈ શકે છે–સાચા સદ્ગુરુ દ્વારા મળેલ ગુરુમંત્રનું વિધિપૂર્વક અનુષ્ઠાન કરવાથી અને ભગવત્કૃપાપ્રાપ્ત શક્તિસંપન્ન સદ્ગુરુના તપોબળથી. સંભવ છે, કે આ બે મુખ્ય કારણોને લીધે જ ઈશ્વરસ્વરૂપ, તત્ત્વજ્ઞાની મહાત્મા પુરુષો પાસેથી મંત્ર ગ્રહણ કરવાની પ્રથા ચાલુ થઈ હશે, કે જે આ દૃષ્ટિથી બહુ જ લાભદાયક હતી. પરંતુ આજે આવા સદ્ગુરુઓનો લગભગ દુષ્કાળ પડ્યો છે. ઘેરઘેર ભટકતા લાખો ગુરુઓમાં બહુ જ નાની સંખ્યામાં આવા સદ્ગુરુ હશે. આવી સ્થિતિમાં મંત્ર ફૂંકાવવાથી અને રસ્તે રખડતા મળે તેમને ગુરુ માનવાથી ઉદ્ધાર થઈ જશે એવી ભ્રામક માન્યતાથી ખૂબ સાવધાન રહેજો, નહિ તો ઠગાઈ જશો. કેમ કે મંત્રપ્રદાન કરનાર લોકોની મંત્રમાં યા મંત્રદેવતામાં શ્રદ્ધા હોતી નથી. જો શ્રદ્ધા હોય તો તેઓ તેમાં જ તરબોળ રહેત. ન તો શિષ્યસમુદાય સર્જન માટે શ્રમ ઉઠાવત અને ન તો મંત્ર દાતાઓમાં તે શક્તિ છે કે જેના પ્રભાવથી મંત્રદાન કરવાથી પોતાના શિષ્યનો આપમેળે ઉદ્ધાર થઈ જાય.

× × ×

# પ્રભુના નામની કિંમત કેટલી ?

અનુ: શ્રી "પુનિતપદરેણુ"

એક ઉચ્ચ કોટિના મહાત્મા હતા. ભગવન્નામ પર તેમની દૃઢ શ્રદ્ધા હતી. તેઓ ખૂબ વિરક્ત દશામાં રહેતા હતા. દૂર-સુદૂર સુધી તેમની ખ્યાતિ પહોંચી ગઈ હતી. પોતાની અનિચ્છા હોવા છતાં તેમની આસપાસ એક મોટું શિષ્યમંડળ જામ્યું હતું.

એક વખત મહાત્માજી કોઈ કામ પ્રસંગે બહાર ગયા હતા. તે વખતે નજીકના ગામમાંથી એક માણસ આશ્રમમાં આવ્યો અને ત્યાં ઊભેલા એક શિષ્યને પૂછ્યું; 'મહાત્માજી આશ્રમમાં છે કે નહિ ?' શિષ્યે કહ્યું; 'સ્વામીજી મહારાજ આશ્રમમાં હાજર નથી. એક ખાસ કાર્ય અંગે તેઓ બહાર ગયા છે, ક્યારે પાછા ફરશે તે નક્કી ન કહી શકાય. આપને હરકત ન હોય તો, જે કામ હોય તે કહો.' આગંતુકે આજીજીપૂર્વક કહ્યું, કે 'મારો એકનો એક દીકરો ખૂબ બિમાર છે. અનેક જાતની દવા કરવા છતાં કંઈ ફાયદો થતો નથી. છેલ્લા ઉપાય તરીકે કંટાળીને મહાત્માજી પાસે આવ્યો છું. મહાત્માજીની ગેરહાજરીમાં આપ કંઈ રસ્તો બતાવશો ?'

શિષ્યે કહ્યું, 'ભાઈ ! ગુરુમહારાજની કૃપાથી હું ...પને એક ઉપાય બતાવું છું. તે શ્રદ્ધાપૂર્વક અજમા... તો જરૂર ફાયદો થશે. 'રામ'નામ ત્રણ વાર ... અને તેને ધોઈને બાળકને પીવરાવી દેજો, ઈશ્વર સૌ સારાં વાનાં કરશે. પછી મને મળજો.' ...નાર વ્યક્તિ પોતાને ઘેર પાછો ગયો.

બીજે દિવસે તે જ વ્યક્તિ ફરીથી હર્ષ પામતો ...તો મહાત્માજીના આશ્રમમાં આવ્યો. તે વખતે મહાત્માજી પણ ત્યાં હાજર હતા. તેમનાં પુનિત ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કરીને વિનમ્ર શબ્દોમાં, હાથ જોડીને તેણે જણાવ્યું કે, 'નમસ્તે સ્વામીજી ! આપના શિષ્ય તો સિદ્ધ પુરુષ જેવા લાગે છે. હજુ ગઈ કાલની જ વાત છે. હું એક કામ માટે અહીં આવ્યો હતો. આપ કોઈ કાર્યને અંગે બહાર ગયા હતા. આપની ગેરહાજરીમાં આપના શિષ્યને મેં મારા પ્રાણાધિક પ્રિય પુત્રનો રોગ દૂર થાય એને માટે વિનવણી કરી. તેમણે કૃપા કરીને બતાવ્યું, કે ફક્ત ત્રણ વાર 'રામ'નામ લખજો અને તેને ધોઈને દરદીને પીવડાવી દેજો. મેં ઘેર જઈને બરાબર તેમના કહેવા પ્રમાણે અમલ કર્યો. મને જણાવતાં અતિ આનંદ થાય છે, કે આ પ્રયોગ કરતાંની સાથે જ બાળક પથારીમાંથી બેઠો થઈ ગયો. નવા આવનાર માણસને તો એમ જ લાગે કે આ છોકરાને કંઈ થયું જ નથી ! ખરેખર, સંતોની કૃપા શું નથી કરી શકતી ?'

આખો બનાવ સાંભળ્યા પછી મહાત્માજી પોતાના શિષ્ય પર ખૂબ ગુસ્સે થયા. અને તેના કલ્યાણ માટે કોપનો દેખાવ કરીને બોલ્યા: 'અરે મૂર્ખ ! આવી સાધારણ બિમારી માટે તેં ત્રણવાર 'રામ'નામનો પ્રયોગ કરવાની સલાહ આપી ? તને ભગવન્નામમહિમાનું જરાય ભાન નથી. માત્ર એક જ વાર પ્રભુનું નામ લેવાથી અનન્ત કોટિ પાપોનો અને ભવરોગનો સંપૂર્ણ નાશ થઈ જાય છે. તારી આ મૂર્ખાઈને લીધે તને આશ્રમમાં હવે વધુ વખત રાખવો યોગ્ય નથી. માટે અત્યારે જ તારી મરજી ફાવે ત્યાં ચાલ્યો જા.' ગુરુદેવના ગુસ્સાથી શિષ્યની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં. તેણે ગુરુદેવને ખૂબ પ્રાર્થના કરીને ક્ષમાયાચના કરી. સંતોનો ક્રોધ તો પાણીમાં લીટા જેવો હોય છે. તે ઉપરથી ક્રોધ જેવો દેખાતો હોવા છતાં પણ વાસ્તવિક રીતે તે ક્રોધ હોતો જ નથી. મહાત્માએ શિષ્યનો અપરાધને ઉદાર હૃદયે માફી આપી.

ત્યારબાદ મહાત્માજીએ પોતાની ઝોળીમાંથી એક સુંદર ચમકતો પત્થર બહાર કાઢ્યો અને તેને શિષ્યના હાથમાં આપીને કહ્યું, 'શહેરમાં જઈને આ પત્થરની કિંમત કરાવી લાવ. એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખજે કે તેને વેચવાનો નથી માત્ર તેની કિંમત જ અંકાવવાની છે. ખૂબ કસીને કિંમત અંકાવી લાવજે. કોણ કેટલી કિંમત આંકે છે તે લખીને મને બતાવજે.'

શિષ્ય તે પત્થરને લઈને બજારમાં ગયો. સૌથી પહેલી એક શાક વેચનારી બાઘરણ મળી. તેણે તેને પત્થર બતાવીને કહ્યું; 'આ પત્થરની તું વધારેમાં વધારે કેટલી કિંમત આપી શકીશ !' શાક વેચનારીએ પત્થરની સુંદરતા અને ચમક જોઈને કહ્યું, 'ભાઈ ! પત્થર તો બહુ સારો જણાય છે. છોકરાઓને રમવા માટે સારી વસ્તુ જણાય છે. આની કિંમત તરીકે, મારા મત પ્રમાણે, હું શેર-દોઢ શેરથી વધારે શાક નહિ આપી શકું. પત્થરને પાછો માગીને શિષ્ય આગળ વધ્યો. કોઈ એક વાણિયાની દુકાને જઈને પૂછ્યું; 'કેમ શેઠજી આ પત્થર મારે વેચવાનો છે. કહો, આપ તેને વધુમાં વધુ કેટલી કિંમતે ખરીદી શકશો ?' વાણિયો પત્થરને હાથમાં લઈને, તપાસીને મનમાં વિચારે છે, કે પત્થર છે તો

સુંદર અને ચમકદાર ! વળી વજનદાર પણ છે. હલકો નથી. સોના-ચાંદીના દાગીના તોલવામાં કાટલા તરીકે તે સારું કામ આપશે. તેણે કહ્યું, 'વધુમાં વધુ એક સો રૂપિયામાં આપી શકતા હો તો હું લેવા તૈયાર છું. બોલો, શી ઇચ્છા છે ?' તેને પણ 'નથી વેચવો' એવો જવાબ આપીને શિષ્ય આગળ વધ્યો. આગળ જતાં એક સોનીની દુકાને બતાવ્યો. સોનીએ જોઈને વિચાર કર્યો કે આ ચીજ આપણા ખપમાં આવે તેવી છે. આને તોડીને તેમાંથી બીજા અનેક પુખરાજ તૈયાર થઇ શકે એમ છે. તેણે કહ્યું; 'વધુમાં વધુ એક હજાર રૂપિયા આપી શકીશ.'

જેમ જેમ તે આગળ જવા લાગ્યો તેમ તેમ તેની કિંમત વધતી જોઇને શિષ્યના ઉરમાં ઉત્સાહનો ઉછાળો આવ્યો. ત્યાંથી તે એક ઝવેરીની દુકાને પહોંચ્યો. જ્યારે ગુરુદેવની પાસેથી નીકળ્યો હતો ત્યારે તો ઝવેરી પાસે જવાની તેની હિંમત જ નહોતી પરંતુ હવે તેની દૃષ્ટિ બદલાય ગઇ હતી. તેના મનમાં એમ થયું કે માનો ન માનો પણ આ કોઈ સાધારણ પત્થર નથી. ઝવેરી પાસે તેનું મૂલ્યાંકન કરાવ્યું તો તેને એક કિંમતી પાણીદાર હીરો સમજીને તેણે એક લાખ રૂપિયા રોકડા આપવાની તત્પરતા દર્શાવી. પરંતુ એને વેચવાનો ક્યાં હતો ! આથી શિષ્ય ઝવેરીબજારના મુખ્ય વેપારી પાસે ગયો. એ-પાંચ મોટા ઝવેરીઓએ ભેગા મળીને તેની કિંમત પાંચ કરોડ રૂપિયા ઠરાવી, અને જો વેચવાની ઇચ્છા હોય તો તે રકમ રોકડી આપવાની ઓફર કરી. શિષ્યને હવે લાગ્યું કે તેની આખરી હદ આવી ગઇ છે. છતાં પ્રયત્ન કરી જોવાની ખેવના તે રાજા પાસે ગયો. રાજાને તે પત્થર ખૂબ ગમી જવાથી તેણે રાજ્યના ઝવેરીઓને બોલાવ્યા અને તેનું મૂલ્યાંકન કરવાનું કહ્યું. અંદરઅંદર વિચારવિનિમય કરીને બધાએ સર્વાનુમતે નિર્ણય જણાવ્યો કે 'મહારાજા સાહેબ ! અમારા વડીલોના વખતથી અમે ઝવેરીનો ધંધો કરીએ છીએ, પરંતુ આવું કિંમતી રત્ન ક્યાંય અમારા જોવામાં આવ્યું નથી. આની કિંમત આંકવી એ અમારી શક્તિ બહારની વાત છે. અમને તો એમ લાગે છે કે આપ આપનું સમસ્ત રાજ્ય તેના બદલામાં સોંપી દો તો પણ તેની કિંમત ચૂકવાય નહિ.'

મહારાજાએ શિષ્યને પૂછ્યું : 'ભાઇ ! તું આવું અણમોલ રત્ન લાવ્યો ક્યાંથી ? શિષ્યે ઉત્તર આપ્યો, કે 'મારા પૂજ્ય ગુરુદેવે આ રત્ન મને આપ્યું છે; અને તે એ શરતે કે તેની માત્ર કિંમત જ આંકવાની, વેચવાનો સ્વપ્ને પણ વિચાર નહિ કરવાનો.' રાજાએ શાંતિથી કહ્યું. 'જો તમારા ગુરુદેવની ઇચ્છા હોય તો હું મારું આખું રાજ્ય તેના બદલામાં રાજીખુશીથી આપવા તૈયાર છું. તમે સ્વામીજીને પૂછીને મને જે નિર્ણય થાય તે જણાવજો.'

સ્વામીજી પ્રત્યે બધાને ખૂબ આદર હોવાથી શિષ્યને માન-સન્માન સહિત રાજાએ ત્યાંથી વિદાય આપી.

શિષ્યે સ્વામીજી પાસે જઇને તમામ હકીકત જણાવી. શિષ્યે પોતાનો અંગત અભિપ્રાય આપતાં કહ્યું, કે 'જો રાજા સાહેબ આખું રાજ્ય આપી દે તો જરૂર તેને વેચી નાખવો જોઇએ.' 'ભાઇ ! એવાં અનેક રાજ્યો ભેગાં કરે તો પણ આની તોલે આવી શકે તેમ નથી મને દુઃખ થાય છે કે તું તેની યોગ્ય કિંમત નક્કી કરવામાં નિષ્ફળ નીવડ્યો છે.'

મહાત્માજીએ શિષ્યને આજ્ઞા કરી, કે 'લોઢાની બનેલી કોઇ પણ ચીજ હોય તો અહીં લાવ.' શિષ્યે આશ્રમમાંથી તાવેથો, સાણસી, ચીપીયો વિ. સાધનો લાવી આપ્યાં. મહાત્માજીએ તે પત્થર લોઢાને અડાડતાંની સાથે જ તે તમામ વસ્તુઓ શુદ્ધ સોનાના રૂપમાં ફેરવાઇ ગઇ. આ ચમત્કાર જોઇને શિષ્યને બહુ નવાઇ લાગી, તેણે અહોભાવ પામીને પૂછ્યું, 'આ તો કોઈ વિચિત્ર વસ્તુ જણાય છે. આ શું હશે, ગુરુદેવ ?' મહાત્માજીએ જવાબ આપ્યો, કે 'આ એક પારસમણિનો ટુકડો છે, કે જેના સ્પર્શથી લોઢું સોનું બની જાય છે. હવે તું જ કહે કે આની કેટલી કિંમત આંકી શકાય? શિષ્યે નમ્રતાપૂર્વક કહ્યું. 'ગુરુદેવ ! આ જગતની તમામ ધાતુઓમાં કિંમતની દૃષ્ટિએ સોનું અગ્રસ્થાન ભોગવે છે અને તે સોનું આનાથી ઉત્પન્ન થતું હોવાથી તેની કિંમત આંકી શકાય તેમ છે જ નહિ.'

બોધપાઠઃ—ભગવાનના નામનું મૂલ્ય તો આના કરતાં પણ અનેકગણું વધારે છે; કારણ કે આ તો પારસમણિ છે જ્યારે પ્રભુનું નામ તો આખો રસમણિ છે, વળી આ તો જડ પદાર્થ છે, અને જડ પદાર્થો વડે જડ પદાર્થોની જ પ્રાપ્તિ થઇ શકે. તેથી સાંસારિક પદાર્થ સાથે ભગવન્નામની સરખામણી કરવી

એ તદ્દન અયોગ્ય છે. તેની તુલના કરનારાઓ બે-ચાર શેર શાક જેટલી જ કિંમત આંકશે. જે પ્રમાણે પારસમણિને ન પિછાણનાર વ્યક્તિ તેને તુચ્છ વસ્તુ સમજીને હમેશાં નિર્ધન રહે છે તેમ રામનામના મહત્ત્વને નહિ સમજનારાઓ પ્રેમ અને ભક્તિની દૃષ્ટિએ હંમેશાં કંગાલ જ રહે છે. પ્રભુના નામના પ્રભાવથી અપરિચિત હોવાથી જ પેલા શિષ્યે સામાન્ય રોગ મટાડવા માટે ત્રણ વાર 'રામ' નામનો પ્રયોગ કરવાનું કહ્યું. જેના પ્રતાપે ભયંકર ભવરોગ મટી જાય છે તેનો ઉપયોગ મામૂલી રોગનો નાશ કરવામાં કરવો એ શું નરી મૂર્ખાઈ નથી? શિષ્યની આ અજ્ઞાનતા દૂર કરવા માટે જ ગુરુએ તેને પારસમણિ લઈને મોકલ્યો હતો.

# શૂળીનું મોત શૂળથી સર્યું

સંપાદક : શ્રીહરિશંકર દ. ત્રિવેદી.

એક મોટા નગરમાં એક જુવાન વાણીઆને તેના જ જેવડા બ્રાહ્મણ જોડે બાળપણથી બહુ મિત્રાચારી હતી. વાણીઓ પૈસાદાર હતો. બ્રાહ્મણ ગામમાં શિવપૂજા કરી વસ્તીમાં ભિક્ષાવૃત્તિ કરી ગુજરાન ચલાવતો હતો.

એક દહાડો વાણીઆના મનમાં આવ્યું, કે આજે મારા ભાઈબંધ બ્રાહ્મણને સાથે લઈ વેશ્યાને ઘેર જાઉં. એમ વિચારી પોતાના ઘેરથી નીકળ્યો. થોડે દૂર જતાં એક પરદેશી વેપારી સામો મળ્યો. તેની જોડે વાતચીત કરતાં જણાયું કે તે પરદેશીને એક હજાર ખાંડી રૂ ખરીદવાનું છે. રૂ વાણીઆના ઘરમાં પુષ્કળ હતું તેથી [illegible] એ વેપારી સાથે ભાવ નક્કી કર્યો. તેમાં દર ખાંડીએ [illegible]ૂઆ વીસનો તેને ચોકખો નફો હતો. વેપારીએ રૂનું [illegible]ી કરવા તેને આગ્રહ કર્યો. પણ વેશ્યાને ઘેર જવાની ..નમાં તેણે કહ્યું, 'તમે આપણે ઘેર જાઓ. હું જરા કામે જાઉં છું. ત્યાંથી પાછો આવીને સાટું નક્કી કરીશ.' એમ કહી વેપારીને પોતાના ઘેર પહોંચાડવા કોઈ માણસને ભલામણ કરી. પોતે વેશ્યાને ઘેર જવા આગળ ચાલ્યો. એવામાં તેનો ભાઈબંધ બ્રાહ્મણ મળ્યો, તેને વેશ્યાને ઘેર આવવા આગ્રહ કર્યો. પણ તે ત્યાં ન જતાં ઠાકોરજીના મંદિરમાં કથા વંચાતી હતી ત્યાં જવા નીકળેલો માટે ત્યાં ગયો. તેણે વાણીઆને વેશ્યાને ત્યાં ન જવા કહ્યું. પણ તે કામાંધ માન્યું નહિ.

રાતના દશ વાગે મંદિરમાં કથા વંચાઈ રહેતાં પેલો બ્રાહ્મણ મંદિરની બહાર પગ મૂકે છે. તેવો જ બાવળનો નવી શૂળનો કાંટો પગમાં બેસી ગયો. તે કોઈ રીતે નીકળી શક્યો નહિ. છેવટે હજામને બોલાવતાં ચીપીઆ વડે મહા મહેનતે ખેંચીને શૂળ કાઢી. બહુ લોહી નીકળ્યું, અને વેદના થવાથી ઘેર પહોંચવું મુશ્કેલ થઈ પડ્યું. કોઈની પાસેથી લાકડી માગી ખોડંગાતો ખોડંગાતો રસ્તે ચાલવા માંડ્યો. થોડેક ગયો એટલે તેનો મિત્ર વાણીઓ સામો મળ્યો. તેણે બ્રાહ્મણને લાકડીના ટેકાથી ઘણી મુશ્કેલીએ આવતો જોઈ મશ્કરીમાં કહ્યું, કે ઠાકોરજીના મંદિરમાં કથા સાંભળનાર ખરા ભક્તની આ દશા !!

જો મારૂં કહ્યું માની મારી સાથે વેશ્યાને ઘેર આવ્યા હોત તો મને આ સોનાની મહોર રૂા. ૧૫)ની કિંમતની જડી, તેમાંથી હું તને અડધો ભાગ આપત.

બ્રાહ્મણને શૂળની વેદના સાથે વાણીઆનાં કટાક્ષ વચનો ભાલા જેવાં લાગ્યાં. તે કશું બોલ્યા વગર પોતાને ઘેર ગયો.

વાણીઓ સોનામહોર જડવાથી મનમાં મલકાતો પેલા વેપારીને એક હજાર ખાંડી રૂ આપીને વીસ હજાર રૂપીઆનો ચોકખો લાભ લેવાના વિચારમાં ઉતાવળો ઘેર આવ્યો. પણ તે પોતાને ઘેર પહોંચ્યા પહેલાં ટપાલ આવી જવાથી દેશાવરના કાગળોમાં રૂ નો ભાવ તૂટી ગયાની અફવાઈ પેલા વેપારીના જાણવામાં આવતાં પ્રથમ વાણીઆ પાસે જે ભાવે રૂ લેવા કબુલ થયો હતો તે માંડી વાળ્યું. આથી વાણીઆને મળવાનો રૂપીઆ વીસહજારનો નફો બંધ રહ્યો.

વાણીઓ જે વેશ્યાને ઘેર ગએલો તેના પાડોશી એક કાછીઆને તે જ રાત્રે કોઈએ છરાથી મારી નાખેલ હતો. કોઈ પારખી કાઢે નહિ, માટે તે મારનારે પોતાના પગમાં જોડા કે જે પેલા બ્રાહ્મણના ચોરી લીધેલા હતા, તે તેને ઘેર રાતમાં નાખી દીધા. અને ખુની પોતાને ઘેર જઈ સૂઈ રહ્યો. સવારમાં વહેલી તે મરનારની સ્ત્રી જાગી તો પોતાના પતિને કોઈએ મારી નાખ્યાની વાત જાણી પોકાર કરવા લાગી. એવામાં ચોકીયાત જાગી ઊઠ્યા, અને તેના ઘરમાં કોઈને જવા ન દેતા

પગીને બોલાવી પગ તપાસ્યો, તો એ બ્રાહ્મણનો માલુમ પડ્યો. અને જોડા પણ બ્રાહ્મણને ઘેરથી મળી આવ્યા, તેથી બ્રાહ્મણને શૂળી મળશે, એમ જોનારના મનમાં નક્કી થયું. પણ બ્રાહ્મણના જોડા પંદર દહાડાથી કોઈ ચોરી ગયેલો તથા જોડા વગર બ્રાહ્મણને એ જ રીતે શૂળ વાગવાથી કપરી વેદના ઉત્પન્ન થઈ હતી, વળી તે જ રાત્રે બ્રાહ્મણના ઘરમાં તેના ખોવાએલા જોડા કોઈ નાખી ગયો હતો. તે વાત જગજાહેર હોવાથી તેને શૂળી મળવાના આરોપથી તે બચી ગયો હતો.

ફોજદારે બ્રાહ્મણને ઘેરથી જોડા કબજે કર્યા. અને કહ્યું કે ગઈ રાત્રે આ જોડા પહેરીને તમે વેશ્યાવાડમાં એક કાછીઆનું ખૂન કર્યું છે. માટે કોર્ટ બોલાવે તે વખતે હાજર થવા જામીન આપો. બ્રાહ્મણે જામીન આપ્યા. ચીફ કોન્સ્ટેબલ સાહેબ રજા પરથી ઘેર આવતાં સુધી કામ મુલતવી રહેતાં છાની બાતમી ચાલી.

બ્રાહ્મણના મનમાં વિચાર આવ્યો કે ઠાકોરજીના મંદિરે પ્રેમથી હરિકથા સાંભળી, અને વાણીઆની લાલચથી વેશ્યાને ઘેર ન ગયો, તેનું ફળ શૂળ વાગવાનું અને બે માસ સુધી ખાટલે પડી રહેવાનું હોય નહિ. તેમ જ વાણીઓ મંદિરે ન આવતાં વેશ્યાને ઘેર ગયો, તેને સોનામહોર મળી એ બહુ નવાઈ જેવું કહેવાય.

કેટલાક દિવસે કોઈ સારો માણસ તેને મળ્યો. તેને તેણે પ્રશ્ન કર્યો, કે મારા ભાઈબંધના કહેવાથી હું વેશ્યાને ઘેર ન જતાં ઠાકોરજીના મંદિરમાં થતી હરિકથા પ્રેમથી સાંભળવા ગયો, ત્યાંથી આટલી પીડા મળી, અને વાણીઓ મારા કહેવાથી મંદિરે ન આવતાં વેશ્યાને ઘેર ગયો તેને સોનામહોર મળી આનું શું કારણ?

પેલા સારા માણસે કહ્યું કે ભાઈ! કળિયુગમાં "કસાઈને ઘેર કુશળ રહે છે, અને સતીઓ પીડાય છે." આ જવાબ બ્રાહ્મણને સમાધાનકારક થયો નહિ.

થોડાક દહાડા પછી બીજો કોઈ હરિભક્ત મળ્યો. તેને ઉપરનો પ્રશ્ન પૂછતાં જવાબ મળ્યો કે "ભાગ્યશાળીને ભૂત રળે, અને દુબળાં વાડે છિદ્રાં." દુનિયાનો નિયમ આવો છે. આ ખુલાસાથી પણ બ્રાહ્મણના મનની શંકા દૂર થઈ નહિ. કેટલાક દહાડા પછી ત્રીજો સાધારણ માણસ મળ્યો. તેને પણ સવાલ પૂછતાં જવાબ આપ્યો કે "તમારે ભાગ્યશાળીના કહેવાથી વેશ્યાને ઘેર જવું જોઈતું હતું, છતાં ન ગયા તેથી તમને શિક્ષા થઈ છે." કેટલાક દહાડા પછી ચોથો માણસ મળ્યો. તેને ઉપરનો ખુલાસો પૂછતાં જવાબ મળ્યો કે "મંદિરમાં જઈને તમે સ્થિર ચિત્તે કથા સાંભળી કે માળા ફેરવી નહિ હોય. તેથી તમને પાપ લાગવાથી આ દશા થઈ છે." આ ખુલાસો પણ બ્રાહ્મણને ગળે ઉતર્યો નહિ.

ત્યારપછી બ્રાહ્મણે સાજો થઈ ભિક્ષા માગવા ગામડે જવા માંડ્યું. રસ્તામાં એક ઝાડ નીચે કોઈ જ્ઞાની પુરુષ બેઠેલો જોઈ તેની પાસે ગયો. તેને નમન કરી પોતાનો ઉપરનો જ પ્રશ્ન નમ્રતાથી પૂછ્યો. સિદ્ધ પુરુષે થોડીવાર આંખો બંધ રાખી પછી જવાબ આપ્યો કે, વેશ્યાને ઘેર તમે ગયા હોત તો તમને બીજે દહાડે ખૂનના આરોપથી શૂળીની શિક્ષા થવાની હતી, તેને બદલે હરિકથામાં જવાથી શૂળથી જ પત્યું છે. વાણીઓ જો વેશ્યાને ઘેર ન ગયો હોત તો તેને એક સામટા વીસ હજાર રૂપીઆ રૂના વેપારમાં મળવાના હતા. પણ હવે તો ઉલટી વીસ હજારની ખોટ જશે. એટલે બિચારાને ઘણું નુકશાન થયું છે. આ ખુલાસો સાંભળી બ્રાહ્મણ સિદ્ધ પુરુષના પગમાં નમી પડ્યો. તેના મનની સર્વ ભ્રાન્તિ દૂર થઈ ગઈ.

ઉપલક દેખાવમાં આવતા સુખ કે દુઃખને દીર્ઘ દૃષ્ટિવાળા જ્ઞાની માણસો સાચું ન માનતાં તેના પરિણામનો લાંબો વિચાર કરે છે.

---

**શ્રી રામનામ બેંકની શાખાઓને ખાસ સૂચના**

આથી રામનામબેંકની શાખાઓને જણાવવામાં આવે છે, કે 'ભક્તિ ઝરણાં' ભાગ ૨૧ થી ૨૫, જેમાં તદ્દન નવાં ભજનોનો સમાવેશ કરવામાં આવ્યો છે તે, તૈયાર થઈ ગયાં છે, માટે જેમને જેટલી નકલોની જરૂર હોય તટલી સંખ્યામાં છૂટા ભાગો મંગાવી લેવા વિનંતિ છે.

'પુનિતકાવ્યકુંજ' ભાગ પાંચમો (ભક્તિ-ઝરણાં ભાગ ૨૧ થી ૨૫ ભેગા) પણ છપાઈ ગયો છે છતાં તેને તૈયાર થતાં લગભગ એક અઠવાડિયાનો સમય લાગશે. તેને માટેના ઓર્ડરો પણ સાથે જ મોકલી આપવા, જેથી અનુકૂળતા મુજબ માલ રવાના કરી શકાય

જેમને આ ભાગો મેળવવા હોય તેમણે શાખામાંથી યા અત્રેથી રામનામની નોટો મંગાવી લેવી.

# નવનાથ કથામૃત

લેખકઃ—
કીર્તનાચાર્ય શ્રી. સીતારામ શર્મા

( ગતાંક પૃષ્ઠ ૫૪૫ થી ચાલુ )

पुष्पे गन्धस्तिले तैलं काष्टेऽग्निः पयसि घृतम् ।
इक्षौ गुडो वपुष्यात्मा लभते गुरुवाक्यतः ॥
यस्य नास्ति गुरुः कश्चिद्यो गुरुं नैव सेवते ।
स महापातकी ज्ञेयो न स दर्शनमर्हति ॥

ફૂલોને વિષે સુગંધ ગુપ્ત રહે છે, પરંતુ નાસિકા વડે સુંઘવાથી અગર પવનના સંયોગથી તે વ્યક્ત થાય છે; તેમજ તલમાં તેલ, કાષ્ઠમાં અગ્નિ, દૂધમાં ઘી, શેરડીમાં ગોળ ઇત્યાદિ પદાર્થ સમાએલા છે; પરંતુ અનુરૂપ ક્રિયા ઘાંચીની ઘાણીમાં પીલાવું, ઘર્ષણ, મંથન, યંત્રમાં દબાવવું વગેરે કર્યાથી તેની અભિવ્યક્તિ તથા પ્રાપ્તિ થાય છે. તેજ પ્રમાણે આ શરીરને વિષે સ્થિત એવો જે આત્મા તે પણ ગુરુવાક્ય વડે ઉપલબ્ધ થાય છે. ફળ વગરનું વૃક્ષ, જળ વિનાનું સરોવર, મેઘ વિના વર્ષાકાળ, દૈવ વિના ચાતુર્ય તથા પરાક્રમ રહિત રાજા જેમ વ્યર્થ મનાય છે, તેજ પ્રમાણે મનુષ્યજન્મની પ્રાપ્તિ થવા [illegible] જેણે આત્મસ્વરૂપની પ્રાપ્તિને અર્થે કોઈ સદ્‌ગુરુનો [illegible] ન કર્યો હોય, ત્હેનો જન્મ પણ વ્યર્થ જ છે. [illegible] મનુષ્યને મહાપાતકી જાણી, તેનું દર્શન કરવું પણ યોગ્ય નથી એમ કહ્યું છે. આત્માનંદનો લાભ ગુરુકૃપા વિના થતો નથી.

વ્હાલા આત્મીય સ્વજનો ! મેનાવતી પદ્માસન લગાવી બેઠી. ગુરુએ તેના ખોળામાં માથું મૂકી બાહ્ય આડંબર કરી ઘસઘસાટ ઊંઘવાનો ડોળ કર્યો અને સ્થૂળ દેહમાંથી બહાર નીકળી એક ભ્રમરનું રૂપ ધારણ કરી શિષ્યની પાત્રતા જોવાને માટે પદ્માસન લગાવીને બેઠેલી મેનાવતીની સાથળ કોચવી શરૂ કરી. અહીંઆં વાચકવૃન્દને કદાચ એમ લાગશે કે આમ બની શકતું હશે? પરંતુ તમારો સંદેહ મીટાવવા બે દૃષ્ટાંતો રજુ કરું છું. એક તો ભગવાન શંકરાચાર્ય મંડનમિશ્રને ત્યાં શાસ્ત્રાર્થ કરવા ગયા ત્યારે બન્ને જણા સામસામા બેઠા, પણ બંનેને વિચાર થયો કે આપણે જીત્યા કે હાર્યા એનો ન્યાય કોણ કરશે? છેવટે ભગવાન શંકરાચાર્યે ઘરની અંદર દૃષ્ટિ કરી તો મંડનમિશ્રનાં પત્નીને ભાળ્યાં અને જોતાંની સંગાથે ભગવાન ચમક્યા ! અરે ! (મનમાં) મંડનમિશ્રનાં અહોભાગ્ય છે કે સાક્ષાત્ વાણીદેવીનો અંશાવતાર દેવી ભારતી નામ ધારણ કરી તેમની પત્ની થઈ રહી છે. આહો ! મંડનમિશ્ર મહાભાગ્યશાળી છે. એમ કહી ભગવાન બોલ્યા; "આપણા બંનેનો ન્યાય તમારી પત્ની દેવી ભારતી કરશે." ભારતી પણ આ શબ્દોથી ચમક્યાં અને આંતર દૃષ્ટિએ જોયું તો એ પણ મનમાં બોલ્યાં; "આ તો ભગવાન શંકરનો અંશાવતાર ભગવાન શંકરાચાર્ય ! તેતો મારા પતિની જીત થવી અશક્ય છે. પણ મારા પર ધર્મસંકટ આવી પડયું. પતિ હારે તો પણ મારાથી એમ પણ કેમ કહેવાય કે પતિદેવ હાર્યા. તો હું મારા પાતિવ્રતાના ધર્મથી વંચિત થાઉં છું." એમ કહી વિચારમાં પડી ગયાં. છેવટે એમણે બે કમળની માળાઓ બનાવી અને બંનેને ડોકમાં પહેરાવી અને કહ્યું; "જેની માળા કરમાય તે હાર્યો એમ સમજી લેવાનું." આથી બંને જણા ખૂબ જ સંતુષ્ટ થયા. સતત સાત દિવસ એમનો શાસ્ત્રાર્થ ચાલ્યો. છેવટે આઠમા દિવસે મંડનમિશ્રની માળા કરમાઇ ગઇ અને પોતે હાર કબુલ કરી અને પોતે સંન્યાસદીક્ષા લેવા તૈયાર થયા. ત્યારે ભારતી કહે છે; "સબુર કરો તમે મિશ્ર દેવને જીત્યા પણ હું એમનું અર્ધાંગ બાકી છું." એમ કહી દેવી ભારતી ભગવાન શંકરાચાર્યના સામે પતિના વામ અંગમાં બેઠાં. દેવી પણ વિચાર કરવા લાગ્યાં કે ભગવાન શંકરથી, જગતની કઇ વસ્તુ અજાણી હોય કે હું એમને હરાવી શકું? બહુ વિચારને અંતે નિશ્ચય કરી એક ગૃહસ્થધર્મનો પ્રશ્ન પૂછ્યો. પ્રશ્ન એવો અટપટો હતો પણ તે શંકરથી અજાણ્યો ન હતો, પરંતુ શંકર બાલબ્રહ્મચારી અને સંન્યાસી. એમણે આ વાત જાણી કેવી રીતે એવી જગતને શંકા રહે એટલે પોતે જાણતા હોવા છતાં અજાણ્યા બન્યા. કારણ કે બાલબ્રહ્મચારી સંન્યાસી તરીકે જો એ જવાબ આપે તો એમના સંન્યસ્તપણામાં ડાઘ લાગે તેમ હતું. (એમનાથી એ પ્રશ્નનો જવાબ આપી શકાય તેમ હતું જ નહિ.) એટલે ભગવાન શંકરાચાર્યે કહ્યું કે "મને ૭ માસની મહેતલ આપો." અને તેમ થયું. ભગવાન શંકરાચાર્ય ગામ બહાર પોતાના આશ્રમમાં ગયા. એટલામાં એક રાજા મરી ગયો છે. તેનું શબ ત્યાં થઇ નીકળ્યું. શંકર ભગવાને સ્મિત કરી કહ્યું કે "મારા આ સ્થૂળ દેહનું સંરક્ષણ કરજો. ભારતીના પ્રશ્નનો જવાબ આપવા માટે મારે આ શરીરમાં પ્રવિષ્ટ થવું પડે એમ છે. માટે હું જાઉં છું." એમ કહી ભગવાન સમાધિસ્થ થયા અને રાજાના દેહમાં પ્રાણનો

સંચાર થયા પછી ૭ માસ રહીને પાછા આવી ભારતીને જવાબ આપ્યો. માટે કહેવાનું તાત્પર્ય એ છે કે યોગી પુરુષ સહેજ માત્રમાં પરકાયા-પ્રવેશ કરી શકે છે. યા બીજાનું સ્વરૂપ પણ ધારણ કરી શકે છે. તદનુસાર જાલંધરનાથે પણ ભ્રમરનું રૂપ ધારણ કર્યું. અસ્તુ.

બીજું દૃષ્ટાંત મહાભારતમાં બહુ ગવાયેલા મહારથી દાનવીર કર્ણ જ્યારે ભગવાન પરશુરામની પાસે ધનુર્વિદ્યા શીખવા ગયા અને પૂર્ણપણે ધનુર્વેદવિશારદ બન્યા પછી ભગવાન પરશુરામને કહ્યું; "ગુરુ! હવે મારી પાસે ગુરુદક્ષિણા માગો." પરશુરામ ભગવાન કહે; "બેટા તું મને શું આપવાનો હતો?" "નહિ ભગવાન! જ્યાં સુધી આપ ગુરુદક્ષિણા લો નહિ ત્યાંસુધી મારી વિદ્યા સફળ થાય નહિ. માટે દક્ષિણા માગો. પ્રભુએ પ્રસન્ન ચિત્તે કહ્યું; "તો મને દક્ષિણામાં તારા ખોળામાં માથું મૂકી એક મુહૂર્ત સુધી ઘસઘસાટ ઊંઘવા દે." અને તેમ થયું. ગુરુના ઊંઘ્યા પછી ઇન્દ્ર ભ્રમરનું રૂપ ધારણ કરી કર્ણની સાથળ કોચવી શરૂ કરે છે. ભ્રમર સાથળ કોચી આરપાર નીકળી ગયો. ભ્રમરના કરડવાથી અસહ્ય વેદના થતી હોવા છતાં ગુરુ જાગે નહિ એની ખાતર તે વેદનાને સહન કરી જેમનો તેમ બેસી જ રહ્યો. છતાં મોઢેથી એણે એક આહ પણ નીકળવા દીધી નહિ. એ જ પ્રમાણે અહીંઆં જાલંધરનાથે મેનાવતીની પરીક્ષા અર્થે ઉપર પ્રમાણે કર્યું છતાં જેમ કર્ણ પોતાના સ્થાનેથી વિચલિત નહોતો બન્યો તેમ મેનાવતી પણ વિચલિત ન બની. છેવટે ગુરુ ભ્રમરનું રૂપ ત્યજી મૂળ સ્થાનકે આવી ગયા. અને તરત જ પ્રણવનો જપ કરતા બેઠા થયા તો મેનાવતીની સાથળમાંથી નીકળેલા લોહીના પ્રવાહથી તેમનાં કપડાં ગરમ લોહીવાળાં થયાં હતાં. એટલે તુરત જ જાણતા હોવા છતાં અજાણ્યા થઈ પૂછે છે; "અરે અરે! આ શું છે! મારાં કપડાં લોહીવાળાં શાથી થયાં." એમ કહી મેનાવતી સામે જોયું. "નાથ. પ્રભો, ભગવાન! આપના ઊંઘી ગયા પછી ભ્રમરે મારી સાથળ કોચવી શરૂ કરી હતી. અને આરપાર નીકળી ગયો અને એમાંથી આ લોહી વહી રહ્યું છે. આથી જાલંધરનાથ કહે છે કે મેનાવતી! તું રાણી, તારું સુકોમળ શરીર છે. છતાં આટલી વેદના કેમ કરી સહન કરી શકી? મેનાવતી કહે પ્રભો! વેદના એવી થતી હતી અને થાય છે કે જેની વાત ના પૂછો, પણ પ્રભુ! મારાથી આપને ઊંઘમાંથી કેમ કરીને જગાડી શકાય? આથી "મેનાવતીની વિશુદ્ધ ભાવના છે અને યોગ્ય પાત્ર શિષ્ય છે અને એને ઉપદેશ દેવામાં કોઈ જાતની હરકત નથી" એમ કહી-ભગવાન શંકરે અંબિકા ભવાની પાર્વતીને જે ઉપદેશ આપ્યો હતો તે જ ઉપદેશ-જાલંધરનાથે મેનાવતીને દીધો. જાલંધર નાથ કહે છે; "આવ આવ બેટા! હું તારી પવિત્ર ભાવનાથી નિરતિશય પ્રસન્ન થયો છું."

મહાદેવ કહે ભવાની!
સુન ગિરજા! અમર કહાની ॥ ટેક ॥

જબ પ્રાણ અપાન મિલાવે તબ કુંડલિની ઊઠ જાવેજી
ચડે સુન શિખરમેં પ્રાણ — સુન.

જહાં ભ્રમર ગુફા સુખદાઈ, યોગીજન ધ્યાન લગાઈજી
સબ કાયા સુધ બિસરાની — સુન.

નહિ છૂટ કલેવર માંહી તબ કાલ આપ ફિર જાઈજી
કર સકે નહિ કછુ હાનિ — સુન.

તબ યોગી પ્રાણ ઊતારે બ્રહ્માનંદ અમર તન ધારેજી
મમ બચન સત્ય કર માની — સુન.

આ પ્રમાણે ઉપદેશ આપી તેના કર્ણપ્રદેશમાં ૐ (પ્રણવ) નો મંત્રોપદેશ કર્યો અને ગુરુએ વરદ હસ્ત મસ્તક પર મૂક્યો. રાણીને સમાધિ લાગી ને નિજાનંદમાં મસ્ત બની. ત્યારપછી જાગૃત થઈ અને ગુરુના ચરણ ગ્રહી કહ્યું; "હે નાથ! આજે આપે મારાં ભવબંધન કાપ્યાં. હું આપનો જેટલો ઉપકાર માનું તેટલો જ થોડો છે. ગુરુ પ્રસન્ન ચિત્તે કહે છે, બેટા! જા તારા ષડ્રિપુઓ અળગા થશે. અને આ પ્રમાણે આત્મચિંતન કરી નિજાનંદમાં મસ્ત રહેજે. મેનાવતી ગુરુના પવિત્ર પાદારવિંદમાં મસ્તક નમાવી ઊભી થઈ અને ગાતી ગાતી આસવા માંડી.

"કોન કરે ભવ પાર ગુરુ બિન કોન કરે ભવપાર,
મહા વિકટ યમઘાટ ગુરુ બિન કોન કરે ભવપાર."

(અપૂર્ણ)

# મહાત્મા ગાંધીજીના જીવનના કેટલાક સ્મરણીય પ્રસંગો

લેખકઃ—શ્રી રામનાથજી 'સુમન'

પૂ. મહાત્માજીનું જીવન તેમની વિશેષતા વ્યક્ત કરનારા પ્રસંગોથી ભરપૂર છે. જે વ્યક્તિ પ્રત્યેક પળે પોતાના સિદ્ધાંતોની ચોકી કરી રહી હોય છે, તેના જીવનમાં આવા પ્રસંગોની કમી ક્યાંથી હોય! જેઓ તેમના સંસર્ગમાં આવ્યા છે તેઓ બધા જ, વધુ નહિ તો બે-ચાર પ્રસંગો તો જરૂર કહી શકશે. અહીં તેમાંના કેટલાક પ્રસંગો રજૂ કરવામાં આવે છે.

**[૧] નિર્ભયતા** ૧૯૦૮માં જ્યારે દક્ષિણ આફ્રિકાના કેટલાક પઠાણોએ ગેરસમજૂતીના ભોગ બનીને ગાંધીજીને એટલો બધો માર માર્યો કે લગભગ તેઓ મરણપથારીએ પડ્યા એમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય. છતાં, આ સ્થિતિમાં પણ તેમના હૃદયમાં ભયનો સહેજે સંચાર થયો ન હતો. તે વખતે ડોક નામના પાદરીએ તથા તેની સ્ત્રીએ રાત-દિવસ તેમની સેવા કરીને તેમની જીંદગી બચાવી હતી. માંદગીમાંથી બેઠા થયા પછી પણ કેટલાક સંકુચિત મનોવૃત્તિવાળા માણસો તેમને ફરીથી મારવાની તક શોધી રહ્યા હતા. મહાત્માજીનું અંતેવાસીમંડળ આ બીનાથી વાકેફ હતું અને તેઓ વખતોવખત આ બાબતમાં તેમનું ધ્યાન પણ ખેંચતા હતા. જ્યારે આવી વાતો કહેવામાં આવતી ત્યારે તેઓ તેને તુચ્છ ગણીને હસી કાઢતા. જ્યારે અનેક બાજુથી વાતોનો પ્રવાહ વહેવા લાગ્યો ત્યારે એક દિવસ તેઓ બોલ્યા—'આવું શા માટે ન બને? આ શરીર પર શું તેમનો અધિકાર નથી? **મારા દેશબાંધવો સમક્ષ જતાં મને બીક લાગે તો આ જ મિનિટે મારે નેતાગીરીને નમસ્કાર કરવા જોઇએ. જે લોકોની સેવા કરવાનો હું દાવો કરું છું, તે લોકોથી ભયને લીધે હું સંતાતો ફરું તો મારા જેવો બીકણ અને નમાલો બીજો કોણ હોઈ શકે? સ્વદેશબંધુઓના હાથનો માર ખાવાનું સૌભાગ્ય જેને સાંપડયું છે તે સાચો** પુણ્યાત્મા છે. વળી, તેમની દૃષ્ટિએ મારી સેવામાં કંઈક ભયંકર ભૂલ હશે તેથી જ તેઓ મને શિક્ષા કરવા તૈયાર થયા છે. તેમાં તો શુભ દાનત જ છે. પછી હું તેમને કેવી રીતે દોષ દઈ શકું?'

સાચું પૂછો તો, ભયને લીધે શરીરનું સંરક્ષણ કરવાની વૃત્તિને ગાંધીજી નાસ્તિકતા કહેતાં હતા. જેણે પોતાનું જીવન જનસેવાના યજ્ઞમાં હોમી દીધું છે અને જેણે પ્રભુનું નિર્ભય શરણું સ્વીકાર્યું છે તેને વળી મૃત્યુનો ભય કેવો? ચાહે તે મરે યા જીવે પરંતુ તેનું શરીર તો પ્રભુનો સંદેશ-વાહક છે. મુઠ્ઠીમાં મોતને લઇને તેઓ ઘૂમતા હોય છે.

**[૨] અહિંસા** શ્રી કેલેનબેક કરીને દક્ષિણ આફ્રિકાના એક જર્મન એન્જિનીયર ગાંધીજીના મિત્ર હતા. ગાંધીજીના પુણ્ય સહવાસથી તેમનો જીવનપલટો થયો હતો. તેઓ હવે સાધુ પ્રકૃતિના બની ગયા હતા. મોટે ભાગે તેઓ ગાંધીજી સાથે જ રહેતા હતા, જ્યારે તેમને ખબર પડી કે કેટલાક દુષ્ટ માણસો ગાંધીજીને મારવાની શોધમાં ફર્યા કરે છે ત્યારે તો તેઓ ચોવીસે કલાક પડછાયાની જેમ, ગાંધીજી સાથે રહેવા લાગ્યા. કેટલા દિવસ પછી ગાંધીજીને તેમના પર વહેમ પડયો અને અનુમાનથી તેમણે સઘળી માહિતી મેળવી લીધી. એક દિવસે ઓચિંતા કેલેનબેકના ખીસ્સામાં હાથ નાખતાં તેમાંથી એક તમંચો મળી આવ્યો. તેમણે સહેજ કડક બનીને પૂછ્યું—'અરે! શું મહાત્મા ટોલ્સ્ટોયના શિષ્યો પણ સાથે હથિયાર રાખે છે?'

કેલેનબેકે ધીમે સ્વરે અદબપૂર્વક જવાબ આપ્યો—'જરૂર જણાય ત્યારે એમ કરવું પડે છે.'

ગાંધીજીએ પ્રસંગ આગળ વધારીને કહ્યું-

એવી કયી આવશ્યકતા ઊભી થઈ છે કે જેથી આપને તમંચો રાખવો પડયો !'

કેલેનબેકે ગભરાઈને જવાબ આપ્યો—'મને એવા આધારભૂત સમાચાર મળ્યા છે કે કેટલાક હુર્જનો આપના પર આક્રમણ કરવાના છે, તેથી જ હું તમંચો રાખું છું.'

ગાંધીજીએ કહ્યું—'મારૂં રક્ષણ કરવાની જવાબદારી શું આપે આપના પર લઇ લીધી છે ? આ તમંચાથી શું આપ મારી રક્ષા કરી શકશો ખરા ?'

કેલેનબેક ચૂપ થઈ ગયા. ગાંધીજીએ કહ્યું—'અને જો આ તમંચાથી જ મારી રક્ષા થવાની હોય તો અત્યારે જ તેનાથી આ શરીરને હું વિંધી નાખવા તૈયાર છું, ત્યારે તમે શું કરશો ? ભાઈ, જો તમે મારા સાચા સ્નેહી હો તો આ નશ્વર શરીર પર આટલો મોહ ન રાખો. **સ્નેહ કેવળ શરીરની રક્ષા નથી કરતો પરંતુ સાથે આત્માની રક્ષા પણ કરે છે.** માટીમાંથી બનેલા પદાર્થો આજે નહિ તો કાલે પણ તેનાં મૂળ તત્ત્વોમાં મળી જવાના છે. આસક્તિને તાબે થઇ આવી ક્ષણભંગુર વસ્તુ પર મમતા રાખવી એ તદ્દન અયોગ્ય છે. જો તમે મારા સાચા સાથીદાર હો તો તમંચાથી મારું રક્ષણ કરવાનો વિચાર માંડી વાળી હાલ ને હાલ આ તમંચાનો ત્યાગ કરી નાખો.'

ત્યારપછી કેલેનબેકે સ્વપ્નમાં પણ તમંચાને યાદ કર્યો નથી.

**[૩] આત્મબળ** 'સત્યાગ્રહના આખરી સંગ્રામનિમિત્તે ગાંધીજી ડરબનથી જોહાન્સબર્ગ જવાના હતા. ત્યારે એ વાતની ખબર મળી કે કેટલાક લોકોએ ગાંધીજીને રસ્તમાં ખલાસ કરવાનું કાવત્રું યોજ્યું છે. એક સત્યાગ્રહીએ ગાંધીજીને બધી વતો કહી દીધી અને વિનંતિ કરી કે આપ જોહાન્સબર્ગ ન જતાં સીધેસીધા નાતાલ જાઓ.

ગાંધીજીએ સ્વસ્થ ચિત્તે તેને જવાબ આપ્યો, કે 'જો મરણની બીકથી જોહાન્સબર્ગ જવાનું હું માંડી વાળું તો ખરેખર મને આ જગતમાં જીવવાને જરાય અધિકાર નથી. હું ત્યાં જાઉં અને કાવત્રાખોરોની યોજના સફળ થાય તો મને આત્મસંતોષ થશે. કદાચ ઈશ્વરની એવી પણ ઇચ્છા હોય કે જગતની નાટકશાળામાં મારો પાઠ પૂરો થઈ ગયો છે. અખિલેશ્વરની ઇચ્છાને કોણ અવરોધી શકે !

કેલેનબેક આ પ્રસંગે જોહાન્સબર્ગમાં જ હતા. તેમણે જ્યારે આ વાત સાંભળી ત્યારે, જેણે આ વાત કરી હતી તે માણસને બોલાવીને કહ્યું—આપણા બધાં કરતાં ગાંધીજી પોતાનો બચાવ કરવા માટે વધુ સમર્થ છે અને તેમનાથી પણ વધારે સમર્થ ઈશ્વર છે.'

ગાંધીજી, અગાઉ નક્કી કર્યા મુજબ અચૂક જોહાન્સબર્ગ ગયા. ત્યાંના લોકોએ તેમનું ખૂબ ભાવભીનું સ્વાગત કર્યું. સને ૧૯૦૮માં (જુઓ પ્રસંગ નંબર ૧) જે ચાર પઠાણોએ ગાંધીજી પર હુમલો કર્યો હતો તેમાંનો એક, કે જેનું નામ મીર હતું. તે પણ ત્યાં હાજર હતો. જ્યારે તેને આ ષડ્યંત્રની ખબર પડી ત્યારે તેણે ગાંધીજીના રક્ષણની જવાબદારી લીધી અને ગાંધીજીના ચરણમાં આળોટી પડયો— જેમ માતાના ખોળે બાળક લોટી પડે છે તેમ. આનું નામ આત્મબળનો વિજય ! જગતમાં એવું કયું કામ છે, જે આત્મબળથી will-power સિદ્ધ નથી થતું ?

*

તમે કોઈ પણ ક્રિયા કરો, પરન્તુ તેમાં અહંકારને સ્થાન ન આપો. તમારી સ્વાર્થવૃત્તિનો ત્યાગ કરો, દુર્ગુણોથી દૂર રહો, કુવિચારોને મનમાં સ્થાન ન આપો. અહંકાર વગર શુભ ઉદ્દેશથી શુભ ક્રિયા કરવી એ શુભ ફળને આપનારી છે.

*

પ્રભુ તો કહે છે કે વૈર વાળવું તે મારું કામ છે; હું વૈર વાળી આપીશ, પણ તારો વૈરી ભૂખ્યો, તરસ્યો કે દુઃખી હોય તો તેને અન્નજળ આપ અને તેનાં દુઃખ દૂર કર.

# રૂા. ૧૪માં સંપૂર્ણ મહાભારત

## [૧૨૦૦ પ્રસંગ–ચિત્રો, ૫૦ દ્વિરંગી મોટાં ચિત્રો અને લગભગ ૨૦૦૦ પાનાંનો આ બૃહદ્ ગ્રંથ ચાર ખંડોમાં]

મહાભારતના અનન્ત સંદર્ભનો આ ચાર ખંડોમાં સમાવેશ કરવામાં આવ્યો છે. અઘરા સંસ્કૃતમય શબ્દોથી રહિત સરળ, સાદી અને રમણીય ભાષાને લીધે દરેક પ્રસંગો સહેલાઈથી સમજાઈ જાય છે. વેદાન્ત અને તત્ત્વજ્ઞાનના ગૂઢ વિષયોને પણ લોકગ્રાહ્ય સરળ ભાષામાં ઊતાર્યો છે.

મહાભારત એટલે–ભારતીય આર્યસંસ્કૃતિનો નિધિ જેને ગાંધીજીએ અમૂલ્ય રત્નોની અખૂટ ખાણ' કહી છે. ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન, સંસ્કાર અને તેજસ્વિતાનો રત્નાકર :

પ્રસંગે પ્રસંગે ચિત્રો અને સરળ ભાષાને લીધે દરેક વિષયો સહેલાઈથી સમજાઈ જતા હોવાથી બાળકો અને સ્ત્રીઓ પણ આને હોંસથી વાંચી શકે છે. આબાલવૃદ્ધ સર્વ કોઈને ઉપયોગી : જીવનમાં એકવાર અવશ્ય વાંચવાયોગ્ય **મહાગ્રન્થ.** ખંડનું છુટક મૂલ્ય : રૂ. ૩–૮–૦ પો. રૂ.૦–૮–૦

ચારે ખંડ પ્રકટ થયે પેસ્ટેજ સાથે મૂલ્ય રૂ. ૧૬–૦–૦માં મળશે. હાલ અગાઉથી પૈસા મોકલનારને પોસ્ટેજ માફ રૂ. ૧૪–૦–૦માં ઘેર બેઠાં હાલ તુરત પહેલો અને બીજો ખંડ તુરત મોકલવામાં આવશે.




### ધાર્મિક જનતાનું લોકપ્રિય માસિક

## વિશ્વમંગલ

વાર્ષિક લવાજમ રૂ. ૫–૪–૦

૪૦૦ ચિત્રો અને ૫૦૦ પૃષ્ઠનો પહેલા અંક તરીકે **મહાભારતનો** એક ખંડ મળે છે.

પહેલો અને બીજો ખંડ પ્રકટ થઈ ચૂકેલ છે. ત્રીજો અને ચોથો ખંડ હવે પછી પ્રકટ થશે. 'વિશ્વમંગલ'ના ચાર વર્ષ સુધી ગ્રાહક રહેનાર આ ગ્રંથ સંપૂર્ણ વસાવી શકે છે. વચ્ચેથી ગ્રાહક થનારને મહાભારતના પ્રકટ થએલ બે ખંડો અને બધા માસિક અંકો ગ્રાહક થતી વખતે જ આપવામાં આવે છે. બાકીના ખંડો અને અંકો ક્રમથી દરેક માસે પ્રકટ કરી રવાના કરાય છે.

ચાર વર્ષનું સામટું લવાજમ રૂ. ૨૦– –૦ લેવામાં આવે છે. પ્રકટ થએલ ખંડો તથા અંકો લવાજમ આવ્યેથી રવાના કરાય છે. રૂ. ૨૦–૦–૦ ચાર વર્ષે સંપૂર્ણ મહાભારતના પાકા બાઈન્ડીંગના ચાર ખંડો તથા ૪૮ માસિક અંકો વસાવી શકાય છે.

આજેજ લખો :—**શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય** સલાપસ રોડ—**અમદાવાદ.**

## મહાભારત એ કાયમી સાહિત્ય છે

ઘણાંના હાથે વંચાવા છતાં મહાભારતના ખંડો સુરક્ષિત રહી શકે એટલા માટે તે પાકા બાઇન્ડીંગમાં પણ મળે છે. પાકા બાઇન્ડીંગનું એક વર્ષનું લવાજમ રૂ. ૬-૪-૦, ત્રણ વર્ષનું સામટું ૧૫-૧૨-૦, ચાર વર્ષનું સામટું રૂ. ૨૦-૦-૦ છે.

## ગ્રાહકોની સગવડતા ખાતર નીચેના ઠેકાણે 'વિશ્વમંગલ'નું

### લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

પંડીત નારાયણ મુળજી પુસ્તકાલય
કાલબાદેવીરોડ મુંબઈ નં. ૨

શ્રી મુળશંકરભાઈ, દવેસોપ ડેપો કેપેટ્રુલ
સ્ટ્રીટ-અનંતવાડીને નાકે મુંબઇ ૨

મહેન્દ્રરાય દયાશંકર શુકલ C/o સસ્તું
ઓષધ કાર્યાલય બાલાજીરોડ-સુરત

ભગવાનદાસ નગીનદાસ દાળવાળા
બેગમપુરા ગોલવાડ સુરત.

ડી એન. બ્રધર્સ કણપીઠ બજાર સુરત.

નારસેલર્સ દેસાઈ બ્રધર્સ બજાર-ભરૂચ

ઇન્દુભાઈ શીવાભાઈ
શ્રી રામકબીર હાથીપોળ વડોદરા

હરગોવનદાસ બુકસેલર
લીમડા પોળના નાકે વડોદરા

બંસાલ સ્ટોર્સ, ન્યાયમંદિર
પાસે, હનુમાન ચકલા, વડોદરા.

શંકર ઇશ્વરલાલ પાઠક
રાવપુરા, જોગીદાસ વિઠ્ઠલની પોળ વડોદરા

ઉષા ઈલેકટ્રીક સ્ટોર ગોકુળનાથજી મંદીર
લુણાવાડા

મધુસુદન ભાઈલાલ બુકસેલર પાદરા

શ્રીસત્યનારાયણ ભજનમંડળવતી મેનેજર
રણછોડભાઈ ઇશ્વરભાઈ
ઠે. રાણા નાગજીદાસ હરગોવિંદદાસની
દુકાને પાદરા

શાન્તિલાલ છોટાલાલ-બુકસેલર બાલોદ

ચીમનલાલ છોટાલાલ કોઠાવાળા ઉમરેઠ

દુર્ગાપ્રસાદ શર્મા પખાવીરેરી

બારડોલ ભુવન મોરબી

ગોરધનદાસવલ્લભભાઈપટેલ(સર)કરમસદ

ઠકકરસુંદરલાલ તેજસીભાઇ- હારીજ

અમીનછોટાભાઈ કાશીભાઈબજારમાંવીરસદ
વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ

પા.અંબાલાલ ડાહ્યાભાઈ લખાવાડનડીઆદ

દેસાઈ મધુસુદન મગનલાલ દેસાઈવગો
રામદાસભાઈની ખડકી નડીઆદ

શ્રી સૌભાગ્ય કંસરસ્ટોર ભાવસારવાડ „
કાળીદાસ લલ્લુભાઇ વસો-સ-બેંક-વસો

મોતીભાઈ જેઠાભાઇ વડકુવાપાસે પેટલાદ

અમદાવાદ

મોહનલાલ બહેચરદાસ મહેતા શાહપુર
વનમાળી વાંકાની પોળ

અરવીન્દ એન્ડ કો રીચીરોડ
લક્ષ્મી વીલાસ હોટલ પાસે

પટેલ અંબાલાલ ચુનીલાલ
કુંપવાળી પોળ શાહપુર

પટેલ શંકરલાલ નારણદાસ
નવી વડવાળી પોળ શાહપુર

મહારાજશ્રી સીતારામજી શર્મા માડવાની
પોળ સોનીની પોળના મેડા ઉપર

શાહ સોમચંદ અંબાલાલ ઘડીયાળી તથા

નર્મદાશંકર મુળશંકર રાયપુર કાપડીવાડ

ઠક્કર બુક ડીપો રીચીરોડ પુલ નીચે

શંકરરાવ માધવરાવ ગાયકવાડ શાહપુર
ખુમારાની પોળ

ઉષા ઇલેકટ્રીક સ્ટોર
વાડીપોળ—સામે ખાડીયા

શાન્તીલાલ છોટાલાલ ભટ્ટ
ગોમતીપુર દરવાજા પાસે લીંબાડીશેરી

લીખાભાઈ સખારામ ઓપાર
મ્યુ. ટોરીના ટાંકા પાસે અસારવા

પુંજાલાલ જેશંકર ત્રીવેદી નરા વાડજ

નાગજીભાઈ મુળજીભાઈ પટેલ,
સરસપુર, પઠાણની ચાલી, રૂમ નં. ૨૫૮

શંકરલાલ જોઇતારામ દીક્ષિત
સત્યનારાયણના મંદિર પાસે કલોલ

ગુજરાત જનરલ ટ્રે.કંપની-મહેસાણા

પટેલ શાન્તિલાલ જીવાભાઇ નારદી

શામળદાસ ઓધવજી મહુવા

નારાયણભાઈ પ્રેમચંદ ગાંધી બજાર ધોળકા

ગોરધનદાસછોટાલાલમોદવાડાપેરી ધંધુકા

હર્ષદરાયમણીલાલશાહબુટાલવાડામોડાસા

મણીલાલ બં. શાહ લો. બો. બોરીઅ

હનુમાન આશ્રમબોકસનં.૧૨૨૧ નૈરોબી

શાંતીલાલ નાથુભાઈ ઉગાવી

મહારાજ હરીલાલ જીવરામ
પો. બો. ૧૩૮ ટાંગા

લીલાધર પુરુષોતમદાસ વેદ ટાંગા

લ.લજીભાઈ ગિરધરલાલ ટોરો

ડી. પી. ભગત પો.બો.૨૪૧મોમ્બાસા

જગન્નાથ પાઠક ડાકોર

ડા. કાનજીભાઇ રામજીભાઈ અંકરજી
તળસીબાઇ રેપા નાકા પાસે, રાજકોટ

રતીલાલ હરજીવનદાસ ત્રીવેદી રાણપુર

નરભેરામ કુંવરજી ઠક્કર વાંકાનેર

કામેશ્વર પુસ્તકાલય અમરેલી

દેસાઇ પરસોતમદાસ હીરાભાઇ સીનોર

નાનાલાલ એમ. ત્રીવેદી સીંકદ્રાબાદ

અનંતરાય મોહનલાલ ભટ
ઠાકરદ્વારની શેરી કણબીવાડ ભાવનગર

પટેલ વિઠ્ઠલદાસ નારણદાસ ખેડા

મહાશંકર હિંમતલાલ દવે
પો. બો. નં. ૪૨૫ કમ્પાલા

પૃથ્વી ઉપર અથવા આકાશમાંના દેવતાઓ વગેરેના લોકોમાં પણ એવો કોઈ પ્રાણી નથી કે જે પ્રકૃતિથી ઉત્પન્ન થએલા આ ત્રણ ગુણોથી મુક્ત હોય.

જે **જ્ઞાનથી** મનુષ્ય જુદાંજુદાં દેખાતાં સર્વ ભૂતોમાં એકરૂપે રહેલા અવિનાશી ભાવને જોઈ શકે તે સાત્ત્વિક જ્ઞાન છે. જે જ્ઞાનથી મનુષ્ય જુદાં જુદાં દેખાતાં સર્વ ભૂતોમાં જુદાજુદા ભાવોને રહેલા જુએ અને તે બધા જુદાજુદા ભાવોનો વિરોધ જેમાં શમી જાય એવું સમતાવાળું જ્ઞાન જણાય નહિ તે રાજસ જ્ઞાન છે. જે જ્ઞાન એક જ કાર્યમાં સંપૂર્ણ લાભ માની તે કાર્યના સ્વરૂપને સમજ્યા વિના વગર વિચાર્યે તેમાં આસક્ત થઈ જાય તે તામસ જ્ઞાન છે.

જે **કર્મ** કર્તવ્ય તરીકે પ્રાપ્ત થએલું હોય, તેને, રાગ-દ્વેષ અને આસક્તિ રહિત થઈને ફળની ઈચ્છા રાખ્યા વગર મનુષ્ય કરે, તે સાત્ત્વિક કર્મ છે. જે કર્મ 'હું કર્તા છું' એવા અભિમાનથી કામનાવાળો મનુષ્ય બહુ પરિશ્રમ ઊઠાવીને ફળને માટે જ કરે તે રાજસ કર્મ છે. પરિણામનો, વસ્તુઓના બગાડનો, હિંસાનો અને પોતાના ગજાનો વિચાર કર્યા વગર મનુષ્ય અજ્ઞાનથી જે કામનો આરંભ કરે છે તે તામસ કર્મ કહેવાય છે.

જે **કર્તા** આસક્તિ રહિત, અહંકાર ન રાખનાર તથા બડાશ ન હાંકનાર છે અને ધૈર્ય તથા ઉત્સાહયુક્ત છે તેમજ કાર્ય સિદ્ધ થાય કે ન થાય તેમાં સમાન અને હર્ષશોક વિનાનો છે તે સાત્ત્વિક છે. જે કર્તા આસક્તિથી યુક્ત, કર્મોનાં ફળની ઈચ્છાવાળો અને લોભી છે અને બીજાઓને કષ્ટ પહોંચાડવાના સ્વભાવવાળો અને હર્ષશોકના આવેશવાળો છે તે રાજસ કર્તા છે. જે કર્તા અવ્યવસ્થિત, અસંસ્કારી, અજ્ઞાની, જક્કી, શઠ, બીજાઓને નુકશાન કર-કરનાર, આળસુ, શોક કરનાર તથા દીર્ઘસૂત્રી છે તે કર્તા તામસ છે.

જે **બુદ્ધિ** કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય, ભય-અભય, બંધન તથા મુક્તિને જાણે છે તે સાત્ત્વિક બુદ્ધિ છે. જેનાથી મનુષ્ય ધર્મ તથા અધર્મને, કર્તવ્ય તથા અકર્તવ્યને યથાર્થ રીતે જાણી શકતો નથી તે રાજસી બુદ્ધિ છે. તથા જે અંધકારથી ઢંકાએલી બુદ્ધિ અધર્મને ધર્મ સમજે છે અને બધા પદાર્થોને અવળી રીતે જુએ છે તે બુદ્ધિ તામસી છે.

જે **સ્વભાવથી (ધૃતિથી)** મનુષ્યો મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાઓ એકાગ્રતાથી સારી રીતે કરી શકે છે તે સાત્ત્વિક સ્વભાવ છે. ફળની ઈચ્છાવાળા લોકો આસક્તિપૂર્વક જે કામો કર્યે જાય છે તે રાજસી સ્વભાવને લીધે છે; જેને લીધે દુર્બુદ્ધિવાળા મનુષ્યો નિદ્રા, ભય, શોક અને અને જડતાને છોડી શકતા નથી તે તામસી સ્વભાવ (ધૃતિ) છે.

જે **સુખથી** મનુષ્ય આત્મસંતોષ અનુભવી દુઃખનો અન્ત પામે છે, જે સુખ શરૂઆતમાં ઝેર જેવું લાગે પણ પરિણામે અમૃત સમાન હોય, તેવું આત્મજ્ઞાનની પ્રસન્નતામાંથી થએલું સુખ સાત્ત્વિક છે. જે સુખ વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી ઉત્પન્ન થતું હોય અને શરુઆતમાં અમૃત જેવું મીઠું લાગે પણ પરિણામે ઝેર જેવો ગુણ કરે તે રાજસ સુખ છે. જે સુખ આરંભમાં અને પરિણામમાં આત્માને મોહ ઉત્પન્ન કરે છે અને નિદ્રા, આળસ તથા પ્રમાદમાંથી ઉત્પન્ન થાય છે તે તામસ સુખ છે.

મનુષ્યોએ સત્ત્વગુણદ્વારા રજોગુણ અને તમોગુણને જીતવાનો પ્રયત્ન કરતા રહેવું જોઈએ.

ॐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે


વાર્ષિક લવાજમ : | | હિંદ બહાર
---|---|---
રૂા. ૫—૪—૦ | તંત્રી : | રૂા. ૭—૮—૦
પાકું બાઈન્ડીંગ | મગનભાઇ છોટાભાઇ દેસાઇ | પાકું બાઈન્ડીંગ
રૂા. ૬-૪-૦ | | રૂા. ૮-૮-૦


# વિષયસુચિ



**જરૂરી સુચનાઓઃ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠેકાણું સ્પષ્ટ લખવું જોઇએ, અને પોતાનો **ગ્રાહક નંબર** લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાય પોસ્ટકાર્ડ કે ટિકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઓર્ડરથી જ લવાજમ મોકલવું જોઇએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે. વી.પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એકજ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

અંક તા. ૧૦ મી સુધીમાં ન મળે તો પોસ્ટ કાર્ડ લખી મંગાવી લેવો.

**લખોઃ—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, પો. બો. નં. ૬ અમદાવાદ**


શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપસ ક્રોસરોડ, અમદાવાદ | મુદ્રક અને પ્રકાશક દેસાઈ મગનભાઈ છોટાભાઈ સલાપસક્રોસરોડ, | શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય. ગોતીવિલા–અમદાવાદ



લક્ષ્મણ નિદ્રાં વખતે શ્રી રામ-સીતાની ચોકી કરી રહ્યા છે.



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयन्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૩ મું : શ્રાવણ–૨૦૦૫ : ઑગસ્ટ–૧૯૪૯ : અંક ૫ મો.

# સાચા સંબંધીના સ્વાગતનાં સાધનો

( શ્રી મરું છું નાથ ! દર્શનને કાજે...રાગ )

પ્રેમનો સંબંધ એ તો સાચો સંબંધ છે;
વચ્ચે નિષ્કામતાનો વાસ રે (૨)
પ્રેમીથી પ્રેમી ખેંચાય છે....પ્રેમનો....(૧)

ચાર આંખો જ્યારે ભેગી રે થાતી,
સ્વાગત પ્રેમાશ્રુ થકી થાય રે (૨) પ્રેમીથી....પ્રેમનો....(૨)

દિલની દિલરૂબા તણા તારો ઝણઝણતા,
સૂતાં રૂંવાડાં ખડાં થાય રે (૨) પ્રેમીથી....પ્રેમનો....(૩)

અંતરની ભેટ એમાં અદશ્ય થાતી,
અંતરથી અંતર સમાયે રે (૨) પ્રેમીથી....પ્રેમનો....(૪)

'પુનિત' એ પ્રેમીઓની ચેષ્ટા અનેરી,
સમજે, સમજાવી ન શકાય રે (૨) પ્રેમીથી....પ્રેમનો....(

—શ્રી 'પુનિત'

# સંપાદકીય

शिवः शक्त्या युक्तो यदि भवति शक्तः प्रभवितुं,
न चेदेवं देवो न खलु कुशलः स्पन्दितुमपि ।
अतस्त्वामाराध्यां शिवहरिविरिञ्चादिभिरपि,
प्रणन्तुं स्तोतुं वा कथमकृतपुण्यः प्रभवति ॥

શિવ સર્વસમર્થ હોવા છતાં શક્તિથી રહિત હોય તો,કંઈ પણ કરી શકતા નથી. તેઓ કોઈ પણ કાર્ય શક્તિથી યુક્ત હોવાથી જ કરી શકે છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ પણ જેની આરાધના કરી રહ્યા છે એવી શ્રી મહાશક્તિની સ્તુતિ અથવા વંદના મનુષ્યને પુણ્યો સિવાય પ્રાપ્ત થઈ શકતી નથી.

## એક ધાર્મિક સંસ્થાની સ્થાપના

જુદાંજુદાં શહેરો અને ગામોમાં શક્તિભક્તિ અને ધર્મનો પ્રચાર કરી રહેલ શક્તિમંડળોએ પોતાનું કાર્ય વિશેષરૂપે બજાવવા માટે અમદાવાદને કેન્દ્ર સ્થાન બનાવી " શ્રી મહાશક્તિ સેવાસંઘ" ની સ્થાપના કરી છે. સંઘનું ધ્યેય ઉત્તમ તેમજ ધર્મપ્રચારનું હોવાથી શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયે પણ તેને પોતાનો સહકાર આપ્યો છે.

સંઘની સ્થાપના શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયની બાજુના મકાનમાં થઈ છે. સંઘના કાર્યાલયના મકાનનું ઉદ્દ્ઘાટન જગદ્દગુરુ શંકરાચાર્ય દ્વારકાશારદાપીઠાધીશ્વર શ્રી અભિનવસચ્ચિદાનંદતીર્થજીના હસ્તે કરાવવામાં આવ્યું હતું. આ પ્રસંગે સંઘે અહિં એક **અખંડ જ્યોત**નું પણ જગદ્દગુરુશ્રીના હસ્તે સ્થાપન કરાવ્યું છે. આ જ્યોત નડિઆદમાં શ્રી સંતરામ મહારાજના મંદિરમાં ૧૧૫ વર્ષથી અખંડ ચાલતી જ્યોતમાંથી પ્રકટાવીને પગપાળા ચાલીને અહિં લાવવામાં આવી છે. સંઘનો વિશ્વકલ્યાણ અર્થે એક **સહસ્રચંડી મહાયજ્ઞ** કરવાનો સંકલ્પ છે. તે યજ્ઞની પૂર્ણાહુતિ પર્યન્ત આ જ્યોતને અખંડ રાખવાનો વિચાર હતો, પરન્તુ હવે તેને કાયમ રાખવાનો નિર્ણય કર્યો છે.

સંઘ પોતાના કાર્યદ્વારા સમાજમાંથી અનીતિ, દુરાચાર, વ્યસનો વગેરે દૂર કરીને ભક્તિ અને ધર્મનો પ્રચાર કરી રહેલ છે. સંઘની આ પ્રવૃત્તિમાં સહાયક થવા ઇચ્છનાર ગમે તે કોઈ વ્યક્તિ તેનો સભ્ય બની શકે છે. વિશ્વમંગલના દરેક આકાંક્ષીઓને આના સભ્ય થવા અને બીજા સભ્યો બનાવવા અમે ખાસ ભલામણ કરીએ છીએ. સભ્ય થનારે રૂા. ૦–૫–૦ની ટીકીટો મોકલી આપી પોતાનું નામ લીસ્ટમાં દાખલ કરાવવું. સભ્ય થનારને સંઘ તરફથી છાપેલો 'હ્રિંગી શક્તિ-મંત્ર ભેટ આપવામાં આવે છે. તેમ જ સંઘના ઉદ્દેશોની છાપેલી રૂપરેખા મોકલી આપી તેને કાર્ય કરવાની દિશા સૂચવવામાં આવે છે.

સંઘ તરફથી ધર્મપ્રચાર, શક્તિભક્તિ તથા પોતાના કાર્યની પ્રગતિનો ખ્યાલ આપતું **'શ્રી મહાશક્તિ'** નામનું માસિક પત્ર પણ શરૂ કરવામાં આવનાર છે. માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૪–૦–૦ રાખવામાં આવેલ છે.

અમે આશા રાખીએ છીએ કે મહાગુજરાતની ભાવિક જનતા શ્રી મહાશક્તિ સેવાસંઘની આ પ્રવૃત્તિઓમાં સાથ આપશે. દરેક ભાઈ-બહેન સંઘનાં સભ્ય બનીને, માસિકના ગ્રાહક બનીને અને બનાવીને, તેમ જ **સહસ્રચંડી મહાયજ્ઞ** માટે પોતાની યથાશક્તિ મદદ મોકલી આપીને સંઘને સહાયક બની શકે છે.

જગદ્દગુરુ શ્રી શંકરાચાર્યજીએ સંઘના ધ્યેય અને કાર્યની પ્રશંસા કરી સંઘનાં ઉદ્દ્ઘાટન–પ્રસંગે શક્તિભક્તિ વિષે પોતે જે મનનીય પ્રવચન આપ્યું હતું તે આ અંકમાં આગળ આપવામાં આવ્યું છે. સંઘના ઉદ્દેશો અને નિયમોની પણ વિગત આપવામાં આવી છે. ધર્મપ્રેમી દરેક સજ્જનો સંઘને પોતાનો સહકાર આપશે એવી અમારી વિનંતી છે. શ્રોહાર:

श्रीद्वारकाधीशो विजयतेतराम् ॥

અનન્તશ્રીવિભૂષિત શ્રીમત્પરમહંસપરિવ્રાજકાચાર્ય પૂજ્યપાદ જગદ્ગુરુ શ્રી શંકરાચાર્ય શ્રીદ્વારકાશારદાપીઠાધીશ્વર

# શ્રી અભિનવસચ્ચિદાનન્દતીર્થ સ્વામીજી મહારાજનાં

## પરમ પવિત્ર કરકમલોદ્વારા ઉદ્દ્ઘાટન કરવામાં આવેલ અમદાવાદના "શ્રી મહાશક્તિ સેવાસંઘ"ના પ્રારંભોત્સવમાં કરવામાં આવેલા

# ઉદ્દ્ઘાટન–ભાષણનો સારાંશ

### શ્રી શક્તિમહિમા

અત્યન્ત આનન્દની વાત છે કે આજ અહિં શ્રી મહાશક્તિ સેવાસંઘના કાર્યનો પ્રારંભ થઇ રહ્યો છે જગતમાં શક્તિદ્વારા જ સમસ્ત કાર્યો ચાલે છે. શક્તિ વિના કંઇ પણ થઇ શકતું નથી. શિવ સર્વસમર્થ હોવા છતાં શક્તિથી રહિત હોય તો કંઇ પણ કરી શકતા નથી. તેઓ કોઈ પણ કાર્ય, શક્તિથી યુક્ત હોવાથી જ કરી શકે છે. આથી. શક્તિ સહિત હોવાથી. જ શિવની પૂજા થાય છે. વિશ્વમાં પ્રકૃતિ અથવા માયાના વિના પરમાત્મા કંઇ પણ કરી શકતા નથી; પોતાની માયાશક્તિથી માયાયુક્ત થઇને જ તેઓ જગતની સૃષ્ટિના કર્તા કહેવાય છે. માટે શક્તિની ઉપાસના કરવી તે સર્વકોઇનું કર્તવ્ય છે.

### દયામયી માતા

બધા જાણે છે કે જગતમાં પિતા કરતાં માતા વધારે દયામય હોય છે. તેથી જ બાળક ભૂખ્યું અથવા તરસ્યું થતાં પિતાની પાસે ન જતાં માતાની પાસે જાય છે. એ તો પ્રસિદ્ધ જ છે કે "क्षुधातृषार्ता जननीं स्मरन्ति।" આ પ્રમાણે સંસારમાં પુત્ર કુપુત્ર (માતાપિતાને પીડા આપનાર) બની શકે. પણ માતા કદી સંતાનનું અહિત ચાહનારી નહિ બની શકે: कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति। પિતાની અપેક્ષાએ માતા જ જલદી પ્રસન્ન થનારી હોવાથી જગત્પિતા પરમાત્માની કૃપા કરતાં જગજ્જનની પરાઅંબાની કૃપા પ્રાપ્ત કરવી બહુ જ સુલભ છે. આથી સર્વેને જગન્માતા મહાશક્તિની આરાધના કરીને તેનો દયાપૂર્ણ અનુગ્રહ પ્રાપ્ત કરવો આવશ્યક છે.

### ધર્મનિષ્ઠાની આવશ્યકતા—(દૈવી સંપત્તિની મહત્તા)

પરન્તુ આજકાલ ભારતમાં ધર્મ અને ઇશ્વર પર જનતાની શ્રદ્ધા અને નિષ્ઠા ઓછી થઇ ગએલી દેખાય છે. આ કારણથી જ્યાં જુઓ ત્યાં અનેક પ્રકારના ઉપદ્રવો, ભય, અસંતોષ તથા પરસ્પર ઇર્ષ્યા–દ્વેષ વગેરે વધી રહ્યાં છે. આને લીધે જ લોકમાં આસુરી સંપત્તિ વધી રહી છે. જો કે લોકમાં અસુરો પ્રત્યક્ષરૂપે દેખાતા નથી, તો પણ લોકોની બુદ્ધિમાં આસુરી ભાવ ભરાઇ ગયો છે. અને તેના પરિણામરૂપે જ સર્વત્ર અશાન્તિ તેમજ દુષ્કાળ નજરે પડે છે. મનુષ્યો ધર્મ અને ઇશ્વર ઉપર જેટલી વધુ નિષ્ઠા રાખશે, તેટલું જ તેમનું જીવન સુખ તેમજ નીતિમય બનતું રહેશે. ધર્મનિષ્ઠામાં ન્યૂનતા થવાથી જ દેશમાં અનીતિ, દુરાચાર અને અનેક જાતના ઉપદ્રવોનું તાંડવ મચ્યું છે. ધર્મ તથા દૈવી સંપત્તિ વધવાથી અને આસુરી સંપત્તિનો નાશ થવાથી જ જગતમાં સર્વત્ર સુખ, શાંતિ તથા કલ્યાણની વૃદ્ધિ થાય છે. આસુરી સંપત્તિથી તો કોઈ પણ રીતે સુખ–શાન્તિ મળી શકવાની નથી. ભગવાને કહ્યું છે કે: "दैवी सम्पद् विमोक्षाय निबन्धायासुरी मता" તેથી આ શ્રી મહાશક્તિ સેવાસંઘ આસુરી સંપત્તિને હઠાવીને જનતામાં ધર્મનિષ્ઠા વધારવાનો પ્રયત્ન કરશે.

### ધર્મની શ્રેષ્ઠતા

આપણો ધર્મ સનાતન–અવિનાશી છે. તે બીજા ઉત્પન્ન થએલા સર્વ ધર્મો કરતાં અત્યન્ત પ્રાચીન તેમજ શ્રેષ્ઠ છે: धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा–આ ઉપનિષદના વચન પ્રમાણે આ સર્વ જગતનો આધાર ધર્મ જ છે. માટે આ સર્વશ્રેષ્ઠ સનાતન ધર્મનું આચરણ, રક્ષણ અને પ્રચાર કરવો એ સર્વેનું કર્તવ્ય છે.

### સ્વતન્ત્રતાની પ્રાપ્તિ

દુર્ભાગ્યને લીધે આપણો ભારત દેશ ઘણા વખતથી

# જરૂર છે: આવા દાતાઓની

## "નામોની યાદી ક્યાંય નહિ આવે"

ગુજરાતના કલેક્ટરોની સભામાં જઈ રહેલા ગુજરાતના મૂક સેવક શ્રી રવિશંકર મહારાજ ઓચિંતા જ વીરમગામ સ્ટેશને મળી ગયા. તેઓની સાથે અમદાવાદ સુધીની મુસાફરી કરતાં વાતો શરૂ થઈ ત્યારે વાતવાતમાં મેં પૂછ્યું; 'મહારાજ! તમે જે ગ્રામવિસ્તારોમાં દુષ્કાળનિવારણ કરો છો, ત્યાંના સ્થાનિક ધનિકોએ તમને કંઈ મદદ કરી ખરી કે નહિ?'

મહારાજ મારો પ્રશ્ન સાંભળીને ઉત્સુકતાથી બોલી ઊઠયા; "હા, પણ એ તો કોઈ નથી જાણતું એવી વાત છે.'

'શું બન્યું?'

'એકવાર હું રાધનપુર ગયો. બધા વેપારીભાઈઓને એકઠા કર્યા ને મેં તેમને કહ્યું કે ગુજરાતમાંથી મળેલા દાનનાં નાણાં આ તમારી આસપાસના વિસ્તારના ગામડાઓમાં સહાય માટે વપરાઈ રહેલાં છે, પણ તમારે તમારો પાડોશીધર્મ વિચારી લેવો જોઈએ.

જો તમે તમારો ધર્મ સમજતા હો ને ઇચ્છા થતી હોય તો જ મને કંઈક આપજો. જે આપવાની ઇચ્છા તેમાંય પાંચ ઓછાં આપજો. કારણ કે હું તો નહીંયે પાછો તમારી પાસે આવવાનો છું. હું ખેડૂતોનો સેવક છું. તેઓને ભીડ પડશે ત્યારે તમારી પાસે ફરીથી આવીશ. એટલે હમણાં પાંચ ઓછા આપ્યા હશે તો ફરીથી આપવામાં તમને ખેંચ નહિ પડે. એટલું લક્ષમાં રાખજો કે તમે મને જે કાંઈ આપશો તે લઈ લઈશ, પણ તમારાં નામોની યાદી ક્યાંય છાપવાનો નથી. સાચું દાન આપે તેણે જાહેરાતની ઇચ્છા ન રાખવી જોઈએ. માટે તમે મને જે આપવા ઇચ્છતા હો તે દરેક જણ પોતપોતાના પરબિડીઆમાં બંધ કરીને આપી જાઓ હું તમારે ત્યાં માગવા આવું એવી પણ તમે ઇચ્છા ન રાખશો.'

મહારાજ બોલી રહ્યા હતા ત્યાં વચ્ચે જ મેં પૂછ્યું; 'મહારાજ! આ રીતે પૈસા મળ્યા ખરા?'

'હા, કેમ એમ છો પૂછો છો?'

'જરા નવાઈ લાગે છે તેથી?'

'ના, પૈસા બધા આપી ગયા ને છેવટે મારે 'હવે હમણાં જરૂર નથી' એમ પણ કહેવું પડ્યું.'

'મહારાજ! કેટલા રૂપીઆ એ રીતે બંધ પરબિડીઆમાં મળ્યા?' મેં ધીમેથી પૂછ્યું. મહારાજે શાંતિથી કહ્યું; 'અઢાર હજાર રૂપીઆ તરત જ મળ્યા ને પછી આવતા હતા, પણ મેં જણાવ્યું કે હમણાં મારે જરૂર છે તેટલા મળી ગયા છે ને સરકાર પણ મારા ચીંધેલ કામમાં તરત નાણાં ખરચે છે તેથી વધારે નહિ જોઈએ.

'મહાજ! આ તો સરસ અનુભવ કહેવાય નહિ!

'હા.

કારણ કે આજે તો વેપારીઓ જ નહિ પણ બધા જ નાનામોટા ધંધા કરનારાએના હૃદયમાંથી માણસાઈનો જ લોપ થઈગયો હોય એવું બધાનું વર્તન થઈ પડ્યું છે.

'વાત સાચી છે.' મહારાજ કંઈક ઉદ્વેગપૂર્ણ ગંભીરતાથી બોલી ઊઠયા. થોડી વાર ઝડપથી ચાલી જતી રેલગાડીની બહાર દૂર સુધી નજર નાખીને પછી મહારાજ બોલી ઊઠ્યા 'હા...ને એક મુંબઈમાં રહેતા રાધનપુરના વેપારી મને પોતાના તરફથી રૂપીઆનું પરબીડીયું આપવા આવ્યા ત્યારે ધીમેથી કહેવા લાગ્યા; મહારાજ તમારી વાત સાંભળી, તમારી સાથે પરિચય પણ કર્યો હવે આમાં થોડી રકમ આપી જાઉં છું. પણ લ્યો આ મારું શીરનામું, તમે કોઈ પણ વખતે ગમે તેટલી રકમ માટે મારી ઉપર હુકમ જ લખી મોકલજો કે 'રૂપીઆ મોકલી આપ.' એટલે વળતી ટપાલે તમને વગર તકલીફે અહીં બેઠે હું રૂપીઆ પહોંચતા કરી દઈશ. મહારાજ! તમે આખું જીવન ગરીબોની સેવામાં સમર્પણ કરી દીધું. હવે અમને તમારી મારફત સેવા કરવાની તક જરૂર આપજો જરાપણ સંકોચ વગર તમને જ્યારે જરૂર પડે કે તરત જ મને હુકમ લખજો.

મહારાજ પોતાની વાત કહેતાંકહેતાં અટક્યા; પછી ધીમેથી યાદ કરતાંકરતાં બોલ્યા:

'એક વેપારીએ તો એક જીપ મોટર તેના ડ્રાઈવર સાથે મને દુકાળનિવારણના કામ માટે મોકલી આપી છે. તેને મજુરોની મજુરી ચૂકવવામાં મોડું ન થાય એ માટે કામે લગાડી દીધી છે.'

## [illegible]

લેખક: શ્રી કાલિદાસ રામકૃષ્ણદાસ પંડિત

વીરચંદભાઇના સાંભળવામાં આવ્યું કે – બાબા રાઘવદાસજી મહાત્મા છે, તેમની પાસે કંઠી બંધાવવાથી ગમે તેવાં નબળાં નસીબનાં માનવીઓનાં ભાગ્ય બદલાઇ જાય છે અને ઘરમાં લક્ષ્મીની રેલછેલ મચી જાય છે.

આવી લાલચથી લલચાઈ તે એક દિવસ બાબાની પાસે આવ્યો અને કંઠી બાંધવા પ્રાર્થના કરી. ઘણી આનાકાનીને અંતે બાબાજીએ હા કહી, પણ દક્ષિણામાં રૂા. એક હજારની માગણી કરી.

વીરચંદભાઇ વિમાસણમાં પડયા કે ગુરુદક્ષિણાનાં પણ કાળાં બજાર, બે-પાંચ રૂા. નહિ ને સામટા હજાર. આ તે કંઠી બંધાય છે કે ઉજળી લૂંટ આદરી છે! ગુસ્સામાં બે–ચાર રોજ બાબા પાસે ન ગયા પણ લક્ષ્મી મેળવવાની લાલચે ઘરમાં શાન્તિથી રહેવા ન જ દીધા. તેમણે ૨૦૦ રૂપિયાથી વાત આગળ વધારી. બાબાજીએ તો હજારથી એક પાઈ ઓછી લેવા ઘસીને ના જ પાડી.

" બાપુ ! આવડી મોટી દક્ષિણાની રકમ આપ કોઇને કહેતા નથી, ત્યારે આના માટે આમ કેમ ? એક ચેલાએ બાબાને પ્રાર્થના કરી.

બાબા બોલ્યા; " બેટા ! એ લાલચુ છે, એને વધુ લક્ષ્મી જોઇએ છે એટલે જ ચેલો થવા આવે છે. આપણે એને રામનો મહિમા બતાવવો છે. જોઇએ છીએ, સાચો ભાવ હશે તો ટકશે અને લક્ષ્મી મેળવશે."

આઠેક દિવસોની વાટાઘાટને અંતે શેઠે હજાર રૂપિયા આપ્યા અને ગુરુએ રામમંત્ર આપ્યો.

વીરચંદભાઇ ઘેર ગયા અને મંડયા જપ કરવા. એક સપ્તાહ વીતાવી પણ કશુંય મળ્યું નહિ. કંટાળી બાબાજી પાસે ગયા અને કહે; "તમારો આ મંત્ર નકામો છે. કશુંય વળે તેમ નથી. માટે મારા પૈસા પાછા લાવો, તમોએ મને છેતર્યો-છે."

બાબા બોલ્યા; " ભાઇ ! તેં આપ્યા ને અમોએ લીધા. એ પૈસા તો સંતોની સેવામાં લાગી ગયા."

શેઠ હઠ લઇ બેસી ગયા. પૈસા મળે તો જ ઉઠવું. ગામલોકોને જાણ થઇ, હોહા મચી. કોઇએ શેઠને તો કોઇએ બાબાજીને દોષિત માન્યા. આખરે ત્રીજે ઉપવાસે બાબાજીએ એક તેજદાર પાણો આપ્યો ને કહ્યું; 'જા, આનું જે ઉપજે તે લઇ ઘેર પહોંચ. ફરી કોઇનો ચેલો ન થતો !'

વીરચંદભાઇ આ તેજદાર પાણો લઈ શાકમારકીટમાં ગયા અને બટાકાવાળા કાછીયાને બતાવી કહ્યું; ' આ ખરીદવા ઇચ્છા છે ?'

કાછીયાભાઇ જોઈ બોલ્યા; " બશેર શાક આપું. વધુ લોભ હોય તો શેર વધુ. બાકી એથી વધુ આવે તેમ નથી."

વીરચંદભાઇને લાગી આવ્યું કે કયાં હજાર નગદ અને કયાં બેથી ત્રણ શેર બટાકા ? મન અકળાયું. આપવા ના કહી. ત્યાં એક બીજા શેઠ શાક ખરીદતા હતા. તેમની નજર ત્યાં પડી ને બોલ્યા:—

શેઠ ! રૂા. ૧૦૦) લેવા છે ? આપી દો. લો આ લીલી નોટ. નોટ બતાવી.

વીરૂભાઇ સમજ્યા કે કાંઇક તો આમાં છે જ, ત્રણ શેર બટાકામાંથી સો રૂ. પર આંકડો જાય છે માટે આપવો નહિ.

"જી ના, આટલી નજીવી કિંમતમાં દેવા વિચાર નથી." વીરૂભાઇ જરા મક્કમ થયા.

"ત્યારે બસો, ઠીક હવે આપશો ?"

"ના, ભાઇ ના, ચારસોયે પણ નહિ."

બે પાંચ માણસો બીજા પણ કુતુહલ જોવા

ઊભા રહ્યા.થોડા કાઠીયા ભાઇઓ આવી લાગ્યા. એક કાઠીયો બોલ્યો; "એમ, શેઠ! દઇ દે! દઇ દે!! આથી વધુ શું આવવાનું હતું ?"

શેઠે ના જ કહી. દરમ્યાન એક ઝવેરીની નજર પડી. તે સમજ્યા કે હીરો છે. વેચનારને કીંમતની સમજ નથી અને વેચવાનું સ્થાન પણ શાકમારકેટ છે. પાસે આવી તે બોલ્યા; "કેવા છો ભાઇ? આ વસ્તુ ક્યાંથી મળી?"

"વાણીયો છું અને આ મારા ગુરુએ આપેલી વસ્તુ છે."

"તમારા ગુરૂ કોણ ?"

"બાબા રાઘવદાસજી મહારાજ પેલા. વિજય-રાઘવના મંદિરના મહારાજ. કેમ આને ખરી-દવા મન હોય તો બોલો ?"

ઝવેરી—ભાઇ, એક તો આ વસ્તુ વેચવાનું આ સ્થાન નથી, મારી દુકાને ચાલો. બે-પાંચ ઝવેરીઓ એકઠા કરો. આ હીરો છે સમજ્યા!

વીરચંદભાઈના હૈયામાં આ સાંભળી .નંદની ભરતી આવી અને તે ઝવેરી- .. આવ્યા. ચારેક દુકાને ફર્યા, છેલ્લી કીમત રૂા. ૨૫) હજારની થઇ એટલે ધીરજ ખૂટી કે આથી વધુ આપનાર નહિ મળે. એમ માની હીરો આપી પૈસા લઈ મંદિરમાં ગયા અને મહારાજને દંડવત્ કરી બેસી ગયા.

મહારાજ-કેમ શેઠ, શું થયું ?

શેઠ-મહારાજ! તમારી કૃપાથી રૂા. ૨૫) હજાર પેદા થયા. શિષ્યો સાંભળી રહ્યા.

"અરે મૂર્ખ, એ વેચવા યોગ્ય વસ્તુ જ ન હતી. એ તો પારસમણિ હતો, લોઢાને અડતાં સોનું થાત, તેં ભારે ભૂલ કરી, બાબાજીએ ઠપકો આપ્યો.

શેઠ—બાપુ, ત્રણ શેર બટાકામાંથી રૂા. ૧૦૦) થયા, અને એથી હજાર-દશહજાર અને ૨૫) હજાર થયા. મારી ધીરજ ન રહી; તે વેચ્યો. હવે ?

મહારાજ—જા, અને ત્યાં જઇ લેનારને પૂછ. વીરચંદ ફરી લેનાર ઝવેરી પાસે ગયો અને તે પાછો માગ્યો. ઝવેરી કહે ભાઈ! બહુ તો મળતર નથી, પણ પાછો તો નહીં આપું. ઘરમાં રાખવા યોગ્ય વસ્તુ છે જ.

શેઠે મહાજન ભેગું કર્યું, ભારે મહેનત કરી પણ વસ્તુ પાછી ન મળી. છતાં એટલો સંતોષ થયો કે આ પારસમણિ છે, હીરો નથી એ ખબર ઝવેરીને પણ નથી. માત્ર આ વાત બાબાજી જ જાણે છે, ઝવેરી તો માત્ર હીરો જ માને છે.

પરીક્ષા કરવા હીરો, એકવાર જોવા આપો એ માગણી કરી. ઝવેરીએ આપ્યો અને છુપી રીતે સાથે લઈ ગયેલા લોઢાને અડકાડતાં સોનું થઈ ગયું. પારસ છે એ ખાત્રી થતાં શેઠને ભારે વેદના થઈ, પણ હવે શું થાય, વાત હાથથી ગઇ હતી.

જગ્યામાં આવ્યો. ગળતે આંસુડે રડી રહ્યો અને ફરી માંગણી કરી પણ મહાત્માજીએ ઘસીને ના જ કહી. ભાઇ! એકવાર સંતકૃપા થાય, વારંવાર નહિ, સમજ્યો!

શેઠે પચીસ હજાર મેળવી સંતોષ માન્યો.

**સાર :——**

રામનામ પારસમણિ છે, કેટલાંયે લોઢા જેવાં માણસો સુવર્ણ થયાના દાખલા આપણા ગ્રંથોમાં નોંધાયેલા છે. છતાં તેની કિંમત સહુ સરખી આંકી શકતા નથી. કોઇ તેને માત્ર પેટ ભરવા પૂરવા જ જપે છે. ત્યારે કોઇ પૂજવાનું સાધન માનતા હોય છે. કોઇ ગરીબી ટાળવા સુધીની કિંમત આંકે છે તો કોઇ મોક્ષપ્રદ છે એમ માને છે, પણ ખરી વાત કોઇક જ સંતો સમજે છે કે : રામનામરૂપ પારસના સ્પર્શથી હૈયાં રામરૂપ બને છે,-પણ બધાય માનવ સમાજ તેમ માની શકતો નથી, કારણ કે—

સમજ પ્રમાણે કિંમત અંકાય છે અને વસ્તુ ઓળખાય છે.

લેખકઃ
સ્વામી શ્રી માધવતીર્થજી

# આધ્યાત્મ ભાગવત

## ગર્ભસ્તુતિ

( ગતાંક પૃષ્ઠ ૬૦૦ થી ચાલુ )

દશમસ્કંધના બીજા અધ્યાયના ૧૯મા શ્લોકમાં દેવકીજીને સરસ્વતી અથવા સદ્‌વિદ્યાની ઉપમા આપવામાં આવેલી છે. જ્યાં સદ્‌વિદ્યા આવે ત્યાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. જેમ પૂર્વ દિશા પૂર્ણચંદ્રને ધારણ કરે તેમ દેવકીજીએ વિશુદ્ધ મનથી એ સ્વરૂપ ધારણ કર્યું. (૧૦–૨–૧૮) તે વખતે નારદ વગેરે મુનિઓ સહિત પોતાના અનુગામી દેવો સાથે બ્રહ્મા અને મહાદેવજી દેવકીજીના નિવાસ સ્થાને આવ્યા અને નીચે પ્રમાણે શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યાઃ

सत्यव्रतं सत्यपरं त्रिसत्यं सत्यस्य योनिं निहितं च सत्ये
सत्यस्य सत्यमृतसत्यनेत्रं सत्यात्मकं त्वां शरणं प्रपन्नाः

[ ૧૦–૨–૨૬ ]

પ્રભો ! આપ સત્યસંકલ્પ છો, સત્ય આપની પ્રાપ્તિનું સ્થાન છે. આપ ત્રણે કાળમાં સત્ય છો. સત્ય કાર્યનું કારણ આપ સત્ય છો, સત્યમાં સ્થિત છો, સત્યનું સત્ય છો. ઋત (સુંદર વાણી) અને સત્ય (સમદર્શન) એ આપનાં નેત્ર છે, એટલે આપની તરફ લઈ જનાર છે. હે સત્યસ્વરૂપ! અમે આપને શરણે આવેલા છીએ.

તે પછીના શ્લોકમાં કહે છે કે આ સંસારરૂપ સનાતન વૃક્ષની એક પ્રકૃતિ આશ્રય છે, સુખદુઃખ બે ફલ છે, ત્રણ ગુણ એ મૂલ છે, ચાર પુરુષાર્થ એ ચાર રસ છે, પાંચ ઇંદ્રિયો જાણવાનાં સાધન છે. શોક, મોહ, જરા, મૃત્યુ, ભૂખ અને તરસ એ છ સ્વભાવ છે. સાત (ધાતુઓ) એ ત્વચા છે. પાંચ ભૂત અને મન, બુદ્ધિ અને અહંકાર એ આઠ શાખા છે. આંખ નાક વગેરે નવ છિદ્ર છે. દશ પ્રાણ એ વૃક્ષનાં પાન છે. તેમાં જીવાત્મા અને પરમાત્મા એ બે પક્ષી બેઠા છે.

ઉપરની સ્તુતિમાં બે પક્ષીની વાત આવી તેથી દ્વૈત જેવું થાય છે, તે દૂર કરવાને માટે કહે છે કેઃ–

त्वमेक एवास्य सतः प्रसूतिस्त्वं सन्निधानं त्वमनुग्रहश्च ।
त्वन्मायया संवृतचेतसस्त्वां पश्यन्ति नाना न विपश्चितो ये ॥

[ ૧૯–૨–૨૮ ]

આ સંસારવૃક્ષના આપ એક જ ઉત્પત્તિસ્થાન છો, આપ જ અધિષ્ઠાન છો અને આપ જ પાલન કરવાવાળા છો. જે પુરુષોનું ચિત્ત આપની માયાથી આવૃત્ત થયું હોય છે તેને આપ અનેક રૂપે દેખાઓ છો, તત્ત્વજ્ઞાનીને અનેકત્વ જણાતું નથી.

આંહી એક સત્તાનો સ્વીકાર કરેલ છે, છતાં સંસાર અંદર માણસોને દુષ્ટ અને આસુરી પ્રકૃતિનો પણ અનુભ થાય છે. તેથી ભગવાન વિશુદ્ધ સત્ત્વમય અનેક અવત લઈને એક સત્તાનો પરિચય આપે છે અને આસુ પ્રકૃતિનો નાશ કરે છે. જ્યારે આસુરી પ્રકૃતિથી માણસો ગભરાય છે અને જાણે કે જગતનો કોઈ ધણી નથી એ લાગે છે ત્યારે ભગવાન પોતાની શક્તિનો પરિચય આ ધર્મનું સ્થાપન કરે છે. બ્રહ્માજી વગેરે કહે છે કે " આપ આવી વિશુદ્ધ સત્ત્વમય મૂર્તિ ધારણ ન કરો અજ્ઞાન અને ભેદભાવને નષ્ટ કરનાર આપનું અપરો જ્ઞાન થઈ શકે નહિ. કારણ કે આ ગુણોમાં જેની સત્તા અને જેનાથી પ્રકાશિત થાય છે તેનો પરિચય આપ મળે છે. (૧–૨–૩૫) ગુણમાં ભગવાનની સત્તા છે છ ભગવાન ગુણ જેવા બની જતા નથી તે જણાવવા કહે છે કેઃ—

न नामरूपे गुणजन्मकर्मभि–
निरूपितव्ये तव तस्य साक्षिणः ।
मनोवचोभ्यामनुमेयवर्त्मनो
देव क्रियायां प्रतियन्त्यथापि हि ॥

[ ૧૦–૨–૩૬ ]

અર્થ–હે દેવ ! નામ, રૂપ, ગુણ, કર્મ અને જન્મ વગેરે દ્વારા આપનું વર્ણન પૂરું થઈ શકતું નથી. મ અને વેદવાણી દ્વારા પણ આપના સ્વભાવનું અનુમા માત્ર થઈ શકે છે. કારણ કે આપ બધાના સાક્ષી છો. તે પણ આપના ભક્તો ઉપાસના વગેરે ક્રિયાયોગથી આપને સાક્ષાત્કાર કરી શકે છે.

જેમ જમીન ઉપર પડી ગયેલો માણસ જમીનને આધાર લઈને ઊઠે છે તેમ નામરૂપની માયામાં પડ ગયેલો માણસ ભગવાનના નામ અને ભગવાનના રૂપ અને ચરિત્રનો આધાર લઈને માયામાંથી નીકળી શકે છે.

પણ ભગવાન જો નામ અને રૂપમાં આવે તો જીવન માફક ભગવાનને પણ માયાનું બંધન થાય, તે શંકા દૂર કરવા માટે કહે છે કેઃ–

न तेऽभवस्येश भवस्य कारणं

विना विनोदं बत तर्कयामहे ।

भवो निरोधः स्थितिरप्यविद्यया

कृता यतस्त्वय्यभयाश्रयात्मनि ॥

[ ૧૦–૨–૩૯ ]

અર્થ—હે ઈશ્વર! આપ અજન્મા છો, આપના જન્મનું કારણ લીલા સિવાય બીજું કાંઇ જાણવામાં આવતું નથી. સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને નિરોધ આપ નિર્ભય અધિષ્ઠાનરૂપ આત્મામાં અવિદ્યાકૃત છે.

આંહી કહેવાનો ભાવ એવો છે કે જીવનો પણ જન્મ (સંસારની અંદર હોવાથી) અવિદ્યાકૃત છે અને સાચો નથી, તો આપનો જન્મ શી રીતે બની શકે?

સંસારની ઉત્પત્તિ સ્થિતિ અને લય અવિદ્યારૂપ છે એમ કહેવામાં સંસારનો અભાવ થઇ જાય છે તો ભગવાન જન્મ કઇ જગાએ લે, છતાં તે પછીના શ્લોકમાં બ્રહ્માજી કહે છે કે:–આપે પૂર્વકાળમાં મત્સ્ય, અશ્વ, કચ્છપ, નૃસિંહ, વરાહ, હંસ, ક્ષત્રિય, બ્રાહ્મણ અને દેવોમાં અવતાર લઇને અમારી અને ત્રણે લોકની રક્ષા કરી છે, તે પ્રમાણે હમણાં પણ પૃથ્વીનો ભાર ઊતારો.

આંહી કહેવાનો ભાવ એવો છે કે માયામાં કર્મને લઇને અનેક લોક બની શકે છે. ત્યાં માયાનો પ્રભાવ ઓછો છે અને મુખ્ય સત્તા બ્રહ્મની છે એમ બતાવવા માટે ભગવાનનાં જે ચરિત્ર થાય તે એકપ્રકારનો ભગવાનનો વિનોદ છે. શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે જેનું રૂપ આ દશ્ય પ્રપંચથી ભિન્ન છે તે શ્રીહરિની સ્તુતિ કરી બ્રહ્મા, મહાદેવ અને દેવો સ્વર્ગમાં ચાલ્યા ગયા. (૧૦–૨–૪૨) આંહી પણ હરિનું સ્વરૂપ દશ્ય નથી એમ સમજાવેલું છે. આ સ્વરૂપ આધ્યાત્મિક હતું, પણ એવા સ્વરૂપથી પૃથ્વીનો ભાર ઊતારવાનું કામ થાય નહિ તેથી ભગવાન ચતુર્ભુજરૂપે પ્રગટ થયા એમ પાછળથી જણાવેલું છે. (૧૦–૩–૮). છતાં એ સ્વરૂપમાં પણ આધ્યાત્મિક ભાવ મુખ્ય રહેલો છે એવું વસુદેવની નીચેની સ્તુતિમાં સ્પષ્ટ રીતે જણાય છે. વસુદેવજી સ્તુતિ કરતાં કહે છે કે:–

विदितोऽसि भवान्साक्षात्पुरुषः प्रकृतेः परः ।

केवलानुभवानन्दस्वरूपः सर्वबुद्धिदृक् ॥

[ ૧૦–૩–૧૩ ]

અર્થ—મેં આપનું સ્વરૂપ જાણ્યું છે. આપ પ્રકૃતિથી પર સાક્ષાત્ 'પરમ પુરુષ છો, આપ વિશુદ્ધજ્ઞાનાનન્દ સ્વરૂપ છો અને બધાની બુદ્ધિના સાક્ષી છો.

स एव स्वप्रकृत्येदं सृष्ट्वाग्रे त्रिगुणात्मकम् ।

तदनु त्वं ह्यप्रविष्टः प्रविष्ट इव भाव्यसे ॥

[ ૧૦–૩–૧૪ ]

અર્થ—પ્રથમ આપ જ આપની માયાથી આ ત્રિગુણમય સંસારની રચના કરો છો અને પછી તેમાં પ્રવેશ ન કરતાં છતાં જાણે પ્રવેશ કરતા હો એવું દેખાય છે.

મહત્તત્ત્વ વગેરે કારણતત્ત્વ જુદાંજુદાં રહેવાથી કાંઇ વિશેષ કાર્ય કરી શકતાં નથી. તેઓ ઇંદ્રિયોની સાથે મળીને આ બ્રહ્માંડની રચના કરે છે અને તેનો તેમાં પ્રવેશ થયો હોય તેવું જણાય છે. પણ વાસ્તવમાં તેમનો જન્મ થતો નથી. કારણ કે કારણરૂપે તે પહેલેથી જ વિદ્યમાન હોય છે. તેવી જ રીતે બુદ્ધિદ્વારા આપનું અનુમાન કરાય છે અને ગુણોમાં વ્યાપ્ત હોવા છતાં ગુણોથી આપ ગ્રહણ થઇ શકતા નથી.

अनावृतत्वाद् बहिरन्तरं न ते

सर्वस्य सर्वात्मन आत्मवस्तुनः

[ ૧૦–૩–૧૭ ]

આપ ગુણોથી આવૃત થતા નથી તેથી સર્વસ્વરૂપ, સર્વાન્તર્યામી અને પરમાર્થ—આત્મસ્વરૂપ આપનામાં અંદરબહારની કલ્પના રહી શકતી નથી.

તેથી કોઇ રીતે દ્વૈત બની શકતું નથી. વસુદેવજી કહે છે કે જે પુરુષ આત્માથી દશ્ય દેહ વગેરેને પૃથક્ માની સત્ય સમજે છે તે અજ્ઞાની છે. કારણ કે વિચાર કરતાં એ માત્ર વાણીનો વિલાસ છે. દેહ વગેરેનો, વિચાર કરતાં, બાધ થઇ જાય છે તેથી તેને સત્ય માનનાર મૂઢ છે. તો પછી એક બ્રહ્મમાંથી સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઇ તે સમજાવતાં વસુદેવજી કહે છે કે:–

त्वत्तोऽस्य जन्मस्थितिसंयमान्विभो

वदन्त्यनीहादगुणादविक्रियात्

त्वयीश्वरे ब्रह्मणि नो विरुध्यते

त्वदाश्रयत्वादुपचर्यते गुणैः ॥

[ ૧૦–૩–૧૯ ]

અર્થઃ—હે પ્રભો! આપ નિષ્ક્રિય, નિર્ગુણ અને નિર્વિકાર સ્વરૂપમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે તોપણ તેમાં કોઇ વિરોધ નથી. કારણ કે આપ ઇશ્વર છો અને બ્રહ્મ છો. માયાના ગુણ આપના આશ્રયે છે તેથી તેનાં કાર્ય ઉત્પત્તિ વગેરેનો આપમાં આરોપ કરાય છે.

એટલે ક્રિયા માયાની છે અને સત્તા બ્રહ્મની છે. માયામાં સત્તા ન હોવાથી બધું ઇશ્વર કરે છે એમ બોલાય છે. અને એ ક્રિયાથી પોતે નિર્લેપ છે એમ જણાવવા માટે કહે છે કે બધું માયાથી થાય છે. તેથી માયા અને માયાનું કાર્ય બ્રહ્મનું આરોપિત છે અને બ્રહ્મદશામાં તેનો બાધ થાય છે.

પહેલા સ્કંધમાં કહેલ છે કે ભગવાન ગુણોમાં પ્રવેશ કરી ગુણવાન જેવા દેખાય છે (૧–૨–૩૧) વાસ્તવમાં તે વિજ્ઞાનથી પૂર્ણ છે. તેથી ગુણનું દર્શન આરોપિત છે. તે અવિદ્યાવાળું છે, તેનો બાધ થાય ત્યારે બ્રહ્મદર્શન થાય છે. (૧–૩–૩૩)

અવિવેકીઓને દ્રષ્ટામાં દૃશ્યનો આરોપ થાય છે (૧–૩–૩૧) એ આરોપનો આત્મજ્ઞાનથી બાધ કરવો જોઇએ. બીજા સ્કંધના ૧૦મા અધ્યાયમાં પણ શુકદેવજી કહે છે કે "સ્વરૂપભૂત જગતની ઉત્પત્તિ વગેરેમાં ભગવાનનું કર્તૃત્વ વાસ્તવિક નથી, ઉલટું કર્તૃત્વનો નિષેધ કરવાને માટે માયાથી તેનો આરોપ કરવામાં આવેલ છે (૨–૧૦–૪૫). ત્રીજા સ્કંધમાં પણ જ્યારે વિદુરજી મૈત્રેયજીને પૂછે છે કે ભગવાને આવા વિરુદ્ધ ધર્મવાળું જગત શા માટે ઉત્પન્ન કર્યું? તેના જવાબમાં મૈત્રેયજી કહે છે: વિચાર કરતાં વિરુદ્ધ ભાવની પ્રતીતિ કરાવનાર જે દૃશ્ય દેખાય છે, તે ભગવાનની માયા છે. તે સ્વપ્ન જેવી મિથ્યા સમજવાની છે (૩૦–૭–૧૦). છેવટમાં બારમાં સ્કંધમાં પણ શુકદેવજી કહે છે કે આત્મામાં વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞરૂપ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ વગેરે ભેદ માયામાત્ર છે (૧૨–૪–૨૫). પણ સત્ય વસ્તુમાં ભેદ બનતો નથી (૧૨–૪–૩૦). જો તેની સત્તા સાચી માનવામાં આવે તો આત્માના જેવો પ્રપંચ પણ સત્ય થઇ જાય. તેથી બ્રહ્મમાં પ્રપંચનો આરોપ છે. એ વાત વસુદેવની સ્તુતિમાં અને ભાગવતમાં ઘણે ઠેકાણે આવે છે. એવા આરોપનો આત્મજ્ઞાનથી અપવાદ કરવો અને બ્રહ્મદશા પ્રાપ્ત કરવી એ જ જીવનો મુખ્ય પુરુષાર્થ છે. આરોપિત સત્તા એ સ્વપ્નની માફક પ્રાતિભાસિક સત્તા હોય છે. છતાં એવી સત્તાથી વ્યવહાર થાય છે. તેથી વેદાન્તના જિજ્ઞાસુએ પહેલાં વ્યાવહારિક સત્તાને પ્રાતિભાસિક કરતાં શીખે છે અને પછી તેનો અપવાદ કરીને પારમાર્થિક સત્તાને અનુભવ લે છે. આ બાબત વધારે સ્પષ્ટ થાય તેટલા માટે વ્યાવહારિક સત્તા અને પ્રાતિભાસિક (આરોપિત) સત્તાનો ભેદ નીચે પ્રમાણે જણાવવામાં આવે છેઃ–

| વ્યાવહારિક સત્તા | પ્રાતિભાસિક સત્તા |
|---|---|
| ૧. પરિણામવાદ | ૧. વિવર્તવાદ |
| ૨. અનેક જીવ | ૨. એક જીવ |
| ૩. વ્યાવહારિક વસ્તુ આંખથી દેખાય | ૩. પ્રાતિભાસિક બધું સાક્ષિભાસ્ય હોય છે |
| ૪. અજ્ઞાત સત્તા | ૪. જ્ઞાત સત્તા |
| ૫. વસ્તુ જોયા પહેલાં હોય | ૫. દૃષ્ટિકાળે પ્રતીતિ હોય |
| ૬ સૃષ્ટિદૃષ્ટિવાદ | ૬. દૃષ્ટિસૃષ્ટિવાદ |
| ૭. એક અંશની નિવૃત્તિ થાય | ૭. એક અંશની નિવૃત્તિ ન થાય |
| ૮. વસ્તુ સાકાર હોય છે | ૮. દરેક વસ્તુ નિરાકાર હોય છે |
| ૯. ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. | ૯. ત્રૈકાલિક નિષેધ થાય છે |
| ૧૦. જોનારના વિચાર સિવાય જગતનો વિચાર થઈ શકે છે | ૧૦. જોનારના વિચાર સિવાય જગતનો વિચાર થઈ શકતો નથી |
| ૧૧. એક જ્ઞાન કરતાં બીજું જ્ઞાન વધારે સારું છે. | ૧૧. એક જ જ્ઞાન સાચું છે |
| ૧૨. જગતનું જ્ઞાન રાખવામાં હરકત નથી. | ૧૨. જગતનું જ્ઞાન તત્ત્વજ્ઞાનમાં પ્રતિબંધ કરે છે |
| ૧૩. અનેક જ્ઞાનની સામગ્રી છે | ૧૩. એક જ્ઞાનની સામગ્રી છે. |
| ૧૪. સંબંધ થાય છે | ૧૪. સંબંધ થતો નથી |
| ૧૫. દ્રષ્ટાથી દૃશ્ય જુદું રહે છે. | ૧૫. દ્રષ્ટાથી દૃશ્ય જુદું રહેતું નથી |

આવી બાબતો સામાન્ય માણસને માટે સમજવી અઘરી હોવાથી દશમસ્કંધમાં શરૂઆતમાં વ્યાવહારિક સત્તાનો વિચાર વધારે આપીને તામસફલપ્રકરણો સુધી એટલે લગભગ કંસના વધ સુધી માયાના ગુણોનાં વિઘ્નો અને તેના ઉપર શ્રીકૃષ્ણરૂપી બ્રહ્મની જીત બતાવીને પછી શ્રીકૃષ્ણ અને બલરામજીનો ઉજ્જૈનમાં સાંદીપનિ ગુરુને ત્યાં વેદાન્ત (ઉપનિષદ) વગેરેનો અભ્યાસ બતાવેલ છે અને તે પછી પ્રાતિભાસિક સત્તાની શરૂઆત કરેલ છે, પણ તેનું ખરૂં જોર એકાદશ સ્કંધમાં આવે છે. માયામાં રહેલા માણસો માટે ભગવાનના અનુગ્રહની જરૂર છે તેથી ભક્તની શરણાગતિ વગેરે બાબતો શરૂઆતના અધ્યાયોમાં આવશે.

હવે દેવકીજી ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કેઃ—

रूपं यत्तत्प्राहुरव्यक्तमाद्यं
ब्रह्मज्योतिर्निर्गुणं निर्विकारम् ।
सत्तामात्रं निर्विशेषं निरीहं
स त्वं साक्षाद्विष्णुरध्यात्मदीपः ॥
[૧૦–૩–૨૪]

અર્થ—પ્રભુ! વેદોમાં જે પરમાર્થતત્ત્વને બધાનું આદિ કારણ બતાવેલ છે તથા જેનું અવ્યક્ત, બ્રહ્મ, જ્યોતિર્મય, નિર્ગુણ, નિર્વિકાર સત્તામાત્ર, નિર્વિશેષ અને નિરીહ કહીને વર્ણન કરેલ છે, તે બુદ્ધિ વગેરેના પ્રકાશક સાક્ષાત્ વિષ્ણુ આપ જ છો.

અહીં અવ્યક્ત વગેરે વિશેષણોથી ઉત્તરોત્તર પરમાણુ વગેરેની કારણતાનો નિષેધ કરેલ છે. એટલે પ્રકૃતિ, ગુણ, કર્મ વગેરે કોઇ જગતનું કારણ નથી. માત્ર બ્રહ્મ જ છે. સાચું જ્ઞાન થાય ત્યારે સાચું અનેકત્વ રહેતું નથી. કલ્પિત અનેકત્વથી બ્રહ્મમાં દ્વૈત થતું નથી. માને તો ખબર હોય કે મારો દિકરો કેવો છે. મા કહે છે કે તે નિર્ગુણ અને નિર્વિશેષ છે. નિર્ગુણનો જન્મ એ આરોપદૃષ્ટિથી જ માની શકાય એમ વસુદેવજીની સ્તુતિમાં આપેલ છે. નિર્ગુણને કેમ પહોંચી શકાય એવો પ્રશ્ન ૮૭ મા અધ્યાયમાં (વેદસ્તુતિમાં) પરીક્ષિત રાજાએ કરેલ છે. તેનો જવાબ ત્યાં એવો આપેલ છે કે **अतन्निरसनेन।** એટલે સ્થૂલ સૂક્ષ્મ વગેરે અનાત્મ વસ્તુઓના નિષેધ કરીને શ્રુતિઓ આપનામાં પર્યવસાન પામે છે (૧૦-૮૭-૪૧). દેવકીજી કહે છે કે જ્યારે બ્રહ્માના પરમ આયુષ્યનો દ્વિપરાર્ધ કાળ સમાપ્ત થઈ જાય છે ત્યારે સંસાર નષ્ટ થઇ જાય છે અને સંપૂર્ણ ભૂતો પોતાના કારણ અહંકારમાં લીન થઇ જાય છે, તથા અહંકાર મહત્તત્ત્વમાં અને મહત્તત્ત્વ મૂળ પ્રકૃતિમાં લીન થઇ જાય છે. તે વખતે એકમાત્ર આપ જ શેષરૂપથી રહો છો. (૧૦-૩-૨૫). હે પ્રભો! આપની ચેષ્ટાથી સંપૂર્ણ જગત ચેષ્ટા કરી રહેલ છે અને નિમેષથી લઇ સંવત્સર પર્યન્ત મહાન કાલ આપની લીલા છે. આપ સંપૂર્ણ જગતના સ્થિર અને અભયસ્થાન છો, હું આપનું શરણ લઉં છું. મરણધર્મવાળો જીવ ઘણા લોકમાં વારંવાર જન્મ લેતાં છતાં પણ આપને પામી શકતો નથી, તે મારો જીવ આજે આપના ચરણને પામી સુખ પામેલ છે.

આગળ કહ્યું તેમ દેવકીજી એ સદ્વિદ્યાનું સ્વરૂપ છે (૧૦–૨–૧૯). એટલે સદ્વિદ્યાથી બ્રહ્મદર્શન થાય છે. એ જ્ઞાનની ચોથી ભૂમિકા—સત્ત્વાપત્તિ—નો અનુભવ છે, તેથી આ કથા શ્રીમદ્ભાગવતની સપ્તાહ વખતે ચોથે દિવસે સાંજે આવે છે. આટલા અનુભવ પછી પ્રારબ્ધ રહે છે, એટલે આવરણભંગ પછી વિક્ષેપશક્તિ રહે છે, તે કંસનું સ્વરૂપ છે. તેથી દેવકીજી કહે છે કેઃ—હે નાથ! આપ ભક્તોના ભય દૂર કરવાવાળા છો તેથી આ દુષ્ટ કંસથી અમારૂં રક્ષણ કરો. વળી આપનું આ ચતુર્ભુજ સ્વરૂપ માત્ર ધ્યાનથી અનુભવમાં આવે છે. તે ચર્મચક્ષુવાળા પુરુષોની સામે પ્રગટ ન કરો. આપનું આ ચતુર્ભુજ સ્વરૂપ ગુપ્ત રાખો. આપ પરમ પુરુષ મારા ગર્ભમાં આવ્યા એ તો આપની અદ્ભુત મનુષ્યલીલા છે.

શ્રી ભગવાને કહ્યું કે પૂર્વજન્મમાં તમે તથા વસુદેવજીએ બહુ તપ કર્યું હતું અને મારા જેવો પુત્ર માગ્યો હતો, તે વખતે મારી માયાથી મોહિત થઈને તમે મોક્ષ માગ્યો નહોતો. હવે તમે પુત્રભાવ તથા બ્રહ્મભાવથી મારૂં નિરંતર ચિંતન કરતા રહો એટલે અંતે મારા પરમ પદને પ્રાપ્ત થશો. અહીં તમને કંસનો ભય હોય તો મને ગોકુળમાં લઇ જાઓ અને ત્યાં યશોદાના ગર્ભથી ઉત્પન્ન થયેલ માયાને અહીં લાવો.

આટલું કહી ભગવાન તરત પોતાની માયાથી એક સાધારણ બાળક બની ગયા. પછી ભગવાનની આજ્ઞા પ્રમાણે વસુદેવજી નવા જન્મેલા બાળકને લઇ બહાર નીકળ્યા. તે વખતે ગોકુળમાં યશોદાજીના ગર્ભમાં ભગવાનની યોગમાયાએ જન્મ લીધો હતો.

વસુદેવજી ભગવાનને લઈને નીકળ્યા કે તરત ભગવાનના તેજથી કેદખાનાનાં બારણાં ઉઘડી ગયાં. ત્યાંના ચોકીદારોને નિદ્રા આવી ગઈ હતી. જેમ સૂર્યોદય થતાં અંધકાર દૂર થાય છે તેમ જેલ ઉઘડી ગઈ. તે વખતે વરસાદ વરસવા લાગ્યો અને જમુનાજીમાં પ્રવાહ પણ વધ્યો હતો. પણ શેષનાગે ભગવાનની ઉપર ફણા રાખી જલનું નિવારણ કર્યું હતું. જમુનાજીએ માર્ગ આપ્યો અને વસુદેવજી શ્રીકૃષ્ણને ગોકુળમાં યશોદાજીની બાજુમાં રાખી ત્યાં જન્મેલ માયા (બાલિકા)ને લઈને બન્દીગૃહમાં પાછા આવ્યા. જશોદાજીને માત્ર એટલું જ જ્ઞાન થયું હતું કે કોઈ સંતાન આવેલ છે, પણ નિદ્રાના કારણે ખબર ન રહી કે પુત્ર હતો કે પુત્રી.

આહીં આધ્યાત્મ ભાવે અર્થ કરીએ તો મન એ મથુરાનું કારાગૃહ છે અને હૃદય એ આનંદરૂપી નંદનું ગોકુલ છે. કેટલાકને આત્માનો પહેલો અનુભવ શુદ્ધ મનમાં થાય છે અને પછી તે હૃદયના ઊંડાણમાં ઊતરી જાય છે. મન અને હૃદયની વચ્ચે એક નાડી છે. તેને આત્મનાડી ઉપનિષદમાં કહેલ છે. કેટલાકને પહેલાં હૃદયમાં અનુભવ થાય છે અને પછી એ નાડી દ્વારા મન સુધી એ અનુભવ પહોંચે છે. યમુનાજીને એ અંદરની નાડી તરીકે સમજી શકાય છે.

ભગવાનને પ્રાકૃત ભક્તો, અધ્યાત્મ ભાવે અથવા અધિદૈવ ભાવે સમજી શકે નહિ તેથી પોતે પ્રાકૃત રૂપ ધારણ કરીને હવે પ્રાકૃતના જેવી લીલા કરી બતાવશે. પણ વચમાંવચમાં પણ તેની ઈશ્વરી લીલા પણ પ્રગટ થતી રહે છે. તેથી દશમ સ્કંધની કથા બહુ આશ્ચર્યકારક છે. (૧૦-૧૫-૧૯)

સાધારણ માણસો એમ કહે છે કે નિર્ગુણ ભગવાનને પગ નથી તો અમારે કોને પગે લાગવું? નિર્ગુણને શરીર નથી તો અમારે દર્શન શી રીતે કરવાં? નિર્ગુણને જીભ નથી તો અમારે વાતો કોની સાથે કરવી? આવી અગવડો દૂર કરવા માટે અને ભક્તોને ખુશી રાખવા માટે ભગવાન પ્રાકૃત મનુષ્ય જેવા બની જાય તો પણ તે સર્વશક્તિમાન હોવાથી બની શકે તેવું છે. મન અને હૃદય બંનેને સંતોષ થાય તેટલા માટે ગોકુળમાં અને મથુરામાં જુદાજુદા પ્રકારની લીલા બતાવેલી છે. પ્રેમી ભક્તોને હૃદયની લીલા ગમે છે અને જ્ઞાની ભક્તોને તત્ત્વ શું છે એ જાણવાની લીલા ગમે છે. માખણને પણ તત્ત્વ કહે છે, તે ભક્તો ઊંચું રાખતા હતા તોયે ભગવાન તેને નીચે લાવીને આરોગતા હતા.

શ્રીકૃષ્ણનું અવતારી શરીર કેવું હશે તે સામાન્ય બુદ્ધિથી સમજી શકાય તેવું નથી. જીવનાં શરીર તેમના કર્મ પ્રમાણે બંધાય છે. ભગવાનને કોઈ કર્મનું બંધન નથી, તેમનું શરીર તેમની ઈચ્છાથી તેમની માયાથી બંધાય તો પણ તેમાં સ્વરૂપનું ભાન અતિશય હોય છે. તેથી જશોદાજી દોરડાં ભેગાં કરીને શ્રીકૃષ્ણને બાંધી શક્યાં નહિ. અવતારનું મુખ્ય કામ સમાજને ભગવાન તરફ વાળવાનું હોય છે. છતાં અવતારી શરીર ગયા પછી સમાજનું જીવન બગડી જાય છે. તેથી અવતારી શરીર લાંબો વખત ટકવું જોઈએ એમ શ્રી અરવિંદ માને છે. સાતમા સ્કંધમાં પ્રહ્લાદની સ્તુતિ ઉપરથી જણાય છે કે ભગવાન ત્રણ યુગમાં અવતાર લે છે તેથી ચોથા યુગમાં એટલે કલિયુગમાં ભગવાન મહાત્માઓદ્વારા સમાજનું કામ કરાવશે એવું અનુમાન થઈ શકે છે. સમાજમાં એક બનાવ ઉપર ઘણાં કારણોની અસર રહે છે તેથી સમાજસુધારાનું કામ મુશ્કેલ બને છે. વ્યક્તિની દૃષ્ટિએ બધા બનાવનું એક કારણ છે અને તે માત્ર જીવની અવિદ્યા છે. એ અવિદ્યાને પહેલાં મારવાની જરૂર છે. તેથી શ્રીકૃષ્ણના જીવનમાં શરૂઆતમાં જ પૂતનાના વધની અથવા પૂતનાના ઉદ્ધારની કથા આવે છે. શ્રીમદ્વલ્લભાચાર્ય પૂતનાને અવિદ્યાનું સ્વરૂપ માને છે. શ્રીમદ્ભાગવતમાં તેને કામચારિણી કહેલ છે, તેથી તેને વાસના પણ કહી શકાય છે.

## ધ્યાનની રીત

વિચારપૂર્વક અવલોકન કરીએ તો ધ્યાનથી, જાપથી, વાચનથી, મનનથી, શ્રવણથી કે ભજનો ગાવાથી, ગમે તે પ્રકારની ઉપાસનાપદ્ધતિથી જે શાંતિ, આનંદ, ઉત્સાહ અને પ્રેરણા જેવું માલુમ પડે છે તે બધાંનું મૂળ કારણ એક જ છે. ગમે તે રીતે દેહભાવનને ભૂલો. જે રીતે ભુલાય એ રીતે ભૂલો. સર્વ શક્તિનો ઝરો એ જ છે. ધ્યાનમાં મન ન લાગે ત્યારે જાપ કરો, જાપમાં પણ ન ચોંટે તો, ધર્મગ્રંથો વાંચો. ભજનો ગાઓ. ફરવા નીકળી જાઓ, ત્યાં ૐ ૐનું ગાન કરો. ગમે તે રીતે દેહથી પર થાઓ અને આનંદ લૂટો. આપણી રીત પ્રમાણે આપણે પોતે જ એ સત્-ચિત્-આનંદ-સ્વરૂપ છીએ. ધ્યાન કોનું કરવું? એ પરમાત્મસ્વરૂપ સર્વરૂપે સર્વત્ર છે. જેનું ધ્યાન કરું છું તે હું પોતે જ છું. આટલું ભાન કરવું બસ છે. ધ્યાનમાં મન ખૂબ મહેનત આપે તો જે જે વૃત્તિઓ ઊઠે તેતે વૃત્તિઓરૂપ હું પોતે જ છું એવી ભાવનાથી તે તે વૃત્તિને આવરી દો. હૃદયના ઉમળકાથી "તે હું છું"ના ભાવાવેશથી વૃત્તિઓને આચ્છાદિત કરતા જાઓ.

# ભગવાન ભીષ્મ

લે. કીર્તનાચાર્ય શ્રી. સીતારામ શર્મા

[ ગતાંક પૃષ્ઠ ૫૮૩ થી ચાલુ ]

જે પ્રમાણે અગ્નિની સેવા કરનારનાં શીત, ભય અને અંધકાર નાશ પામે છે, તેજ પ્રમાણે સાધુઓનું સેવન (સમાગમ) કરનારાનાં પણ શીત, ભય, તમ નિવૃત્ત થઈ જાય છે. અગ્નિ પોતાના સાન્નિધ્યથી શીતને દૂર કરી દે છે, અને તેજોવૃદ્ધિથી અંધકાર તથા ભગવદ્બુદ્ધિથી ભયનું નિવારણ કરે છે. સાધુ પણ પોતાના સંનિધાનમાં આવનારા પુરુષના શીત, ઉષ્ણ, સુખ-દુઃખ, માન-અપમાન વગેરે દ્વંદ્વોનો નાશ કરી નાખે છે; તેમજ આત્મબોધ વડે તમ યાને સંસારનું મૂળ જે અજ્ઞાન તેને દૂર કરી દે છે; અને અખિલ ભયોમાં મુખ્ય એવું જે જન્મમરણાત્મક સંસારનું ભય, તેને નષ્ટ કરીને અભય-બ્રહ્મભાવની પ્રાપ્તિ કરાવી દે છે. તત્ત્વતઃ જોશો તો, સાધુ કેવળ અગ્નિ-તુલ્ય જ નથી, પરંતુ તેનાથી પણ શ્રેષ્ઠ છે; કેમકે અગ્નિની પાસે ધૂમાડો હોય છે, પરન્તુ સાધુ નિષ્ક્રોધ અર્થાત્ નિર્ધૂમ હોય છે. તથા અગ્નિ આશ્રયાશ યાને **'આશ્રયં અંદનાતિ ઇતિ આશ્રયાશઃ'** આશ્રયને જ ખાનારો હોય છે. ખ્યાલ કરો! અગ્નિને પોતાનું સ્વરૂપ પ્રગટ કરવા સારૂ [illegible] આશ્રય કરવો પડે છે. તે વિના એ તેજસ્વી [illegible]વા છતાં લોકોને પોતાના રૂપનાં દર્શન કરાવવાં એને અશક્ય. પરન્તુ આશ્ચર્યની વાત એ છે કે જેનો એ આશ્રય [illegible] છે અને જેણે એને આશ્રય આપ્યો છે તેને બાળીને ખાક કરી નાખે છે; પરન્તુ સાધુ તો આશ્રયપ્રદ જ હોય છે. અગ્નિના સંનિધાનમાં શીતની નિવૃત્તિ થતી હશે, તો પણ બહુ વખત કોઈ બેસી રહે તો એ તેને તાપ જ આપે છે. પરન્તુ સાધુની પાસે નિરન્તર બેસતા રહેવા છતાં તાપ લાગશે નહિ.

વ્હાલા આત્મસ્વરૂપો! આ હતી ભગવાન પરશુરામની આભેદભાવના કે અંબા ત્રિતાપોથી બળતીઝળતી અને જગતથી ત્યજાએલી આ અભેદદૃષ્ટિવાળા ભગવાન પરશુરામના આશ્રમમાં આવ્યા પછી ખુબ જ આત્મશાંતિ અનુભવી, થોડો વખત તો મૌન જ રહ્યું. ભગવાન પરશુરામે અંબાના તરફ જોઇ તેના ભૂત-ભવિષ્ય-વર્તમાન જાણી લઇ સ્મિતવદને અંબાને પૂછ્યું. અંબા પણ જાણે જાગૃત થતી હોય તેમ પુનઃ પ્રભુ પરશુરામને દંડવત્ નમસ્કાર કરીને અશ્રુભીની આંખે પોતાની અથથી ઇતિ વાત રજુ કરી અને બોલી કે પ્રભુ! જો સત્ય પૂછાવતા હો તો મને આ સ્થિતિમાં મૂકનાર આપનો જ શીષ્ય દેવદત્ત (ભીષ્મ) છે.

અંબાના આશયને સમજી લઇ ભગવાન પરશુરામ પૂછે છે; 'હવે તારી શી ઇચ્છા છે? અંબા કહે-લજ્જિત વદને-પ્રભુ! ભીષ્મ મારૂં પાણી ગ્રહણ કરે. આ સિવાય મારી કોઈ ઇચ્છા નથી. અને મારા પણ એવા અહોભાગ્ય ક્યાંથી કે ભીષ્મ જેવા વિશ્વવિખ્યાત ધનુર્વેદવિશારદ મારા પતિ બને. જો કે ભગવાન પરશુરામ સારી રીતે સમજતા હતા કે ભીષ્મ પોતાની પ્રતિજ્ઞાથી કદી ચલાયમાન થાય તેમ નથી, તો પણ એની પ્રતિજ્ઞાને કસોટીની સરાણ ઉપર ચડાવવાના ઉદ્દેશથી અંબાને લઇ હસ્તિનાપુર તરફ પ્રયાણ કર્યું'.

નગરની બહાર યમુનાના પવિત્ર કિનારા ઉપર કે જ્યાં તેમનો પૂર્વાશ્રમ હતો ત્યાં મુકામ કરી ભીષ્મને ખબર આપી. ભીષ્મ ગુરુ ભગવાન પરશુરામ પધાર્યા છે એ સાંભળતાની સંગાથે તેનું શરીર રોમાંચિત થઈ ગયું અને આંખમાંથી દડદડ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. અહો! આજ મારાં અહોભાગ્ય કે, ગુરુ પરશુરામનાં મને દર્શન થશે.

સજ્જનો! જોયું કે વયોવૃદ્ધ અને તાજ વિનાના સમ્રાટ નૈષ્ઠિક બ્રહ્મચારી ભીષ્મને પણ ગુરુ પધાર્યા છે એ શબ્દો સાંભળતાં તેમના શરીરની સ્થિતિ કેવી બની ગઈ! જ્યારે આજના ગુરુ પ્રત્યે શિષ્યોનો કેવો ભાવ છે તેનો વિચાર તો કરો. આજના જમાનામાં કોઈ શિષ્યને ગુરુ પ્રત્યે સન્માનની લાગણી હોતી નથી અને તે દશ્ય તમારે નજરોનજર જોવું હોય તો કોઇપણ હાઈસ્કૂલ રૂપે હાટડીના રિસેસ સમયે તમે બહાર જઈને ઊભા રહો. અને બહાર નીકળતા વિદ્યાર્થીના શબ્દો પોતાના ગુરુને માટે કયા પ્રકારના નીકળે છે તે સાંભળ્યા પછી તમે ગમે તેવા સુધારક માનસના હશો તો પણ તમારે કબુલ કરવું પડશે કે આ આનષ્ટ અનિચ્છનીય છે. છતાં ખેર. હું તો મારા ભારતના ભાગ્યવિધાતાને કહું છું કે ભારતને પૂર્વવત્ ભારત બનાવવું હોય તો, પહેલી તકે આપણે જ્ઞાનપ્રણાલિકાના રાહને બદલી. આપણે યુરોપ-અમેરીકાનું અંધ અંતુકરણ ન કરવું જોઇએ. સર મેગ્થીસે ભારતનાં વખાણ કર્યાં હતાં તે જ ભારતની આ દશા?

દેવદત્ત (ભીષ્મ)—ગુરુ પરશુરામનું સ્વાગત રાજશાહી ઢાઠથી કરે છે. જ્યારે ભગવાન પરશુરામ પણ પ્રસન્ન થાય છે. આ સઘળી વિધિ પતી ગયા બાદ ગુરુના પવિત્ર

પાદારવિંદમાં અશ્રુભીની આંખે ભીષ્મ દંડવત્ પ્રણામ કરીને આગમનનું કારણ પૂછે છે. ભગવાન પરશુરામ પણ પહેલાં તો ભીષ્મના આપ્તજનોનું કુશળ પૂછીને રાજવ્યવસ્થાની વાતો કરે છે અને છેવટે અંબા સાથે પાણિગ્રહણ કરવાની મૂળ વાત ઉપર આવે છે. તેમાં ભીષ્મ ખૂબ જ વિનયવિવેકયુક્ત રીતે ગુરુને પ્રતિજ્ઞાથી ભંગ ન થવા બદલ પ્રાર્થના કરે છે. છતાં ગુરુ ભીષ્મનું સાંભળવા તૈયાર નથી અને ગુરુશિષ્ય વચ્ચે ચકમક ઝરે છે. અને ગરમ વાતાવરણ થાય છે. છેવટે ભીષ્મે કહી દીધું કે મારું મસ્તક આપવાને તૈયાર છું પણ પ્રતિજ્ઞાથી કદી પણ ચલિત નહીં બનું. છેવટે ગુરુએ કહી દીધું કે અંબા સાથે પાણિગ્રહણ કર અથવા મારી સાથે યુદ્ધ કર. યુદ્ધમાં હું તને જરૂર મૃત્યુની ભેટ કરાવીશ. યુદ્ધ ન કરવા બદલ ભીષ્મે પ્રાર્થના કરી પણ પરશુરામને તો કસોટી કરવી હતી એટલે હાથમાં ધનુષ્યબાણ ઊઠાવીને યુદ્ધનું આહ્વાન દીધું. ભીષ્મની ઇચ્છા ન હોવા છતાં ગુરુને પ્રણામ કરીને ભીષ્મે પણ ધનુષ્ય ઊઠાવ્યું અને ગુરુશિષ્યનું યુદ્ધ ચાલુ થયું. યુદ્ધસ્થળમાં બન્ને મદોન્મત્ત ગજરાજ જેવા દેખાતા હતા અને સમાન–સમાન એકમેકની હાર-જીત થયા કરતી હતી. પણ છેવટે નૈષ્ઠિક બ્રહ્મચારી ભીષ્મ આગળ વૃદ્ધ ભગવાન પરશુરામ યુદ્ધમાં ન ફાવ્યા તે ન ફાવ્યા. પરશુરામ ભીષ્મની યુદ્ધદક્ષતા જોઈને ખૂબ જ પ્રસન્ન થયા અને કહ્યું: 'બેટા! ધન્ય છે તને. જો કે હું તો સમજતો હતો કે હું તો શું પણ તારા સ્વર્ગસ્થ પિતા શાન્તનુનો આશીર્વાદ છે કે બેટા! તને ઇચ્છામૃત્યુ પ્રાપ્ત થાઓ. એટલે તને બ્રહ્મા, વિષ્ણુ કે મહેશ પણ મારી શકે તેમ નથી. હું તો માત્ર તું કેવો પ્રતિજ્ઞાપાલક છે એ જોવા પૂરતો જ આવ્યો હતો. જા, મારા આશીર્વાદ છે કે તારું કલ્યાણ થાઓ. ભીષ્મે પોતાનાં હથિયાર નીચે મૂકીને ગુરુના ચરણ પકડ્યા. ગુરુએ ભીષ્મને ઊઠાવીને હૃદયસરસું આલિંગન દીધું. ગુરુ પોતાના આશ્રમમાં જવા તૈયાર થયા અને પ્રયાણ કર્યું. અંબા ગુરુના ચરણમાં પડી કહે છેઃ પ્રભુ! ત્યારે હવે મારું શું?

ગુરુ કહે છે;"અંબા બેટા! તારે માટે તારાસાન્નિધ્યમાં સામ,દામ,ભેદ ને દંડથી ભીષ્મને સમજાવ્યો. છતાં એ મૃત્યુને વરવા તૈયાર થયો પણ પોતાની પ્રતિજ્ઞા તોડવા તૈયાર થતો નથી. એ તારી નજરોનજર જોયું. માટે હવે તો તારે માટે એક જ રસ્તો બાકી રહે છે કે બેટા! જપ અને તપ કરી તારા આયુષ્યને વીતાવી દે. ભગવાન તારું કલ્યાણ કરો એમ આશીર્વાદ આપી પરશુરામ વિદાય થયા.

(ચાલુ)

## મનની સ્થિરતા

મન તો સ્થિર છે જ. મનને જે વસ્તુ પ્રિય છે, જે રસ ગમે છે તેમાં તો તે તરત જ સ્થિર થઈ જાય છે. કેળવણીમાં રસ લેતાને કેળવણીનો વિષય નીકળે એટલે રસ પડે અને તે તે વિષયમાં એકાગ્ર થઈ જાય. દરેકે દરેક વ્યક્તિ પોતપોતાના પ્રિય રસના વિષયમાં તો એકચિત્ત છે જ. એક ચંચળ વૃત્તિનું બાળક પણ પોતાનાં રમકડાં સાથે એકરૂપ થઈ જાય છે. જગતનું ભાન ભૂલી જાય છે. પણ આપણે તો ધારીએ તે વિષયમાં ધારીએ તેટલા સમય માટે એકાગ્રતા કે સ્થિરતા ઇચ્છીએ છીએ. પોતપોતાના ઉદ્યોગધંધામાં તો સૌ કારીગરવર્ગ, કારકુનવર્ગ, વિદ્યાર્થીઓ, કળાકારો, વૈજ્ઞાનિકો, અને ગૃહકામ કરનારી બ્હેનો પણ એકચિત્ત જ રહે છે. કોઈ વધારે કે કોઈ ઓછું પણ સૌ કોઈ સ્થિર મનવાળું તો છે જ. પોતાના કામમાં મન સ્થિર ન હોય તો કામ જ ન થાય. ડૉક્ટર એકાગ્રચિત્તથી દવા ન આપે તો દરદીનું શું થાય? એથી આગળ જઈને કહી શકાય કે, વિષયભોગ ભોગવનારો વિષયમાં શરાબી શરાબમાં કે જુગારી પોતાના જુગાર રમવાના કાર્યમાં એકાગ્ર ચિત્તવાળો ન થાય તો તેમાં એને આનંદ ન મળે એવા લોકોને પણ સ્થિર મનની જરૂર રહે છે. આમ દરેક ઠેકાણે મનની એકાગ્રતા અને સ્થિરતા ચાલી રહી છે. પણ આપણે પ્રભુમાં, જ્ઞાનમાં, બ્રહ્મ સાથે કે પોતાના સ્વરૂપ સાથે એકાગ્રતા સાધવી છે; મનને તેમાં સ્થિર કરવું છે.

ઉપરનાં સૌ સ્થિર મનવાળાં તો છે જ, પણ જ્ઞાન આપણને વિચારપૂર્વક સ્થિર થતાં શીખવે છે. એક નવી દૃષ્ટિ આપે છે. જ્ઞાન કહે છે કેઃ શરીર શું છે, ઇન્દ્રિયો શું છે, મન શું છે, મનની વૃત્તિઓ કેવી છે, તમે જે ધંધો રોજગાર સ્વીકાર્યો છે તે કેવો છે, તમારાં જીવનનાં કામો કેવાં થાય છે; એ બધા ઉપર વિવેકપૂર્વક વિચાર કરી પછી એકાગ્ર થાઓ. આમ વિચારોમાં મુખ્ય વિચાર તે આત્મવિચાર છે હું કોણ છું? મારું વાસ્તવિક સ્વરૂપ શું? એથી આગળ જઈને કહીએ તો પરમાત્મા કોણ? મારો અને પરમાત્માનો શો સંબંધ? મારો અને જગતનો શો સંબંધ? આ બધાનો શાંતિપૂર્વક વિચાર કરી લીધા પછી આપણે કર્મમાં જોડાઈએ તો કર્મ પણ સ્વાભાવિક બની રહે છે પછી આપણે શું કરવું તેની ચિંતા નથી કરવી પડતી. મનને પરમાત્મામાં સ્થિર કરવાને આ બધા વિચારોનું સમાધાન મેળવી લીધે જ છૂટકો છે.

# સુવર્ણ સૂત્રો

સંગ્રાહક :—
ગુરુચરણકમળાનુરાગી ભિક્ષુ :

વિદ્યા-જ્ઞાન એ જ મનુષ્યની નિર્દોષ અને અવિનાશી સંપત્તિ છે; એની આગળ અન્ય ધનસંપત્તિ તુચ્છ છે.

*

જ્ઞાન સંપાદન કરવાનું જે ચુકયો, તે મનુષ્ય કોઈ પણ જાતનો પાક નહિ આપનાર ખરાબાની પડતર જમીન જેવો છે.

*

વિદ્યાવાનની દરિદ્રતા ખરેખર ખરાબ છે; પણ વિદ્યાવિહીન મૂર્ખના હાથમાંની દોલત તે કરતાં પણ વિશેષ ખરાબ છે.

*

શુભ શબ્દો થોડા હોય તો પણ તેને ધ્યાન દઇ સાંભળો; કેમ કે એ થોડા શબ્દો પણ તમને વધારે પ્રાણવાન બનાવશે.

*

કોઇ પણ વક્તાના કથનમાંથી સત્યાંશને તારવી કાઢવાનું કામ સમજદાર બુદ્ધિ જ કરે છે.

*

બુદ્ધિમાન માણસ જે કંઇ બોલે છે, તે સર્વ કોઈથી સમજાય તેવી રીતે બોલે છે; અને સામાના મુખમાંથી નીકળતા શબ્દોના મર્મ તે પોતે પણ ઝટ સમજી જાય છે.

*

જેને બુદ્ધિ છે, તેને સર્વ કાંઇ છે; પરન્તુ બુદ્ધિના બુઠ્ઠા મૂર્ખોની પાસે સર્વ કાંઇ હોવા છતાં વાસ્તવિક કશું જ નથી.

*

જેમને પોતાની કીર્તિની કાળજી હોય છે, તેઓ પોતાના રાઈ જેવા દોષને પણ તાડના ઝાડ જેટલો મોટો સમજે છે.

*

જ્યાં ખર્ચ કરવું ઉચિત હોય ત્યાં પણ નહિ કરનારા કંજુસ તરફ જોશો તો તેની દોલત ભૂંડી રીતે નષ્ટ થતી જણાશે.

*

તમારે માંથે આવી પડેલાં અનિષ્ટોનું જેઓ નિવારણ કરી શકે, તેમજ ભાવિ અનિષ્ટોમાંથી પણ તમને બચાવી શકે તેમ હોય તેમની મૈત્રી ઉત્સાહ ભેર કેળવો.

*

ધર્માચરણ કરતાંકરતાં જે લોકો વૃદ્ધ થયા હોય, તેઓનો આદર કરો અને તેમની મૈત્રી સંપાદન કરો.

*

જેમની પાસે મૂળમાં મૂડી જ નથી હોતી તેમને જેમ નફો મળતો નથી, તેમ જ જે શાણા અને સમજદારની સાથે મૈત્રી કરતો નથી તેમને સુસ્થિરતા પણ પ્રાપ્ત થતી નથી.

*

ઢગલાબંધ શત્રુઓ બનાવવા એ મૂર્ખતાનું લક્ષણ છે; પણ સુજનોના ગાઢ પરિચય જતો કરવો એ તેનાથી પણ દશ ગણું ખરાબ છે.

*

બુદ્ધિનો સંબંધ મન સાથે છે; પરન્તુ પ્રતિષ્ઠાનો આધાર સોબત-સંગ-આચરણ ઉપર રહે છે.

*

અંતરની પવિત્રતા અને કર્મોની પવિત્રતા સંગતની પવિત્રતા ઉપર આધાર રાખેછે.

# મહાત્મા ગાંધીજીના જીવનના કેટલાક સ્મરણીય પ્રસંગો

લેખકઃ—શ્રી રામનાથજી 'સુમન'

( ગતાંકથી આગળ )

### [૪] આચરણથી ઉપદેશ

દક્ષિણ આફ્રિકામાં 'બા' (ગાંધીજીનાં ધર્મપત્ની)ની તબિયત હંમેશાં નરમ–ગરમ રહ્યા કરતી હતી. કેટલાંક પુસ્તકોના વાચનથી ગાંધીજીની એવી માન્યતા બંધાઈ ગઈ હતી, કે મીઠું ખાવાથી લોહી નથી થતું, ઊલટું તે પાતળું પડયે જાય છે. એક દિવસ તેમણે પોતાની પત્નીને કહ્યું– તમારૂં શરીર સારું રહેતું નથી. માટે જો મીઠાનો ત્યાગ કરો તો તમે જલદી સાજાં થઈ જશો.'

કસ્તુરબા બોલ્યાં–મીઠા વિના તો કેમ ચાલે? મીઠા વિનાનું અનાજ ગળે કેવી રીતે ઊતરે?

ગાંધીજીએ કહ્યું–પરંતુ મીઠું ન ખવાય તો તેથી નુકશાન શું થવાનું છે?

કસ્તુરબા–' આ વખત આપ જાતે જ તેનો અમલ કરો તો આપને તેની સમજ પડે.'

ગાંધીજી–'વારુ ત્યારે તમારી સાથે આજથી ને અત્યારથી જ હું મીઠાનો ત્યાગ કરું છું.'

### [૫] બાળહઠ પર વિજય

એકવાર ગાંધીજીના સૌથી નાના પુત્ર દેવીદાસે આઠ દિવસ સુધી, મીઠા વિનાનું ભોજન કરવાની આજ્ઞા માગી. આજ્ઞા મળી તે પછીના બે ત્રણ દિવસ પછીની વાત છે. કસ્તુરબા બધાને નિયમ પ્રમાણે ભોજન પીરસી રહ્યાં હતાં. મીઠાથી સુસ્વાદિષ્ટ બનેલું શાક જોઈને દેવદાસના મોંમાં પાણી છૂટયું, પરંતુ વ્રતભંગ થવાને લીધે તેને શાક આપવામાં ન આવ્યું. ત્યારે તેણે મીઠા વગરની રોજની ચીજો લેવાનો પણ ઇન્કાર કર્યો અને રોવા લાગ્યો. ગાંધીજી પણ ભાણા પરથી, ભોજનને ન્યાય આપ્યા સિવાય ઊઠી ગયા અને પ્રતિજ્ઞા કરી, કે 'જ્યારે દેવીદાસ મને એમ કહેશે કે હું ભોજન કરું છું અને તમે પણ કરો ત્યારે જ હું ભોજનને હાથ અડકાડીશ." વાતનો ઊપાડ થયો. એક બાજુ બાળહઠ ને બીજી બાજુ આત્મબળ! તે વખતે લોકોએ દેવદાસને ખૂબ સમજાવ્યો પણ તે એકનો બે ન થયો. લગભગ સંધ્યાસમયે તેને પોતાની ભૂલ સમજાઈ. તે પિતાજી પાસે ગયો અને નમ્રતાપૂર્વક બોલ્યો: પિતાજી! હું મીઠા વિનાનું ભોજન કરવા તૈયાર છું; આપ પણ કરો.' ત્યારે પિતા-પુત્રે સાથે બેસીને ભોજન કર્યું.

આ પ્રસંગથી આપણને બોધપાઠ મળે છે, કે વ્રત અને પ્રતિજ્ઞાનું પરિપાલન મુશ્કેલીઓ અને પ્રલોભનોની પરવા કર્યા સિવાય કરવું જોઇએ.

### [૬] પરિશ્રમ અને સેવા

સને ૧૯૧૦ માં ટ્રાન્સવાલ–સરકારે ત્યાંના ઘણા સત્યાગ્રહીઓને દેશનિકાલની સજા કરી. હિન્દુસ્તાનને કિનારે લાવીને તેમને છોડી મૂકવામાં આવ્યા. તેમનો જન્મ આફ્રિકામાં જ થયો હતો અને હિન્દુસ્તાનમાં તેમનાં કોઈ સગાં–વહાલાં હતાં નહિ. તેથી તેઓ બહુ મુશ્કેલીમાં મૂકાઈ ગયા. નંબર ૧૦૪, ૧૦૬ અને ૧૧૬ની ત્રણ ટુકડીઓને હિંદમાં લાવીને છોડી મૂકવામાં આવી. પહેલી બે મદ્રાસની અને ત્રીજી મુંબઈની હતી. પછી આંદોલન જગાવવાથી તે પ્રકારની સજા રદ કરવામાં આવી. તેમનાં બાલ–બચ્ચાં આફ્રિકામાં જ હતાં. પરંતુ ગાંધીજી પર તેમને અટલ શ્રદ્ધા હોવાથી તેઓ બધા નિશ્ચિંત હતા. ગાંધીજીએ પણ તેમનાં બાળ–બચ્ચાંની સેવા અદ્દભુત રીતે કરી. આ લોકો 'ટોલ્સ્ટોય ફાર્મ'માં રહેતા હતા. તે વખતે ગાંધીજીની સેવા અને પરિશ્રમ ખરેખર આશ્ચર્ય પમાડે તેવો હતો. તેઓ વહેલી સવારે ઊઠીને વિદ્યાર્થીઓને ભણાવતા હતા. પછી પોતાના સ્વહસ્તે જ સ્ત્રીઓનાં જાજરૂ સાફ

કરતા હતા, તે પછી સ્ત્રીઓના રહેઠાણે જઇને તેમને પૂછતા હતા—' તમારી પાસે મેલાં કપડાં છે? કૃપા કરીને બીજાંઓનાં મેલાં કપડાં પણ લાવી આપો. હું તેમને ધોઈ લાવું'. બધાં મેલાં કપડાં એકઠાં કરીને તેમને આપવામાં આવતાં હતાં. તેઓ તે લોકોની એટલી બધી સંભાળ રાખતા હતા કે દેશનિકાલની સજા પામેલા તેમના પતિ અને પિતાની યાદ તેઓ ભૂલી જતાં.

ગાંધીજી કોઈ કામને હલકું સમજતા નહોતા. તેમની દૃષ્ટિએ પ્રત્યેક કામ પવિત્ર છે. શિક્ષક અને ભંગીના કાર્યને તેઓ એકસરખું મહત્ત્વ આપતાં હતા. કોઈપણ નાનું ગણાતું કામ પણ પોતાના હાથે કરવામાં તેઓ આનંદ માનતા હતા.

આ બાબતમાં મુંબઈનાં સૌ. અવન્તિકાબાઇ ગોખલે, કે જેઓ ગાંધીજીના નિકટના સંપર્કમાં આવ્યાં છે, તેઓ લખે છે—લખનૌની મહાસભા વખતે હું ગાંધીજીને અનેકવાર મળી હતી. તે વખતે તેમણે મને સાબરમતી–આશ્રમની મુલાકાત લેવાનું આમંત્રણ આપ્યું. પાછા વળતી વખતે તેઓ એક દિવસે અમદાવાદ આવી પહોંચ્યાં. સરસામાન સ્ટેશનના આરામ–ગૃહે (waiting room) મૂકીને આશ્રમની શોધમાં નીકળ્યાં. તે અરસામાં પૂલને પેલે છેડે શાહના એક બંગલામાં આશ્રમ હતો. ગાંધીજીએ પ્રેમપૂર્વક તેમનું સ્વાગત કર્યું. મારી સાથે પૂનાના બે સજ્જનો પણ હતા. થોડીવાર પછી અમે વિદાયની રજા માગી ત્યારે તેઓ બોલ્યા—'મને લાગે છે કે તમારે થોડા દિવસ તો રોકાઈ જવું જોઇએ. કદાચ રહી ન શકાય તેમ હોય તો ભોજન કરીને જવું જોઈએ.' હું 'ના' ન કહી શકી. પછી તેમણે પૂછ્યું, કે નહાવા માટે કેવું પાણી જોઈશે–ઠંડું કે ગરમ? મેં કહ્યું, મારે માટે ઠંડું પાણી ચાલશે. પરંતુ આ ગૃહસ્થને ગરમ પાણી જોઇશે.' આટલું સાંભળીને ગાંધીજી ઘડો લઈને પાણી ભરવા ગયા. પાણી ભરીને લાવ્યા; ચૂલો સળગાવીને પાણી ગરમ કર્યું, અને લાવીને પેલા ભાઈને આપ્યું. આ બનાવ જોઈને તેના બિચારાના મનમાં ખૂબ ખેદ થયો, કે મેં ગરમ પાણીનું ક્યાં કહ્યું!'

આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે નાનામાં નાના કામને તેઓઓછું આંકતા નથી. તે વખતે તો તેઓ બધાને ખવડાવ્યા પછી જ ખાતા

રાષ્ટ્રભાષાના પ્રચાર અને પ્રગતિમાં ગાંધીજીનો જેટલો ફાળો છે

[૭] હિન્દી ભાષાનો પ્રેમ તેટલો ભાગ્યે જ બીજા કોઈનો

હશે. મદ્રાસ જેવા સાવ અપરિચિત પ્રાંતમાં પણ તેમણે હિન્દી ભાષાનો વિજયધ્વજ ફરકાવ્યો. હિન્દી શીખવા માટે તેમણે મદ્રાસીઓને વારંવાર આગ્રહ કર્યો. તેમનાં હિન્દી વ્યાખ્યાનો સાંભળવાની જિજ્ઞાસાથી ખેંચાઇને સેંકડો માણસોએ હિન્દીનો અભ્યાસ કર્યો. હિન્દી સાહિત્યસંમેલનના ઇન્દોર, અધિવેશનનાં તેઓ પ્રમુખ પણ હતા.

સ્વ. લોકમાન્ય તિલક શરૂઆતમાં હિન્દી–પ્રેમી નહોતા. તેમની દલીલશક્તિના ડરથી કોઈ તેમને હિન્દી શીખવા માટે કહેવાની હિંમત કરી શકતું નહોતું. એકવાર કલકત્તાની એક જંગી સભામાં અનેક દેશનેતાઓ હાજર હતા. ગાંધીજી પણ મોજૂદ હતા. લોકમાન્યનું વ્યાખ્યાન થવાનું હતું. લોકમાન્યે ઊઠીને અંગ્રેજી ભાષામાં વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું. વ્યાખ્યાનની સમાપ્તિ પછી ગાંધીજી ઊઠયા અને શ્રોતાઓને સીધો સવાલ પૂછયો; ' અત્રે એકત્રિત થયેલી મેદનીમાંથી જેઓ લોકમાન્યના વ્યાખ્યાનને સમજી શકયા હોય તે હાથ ઊંચા કરે.' બહુ જ ઓછા માણસોએ હાથ ઊંચા કર્યા. ગાંધીજીએ ફરીથી પૂછ્યું; ' હવે, જેઓ વ્યાખ્યાન ન સમજી શકયા હોય તે હાથ ઊંચા કરે.' ગણ્યા ગણાય નહિ એટલા હાથ ઊંચા થયા. ત્યારબાદ ગાંધીજીએ લોકમાન્યને હાથ જોડીને પ્રાર્થના કરી કે, ' આટલા માટે જ હિન્દી શીખવાની જરૂર છે. જો લોકમાન્ય આજે હિન્દીમાં બોલ્યા હોત તો અનેક ભાઇ–બ્હેનો તેમના વ્યાખ્યાનના લાભથી વંચિત ન રહી જાત. અંગ્રેજોને સમજાવવા માટે આપણે આપણી માતૃભાષા છોડીને અંગ્રેજીમાં બોલવાની જરૂર નથી. જો તેમને આપણી વાત સમજવાની ગરજ હશે તો તેઓ જાતે જ હિન્દી શીખી લેશે યા કોઇ દુભાષિયો રાખશે.' લોકો કહે છે કે લોકમાન્ય પર આ ટકોરની એટલી બધી ઊંડી અસર થઈ કે તેમણે તે જ સમયે બે મહિનામાં હિન્દી શીખવાની પ્રતિજ્ઞા લીધી અને તે પૂરી કરી.

# મનનું સ્વાસ્થ્ય

ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય
બી.એ.,બી.ટી.

[મનનું સ્વાસ્થ્ય જેને પ્રાપ્ત થયું હોય છે તેની બધી વાસનાઓ-ઇચ્છાઓ પૂર્ણ થઈ ગઈ હોય છે. તે ગુણાતીત થયો હોય છે. મનનું વાસ્તવિક સ્વત્વ આત્માથી જુદું નથી. જેમજેમ મન કામના રહિત થતું જાય છે તેમતેમ તે આત્મસ્થ બનતું જાય છે-સ્વસ્થ થતું જાય છે. પૂર્ણ સ્વસ્થ મનવાળાની સ્થિતિ ગીતાના બીજા અધ્યાયના ૭૦ મા શ્લોકમાં બતાવી છેઃ

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।

तद्वत् कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी।

અન્તર્મુખ વૃત્તિથી વિષયોનું અદર્શન થાય, પરન્તુ વિષયો પ્રત્યેની રસવૃત્તિ જાય નહિ. તેના કરતાં સારી બુદ્ધિપૂર્વકની રીત છે; તેને વિવેકવૃત્તિ કહી શકાય. વિવેકવૃત્તિમાંથી વિવિક્ત સ્થિતિ એટલે અનાસક્તિયોગ પ્રાપ્ત થાય છે. रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते । રસવૃત્તિની નિવૃત્તિ વિવેકવૃત્તિ-દ્વારા પ્રાપ્ત થએલી વિવિક્ત સ્થિતિના અનુભવથી-વિચારથી થાય છે. निःस्पृहस्य तृणं जगत् । આમ જ્યારે નિઃસ્પૃહતા આવે ત્યારે મનુષ્ય બહિર્મુખ વૃત્તિથી વિષયોને જુએ તો પણ તે વૃત્તિમાં અસંગતા હોવાથી વિષયોમાં રસ ઉત્પન્ન ન થતાં તુચ્છતા દેખાશે અને મોહ-બંધન થશે નહિ. नैनां प्राप्य विमुह्यति । ઈશ્વર પણ જગતમાં આ અનાસક્તિયોગથી જ વ્યાપી રહ્યો છે. કવિ કાલિદાસે કહ્યું છે કેઃ विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः ॥ વિવેકવૃત્તિથી જ ખરું અને નિર્ભય મનઃસ્વાસ્થ્ય પ્રાપ્ત થાય છે. જયનારાયણ ભટ્ટ]

કોઈ પણ કાર્યક્ષેત્રમાં કામ કરનાર માણસને શારીરિક સ્વાસ્થ્યની જેટલી જરૂર છે તેટલી જ જરૂર મનના સ્વાસ્થ્યની છે. શરીર અને મન એકબીજા વિના સ્વાસ્થ્ય અનુભવી ન શકે. ઘણી વખત શરીર બેચેન હોય તો મન વ્યગ્ર રહે છે અને મન વ્યગ્ર હોય તો શરીર પણ તરત થાકી જાય છે. મનની વ્યગ્રતા દૂર થાય તો શરીરતંદુરસ્તી સારી રહે છે. એ વ્યગ્રતાનાં કારણની તપાસ કરશું તો માલમ પડશે કે, મનના સ્વભાવને વશ થઈ મનુષ્યો પોતાનાં વ્યવહારનાં કાર્યો કરે છે અને જેટલા પ્રમાણમાં તે મનને આધીન રહે છે તેટલા જ પ્રમાણમાં તે પોતાના જીવનવ્યવહારમાં ફસાય છે અને પરિણામે દુઃખી થાય છે.

આપણા મનમાં વાસનાઓનો એક પ્રચંડ પ્રવાહ નિત્યનિરંતર વહ્યા જ કરે છે. કેટલીક વાસનાઓ નિર્મળ હોય છે, પણ મોટે ભાગે વાસનાઓ મલિન હોય છે. કામ, ક્રોધ, લોભ, મોહ, આળસ વગેરે દુષ્ટ-વૃત્તિઓ મનને હંમેશ કનડે છે. મનુષ્યના સંસ્કારો, સંયોગો, સંગતિ વગેરેની મન ઉપર ખૂબ અસર રહે છે. આપણા ઉપર મનનો અંકુશ એટલો તો દઢ છે કે, વાસ્તવિક દૃષ્ટિએ જે મન કંઈ કરી શકતું નથી,અને જે નપુંસક છે તે જ મનના પ્રભાવમાં મનુષ્ય સપડાઈ જાય છે અને તેના કહેવા પ્રમાણે વર્તે છે.

મનનું એક કામ સ્મરણ કર્યા કરવાનું છે. ભૂત કે ભવિષ્યના બનાવોનું કે કોઈ ઇન્દ્રિયજન્ય વિષયસુખનું તે ચિંતન કર્યા જ કરે છે. મનના સ્વાસ્થ્યનો આધાર ચિંતન કે સ્મરણ કેવા પ્રકારનાં છે તે પર અવલંબે છે. મનને ક્ષુબ્ધ બનાવનાર વિષયોનું સ્મરણ કર્યા કરવાથી મનુષ્ય ક્ષુબ્ધ બને છે. અને એવી રીતે વિહ્વળ બનવાથી તેનું જીવન અશાન્ત બને છે; પરંતુ શાન્ત, પ્રસન્ન, સાત્વિક અને પ્રેરણાત્મક સ્મરણો મનુષ્યને પ્રગતિને પંથે લઈ જાય છે.

તાત્વિક દૃષ્ટિએ જોતાં જેમ સ્મરણો ઘણાં તેમ જગતની મુંઝવણ ઘણી. સ્મરણોનો વિસ્તાર વધતાં જગતનો વિસ્તાર વધે. સ્મરણો ઓછાં તેટલો જગતનો વિસ્તાર ઓછો. પરંતુ બધાં

સ્મરણો કંઈ એવાં ન હોય. એમ હોત તો પ્રભુસ્મરણ, સદ્વિચાર-સ્મરણ કે પ્રાતઃસ્મરણીય સજ્જન મહાત્માઓનાં સ્મરણો પર પણ અંકુશ આવી જાય. સ્મરણભક્તિ તો ભગવત્સાધનાનો એક માર્ગ છે. સાત્ત્વિક અને શાન્તિપ્રદ સ્મરણો ચિત્તને શુદ્ધ કરે છે. મલિન વાસનાઓના પ્રવાહનું શોષણ થઈ જાય એ દૃષ્ટિએ જ પ્રાચીન ઋષિમુનિઓએ કથાશ્રવણને અગત્ય આપી છે. શ્રી યુગલ-સરકારની કે શ્રી સીતારામની, મનને પવિત્ર કરનાર દિવ્ય લીલાઓનાં સ્મરણોએ કેટલાય ભક્તોને પ્રેરણા આપી છે. પુણ્યસલિલા ગંગાજીમાં શ્રદ્ધાથી સ્નાન કરી ભાવિક સજ્જન પાપથી મુક્ત થાય છે તેમ અનેક પતિતોનાં જીવન ઉજાળનાર પુરાણોની પવિત્ર કથાનું શ્રવણ અને સ્મરણ મનમાં રમ્યા કરતી અનેક અશુદ્ધ અને અશુભ વાસનાઓને દૂર કરી તેને શુદ્ધ કરે છે.

મન અહિંતહિં નિરર્થક ભટકતું અટકે અને પરિણામે સ્વસ્થતાના આનંદનો અનુભવ કરે એ માટે કથાશ્રવણ, પરમાત્મલીલાસ્મરણ જેવાં સુલભ સાધનો પુણ્યશ્લોક સંતોએ બતાવ્યાં છે, છતાં સામાન્ય રીતે સમાજને આવાં સાધનો તરફ રુચિ નથી. સાત્ત્વિક સ્મરણો તેને ગમતાં નથી. હલકા પ્રકારના વિનોદો અને હલકા પ્રકારના વિષયોનું ચિંતન કરવાની ટેવ એટલી તો જડીભૂત થઈ ગઈ છે કે, સત્યનો વિચાર જ તેને સૂઝતો નથી. પરમાત્મવિષયક વાતોને તેઓ ગપ તરીકે ગણી કાઢે છે, અને વિષયચિંતનમાં જ તેઓ અહોનિશ રમ્યા કરે છે. વિચિત્રતા તો એ છે કે, એમાં તે મઝા લે છે. શું માયાનું પ્રાબલ્ય! સીનેમાગૃહો કે હોટેલોમાં માણસો સંખ્યાબંધ નજરે પડશે, પરંતુ ધર્મ કે નીતિની વાતો થતી હશે ત્યાં માણસો ઓછાં નજરે પડશે. તેવી જ રીતે હલકું સાહિત્ય બહોળો ફેલાવો પામશે, પરંતુ નીતિ જેવા ગંભીર વિષયોની છણાવટ કરનાર સાહિત્ય તરફ ઘણા લોકો ઉપેક્ષાની દૃષ્ટિથી જોશે. મનની બહિર્મુખવૃત્તિ જ આનું કારણ છે અને એ વૃત્તિ જ આપણને અસ્વસ્થ બનાવે છે.

સ્વસ્થતા અને શાન્તિનો આનંદ અનુભવવો હોય તો મનની આ બહિર્મુખ વૃત્તિ છોડવી જ પડશે. વિચારપ્રવાહને અટકાવવો અઘરો છે, મન ઉપર વિજય મેળવવો મુશ્કેલ છે વગેરે વાતો કરી ઘણી વખત આપણે મનનું સમાધાન કરીએ છીએ. પણ અઘરાં કામો કરવામાં જ સાચો પુરુષાર્થ રહેલો છે. સહેલાં કામો તો સૌ કરે. મનઃપ્રદેશમાં ડૂબકી મારી જરા વિચાર કરશું તો આપણી ભૂલ તરત સમજાશે. વિવેક અને વિચાર મનુષ્યના સંસ્કારઘડતરમાં અગત્યનો ભાગ ભજવે છે. વિવેકદૃષ્ટિએ વિચાર કરતાં તરત સમજાશે કે, મનને અસ્વસ્થ બનાવવામાં મન પોતે જ જવાબદાર છે. સંકલ્પોનું જગત મનને જેટલું કનડે છે એટલું ઈશ્વરકૃત જગત તેને કનડતું નથી. માટે હલકા પ્રકારનાં વિષય-સ્મરણો દૂર થાય એવા ઉપાયો યોજવા જરૂરી છે. વિષ કરતાં પણ વિષયચિંતનની અસર વધારે ખરાબ છે. શ્રીરામ વસિષ્ઠને કહે છે કે :

विषं विषयवैषम्यं न विषं विषमुच्यते । जन्मान्तरघ्ना विषया एकदेहहरं विषम् ॥

વિષયોની વિષમતા એ જ ખરું ઝેર છે, ઝેર એ ઝેર નથી. ઝેર એક જ દેહનો અંત આણે છે, પણ વિષયો તો અન્ય જન્મોને પણ નુકસાન પહોંચાડે છે.

ટૂંકમાં, અગ્નિનો એક પણ તણખો મોટાંમોટાં મકાનોને બાળી નાખે છે તેમ વિષયવાસનાનો એક નાનકડો અંકુર મનુષ્યનાં જીવનને નષ્ટભ્રષ્ટ કરી નાખે છે. મનમાંથી વાસનાઓને દૂર કરવા માટે અભ્યાસ અને સતત જાગૃતિની બહુ જરૂર છે. Poison kills poison એ કહેવત પ્રમાણે,

કાંટો કાંટાને દૂર કરે, તેમ સત્સંકલ્પોની મદદથી દુષ્ટ સંકલ્પોને મનમાંથી દૂર કરવાનો પુરુષાર્થ કરવાનો છે. ફરીથી આપણા સ્મરણપટ પર પણ ન આવે તેવી રીતે મિથ્યા વસ્તુઓનું વિસ્મરણ થવું જરૂરી છે. વિવેક, વિચાર, વૈરાગ્ય, અભ્યાસ, સતત સાવધાનતા વગેરે સાધનોની મદદથી આ કામ સરળ બનશે. જગતના વિવિધ વિષયો મિથ્યા હોવાથી તેમનું સંપૂર્ણ વિસ્મરણ અને પરમાત્મસ્મરણનું અવિચ્છિન્ન ચિંતન એ જ મનને સ્વસ્થ બનાવવાનો ઉપાય છે અને એથી જ મનુષ્ય આત્યંતિક શ્રેય પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બને છે. પ્રભુ પાસે માગીએ કે, "तन्मे मन शिवसंकल्पमस्तु। આથી વિશેષ શું માગવું હોય?

★

# પથિકનો પોકાર

આવી આંધી બન્યો આંધળો, જાણું જીવન વાટ,
ભાળ્યો ના એકે ભોમિયો, આવ્યા ભારે ઉચાટ;
કોઇ ચીંધોને આંગળી.

વેરાયા કંટક વાટમાં, વસમા વાગે છે ઘા,
તાપે તપી પીડ્યાં પાવલાં, એવી જિંદગી આ;
કોઇ ચીંધોને આંગળી.

ઉના વા વાયે કળજુગના, ઊઠે અંગમાં લ્હાય,
વાયે વધી મારી વેદના, થાકે પંથમાં પાય;
કોઇ ચીંધોને આંગળી.

તસ્કર, ડાકુ, લૂટારૂઓ, વાટે ભાળ્યા છ જણ,
હું છું અરણ્યમાં એકલો, કેમે ખૂલે નયન;
કોઇ ચીંધોને આંગળી.

પલકે પલકે હાવાં રેલતાં, નયનો આંસુની ધાર,
ઓ કોઇ! – ઓ કોઇ – ઉચ્ચરે, જિહ્વા શબ્દોની માળ;
કોઇ ચીંધોને આંગળી.

આપો દૃષ્ટિની દિવ્યતા, દેખું દેવળ-દ્વાર,
આવો વા કોઇ દોરવા, પહોંચું જીવનપાર;
કોઇ ચીંધોને આંગળી.

—શ્રી અમૃતકુમાર શાહ

★

# સાચા સદ્દગુરુની શોધમાં

લે. શ્રી. 'ચક્ર'
અનુવાદકઃ–શ્રી 'પ્રાનતપદરેણુ'

## ( મૃત્યુની મુસાફરી )

" सबके देह परम प्रिय स्वामी "

હિમાલયના તે ઊંચા ભવ્ય પ્રાંતમાં સૂર્યનાં કિરણો પડવાથી ચકચકિત બનેલી રૂપેરી શિલાઓ આંખોને આંજી રહી હતી. અતિશય ઠંડીને લીધે પગે લકવાનો આભાસ થતો હતો; લોહી થીજી ગયું હતું. જ્યાં શ્વાસ પણ નહોતું ત્યાં આગની તો કલ્પના પણ ક્યાંથી કરી શકાય? ઉપર સ્વચ્છ ભૂરું આકાશ અને ચોતરફ ઊંચી–નીચી હજારો હિમાચ્છાદિત પર્વતમાળા દષ્ટિગોચર થઇ રહી હતી.

આવા પ્રાણીશૂન્ય પહાડી પ્રદેશમાં તે એકલવાયો યાત્રિક મહામુશીબતે માર્ગ શોધી રહ્યો હતો. થોડે થોડે અંતરે દૂરબીનને આંખો આગળ રાખીને ખૂબ ધ્યાન દઇને આમતેમ ફાંફાં મારી રહ્યો હતો અને પાછું તેના મુખપર નિરાશાનાં વાદળ છવાઇ જતાં હતાં. તે લગભગ થાકી ગયો હતો. વધારામાં યાત્રા નિમિત્તે તેની પાસે સામાન પણ ઓછો નહોતો. શારીરિક સંરક્ષણ માટે તેની પાસે પૂરતી સામગ્રી હતી. જો તેણે આવી અગમચેતી ન વાપરી હોત તો તે આ સ્થળે એક ક્ષણ પણ ...ી ન શકત.

...ઘણી શોધને અંતે એક નાનકડું ઝરણું મળ્યું. બપોરના ...યે યાત્રિકે ત્યાં જ બરફની શિલા પર વસ્ત્રની પથારી ...રીને આરામ કર્યો. યાત્રાની ઝોળીમાં આજનો દિવસ ...લે એટલું પણ ભોજન નહોતું. જ્યાં–ત્યાં કરીને ...ડો કાઢયો, ત્યાં વળી વિશ્રામ કેવો? જબરજસ્ત બરફની શેખરો સૂર્યતાપના પ્રભાવે એકપછીએક જમીનદોસ્ત થઇ રહી હતી. ચારેબાજુ તેના બિહામણા અવાજો કર્ણપટ પર અથડાઈ રહ્યા હતા. જો તેમાંથી એકાદનો તે ભોગ બને તો તેનાં હાડકાં–પાંસળાં શોધ્યાં ન જડે. યાત્રિકે ત્યાંથી આગેકૂચ આરંભી.

ક્યાં જવું એનું તો ઠેકાણું હતું નહિ! જેમ જેમ નમતો પહોર થતો ગયો તેમતેમ યાત્રીના હૈયામાં ઉથલ–પાથલ મચવા લાગી. 'અરે, અંધારઘેરી રાત્રિમાં અહીં કેવી રીતે રહી શકાશે! યાત્રાએ નીકળતી વખતે આવી મુશ્કેલીઓનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તે વખતે 'જવા જેવું નથી' એમ કહેનારા તેને ડરપોક લાગતા હતા. જે લોકો યાત્રામાં પડતી મુસીબતોનું વર્ણન કરીને તેને રોકવા ઇચ્છતા હતા તેમની તે મનમાં ઠેકડી ઉડાડતો હતો.

તેને એમ થતું કે 'શું હું પણ એ લોકો જેવો કાયર છું? તે વખતે તેને મૃત્યુના મહિમાની માહિતી નહોતી. પ્રાણની જરાય પરવા નહોતી!

પ્રાણની પરવા શરીરના કયા ખૂણામાં લપાઈ રહી હોય છે તે કોણ જાણે છે? અત્યારે તો તેના ઉત્સાહમાં ઓટ આવી ગઈ હતી. ઉરના અરમાનો ઉરમાં જ ઓસરી ગયા હતા. તેના હૈયામાં એક જ ચિંતા હતી કે 'કોઇ સુરક્ષિત સ્થાન મળી જાય તો પ્રાણરક્ષા થઇ શકે.' રાતવાસો કરવા માટે આજે તેના ભાગ્યમાં એક વૃક્ષની છાયા લખાયેલી નહોતી.

પ્રકૃતિ કોઇની પ્રતીક્ષા કરતી નથી. સંધ્યાકાળ થવા આવ્યો. અસ્તાચળે જતા સૂર્યની લાલિમાએ પર્વત-પ્રદેશને પોતાના રંગે રંગી નાખ્યો હતો. હિમશિલાઓનો પ્રત્યેક ભાગ રક્તવર્ણો બની ગયો હતો. જોતાં આંખ ધરાય નહિ, પરંતુ યાત્રિક માટે આ દશ્ય વધુ ભયભીત બનાવનારું હતું. તેને એટલું બધું દુઃખ થતું હતું કે જાણે તેના જ લોહીના છાંટા ચારે દિશામાં છંટાઈ ગયા છે. સ્હેજ પણ આગળ વધવાની પગ પરવાનગી આપતા નહોતા. આખું શરીર ઠંડીને લીધે અકડાઈ ગયું હતું.

સૂર્યની લાલિમા ગઈ અને રાત્રિની કાલિમા આવી પહોંચી. લાલ રંગની શિલાઓ રાત્રિરૂપી રાક્ષણીથી ડરીને ફીકી પડી ગઈ. યાત્રિકે તેમાં મૃત્યુના આગમનનાં દર્શન કર્યાં. તેની વ્યાકુળતા વધી. ધીરજનો અંત તો ક્યારનોય આવી ગયો હતો.

યાત્રિકના મુખથી એકાએક શબ્દો સરી પડ્યા; 'હે ભગવાન! રક્ષા કરો.' ત્યારબાદ માથામાં ચક્કર આવવાથી તેજ શિલા પર તેનો દેહ ઢળી પડ્યો.

તેને મૂર્છા આવી રહી હતી. કોઈ અજાણ આદમીએ પોતાના કોમળ કરકમળો વડે તેના મસ્તકને પોતાની ગોદમાં લીધું હતું. મૂર્છા વળતાં તેનાં અર્ધબીડ્યાં નયનો ખૂલ્યાં, સામે જોતાં જ તે ચોંકી ઊઠ્યો. લાંબી રક્તવર્ણી જટા તથા ભવ્ય દાઢીવાળો એક કાળા રંગનો માણસ તેના મસ્તક આગળ બેઠો હતો. તે ધીરે ધીરે તેના મસ્તક પર હાથ ફેરવી રહ્યો હતો.

તેના હાથમાં કંઇક ચમત્કાર હતો. શરીરમાં ફરીથી ગરમી આવવા લાગી. ઉષ્ણતાનો સંચાર થયો. તે અપરિચિત વ્યક્તિના મુખમંડલ પર કોઇ દિવ્ય તેજ ઝળકી રહ્યું હતું;

તેની નિર્દોષ આંખોમાંથી અમૃતવર્ષા થઈ રહી હતી. યાત્રિકે ઊઠીને તેમના ચરણોમાં ઉપકારની લાગણી સાથે શિર ઝુકાવ્યું. એક પણ અક્ષર બોલ્યા વિના પોતાની પાછળ આવવાનો ઇશારો કરીને તેઓ એક તરફ ચાલવા માંડ્યા. યાત્રીએ તેમના ઇશારાનો અમલ કર્યો. હવે તેના જીવમાં જીવ આવ્યો હતો. સાહસ અને શક્તિ પણ વધ્યાં હતાં.

(૨)

મિ. અલ્બર્ટે પવિત્ર ભારતભૂમિના યોગીઓ વિષે ખૂબ સાહિત્ય વાંચ્યું હતું અને ઘણુંઘણું સાંભળ્યું હતું. યોગમાર્ગનાં પુસ્તકોનું એક પુસ્તકાલય તેણે વસાવ્યું હતું. યૌગિક પ્રક્રિયાઓમાં તેને બહુ રસ હતો. લંડનની મુલાકાતે આવનાર કોઈ પણ ભારતવાસીની મુલાકાત લેવાનું તે ચૂકતો નહિ અને અહીંના યોગી પુરુષો વિષે પ્રશ્નો પૂછતો. પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે તેણે ત્રાટક અને ઇચ્છાશક્તિ—(will power) ની સાધના કરી હતી. પરંતુ આટલાથી તેને સંતોષ નહોતો. કોઈ હિન્દુસ્તાની યોગીનો શિષ્ય બનીને તે યોગાભ્યાસ કરવા ઇચ્છતો હતો.

પુસ્તકોદ્વારા યા ભારતીય પ્રવાસીઓને પૂછપરછ કરવાથી કંઈ દહાડો ન વળ્યો. છેવટે તેમણે જાતે ભારતની યાત્રા કરવાનો નિશ્ચય કર્યો. તેઓ જાતે અહીં આવીને સુયોગ્ય સદ્‌ગુરુની શોધ કરવા ઇચ્છતા હતા. તેઓ એક સુપ્રસિદ્ધ અને સાધનસંપન્ન કુળના નબીરા હતા; તેથી જરૂર જોગી સામગ્રી લઈને ભારતને પંથે પ્રયાણ કર્યું.

મોટી મોટી આશાઓ લઈને જહાજમાંથી ઊતરીને ભારતની ભૂમિ પર તેમણે પગ મૂક્યો, પરંતુ અહીં આવ્યા પછી તેમાં તેમને સરિયામ નિષ્ફળતા મળી. 'ડુંગરા દૂરથી રળિયામણા' એ કહેવતનો પ્રત્યક્ષ પરિચય થયો. એક અજાણ્યા દેશમાં તે દેશનાં 'છૂપાં રત્નો' ને ખોળવાં એ કેટલું અઘરું કાર્ય છે એનો ખ્યાલ અનુભવીઓને જ આવી શકશે. જેજે સાધનો મારફતે મહાપુરુષોની માહિતી મળી તેતે સાધનોને સહારે સારું ય ભારતવર્ષ ખૂંદી વળ્યા. ખર્ચનો તો કોઈ સવાલ જ નહોતો, પરંતુ આ રીતે મહાપુરુષોનું મિલન થઈ શકે ખરું? પોતાના સહાયક તરીકે તેમણે હિન્દી ભાષા પણ શીખી લીધી.

લગભગ તમામ તીર્થો અને જાણીતાં સ્થળોમાં ફરી વળ્યા. ઘણા સાધુઓના સંપર્કમાં પણ આવ્યા; પરંતુ કોઈ જગ્યાએ મન માન્યું નહિ. તેમને લાયક ગુરુ ન જડ્યા. અગાઉ કોઈ પુસ્તકમાં વાંચેલું કે હિમાલયના અંદરના ભાગમાં સમર્થ યોગીઓ નિવાસ કરે છે. હિદમાં જઈને પૂછતાં બધાએ તે અનુમાનને ટેકો આપ્યો; પરંતુ તેમનાં દર્શન દુર્લભ બતાવ્યાં. રસ્તામાં વેઠવાં પડતાં સંકટો અલ્બર્ટ મહાશયને પોતાના દૃઢ નિશ્ચયથી ડગાવી ન શક્યાં. તેઓ પોતાના નિશ્ચયમાં મક્કમ અને અડગ હતા. ઉપડ્યા હિમાલયનિવાસી યોગીગણની શોધમાં! તેમને વિશ્વાસ હતો કે જરૂર કોઈ યોગ્ય યોગી મળી રહેશે.

હિમાલયનાં સ્થાનોનો ચિત્રોની મદદથી અભ્યાસ કર્યો. તત્સંબંધે લાંબાંલાંબાં વર્ણનો વાંચ્યાં, અને અંતે હરદ્વારથી બે ત્રણ નોકરો સાથે લઈને કેદારનાથજીની યાત્રાએ પ્રસ્થાન કર્યું. ખૂબ આનંદ અને ઉત્સાહપૂર્વક આ યાત્રા પૂરી કરી. પરંતુ તેમને તો એથી પણ આગળ જવું હતું! કેદારનાથથી આગળ આવવા માટે કોઈ નોકર તૈયાર ન થયો. પંડાઓ અને અન્ય જાણકારોએ આ સાહેબને આગળ નહિ જવા ખૂબ સમજાવ્યા પરંતુ સાહેબ એકના બે ન થયા. જેને તીવ્ર તાલાવેલી જાગી છે તેને કોણ રોકી શકે? આખરે એકલા જવાનો નિર્ધાર કર્યો.

બે-ત્રણ દિવસના ભોજન જેટલો પાક-રોટી અને કેટલોક જરૂરી સામાન થેલીમાં પેક કર્યો, ઠંડીથી બચવા માટે ગરમ કપડાં પરિધાન કર્યાં; દૂરબીન, લાઠી વિગેરે વસ્તુઓ સાથે રાખીને કોઈ પણ માર્ગ નિશ્ચિત કર્યા વિના, અનુમાનને આધારે, હિમાલયના ઊંડાણમાં ઘુસવા લાગ્યા. લોકોએ તેને 'જીદ્દી' અને 'પાગલ' સમજીને હસી કાઢ્યો. બધાએ એમ માની લીધું કે મૃત્યુનો મહેમાન બનવા જઈ રહ્યો છે.

રસ્તો તો હતો જ નહિ. શિલાઓ કૂદીકૂદીને રસ્તો કરવાનો હતો. ઘણીવાર તો કાચા બરફને લીધે ઘૂંટણ સુધી પગ બરફમાં ખૂંચી જતા. કોઈ સ્થળે છલંગ મારવી પડતી તો કોઈ જગાએ ઊંચા ચઢાવ ચઢવા પડતા. વળી કોઈકોઈ વખત છેક ઊંડાણમાં ઊતરવું પડતું હતું. બરફ પર ક્યાંક એક પ્રકારનું ઘાસ જામી જતું હતું. થોડે દૂર સુધી તો ઝાડ પણ જણાતાં હતાં. ભોજનની તો ચિંતા હતી જ નહિ, આખો દિવસ ચાલ્યા કર્યું. સૌભાગ્યવશાત્‌ રાત્રિના સમયે એક ઝાડ મળ્યું. આ જ હવે છેલ્લું ઝાડ જણાતું હતું. ઊંઘ આવવાનો સંભવ નહોતો છતાં ગુફામાં ટુંટિયાં વાળીને પડ્યા રહ્યા.

રાત્રિની કારમી ઠંડીએ તથા આગલા દિવસના થાકે તેમને આગળ વધવાની મંજૂરી ન આપી. વારંવાર પાછા ફરવાની ઇચ્છા વધવા લાગી. પરંતુ હવે પીછે હઠ કરવામાં પણ આળસનો સવાલ હતો. વિચારોના વમળમાં ફસાયેલા તેમણે મનને મજબૂત બનાવીને આગળ વધવા માંડ્યું. હવે તો બરફ સિવાય બીજું કંઈ નજરે પડતું નહોતું. ભોજનમાં પણ હડતાળના ભણકારા સંભળાતા હતા. જીંદગીને હોડમાં મૂકીને તે આગેકૂચ કરી રહ્યા હતા. નહિ આગળના રસ્તાનું ભાન કે નહિ પાછળનું! ડોળા ફાડીને દૂરબીનથી દૂર દૂર દૃષ્ટિ ફેંકતા પરંતુ ત્યાં ક્યાંથી ગુફા હોય? છતાં આશાને અજવાળે પગલાં માંડી રહ્યા હતા.

(૩)

પેલા અદ્‌ભુત મહાત્માની પાછળ-પાછળ અશ્વર્ટ થોડુંક ચાલ્યા હશે ત્યાં તો એક સ્થાને ગુફા જેવું જણાયું. તેની અંદર બરફનું નામનિશાન નહોતું. પત્થરોની બનેલી એક સ્વચ્છ અને સુંદર ગુફા હતી. તેમાં એક ફાટેલું મૃગચર્મ તથા એક જૂનું કમંડળ પડ્યાં હતાં. બસ, આ હતી મહાત્માજીની માયા અને મૂડી! તેમની દુનિયાની હમિયાણી આટલામાં સમાઈ જતી હતી.

મહાત્માજીની પાછળ આલ્બર્ટે પણ ગુફામાં પ્રવેશ કર્યો. ફક્ત બે-ત્રણ માણસોનો સમાવેશ થઈ શકે એવું એ સ્થાન હતું. હવે તેમને શ્રદ્ધા બેઠી કે જરૂર આ કોઈ મહાયોગી છે. ધ્યેયની પ્રાપ્તિ થઈ જવાના હરખથી તે સાધક તપસ્યાનાં સંકટો વિસારી ગયા. થાક અને ટાઢ ક્યાં ભાગી ગયાં તેનો પત્તો ન લાગ્યો.

ઘાસની જાતના કેટલાક છોડવાને મહાત્માજીએ હાથથી મસળ્યા અને ઝોળીમાંથી પ્યાલો કાઢીને તેનો રસ તેમાં ઢાળ્યો. મહાત્માએ કહ્યું; 'તમારી ભૂખ ભાંગવા માટે આટલો રસ બસ છે. તમે તેને પી જાઓ.' અશ્વર્ટે આજ્ઞાનું તુરત પાલન કર્યું. ખરેખર ભૂખ અને થાક બન્ને સ્વપ્નવત્ બની ગયાં. 'હવે આજે અહીં રહી રહો, કાલે દુનિયા જશે.' એમ કહીને મહાત્માજીએ પોતાના મૃગચર્મ પર આસન લગાવ્યું અને આગંતુક યાત્રિકે પોતાનાં સાધનો પાથરીને નિરાંતે લંબી બેઠા.

બીજે દિવસે પ્રાતઃકાલે આંખો ઉઘાડીને જુએ છે તો ગુફામાં પોતે એકલો જ જણાયો. કેટલાક વખત સુધી તો તે એ ભ્રમણામાં રહ્યો કે નિત્યકર્મથી પરવારીને મહાત્માજી હમણાં અહીં આવશે. ઘણીવાર રાહ જોવા છતાં ને ન દેખાવાથી તે બહાર આવ્યો. બહાર તો ભયંકર આંધીનું સામ્રાજ્ય છવાઈ ગયેલું હતું. જવાની હિંમત ન ચાલવાથી તે ગુફામાં પાછો આવ્યો. ખૂબ બારીકાઈથી તે ગુફાના પ્રત્યેક ભાગનું નિરીક્ષણ કરવા લાગ્યો.

ગુફામાં કેવળ પત્થર સિવાય બીજું કંઈ ન હતું. પેલું મૃગચર્મ જેમનુંતેમ યથાસ્થાને પડ્યું હતું. સૂતી વખતે પોતાનું માથું જે તરફ હતું તે તરફ દૃષ્ટિ પડી. 'આ નોટબુક અને કલમ ઝોળીમાંથી કોણે કાઢી?' તેને આશ્ચર્ય થયું. નોટબુક ઉઠાવી તે જોવા લાગ્યો. તેમાં મૂકેલો એક વાળેલો કાગળ ખોલીને તેને વાંચવા લાગ્યો. તેમાં આ પ્રમાણે લખ્યું હતું.'

જ્યાંસુધી દેહની મમતા છે—પ્રાણની પરવા છે ત્યાંસુધી આ દિવ્ય પ્રદેશ મનુષ્ય માટે અગમ્ય છે. તેનું રહસ્ય જાણવા માટે મોતને મુઠ્ઠીમાં રાખવું પડે છે. વ્યર્થ દુસ્સાહસનું પરિણામ સારું નહિ આવે. માટે ઇચ્છા હોય તો, તિબેટમાં જઈને સાધના કરી શકો છો. આ જવાના પ્રદેશનો નકશો છે. અહિંથી સીધા કૈલાસ પહોંચી શકશો. જલદી જાઓ.'

એકથી વધુ વાર તેણે પત્રને વાંચ્યો. નકશો જોયો. કંઇક મનમાં વિચારીને, મૃગચર્મને પ્રણામ કરીને, ચાલતી પકડી. તેજ દિવસે નકશામાંની એંધાણી અનુસાર ચાલીને તે તિબેટ પહોંચી ગયો.

(૪)

લ્હાસાથી થોડે દૂર એક પહાડની તળેટીમાં એ અંગ્રેજનો નાનકડો બંગલો હતો—તેને કુટિર કહેવી વધુ ઉપયુક્ત ગણાશે. લોકો તેને પાગલ માનતા હતા. મોટે ભાગે તે કમ્મરમાં એક કપડું લપેટતો અને શરીરનો બાકીનો ભાગ ખુલ્લો રાખીને પર્વતોમાં આમતેમ રખડ્યા કરતો હતો. ક્યારેક તો પાંચ-સાત દિવસ પછી પાછો ફરતો. કેટલાક પ્રતિષ્ઠિત લોકો તેને 'યોગી' તરીકે ઓળખાવતા હતા. તે શું જપે છે અને ક્યારે જપે છે તેની કોઈને કંઈ જ ખબર નહોતી.

જ્યારે કોઈ તેની પાસે જતું તો તેને તેરસીધો એક જ સવાલ પૂછતો—'તમને શરીરની મમતા છે? મૃત્યુનો ડર છે?' તેનો જવાબ જો 'હંકાર' મળતો તો તે કંઈ કહ્યા વગર મોંઢું ફેરવીને ચાલવા માંડતો. જો કોઈ ઢોંગ કરીને યા મશ્કરીની ખાતર 'નથી' એમ કહી દેતું તો તે તેના પગ પકડીને ખૂબ ખૂબ રોતો અને એટલું જ કહેતો—'મારા ગુરુદેવ પાસે જઈને તેમને અહીં બોલાવી લાવો.' વધુમાં કહેતો, કે 'પેલા આબેના પર્વતોમાં તે રહે છે. મૃત્યુનો મુકાબલો કરવાની જેની શક્તિ હોય તે જ ત્યાં જઈ શકે છે.'

એક દિવસે વહેલી સવારે ઉઠીને તેણે પર્વત તરફ ચાલવા માંડ્યું. ત્યારબાદ કોઈએ તેને જોયો નથી. લંડનથી તેનાં સગાં-સંબંધીઓ તેની શોધમાં લ્હાસા સુધી પહોંચ્યાં હતાં, પરંતુ ખાલી હાથે અને પીળે મોંઢે તેમને પાછા જવું પડ્યું હતું.

॥ श्री महाशक्तिः प्रसन्नास्तु ॥

# શ્રી મહાશક્તિ સેવાસંઘના

# ઉદ્દેશો

૧. શ્રી શક્તિભક્તિ, દીનસેવા, સમાજસુધારણા અને સંસ્કારિતા માટે પ્રચાર કરવો.

૨ કલિદેવના સામ્રાજ્યમાં દિનપ્રતિદિન આપણે આપણા ધર્મથી ચ્યુત થતા જઈએ છીએ, જેથી જેમ બને તેમ પૂર જોરશોરથી ધર્મનો પ્રચાર કરવો અને કરાવવો તે અમારૂં મુખ્ય ધ્યેય છે.

૩. માતૃભૂમિ, માનવ સમાજ, તથા પ્રાણીમાત્રને ઉપયોગી અને કલ્યાણકારક હોય તેવી હરકોઈ પ્રવૃત્તિને વધાવવા, વેગ આપવા, મદદ આપવા અને તેઓની સિદ્ધિ અર્થે જે કંઈ યોજના કે કાર્યક્રમો રજુ કરવામાં આવે તેને અમલી બનાવવા પ્રયત્નો કરવા અને કરાવવા.

૪. જનસમાજની કલ્યાણકારક પ્રવૃત્તિ માટે શિષ્ટ અને સરળ સાહિત્ય તેમજ "**શ્રી મહાશક્તિ**" માસિક દ્વારા પ્રચાર કરવો.

**[ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૪—૦—૦ રાખવામાં આવ્યું છે. ]**

૫. મહાગુજરાતમાં શક્તિધર્મના ખોટા ઓઠાના નીચે ચાલતી મદ્ય, આમિષ અને હિંસાની બદીઓનો જડમૂળથી નાશ કરાવવા પ્રયાસો કરવા અને આવા કામોની સફળતા માટે શ્રેષ્ઠ સાહિત્ય દ્વારા પ્રચાર કરવો.

૬. શ્રી મહાગુજરાતનાં પ્રચલિત અને બીનપ્રચલિત શક્તિમંદિરોની સાચી અને સંસ્કારી મહત્તાથી જનતાને માહિતગાર કરવી, તેમજ ખોટા વહેમો વગેરે દૂર કરાવવા પ્રયત્નો કરવા, યાત્રાળુઓના ઉપયોગનાં સાધનો અને ધર્મશાળાઓનો દુરુપયોગ થતો અટકાવવો.

૭ ધર્મની ભાવનાના અગ્નિ ઉપર જે ભસ્મ લાગી છે એ ભસ્મને ઉડાડી મૂકી એ જ્યોત (અગ્નિ)ને ફરીને સતેજ કરવી ( એટલે કે પુષ્કળ પ્રમાણમાં ચારે તરફ ધાર્મિક પ્રચાર વધારવો )

**લખોઃ શ્રી મહાશક્તિ સેવાસંઘ** જનરલ પોસ્ટ ઓફીસ પાછળ **અમદાવાદ.**

તા. ક.—સંઘના સભાસદની વાર્ષિક ફી માત્ર ચાર આના આપી સંઘના સભ્ય બનો. બહારગામથી ફી મોકલનારે પાંચ આનાની ટીકીટો મોકલી આપવી. તેમને બે રંગમાં છાપેલ, ઘરમાં વસાવવા લાયક "શરણાગત દીનાર્ત૦."નો આખો શક્તિમંત્ર ભેટ તરીકે મોકલી આપવામાં આવશે. જે ભાઈ–બહેન ૧૦૦ ઉપરાંત સભ્યો નોંધી આપશે તેમનું નામ માસિકમાં પ્રકટ કરવામાં આવશે.

નોંધઃ—જે ધર્મપ્રેમી અને શક્તિપ્રેમી ભાઈ–બહેનો શ્રી સહસ્રચંડી મહાયજ્ઞ માટે, અથવા અખંડ જ્યોત માટે અથવા શ્રી મહાશક્તિ-માતાજીના પુજન માટે જે કંઈ રકમ મોકલી આપશે, તેની વિગતવાર નોંધ રિપોર્ટમાં જાહેર કરવામાં આવશે.

# અશેષ દાન

અનુવાદકઃ
શ્રી. શંકરભાઈ બિક્રમભાઈ પટેલ બી. એ. બી. ટી.

( વૈષ્ણવ જન તો તેને કહીએ ...રાગ )

નાથ! અનંત બનાવ્યો મુજને, લીલા આવી તારી રે;
ઠાલવી ફરી ફરી ભરતો ઘટમાં, નિત નવજીવન-વારિ રે. ૧
ગિરિ, નદી-તીર પર લઈ જઈને તું, આ વાંસલડી બજાવે રે;
નિત નિત નવલાં તાન મધુર કંઈ, પ્રાણ પૂરી ઉપજાવે રે. ૨
અમૃત સ્પર્શ થતાં તુજ કરનો, હર્ષ વિપુલ નવ માયે રે;
તજે હૃદય લઘુ મુજ, નિજ સીમા, વાણી-ઝરણ ઉભરાયે રે. ૩
દાન અનંત પ્રભુ યુગ યુગ તું, નિશદિન વરસ્યાં જાયે રે;
નાની શી મુજ અંજલિ ઝીલે, તોય ન પૂર્ણ ભરાયે રે. ૪

સાર (ચોપાઈ)

મુજને નાથ! અનંત બનાવી, લીલા વિધવિધ કરતો આવી;
ફરી ફરી ઘર આ ખાલી કરતો, નવજીવન-જળ એમાં ભરતો,
મધુર નાદથી બસી બજાવે, અમર સ્પર્શથી ઉર બહુલાવે;
દાનવૃષ્ટિ તુજ અનંત થાયે, હાથ હોય મારા ન ભરાયે.

સ્પષ્ટીકરણ

૧. પ્રભુએ આપણને અનંત બનાવ્યા છે. (આપણે पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी-ठरे शयनम् કરવું પડે છે. વારંવાર જન્મવું અને મરવું પડે છે. એનો અંત જ આવતો થી) આવી તેની લીલા—આનંદમયી ક્રીડા છે. (પ્રભુએ લીલા માટે આ જગત ઉત્પન્ન કર્યું છે અને પ્રભુની લીલા અનંત છે.)

પ્રભુ આ ક્ષણભંગુર પાત્ર (દેહરૂપી ઘટ)ને વારંવાર ખાલી કરે છે અને તેમાં 'નવજીવનરૂપી જળ ભર્યા કરે છે (ભરેલું ખાલી થાય છે અને ખાલી થયેલું ફરી ભરાય છે. આ ઘટમાળ અનંત ચાલતી રહે છે.)

૨. આ (દેહરૂપી) બંસીને પ્રભુ ગિરિ અને કંદરોમાં (ઊંચે અને નીચે-ઉચ્ચ અને નીચ યોનિમાં લઈ જાય છે અને તેમાં નિરંતર નવીનતાભરી માધુરી પૂરે છે—પ્રાણવાયુ પૂરે છે. (આપણે ભિન્ન-ભિન્ન યોનિઓમાં અવતરવું પડે છે પણ દયાળુ પ્રભુ મૃત્યુ બાદ દરેક યોનિમાં નવજીવન આપે છે તેમ જ પ્રાણ પણ એ જ પૂરે છે.)

૩. પ્રભુના કરના અમર સ્પર્શથી આપણું નાનું હૃદય હર્ષને લીધે તેની સીમા તજે છે (આનંદથી ઉભરાઈ જાય છે) અને કાંઈ કાંઈ ઉદ્‌ગારો કાઢે છે—તેમાં આનંદની ઊર્મિઓ ઊછળે છે. (આપણને જીવન્ત અને પ્રાણવાન બનાવી પ્રભુ ખસી જતો નથી પણ અહર્નિશ આપણી સંભાળ લેવા એ તત્પર છે. એની પ્રતીતિ કરાવવા સ્પર્શ પણ કરતો રહે છે. એ રીતે એનો સાક્ષાત્કાર કરાવી દિવ્ય આનંદનો અનુભવ પણ કરાવે છે.)

૪. પ્રભુની અનંત બક્ષિસો આપણા આ નાના હાથમાં આવે છે (હવા, પાણી, પ્રકાશ, ફળ ફૂલ વગેરે જીવનની બધી જરૂરિયાતો વિનામૂલ્યે પ્રભુ તરફથી આપણને મળે છે.) યુગો પસાર થાય છે અને પ્રભુ તો આપતો જ રહે છે. (યુગોના યુગથી પ્રભુના અનંત દાનની વૃષ્ટિ થયા કરે છે) પણ આપણા હાથ (નાના છે તો પણ) ભરાતા નથી—આપણને સંતોષ થતો નથી.

**રહસ્ય**

मन्वन्तराण्यसंख्यानि सर्गः संहार एव च ।
क्रीडन्निवैतत्कुरुते परमेष्ठी पुनःपुनः ॥

(મનુસ્મૃતિ-૧: ૮૦)

મન્વન્તરો અસંખ્ય છે, વિશ્વનાં સર્જન અને સંહાર પણ અસંખ્ય છે. પરમાત્મા એ બધું ક્રીડારૂપે ફરીફરી કરે છે. આથી આપણને હાનિ થતી નથી પણ લાભ થાય છે. આપણને નવજીવન મળે છે. આપણામાં નવા પ્રાણ પૂરાય છે. દિવ્ય આનંદ અનુભવવાનો લાભ મળે છે અને જીવનની જરૂરિયાતોની તમામ વસ્તુઓ મળે છે. આ પ્રભુની દયા છે પણ આપણે તે સમજતા નથી તેથી અસંતુષ્ટ રહીએ છીએ અને દુઃખી થઈએ છીએ.*

*કવિવર ટાગોરકૃત 'ગીતાંજલિ' કાવ્ય ૧ ઉપરથી અનુવાદિત.

---

## જીવન પુષ્પ

ચૂંટી લે ફૂલ આ વિલંબ વિણ કંઈ,
રજમાં રોળાય રખે એ ખરી રે લોલ—ચૂંટી૦ ૧
તારી ફૂલ-માળ મહીં સ્થાન ભલે ના મળે,
ચૂંટી કરે ધન્ય, હસ્ત-સ્પર્શથી રે લોલ—ચૂંટી૦
જાણું નહીં રખે દિવસ જાય આથમી;
વેળા વહીં જાય ઉપહારની રે લોલ—ચૂંટી૦ ૨
ઘેરો ન રંગ ભલે સુગંધ મંદ હોય,
સેવામાં લે ઉપયોગમાં રે લોલ—ચૂંટી૦
વાર છે વિણ હજી ચૂંટી લે ફૂલ આ,
રજમાં રોળાય રખે એ ખરી રે લોલ—ચૂંટી ૩

**સાર (ચોપાઈ)**

વિના વિલંબે ચૂંટી લે તું, રજમાં રોળાયે આ ફૂલડું;
ફૂલમાળને યોગ્ય નથી એ, ચૂંટી ધન્ય કરી લે એને,
સંધ્યાએ દિન આથમી જાયે, વેળા ઉપહારની વહીં જાયે,
મનહર રંગ, સુગંધ ન લ્હોયે, ચુંટી લે એ, સમય હજી છે.

---

## સ્પષ્ટીકરણ

૧. સંસાર–ઉપવનનું આ જીવન–પુષ્પ હજી વૃક્ષ ઉપર છે. તેને ઈશ્વરનો આશ્રય મળેલો હોવાથી ઉત્કૃષ્ટ સ્થાને છે અને તેથી સ્વાભાવિક રીતે દિનપ્રતિદિન વિકાસ પામતું જાય છે અને પ્રભુને અર્પણ કરવા લાયક છે. તે નીચે પડી (વિષયાસક્ત બની–માયામાં પડી) ધૂળધાણી થઈ જાય એવો ભય રહે છે. માટે વિલંબ કર્યા વગર તેને ચૂંટી લેવા જીવાત્મા પરમાત્માને વિનંતી કરે છે.

૨. તેને પ્રભુની ફૂલમાળમાં ભલે સ્થાન ન મળે–પ્રભુના પ્યારા બની તેમને કંઠે–હૃદયે–વિરાજમાન થવાનું સદ્ભાગ્ય ભલે પ્રાપ્ત ન થાય–પણ તેને પોતાના કર વડે સ્પર્શ કરી ચૂંટી લેવા (પ્રભુના વરદ હસ્તનું સ્પર્શ–સુખ અનુભવવા જેટલું માન મેળવવા) જીવ પ્રભુને પ્રાર્થના કરે છે (તેને ચૂંટીને–વિષયાસક્ત મનને વિષયો તરફ જતું અટકાવી પોતાના હાથમાં લઈ લેવા–પ્રભુના તરફ વાળવા, જીવ પ્રભુને વીનવે છે.)

ચૂંટતી વખતે જીવને દુઃખ થાય તેના કરતાં વધારે શ્રમ–દુઃખ તેને ચૂંટનાર પ્રભુને થાય એમ છે. કારણ કે તે વિષયોમાં બહુ જ આસક્તિવાળું છે, તેથી પ્રભુને બહુ શ્રમ લેવો પડે એમ છે. પણ તેની દરકાર ન કરતાં તેને ચૂંટી લેવા જીવ પ્રભુને વિનંતી કરે છે. હજી દિવસ છે. (મૃત્યુનો અંધકાર આવવાની વાર છે તેથી ઉપકાર આપવા માટે અનુકૂળ સમય છે) પણ દિવસ આથમી જાય–અણધાર્યું મૃત્યુ આવી પહોંચે અને જીવન–પુષ્પ પ્રભુને અર્પણ કરવાનો વખત વીતી જાય–એવી જીવને ભીતિ રહે છે.

૩. એનો બાહ્ય રૂપરંગ સારો ન હોય તેમ જ એની આંતર સુગંધ પણ મંદ હોય (જીવનપુષ્પ બહારથી અને અંદરથી સારું ન હોય) તો પણ હજી વખત છે–મૃત્યુ આવવાની વાર છે–ત્યાંસુધીમાં તેને ચૂંટી લઈ સેવાપૂજનમાં વાપરવા–પ્રભુને ચરણે જીવન સમર્પણ કરવા, જીવ પ્રભુને પ્રાર્થના કરે છે.

## રહસ્ય

સંસાર એ પ્રભુનું ઉપવન છે. આપણું જીવન એ એમાં ઉત્પન્ન થઈ વિકાસ પામતું પુષ્પ છે. તેને તેના માલિક ઈશ્વરને ચરણે અર્પણ કરવું જોઈએ. તાજાં ફૂલ જ પ્રભુની પૂજા માટે યોગ્ય ગણાય. જ્યાંસુધી જીવનપુષ્પ નીચે–માયાની ધૂળમાં પડી ગયું ન હોય ત્યાંસુધી તે તાજું–પ્રભુને અર્પણ કરવા લાયક–ગણાય. એવું જીવનપુષ્પ તેનો અંત–મૃત્યુ આવે તે પહેલાં પ્રભુને અર્પણ કરવા ભક્ત ઇચ્છે છે. પણ તે માયામાં ઘણું જ આસક્તિવાળું હોવાથી તેને સંસાર–વૃક્ષ ઉપરથી ચૂંટવાનું કામ ભક્તને ઘણું કઠણ લાગે છે. વળી તે બહુ સારું ન હોય તો પ્રભુ તેને સ્વીકારે પણ નહિ. તેથી તેનો સ્વીકાર કરાવવાનું કામ પણ ભક્તને કઠિન લાગે છે. પ્રભુ જ તે બંને કામ (ચૂંટવાનું અને તેનો સ્વીકાર કરવાનું) કરી શકે એમ છે. આથી જીવનપુષ્પ ચૂંટી પ્રભુ તેને પોતાની પૂજામાં સ્વીકારી લે એવી, ભક્ત પ્રભુને વિનંતી કરે છે.

ભક્ત માયામાં પડી પોતાના જીવનને ધૂળધાણી કરી ન નાખે પણ મરણ થતા પહેલાં તેને પ્રભુને ચરણે અર્પણ કરી દે એવી ઇચ્છા રાખે છે અને તે સફળ થાય તેટલા માટે તે પ્રભુને પ્રાર્થના કરે છે. ×

× કવિવર ટાગોરકૃત 'ગીતાંજલિ' કાવ્ય ૬. ઉપરથી અનુવાદિત.

# વાર્તા શું કામ કરે છે?

## [ વાર્તાથી થતી અદ્‌ભુત અસર ]

અનુવાદક: શ્રી 'પુનિતપદરેણુ'

મૂળ લેખક: માસ્તર શ્રી પારસચંદજી

[ ૧ ]

ઘણાં વર્ષો પહેલાંની આ વાત છે. ઇટાવા શહેરના ડેપ્યુટી કલેક્ટર તરીકે શ્રીયુત સપ્રૂની નિમણૂક થઇ હતી. એક દિવસ એક વિચિત્ર પ્રસંગ બન્યો. ભોજનાદિ કાર્યથી પરવારીને તેઓ પલંગ પર ઝોકાં ખાતા હતા. લગભગ રાતના દસ વાગ્યાનો સમય હતો. લક્ષ્મણ હજામ, સાહેબની પગચંપી કરી રહ્યો હતો. શાંતિનો ભંગ કરીને સપ્રૂજીએ વાતના શ્રીગણેશ માંડ્યા.

'કેમ લક્ષ્મણ! કોઇ એકાદ સારી વાર્તા તો સંભળાવ?'

લક્ષ્મણ—આપને હું શું સંભળાવી શકું? આપે હજારો પુસ્તકો વાંચ્યાં છે અને લાખો વાર્તાઓ સાંભળી છે. આપ રોજ જે કેસો ચલાવો છો તે શું વાર્તાઓ નથી? આપ કંઈ કહો ને હું સાંભળું તો વધુ યોગ્ય ગણાય.

સપ્રૂ—ના ના, લક્ષ્મણ! આજ તો તારા મુખે જ વાત સાંભળવાની ઇચ્છા છે. મારી વાતો પછી કો'ક દિવસ કહીશ. આજ તો તું જ શરુ કર.

લક્ષ્મણ—આપનો આગ્રહ જ છે તો સાંભળો સાહેબ! વચમાંવચમાં ટાપસી પૂરતા રહેજો—અવાજ આપતા રહેજો. નહિ તો એવું બને કે આપ ઊંઘી જાઓ અને હું બકતો રહું!

સપ્રૂએ તેમ કરવાનો સ્વીકાર કર્યો. લક્ષ્મણે વાતની શરૂઆત કરી.

'સાંભળો, સાહેબ! અરબસ્તાનમાં એક બાદશાહ હતો. એક દિવસ રાત્રે દાસીએ અગાસીમાં બાદશાહનો પલંગ બિછાવ્યો. ઉનાળાના દિવસો હતા. સખત ગરમી પડી રહી હતી. ખસની ટટ્ટીઓ બાંધી હતી.'

સપ્રૂ—'હા, પછી?

લક્ષ્મણ—સાવ સોનાનો પલંગ હતો. રેશમની કિનારીઓથી તેને શણગારવામાં આવ્યો હતો. મોટો સુંદર ગલીચો પાથર્યો હતો. તેના પર બગલાની પાંખ જેવી સફેદ ચાદર બિછાવી હતી. ચોતરફ બીજા તકિયાઓ પણ પડ્યા હતા. ફૂલોની પથારી પાથરીને દાસી એકીટસે તેની શોભા જોઇ રહી હતી.

લક્ષ્મણ—દાસીના મનમાં એવો વિચાર આવ્યો કે પાંચ મિનિટ આ મુલાયમ પથારીમાં સૂવાની મોજ હું પણ માણી લઉં. રાજાને આવવાની હજી ઘણીવાર છે એમ માનીને તેણે વિચારને અમલમાં મૂક્યો. આ મન ખરેખર શયતાન છે. ક્યે વખતે શું કરી બેસશે એ કળી શકાતું નથી!

સપ્રૂ—ભારે કરી દાસીએ!

લક્ષ્મણ—દાસી આખો દિવસ વૈતરું કરીને થાકી ગઇ હતી. અને વધારામાં તે અરસામાં તેની તબિયત પણ નરમ-ગરમ રહેતી હતી. ઉપરથી ઠંડી હવાનો સંચાર અને નીચેથી મહેકી રહેલાં ફૂલોની સુગંધી! જોતજોતામાં દાસીની આંખો મીંચાઇ ગઈ.

સપ્રૂ—અરે! ગજબ કર્યો એણે.

લક્ષ્મણ—શુમારે એકાદ કલાક બાદ, ભોજનથી નિવૃત્ત થઇને, બાદશાહ-સલામત આરામ કરવા માટે ઉપર આવ્યા. પૂર્ણિમાની ચાંદની પૂરબહારમાં ચમકી રહી હતી. બાદશાહની નજર પલંગ પર પડી ને તે દાસીને સૂતેલી જોઇને ચમક્યો.

સપ્રૂ—આવી બન્યું બિચારીનું!

લક્ષ્મણ—બાદશાહે દાસીને ઢંઢોળીને જગાડી. રાજાને સામે ઊભેલા જોઇને દાસીના મોતિયા મરી ગયા—છક્કા છૂટી ગયા. ભયની મારી તે થરથર કંપી રહી હતી. હાથ જોડીને બાદશાહનાં ચરણો પકડી લીધાં અને ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. અથથી ઇતિ સુધીની વાત રજૂ કરી. બાદશાહે કહ્યું કે, 'આ ગુન્હો કોઈ સાધારણ ગુન્હો નથી; તે બિલકુલ માફ તો નહિ જ થાય. તેં ભૂલથી આમ કર્યું હોવાથી તને હલકી સજા કરીશ.'

સપ્રૂ—વારુ, પછી તેનું શું થયું?

લક્ષ્મણ—બાદશાહે બેગમ સાહેબાને બોલાવીને તમામ હકીકત કહી સંભળાવી. બાદશાહે બેગમને કહ્યું કે, 'તમને ઠીક લાગે તે સજા ફરમાવો; કારણ કે સાચી રીતે તેણે તમારો જ ગુન્હો કર્યો છે.

સપ્રૂ—પછી બેગમે શું કર્યું!

લક્ષ્મણ—બેગમ સાહેબાએ ફરમાવ્યું કે તે સાઠ મિનિટ સુધી પલંગમાં ચઈ રહી હોવાથી સાઠ ફટકાની તેને સજા કરવામાં આવે છે.

સપ્રૂ—બહુ સખત શિક્ષા કરી!

લક્ષ્મણ—ઊંચો હોદ્દો મળવાથી માનવી, માનવી મટીને કસાઇ બની જાય છે. દિલમાંની દયા દૂર થાય છે અને ક્રૂરતા હૃદયમાં વાસો કરે છે.

સપ્રુ—વાહ, આગળ વધો.

લક્ષ્મણ—આવી આકરી સજા સાંભળીને બાદશાહ પણ ચોંકી ઊઠયો. બાદશાહે મનમાં વિચાર્યું કે જો કોઈ આદમી દ્વારા આ સજાનો અમલ કરવામાં આવશે તો તે દાસીના બાર વાગી જશે. તે બિચારી મરણને શરણ થઇ જશે.

સપ્રુ—આ હિસાબે રાજામાં સમજશક્તિ તો હતી!

લક્ષ્મણ—એટલામાં બેગમે જાતે જ જાહેર કર્યું કે હું મારા હાથે જ સજાનો અમલ કરીશ. ખૂંટી પરથી ચામડાનો ચાબુક ઊઠાવીને બેગમે ચાર-પાંચ ચોડી દીધા. બિચારી દાસી રોતી રોતી ધરણીપર ઢળી પડી. પરંતુ ઓનું ગજું કેટલું? વાતવાતમાં તે થાકી ગઈ.

સપ્રુ—વાત સાચી છે.

લક્ષ્મણ—બાદશાહ ફટકાની ગણતરી કરતો હતો. બરોબર ત્રીસ ફટકા માર્યા ત્યાં સુધી તો દાસી રોતી રોતી તે સહન કર્યે જતી હતી પરંતુ ત્યારબાદ તેના મુખ પર એકાએક અણધાર્યો પલટો જણાયો. એક-ત્રીસમા ફટકાથી તે અટ્ટહાસ્ય કરવા લાગી.

સપ્રુ—તેનું શું કારણ?

લક્ષ્મણ—જરા ધીરજ રાખો. એક પછી એક બધી વાતો આપ મેળે ખોલશે.

સપ્રુ—બહુ સારુ.

લક્ષ્મણ—સજા પૂરી થયા પછી બાદશાહે દાસીને પૂછ્યું કે અડધી સજા સુધી રડયા પછી તું હસી તેનું શું કારણ? દાસીએ જવાબ આપ્યો કે, 'મને શરૂઆતમાં સખત દુઃખ થતું હોવાથી હું રડતી હતી. પરંતુ તે પછી મારા મગજમાં એક નવો વિચાર સ્ફુર્યો. મને એમ થયું, કે એક કલાક પલંગ પર સુઈ રહેવા બદલ મને સાઠ ફટકાની સજા થઇ તો, આખી રાત તેનો ઉપયોગ કરનાર બાદશાહ-સલામતને કેવી બુરી સજા થશે? બેગમ સાહેબાને પણ તે સજાના ભાગીદાર બનવું પડશે. આપ બન્નેને અસંખ્ય ફટકાની સજા થશે ત્યારે તમારી કેવી વલે થશે? મને એ વાત પર હસવું આવ્યું, કે સજા કરનારને પોતાની સજાનો ખ્યાલ નથી હોતો. જેમ મને પલંગ પર સુતેલી જોઇને આપ ગુસ્સે થયા તેમ આપને પલંગ પર સુતેલા જોઈને ખુદાની ખફા મરજી તમારા પર જરુર ઊતરશે. મારા અટ્ટહાસ્યનું આ ગૂઢ રહસ્ય છે.'

બસ, આ શબ્દોએ રાજાના હૃદયને આરપાર વિંધી નાખ્યું. શબ્દોએ ઘાયું કામ કર્યું. હૃદય પર સારે ચોટ લાગી. બાદશાહે તાજને ફગાવી દીધો; જામો ફેંકી દીધો અને કફની પહેરીને ચાલતી પકડી. બુદ્ધદેવે જેમ અડધી રાતે પ્રયાણ કર્યું હતું તેમ રાજા પણ અડધી રાતે વનની વાટે સિધાવ્યા.

સપ્રુ—વાહ, લક્ષ્મણ! તેં તો ખૂબ જ પ્રેરક અને સચોટ વાર્તા કહી. હવે મારે પણ આ પલંગનો ત્યાગ કરવો જ જોઈએ. આટલું કહીને તેઓ પલંગ પરથી નીચે ઊતર્યા અને જમીન પર કામળી બિછાવીને તેના પર સૂઈ ગયા.

[૨]

આખા ઇટાવા શહેરમાં વાત વાયુવેગે વહેતી થઇ કે ફર્સ્ટક્લાસ મૅજીસ્ટ્રેટ શ્રીયુત સપ્રુ રૂ. ૫૫૦) ની માસિક આવકને લાત લગાવીને ફકીર બની ગયા છે! બંગલાના દરવાજે, આંબલીના ઝાડ નીચે, એક કામળી ઓઢીને, એક વખતના ડેપ્યુટી કલેકટર, ફકીરી વેશમાં બેઠા છે.

આ સમાચાર સાંભળીને તરત જ જીલ્લાકલેકટર, જીલ્લા ડી. એસ. પી., અન્ય ત્રણ ડેપ્યુટી કલેકટરો તથા ઊંચા ઓધ્ધેદારો બનાવવાળા સ્થળે પહોંચી ગયા.

કલેકટર—અરે મિસ્ટર સપ્રુ! તમને વળી આ ભૂત ક્યાંથી વળગ્યું? આપના સમય દરમિયાન જનતાની ચાહના આપે સંપાદન કરી છે. લોકો આપને ખૂબ ચાહે છે અને આપે શા માટે આ રાજીનામું મોકલ્યું! હું તમારું રાજીનામું મંજૂર કરવા જરાયે રાજી નથી.

સપ્રુ—આજ દિન સુધી અજ્ઞાનને લીધે, થઇ શકી ત્યાં સુધી સરકારની નોકરી કરી. હવે 'મોટા સરકાર'ની નોકરી કરીશ.

કલેકટર—ચોવીસ કલાકમાં પાંચ કલાક સરકારી કામ કરો અને બાકીના સમયનો આપને ઠીક લાગે તેમ ઉપયોગ કરજો. તમે પણ ભગવાનનું નામ લેજો અને હું પણ તમારા સાદમાં સાદ પુરાવીશ.

સપ્રુ—સજા કરનારને એ ભાન નથી હોતું કે તેને માટે પ્રભુ તરફથી કઇ સજાનો બંદોબસ્ત થઇ રહ્યો છે. આ શબ્દોએ મારા કોમળ હૈયાને હચમચાવી નાખ્યું-મારા કોમળ કાળજાને કોરી નાખ્યું.

ત્યાં બેઠેલા એક સત્સંગી અને સંતપ્રેમી અમલદારે કલેકટરને નમ્રતાથી કહ્યું; 'હજુર! 'જ્ઞાનકી બાણ કૃપાનકી ધારા'-જ્ઞાનકટારી જેને વાગે તે ઘાયલ થયા વિના રહે જ નહિ. મારા નાનો ભાઇ એક કિમ્મ

ફરજનો સરકારી અમલદાર હતો. એક રોજ એક કાળા સાપે દેડકાને પકડયો અને તેને ખાઈ ગયો. આ બનાવથી તે ઊંડા ચિંતનમાં પડી ગયો. તે વિચારવા લાગ્યો કે મૃત્યુરૂપી સાપ માનવરૂપી દેડકાને આ પ્રમાણે ગળી જશે. બસ, તે જ વખતે તેણે સાધુનો સ્વાંગ સજી લીધો. આજ સુધી તે ક્યાં છે તેનો પત્તો જ નથી. એ તો સાહેબ ! જેને ઘા વાગ્યા હોય તેને જ સમજાય; બીજાને તેમાં ગમ ન પડે.'

કલેક્ટર—મી. સપ્રુ ! મારું કહેવું ન માનો તો કંઈ નહિ, પરંતુ તમારાં બાળબચ્ચાં સામું તો જોવું જોઈએ ને ! જુઓ, સામે ખૂણામાં તમારી ખૂબસુરત સ્ત્રી અને દેખાવડો બાળક રડી રહ્યાં છે ! તમારા વિના તેમની કેવી દુર્દશા થશે ? તમારા બાળકમાં સંસ્કારનું સિંચન કોણ કરશે ? તમારી ગૃહસ્થજીવનની જવાબદારીઓ અદા કર્યા પછી ફકીરી ધારણ કરજો હમણાં આ વિચાર માંડી વાળો.

સપ્રુ—હવે એ વ્યર્થ વાતને પડતી મૂકો તો મહેરબાની. જે તીર ફેંકાયું છે તે હવે કદી પાછું ફરનાર નથી, દેવાની પિસ્તોલમાંથી વૈરાગ્યની જે ગોળી છૂટી છે તે તેનું કામ કરીને જ જંપશે, થૂંકેલું થૂંક ચાટી જવા માટે લાચાર છું. ગરીબ ભોળી અને અજાણ જનતાના પૈસા પગારરૂપે સ્વીકારીને, મેં ભગવાનનો જે ભયંકર ગુન્હો કર્યો છે તેને માટે મને સજા જરૂર થશે, આજસુધી હું ખુરશી પર બેસીને બીજાઓને ન્યાય આપતો હતો, હવે હું મારી જાતનો ન્યાય કરીશ. જે પોતે જ ગુન્હેગાર છે તે બીજાને ન્યાય આપવા માટે નાલાયક છે.

લોકોએ ખૂબખૂબ સમજાવ્યા, પરંતુ જે દુનિયા એક વખત ખારી થઈ ચૂકી તે ફરીથી પ્યારી કેમ બને ? ન છૂટકે કલેક્ટરને રાજીનામું મંજૂર કરવાની ફરજ પડી. આ બાજુ લક્ષ્મણ હજામ માથું કૂટી–કૂટીને શ્રીમતી સપ્રૂના ચરણોમાં છાતીફાટ રુદન કરી રહ્યો હતો. તેને પસ્તાવો થયો કે 'મારા ક્યાં ભોગ લાગ્યા કે મેં સાહેબને આ વાત કરી ! વાર્તા આટલી હદ સુધી અસર કરી શકે છે એનું મને ભાન હોત તો આવી વાર્તા કહેત જ નહિ.'

[૩]

ઇટાવા શહેરથી એક માઈલને અંતરે દક્ષિણે યમુનાજી વહી રહ્યાં છે. એક બાંધેલા ઘાટ પર ભૂતપૂર્વ ડે. ક. શ્રીયુત સપ્રુજી શાંતચિત્તે બેઠા છે. શરીરે ફાટેલી કામળી છે અને હાથમાં એક મોટી સોટી છે. યમુનાના નિર્મળ જળમાં ઊભા રહીને ઘાટપર સોટી પખડાવતા અને ક્યારેક આપોઆપ બોલી ઊઠતા—

"જેને હૈયે લાગે ચોટ, મૂકે હરિમારગમાં દોટ"

લગભગ દસ વાગ્યે ઝોળી લઈને ભિક્ષાર્થે ગામમાં જતા. લોકો તેમનાથી પરિચિત તો હતા જ. બધા ભાવના કરતા કે આજ અમારે ઘેર આવી પ્રસાદ સ્વીકારે તો સારું. રોટલીના ટુકડા માગી લાવીને તે ઝોળીને યમુનાજીમાં ડુબાડી દેતા. ત્યારબાદ ઝોળીને આંબલીના ઝાડની ડાળીએ લટકાવી દેતા. સાંજના ચાર સુધી ઝોળી ત્યાં જ હવા ખાતી. પછી તેમાંનું થોડું પોતે ખાતા અને બાકીનું વાંદરાંને ખવડાવી દેતા. ફાટેલી કામળી સિવાય બીજું એકેય વસ્ત્ર પાસે રાખતા નહોતા. આ પ્રમાણે લાગલાગટ બાર વર્ષ સુધી ઇટાવા શહેરમાં જ, ઇટાવાના ડે. કલેક્ટરે તીવ્ર તપસ્યા કરી.

[૪]

દિલમાં 'ખટકો' લાગેલો અને સોટી 'ખખડાવતા' હોવાથી લોકો તેમને 'ખટખટા બાબા' ને નામે ઓળખતા હતા. એકવાર ખટખટા બાબાએ ભંડારો કર્યો, તેવામાં ઘી ખૂટી પડ્યું. ચૂલા પર મોટો તાવડો ચઢાવ્યો હતો. ભંડારાના સ્થળથી શહેર દૂર હતું, તેમણે એક ચેલાને બોલાવીને કહ્યું, કે યમુનાજીમાંથી બે તપેલાં ભરીને પાણી લાવીને તાવડામાં નાખો. ચેલાએ ગુરુની આજ્ઞાનું પાલન કર્યું. ખરેખર યમુનાજીનું જળ ઘી બની ગયું, ઘીની પૂરી બનાવવામાં આવી.

એકવાર કોઈ સિદ્ધ મહાત્મા યમુના મહારાણીની ગોદમાં પદ્માસન લગાવીને જઈ રહ્યા હતા. ખટખટા બાબાને જોઈને તેમણે કહ્યું. 'મને પાણી પીવડાવો.' બાબાજીએ પણ લોટામાં પાણી લઈને જેમ જમીન પર ચાલતા હોય તેમ ચાલીને પાણી પીવડાવ્યું. મહાત્માએ આશીર્વાદ આપ્યા કે—'આજથી તમે પણ સિદ્ધ બની જશો.'

[૫]

ખટખટા બાબાની સમાધિ પર આજે અનેક ઇમારતો ઊભી થઈ ગઈ છે. સમાધિનું મંદિર અને વિદ્યાપીઠની ઇમારત દર્શનીય છે. ત્યાં હજારો પ્રાચીન પુસ્તકોનો અપૂર્વ સંગ્રહ કરવામાં આવ્યો છે. વર્ષમાં એક વાર ત્યાં મોટો મેળો ભરાય છે. ભારતના પ્રસિદ્ધ વિદ્વાનો, યોગીઓ અને ભક્તોને આમંત્રણ આપીને બોલાવવામાં આવે છે. ખટખટા બાબાનું સમાધિસ્થાન ઇટાવાનું તીર્થધામ ગણાય છે. ઇટાવા જિલ્લાનું નાનું છોકરું પણ ખટખટા બાબાના નામથી પરિચિત છે. બાબાજીએ સ્વયં મનાઈ કરી હોવાથી તેમનું જીવનચરિત્ર બહાર પાડવામાં આવ્યું નથી.

સંપૂર્ણ

# ધર્મશાસ્ત્ર અને ધર્મોપદેશકો

અનુવાદક :
શ્રી ...ચંતીલાલ મંગળજી ઓઝા
બી. એ., બી. ટી

૧ પરા વિદ્યા દ્વારા આપણે ઇશ્વરને જાણીએ છીએ. કેવળ ધર્મશાસ્ત્રો, તત્ત્વજ્ઞાન, તર્કશાસ્ત્ર, વ્યાકરણ અને આના જેવું બીજું બધું પોતાની મેળે તો મનને ભારરૂપ છે અને તેને ગુંચવણમાં નાખે છે. જો આ સર્વ ઇશ્વર તરફ દોરી જાય તો જ તેનો સદુપયોગ કહેવાય, નહિ તો ગ્રંથ એટલે ગ્રંથિ–ગાંઠ.

૨ ઘણાંનું માનવું છે કે પુસ્તકો વાંચ્યા વિના ઇશ્વરનું જ્ઞાન મેળવી શકાય નહિ. પરંતુ વાંચન કરતાં શ્રવણ વધારે કીમતી, અને દર્શન અથવા સાક્ષાત્કાર એ શ્રવણથી પણ વધારે કીમતી. પુસ્તકના ખાલી વાંચન કરતાં ગુરૂમુખે તત્ત્વજ્ઞાનનું શ્રવણ કરવું એ મન પર વધારે અસર કરે છે, પણ દર્શન થવાથી મન પર સૌથી વિશેષ અસર થાય છે. કાશી સંબંધી વાંચવા કરતાં જેણે કાશી જોયું છે તેને મોઢે તેનું વર્ણન સાંભળવું એ વધારે સારૂં; પણ સૌથી વધારે સારૂં તો નજરોનજર જોવું જોઇએ.

૩ માત્ર બે પ્રકારનાં માણસો આત્મજ્ઞાન મેળવી શકે છે; એક તો જેઓના મન પર પાંડિત્યનો બોજો નથી એ, એટલે કે બીજાઓની પાસેથી ઉછીના લીધેલા વિચારોથી જેઓનું મન ડોળાઇ ગયેલું નથી એ; અને બીજા જેઓએ બધાં ધર્મશાસ્ત્રો વાંચ્યા વિચાર્યા પછી નિશ્ચય કરી લીધેલો છે કે પોતે કંઇ જાણતા નથી એ.

૪ લોકો ભૂલ અને વહેમ સંબંધી બોલે છે અને પોતાના પુસ્તકીયા જ્ઞાનનું અભિમાન કરે છે; પરંતુ ખરા ભક્તને તો એમ જ લાગે છે કે ભગવાન તેને સહાય કરવાને સદૈવ તત્પર છે. જો તે થોડો વખત ખોટે રસ્તે ચડી જાય તો તેમાં કંઇ ખાટું મોળું થઇ જતું નથી. તેને શાની જરૂર છે તે ઇશ્વર જાણે છે અને છેવટે તો તેની બધી ઇચ્છાઓ પૂરી થાય છે.

૫ યાત્રાએ નીકળ્યા હતા ત્યારે દક્ષિણમાં ચૈતન્યદેવના જોવામાં એક ભક્ત આવ્યો હતો, તે જ્યારે એક પંડિત ગીતાજી વાંચતા હતા, ત્યારે આખો વખત રડયા કરતો હતો. હવે આ ભક્તને કક્કો પણ આવડતો ન હતો, ગીતાના એક અક્ષરનો પણ અર્થ તે સમજતો ન હતો. તેને જ્યારે પૂછવામાં આવ્યું કે તમારી આંખમાં આંસુ કેમ આવે છે? ત્યારે તેણે જવાબ આપ્યો કે, "એ વાત ખરી કે હું ગીતાનો એક શબ્દ પણ સમજતો નથી. પણ ગીતાજીનું વાંચન ચાલતું હતું એ બધો વખત કુરુક્ષેત્રના રણમેદાનમાં એક રથમાં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનની આગળ બેઠેલા છે, અને તેને ગીતાજીમાં એકત્ર થયેલા બધા ઉન્નત વિચારો સંભળાવી રહ્યા છે, એવું દૃશ્ય મારા માનસિક ચક્ષુ સામે સ્પષ્ટ દેખાતું હતું. એ જોઇને મારી આંખમાંથી આનંદ અને પ્રેમનાં આંસુ વહેતાં હતાં."

આ માણસ તદ્દન નિરક્ષર હોવા છતાં પૂર્ણ જ્ઞાની હતો, કારણ, તેનામાં ભગવાન માટે વિશુદ્ધ પ્રેમ હતો અને તે ભગવાનનો સાક્ષાત્કાર કરી શક્યો હતો.

૬ ભાઇ! તમારી પાસે આચાર્ય થવા માટેનો અધિકારપત્ર છે? રાજાએ પોતાના હલકામાં હલકા નોકરને પણ જો સત્તા આપી હોય, તો તેને માન સહિત ધ્યાનપૂર્વક સાંભળવામાં આવે છે; અને પોતાનું અધિકારચિહ્ન બતાવી ગમે તેવા તોફાનને પણ તે શાંત કરી દે છે. તમારે પણ તે રીતે જ વર્તવું જોઇએ. તમને જ્યાંસુધી દૈવી પ્રેરણાનો આ અધિકારદર્શક પટ્ટો ન મળ્યો હોય ત્યાંસુધી ભલેને તમે આખી જીંદગી ઉપદેશ આપ્યા કરો, પણ એ બધું તદ્દન નકામું જશે.

૭ ઇશ્વરપ્રેમના મહાસાગરમાં ડુબકી મારવાનું કોઇને મન નથી, તેમ ધૈર્ય પણ નથી. કોઇને વૈરાગ્ય કે વિવેકની ઇચ્છા નથી, સાધના પણ કોઇને કરવી નથી. એથી ઊલટું થોડાં શાસ્ત્રો વાંચ્યા કે બધા ભાષણો આપવા અને બીજાને ઉપદેશ આપવા દોડશે! ભારે વિચિત્ર! બીજાઓને ઉપદેશ આપવો એ તો મુશ્કેલમાં મુશ્કેલ કામ છે. ઇશ્વરસાક્ષાત્કાર થયા પછી જેને ઇશ્વર તરફથી એ અધિકાર આપવામાં આવે તે જ આચાર્યનું કામ કરી શકે.

૮ બહુ સારો વક્તા અને ઉપદેશ આપવામાં પ્રવીણ હોય, પણ જેની આધ્યાત્મિક શક્તિ ખીલી નથી, એવા માણસ વિષે તમે શું ધારો છો? તેને સોંપેલી બીજાની થાપણ તે વેડફી નાખે છે, એમ જ કહેવું

પડશે. તે બીજાઓને બહુ સહેલાઈથી ઉપદેશ આપી શકે છે, કારણ બધા વિચારો ઉછીના લીધેલા હોવાથી એની તેને જરા પણ કિમ્મત દેવી પડી નથી.!

૯ એક વખત હરિસભામાં એક જાણીતા વક્તા ભાષણ કરતા હતા. પોતાના ભાષણ દરમ્યાન તેમણે કહ્યું કે, 'ભગવાનમાં બિલકુલ રસ નથી, આપણા સ્વભાવમાંથી રસ ઉછીનો આપીને આપણે તેને રસવાળો કરવો જોઈએ.' રસ શબ્દથી તે પ્રેમ અને બીજા ઇશ્વરી ગુણો, એમ કહેવા માગતા હતા. જ્યારે મેં આ સાંભળ્યું ત્યારે મને એક છોકરાની વાત યાદ આવી. એ છોકરો કહેતો હતો કે, તેના મામાને ઘેર ઘણા ઘોડા છે, અને સાંભળનારાઓને ખાત્રી થાય તેટલા માટે કહેતો કે આખી ગૌશાળા ઘોડાઓથી ભરાઈ જાય છે. અલબત્ત બુદ્ધિશાળી તો એકદમ સમજી જતા કે ગૌશાળામાં કંઈ ઘોડા બંધાય નહીં, છોકરો ગપ મારે છે, અને છોકરાને ઘોડાનો અનુભવ કે જ્ઞાન છે નહીં. 'ઇશ્વર રસહીન છે, એમ કહેવું એના જેવી અસંભવિત વાત બીજી એકે નથી. આ ઉપરથી સાબીત થતું હતું કે પોતે શું બોલે છે તેનું બોલનારને ભાન જ હતું નહીં શાશ્વત પ્રેમ, જ્ઞાન અને આનન્દના આધારરૂપ પરમ તત્ત્વનો તેને અનુભવ જ ન હતો, એમ તેના બોલવા પરથી નક્કી થતું હતું.

૧૦ આધુનિક ઉપદેશકોની ઉપદેશ પદ્ધતિ સંબંધી તમે શું ધારો છો?'એકને થાય એટલું ભોજન હોય અને સૌને જમવા બોલાવવા જેવી એ વાત છે! આધ્યાત્મિક અનુભવ હોય જરા જેટલો, અને ડોળ કરે મોટા ધર્મોપદેશક હોવાનો!

૧૧ તમારા હૃદયમંદિરમાં પહેલાં ઇશ્વરની પધરામણી કરો. ભાષણો, વ્યાખ્યાનો અને એવું બીજું ઇશ્વર-સાક્ષાત્કાર થયા પછી કરવું. ત્યારપહેલાં નહીં. પોતે સાંસારિક વિષયોમાં આસક્ત હોવા છતાં, માણસો સફાઈથી ઇશ્વર અને બ્રહ્મ સંબંધી તડાકા મારે છે. આ બધાનો શો અર્થ? મંદિરમાં મૂર્તિ તો છે નહીં અને પ્રાર્થના માટે શંખ વગાડવા જેવી આ વાત છે!

૧૨ એક દિવસ હું પંચવટીમાં થઈને જતો હતો. ત્યાં મેં દેડકાનો ડ્રૂં ડ્રૂં એવો અવાજ સાંભળ્યો. મને લાગ્યું કે કોઈ સાપે તેને પકડ્યો હોવો જોઈએ. ઘણીવાર પછી ફરી પાછો એ રસ્તેથી હું નીકળ્યો ત્યારે પણ એ અવાજ મેં ફરી સાંભળ્યો. ઝાંખરામાંથી મેં ફરી જોયું તો એક જળ–સાપે તેને પકડ્યો હતો. તે સાપ તેને ગળી શકતો ન હતો, તેમ છોડી પણ શકતો ન હતો, અને તેને લઈને બીચારા દેડકાના દુઃખનો પાર ન હતો. પછી મને એ વિચાર આવ્યો કે, 'જો આ સાપને બદલે કોઈ ઝેરી સાપે તેને પકડ્યો હોત, તો દેડકો ત્રણ વાર ડ્રૂં ડ્રૂં કરે એટલા વખતમાં તેનો પાર આવી ગયો હોત. અને પછી દેડકો અને સાપ બન્ને છૂટત. પણ આમાં તો સાપ પણ દેડકા જેટલો જ દુઃખી છે.' આ રીતે જો સાક્ષાત્કાર વિનાનો માણસ પોતાની મૂર્ખાઈને લીધે બીજાનો ઉદ્ધાર કરવા જવાબદારી લે, તો બન્નેના દુઃખનો પાર રહેતો નથી. શિષ્યનો અહંકાર જેમનો તેમ રહે છે, અને તેનાં સાંસારિક બંધનો પણ કપાતાં નથી. પણ જો આચાર્ય યોગ્યતાવાળા હોય,તો ત્રણ વાર ડ્રૂં ડ્રૂં કરે એટલામાં તો જીવાત્માનો અહંકાર નાશ પામે છે.

૧૩ એક માણસે ઉપદેશ આપવાનો ધંધો લીધો હતો. જ્યારેજ્યારે તે ધાર્મિક પ્રવચનો કરતો, ત્યારે ત્યારે તેના શ્રોતાઓના અંતરમાં ગાઢ ધાર્મિક વૃત્તિ જાગૃત થતી, પણ તેનું ચારિત્ર્ય સારું હતું નહીં. તેનું હલકું જીવન જોઈ એક વખત મેં તેને પૂછ્યું કે, "તમે તો આવું અધમ જીવન ગાળો છો, છતાં તમે આટલાં બધાં માણસોમાં ભક્તિભાવ કેવી રીતે જાગૃત કરી શકો છો?" તેણે નમીને જવાબ આપ્યો, 'હા, મહારાજ! ઝાડુ જો કે હલકી ચીજ છે, પણ ઓરડાનો કચરો સાફ કરી શકે છે, અને રસ્તા પણ વાળી શકે છે.' અલબત્ત હું તેને કંઈ જવાબ આપી શક્યો નહીં. આ વાતને અહીં આપેલી મુખ્ય બાબતની વિરૂદ્ધમાં સમજવાની નથી. કેમકે આ જાતના ઉપદેશની અસર સ્થાયી હોતી નથી. સાક્ષાત્કાર પામેલા આચાર્યોનો ઉપદેશ શિષ્યમાં કાયમી ફેરફાર ઉત્પન્ન કરે છે.

[ શ્રી રામકૃષ્ણની ઉપદેશવાણીમાંથી ]

॥ श्री महाशक्तिर्विजयतेतराम् ॥

# અમૂલ્ય અવસર



મહાગુજરાતની ધર્મપ્રાણ જનતાને જણાવતાં હર્ષ થાય છે કે વિશ્વકલ્યાણઅર્થે અમદાવાદમાં પૂજ્યપાદ શ્રી ૧૧૦૮ શ્રી જગદ્‌ગુરૂ શંકરાચાર્ય દ્વારકાપીઠાધીશ્વર શ્રી અભિનવસચ્ચિદાનંદતીર્થજી મહારાજની સંમતિ લઈને અમે ચાલુ સાલે **શ્રી સહસ્રચંડી મહાયજ્ઞ** કરવાનો નિર્ધાર કર્યો છે.

સજ્જનો ! આપણા દેશમાં આજથી એક દશકા પૂર્વે યજ્ઞયાગો એટલા બધા થતા હતા કે જેનાથી દેશ દરેક રીતે સુખી હતો. જ્યારે કલિદેવના સામ્રાજ્યમાં પાશ્ચાત્ય રંગે રંગાએલાઓમાંથી એ ધર્મશ્રદ્ધા નષ્ટ થવા માંડી છે અને એને લીધે અન્નપૂર્ણ ભારતવર્ષમાં આજે આપણી સરકારને રેશનિંગ દાખલ કરવું પડયું છે. અને એટલાં જ માટે શ્રી મહાશક્તિ સેવાસંઘનો ઉદ્દેશ એ છે કે ચેનકેન પ્રકારેણ ધર્મની ભાવનાના અગ્નિ ઉપર જે ભસ્મ લાગી છે એ ભસ્મને ઉડાડી મૂકી એ જ્યોત (અગ્નિ)ને ફરી સતેજ કરવી. એટલે કે પુષ્કળ પ્રમાણમાં ચોતરફ ધાર્મિક પ્રચાર વધારવો અને ગામેગામ અને નગરેનગર ધર્મપ્રચાર કરી યજ્ઞો કરાવવા. એવો અમારો પવિત્ર આશય છે. એમાં અમારો પહેલો વિચાર અમદાવાદની ઉદાર, દાનવીર અને ધર્મપ્રેમી પ્રજામાં શ્રી સહસ્રચંડી મહાયજ્ઞ કરવાનો છે અને એ મહાયજ્ઞના અધ્યક્ષ તરીકે પૂજ્યપાદ ૧૧૦૮ શ્રી શંકરાચાર્ય મહારાજ બિરાજશે. તો આપ ઉદારચિત્ત આત્માઓ (ભાઈઓ અને બહેનો) આ પવિત્ર કાર્યને વેગ આપશો અને તન-મન-ધનથી અમારા આ આશયને પૂર્ણ કરવામાં સહકાર આપશો એમ અમે ઈચ્છીએ છીએ. ॐ જય શાન્તિ.

લી. અમો છીએ.

કીર્તનાચાર્ય શ્રી સીતારામ મહારાજ
શ્રી 'પુનિત' મહારાજ
પ્રો. જયેન્દ્રરાય ભ. દૂરકાલ
દેસાઈ મગનભાઈ છોટાભાઈ
( શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયવાળા )

અંબાલાલ દલસુખરામ લખીયારા
પુંજાભાઈ ડી. પટેલ
(પ્રમુખ : શ્રી માઈ બાલ મંડળ ) અને
શ્રી મહાશક્તિ સેવાસંઘના
અન્ય સંચાલકો.

## તમે શક્તિભક્તિના પ્રચારમાં કેવી રીતે સહાયક થઈ શકો?

૧- શ્રી મહાશક્તિ સેવાસંઘમાં તમારા ગામના વધુ સભ્યો કરી આપશો. ( અમારી પાસેથી અ...

પૃથ્વી ઉપર અથવા આકાશમાંના દેવતાઓ વગેરેના લોકોમાં પણ એવો કોઈ પ્રાણી નથી કે જે પ્રકૃતિથી ઉત્પન્ન થએલા આ ત્રણ ગુણોથી મુકત હોય.

જે આહાર સત્ત્વવાળો, આયુષ્ય વધારનાર, બળ, આરોગ્ય તથા રુચિ વધારનાર, રસયુક્ત, ચિકણો તથા પૌષ્ટિક છે, જેને શિષ્ટ પુરુષો પસંદ કરે છે તે સાત્ત્વિક આહાર છે. કડવાશ, ખટાશ, ખારાશ અને તીખાશના ખૂબ મિશ્રણવાળો, ખૂબ ગરમ, તમતમતો, સૂકો અને દાહ કરનાર આહાર કે જેને કામી લોક ખાય છે તે રાજસ આહાર છે. રાંધ્યા પછી બહુવાર સુધી પડી રહેલો, ઉતરી ગએલો, વાસી, ઉચ્છિષ્ટ અથવા અપવિત્ર ખોરાક કે જેને મૂઢ લોકો ખાય છે તે તામસ આહાર છે.

જે યજ્ઞ મનુષ્યો ફળની આકાંક્ષા વિના કર્તવ્ય સમજીને વિધિપૂર્વક કરે છે તે સાત્ત્વિક યજ્ઞ છે, ફળની આકાંક્ષા રાખીને તેમજ દંભ રૂપે જે કરાય તે રાજસ યજ્ઞ છે અને શાસ્ત્રવિધિ રહિત, અન્નદાન રહિત, મન્ત્ર રહિત, દક્ષિણા રહિત અને શ્રદ્ધા રહિત-જે યજ્ઞ કરવામાં આવે છે તે તામસ યજ્ઞ છે.

દેવતા, બ્રાહ્મણ, ગુરુ અને જ્ઞાનીજનોનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા—આ શરીરનું તપ છે. કોઈને ઉદ્વેગ ન કરનારી સત્ય, પ્રિય અને હિત કરનારી વાણી બોલવી તથા સદ્‌ગ્રન્થોનું પઠન કરવું તે વાણીનું તપ છે. મનની પ્રસન્નતા, સૌમ્ય ભાવ, મૌન, આત્મસંયમ અને ભાવનાશુદ્ધિ એ મનનું તપ છે.

આ ત્રણ પ્રકારનું તપ પરમ શ્રદ્ધાથી યુક્ત થઈ ફળની આકાંક્ષા વગર કરવામાં આવતું હોય તો તે સાત્ત્વિક છે. કોઈના સત્કાર અથવા ખુશામત માટે અને પોતાની મતલબ સિદ્ધ કરવા માટે જે તપ કરવામાં આવે તે રાજસ તપ છે. જે તપ મૂઢતાપૂર્વક, હઠથી, મન, વાણી અને શરીરને પીડા થાય તેવી રીતે બીજાનું અનિષ્ટ કરવાના ઇરાદાથી કરાય છે તે તામસ તપ છે.

જે દાન પોતાની આપવાની ફરજ સમજીને, બદલો મેળવવાની આશા વગર, યોગ્ય વ્યક્તિને આપવામાં આવે છે તે સાત્ત્વિક દાન છે. બદલો મળવા માટે અથવા ફળની આશાથી કચવાતા મને જે દાન આપવામાં આવે છે તે રાજસ દાન છે. અને જે દાન સત્કાર વગર, તિરસ્કારથી અયોગ્ય ઠેકાણે કુપાત્રને આપવામાં આવે છે તે તામસ દાન છે.

મનુષ્યોએ સત્વગુણદ્વારા રજોગુણ અને તમોગુણને જીતવાનો પ્રયત્ન કરતા રહેવું જોઈએ.

[ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાંથી ચયિત ]

ૐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

| વાર્ષિક લવાજમ : | તંત્રી : | હિંદ બહાર |
|---|---|---|
| રૂા. ૫—૪—૦ | મગનભાઈ છોટાભાઈ દેસાઈ | રૂા. ૭—૮—૦ |
| પાકું બાઈન્ડીંગ | | પાકું બાઈન્ડીંગ |
| રૂા. ૬-૪-૦ | | રૂા. ૮-૮-૦ |

## વિષયસૂચિ



**જરૂરી સૂચનાઓઃ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠેકાણું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઈ પોસ્ટકાર્ડ ૧ ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઓર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને કોઈ મહીને મળે છે. વી.પી. અને મનીઓર્ડર બન્નેનો ખર્ચ એકજ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

અંક તા. ૧૦ મી સુધીમાં ન મળે તો પોસ્ટ કાર્ડ લખી મંગાવી લેવો.

**લખોઃ—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, પો. બો. નં. ૬ અમદાવાદ**

શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ — મુદ્રક અને પ્રકાશક — શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય,
ખજાપસ કોસરોડ, અમદાવાદ — દેસાઈ મગનભાઈ છોટાભાઈ — મહાપસકોસરોડ, મોતીવિદ્યા-અમદાવાદ



માયામૃગનું અવલોકન





सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्षयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगळ'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૩ મું : આશ્વિન–૨૦૮૫ : ઓક્ટોબર–૧૯૪૯ : અંક ૭ મો;








શ્રી 'પુનિત'

## મૂછો મરડનાર મદાંધ માનવીઓને 'રેડ-સિગ્નલ'

[ શાને બન્યો મરતાનો, નંદરાણી! તમારો કાનો...રાગ ]

ઊતર્યાં કંઈકનાં પાણી, મૂકો તાણુતાણી,
મૂછ પર લીંબુ ઠેરવતા,
સોટી હાથે બહુ ફેરવતા,
રહી નથી એંધાણી, મૂકો તાણુતાણી...ઊતર્યાં...(૧)

ધમધમ ચાલે ધરતી ધ્રૂજે,
પાછું વાળીને નવ સૂઝે,
સૂતા સોડો તાણી, મૂકો તાણુતાણી...ઊતર્યાં...(૨)

સારી દુનિયા શિર ઝૂકાવે,
હુકમ કરતાં દોર ચલાવે,
બંધ પડી ગઈ વાણી, મૂકો તાણુતાણી...ઊતર્યાં.. (૩)

છોડી જગના કાવા-દાવા,
બેઠાબેઠા હરિગુણ ગાવા,
'પુનિત' પ્રભુ લો જાણી, મૂકો તાણુતાણી ..ઊતર્યાં....(૪)

# સંપાદકીય

## અમદાવાદનો વિશિષ્ટતાભર્યો સહસ્રચંડી મહાયજ્ઞ

ચાલુ વર્ષના આસો વદ ૨ થી સાત દિવસ પર્યન્ત અમદાવાદમાં રાયપુર દરવાજા બહાર પુરુષોત્તમ મીલના કમ્પાઉન્ડમાં આ યજ્ઞ કરવામાં આવનાર છે.

**યજ્ઞ શું છે?**

સર્વ પ્રાણીઓમાં અને પોતામાં એક અન્તર્યામી સ્વરૂપે વ્યાપી રહેલા આત્મતત્ત્વનું યજન-પૂજન-સત્કાર એ યજ્ઞ છે. આ યજ્ઞ અનેક રીતે થઈ શકે છેઃ દ્રવ્યયજ્ઞ, તપોયજ્ઞ, યોગયજ્ઞ, સ્વધ્યાય-યજ્ઞ, જ્ઞાનયજ્ઞ ઇત્યાદિ અનેક પ્રકારના યજ્ઞોથી આ જગતના અને અખિલ બ્રહ્માણ્ડોના સૃષ્ટિ-સ્થિતિ સંહાર કરનાર જગન્નિયન્તાનું યજન-પૂજન કરીને, તેમાં તન્મયતા પ્રાપ્ત કરીને, તદ્રૂપ બનીને આ નાશવન્ત અને દુઃખબહુલ સંસારનાં બંધનોથી છૂટીને, પૂર્ણ જીવન, પૂર્ણ આનન્દ, અવિનાશી સુખ-સ્વરૂપને પ્રાપ્ત કરી શકાય છે.

ઉપર જણાવેલા દ્રવ્યયજ્ઞ, જ્ઞાનયજ્ઞ, જપયજ્ઞ વગેરે યજ્ઞોમાંથી અમુક જ યજ્ઞ શ્રેષ્ઠ છે અને બીજા બધા યજ્ઞો નિકૃષ્ટ છે-ઊતરતા પ્રકારના છે એમ કહી શકાય નહિ. દરેક મનુષ્ય-જેની જેવી નિષ્ઠા હોય, જેની જેવી [illegible]ા હોય, જેની જેવી યોગ્યતા હોય, તે તેવા પ્રકારે [illegible] ભગવાનનું યજન-યજ્ઞ કરી શકે છે. અને તેવો [illegible] તેને વધુ ઉત્કર્ષ, વધુ વિકાસ-કલ્યાણ પ્રાપ્ત [illegible]નાર બને છે. स्वेस्वेऽधिकारे या निष्ठा स [illegible] परिकीर्तितः । સાધનસંપત્તિવાળો શ્રીમન્ત ગૃહસ્થ [illegible] કરીને—દ્રવ્ય ઉપરનું મમત્વ ઓછું કરી તેના [illegible]ર્થે ત્યાગ દ્વારા દીન-દુઃખીઓની સેવા કરીને, કષ્ટમાંરતોને મદદ કરીને સર્વ પ્રાણીઓમાં રહેલા આત્મ-[illegible]પ ભગવાનનું યજન કરી શકે છે. અને તે તેને માટે [illegible]નો વધુ શ્રેયસ્કર થાય છે.

स्वधर्माचरण तपः પોતપોતાના કર્તવ્યનું [illegible]ન કરવું, પ્રામાણિકતાથી-નીતિથી વર્તવું, જગતના [illegible]નકર્તાના ન્યાયીપણામાં વિશ્વાસ રાખી અન્યાયથી [illegible]ધર્મથી વર્તતાં અચકવું, અને તેવી રીતે વર્તતાં [illegible]વાન જે પરિસ્થિતિમાં મૂકે તેને ભગવાન ઉપરની [illegible]સ્થાથી, ડગ્યા વગર સહન કરવી અને વિષયભોગમાં [illegible]મ રાખવો તે તપોયજ્ઞ છે.

નિષ્કામભાવે-અનાસક્તિથી પ્રાપ્ત થયેલ કર્મો કર્યે [illegible]ં ભગવાનનું જે સતત ચિન્તન, સ્મરણ, જપ, ધ્યાન કરવું તે યોગયજ્ઞ છે. નિત્ય સત્સંગ, સત્શાસ્ત્રોનું વાચન-મનન-અધ્યયન એ સ્વાધ્યાયયજ્ઞ છે. તથા વિદ્યાર્થીઓને, શિષ્યોને, જિજ્ઞાસુઓને પોતાના જ્ઞાનદ્વારા પરમાત્મસ્વરૂપનો ઉપદેશ આપવો, તેમના સંશયો દૂર કરવા એ જ્ઞાનયજ્ઞ છે. આચાર્યો, અધ્યાપકો, ગુરુઓ આ જ્ઞાનયજ્ઞ દ્વારા પરમાત્માનું યજન કરી શકે છે.

આમ દરેક મનુષ્ય પોતપોતાની યોગ્યતા પ્રમાણે પરમાત્માનું યજન કરતો આત્મસાધનમાં પ્રગતિ કરી શકે છે, એમ ભગવાને ગીતામાં શ્રીમુખે કહેલું છે.

સંસારમાં જે મનુષ્યો યજ્ઞ કરતા નથી, આત્મ-વિચાર, પરોપકાર અને સદાચારને ફેંકી દઈ, સ્વાર્થ-પરાયણ બની કેવળ પોતાની જ ઉદરપૂર્તિ કર્યા કરે છે અને વિષયભોગો ભોગવ્યા કરે છે તેઓ કેવળ પાપને જ ખાઈ રહ્યા છે, પાપને જ ભોગવી રહ્યા છેઃ भुंजते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् । અને જે લોકો પરમાર્થે વાપરતાં બચેલાનો ઉપભોગ કરે છે, તેઓ સર્વ પ્રકારનાં પાપોથી છૂટી જાય છેઃ यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः । આવાં ભગવાનનાં વચન છે.

જે સમાજમાં યજ્ઞ નથી-પરોપકાર નથી, સદ્ભાવના અને સત્શ્રદ્ધા નથી, સત્કાર, માન અને દાન નથી તે સમાજ ઉપર જગન્નિયન્તાની કૃપાદૃષ્ટિ રહેતી નથી. તે સમાજ-તે પ્રજા વેર, ઝેર, કલહ, કુસંપ અને કુદરતી આપત્તિઓનાં દુઃખોમાં પીડાયા કરે છે. અને આપણે જોઈ શકીએ છીએ કે સમાજમાં એવી યજ્ઞભાવનાના અભાવે અનેક પ્રકારનાં દુઃખો અને અશાન્તિ વ્યાપેલાં છે.

આ સર્વ દુઃખનિવૃત્તિપૂર્વક-સમાજનાં આધિવ્યાધિ-ઉપાધિ દૂર થઈ, તેમાં શાન્તિ અને જનકલ્યાણની યજ્ઞભાવનાનું સ્થાપન થવા માટે પ્રસ્તુત શ્રી સહસ્રચંડી મહાયજ્ઞ કરવાનું નિશ્ચિત થયેલું છે. ધર્મપ્રેમી શ્રીમન્ત જનતા જેમ દ્રવ્ય કમાઈ જાણે છે તેમ દ્રવ્યનો યજ્ઞાર્થે ઉપયોગ પણ કરી જાણે છે. આ યજ્ઞ તેવી રીતે દ્રવ્યનો સદ્વ્યય કરવાનું એક નિમિત્ત બની રહે છે. સત્કર્મશીલ સદ્ગૃહસ્થો આ યજ્ઞને પોતાનો જ ગણી રીમાં સહકાર આપશે એવી શ્રદ્ધાથી જ તેનો શુભ પ્રારંભ કરવામાં આવેલો છે.

## સહસ્રચંડી મહાયજ્ઞ શા માટે?

પરમાત્મા અને પરમાત્માની શક્તિ વાસ્તવિક રીતે જુદાં નથી. પરન્તુ એ નિર્ગુણ પરમાત્મા પોતાની વિવિધ ગુણમયી શક્તિઓ દ્વારા જ જગતનું તન્ત્ર ચલાવી રહ્યો છે. જગતના સર્જન, પાલન અને સંહાર માટે તે પોતાની સત્ત્વ, રજસ્ અને તમોમયી શક્તિનો આશ્રય લઇને બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રનાં કાર્યો કરી રહ્યો છે. તેથી એ પરમાત્માના વિવિધ દેવતાઓના સ્વરૂપો કરતાં જે સર્વસામાન્ય શક્તિનો આશ્રય લઇને તે વિશ્વકાર્ય કરી રહ્યો છે, તેના તે સર્વવ્યાપક શક્તિસ્વરૂપના યજનદ્વારા જ આ યજ્ઞમાં પરમ તત્ત્વની આરાધના કરવાનો ઉદ્દેશ છે. આ કલિયુગમાં માતૃરૂપે શક્તિની ઉપાસના કરવી સર્વ કોઈને માટે વિશેષ રીતે સુલભ અને સુકર જણાય છે. કહ્યું છે કે कलौ चण्डीविनायकौ । તે આદ્યા શક્તિ જ ચંડિકા, દુર્ગા વગેરે નામોથી કહેવાય છે. તેથી આ શ્રી ચંડી-મહાયજ્ઞ જ સર્વ કરતાં અધિકતર પસંદગીને પાત્ર બન્યો છે.

## આ યજ્ઞની વિશિષ્ટતા

આ યજ્ઞ કોઇ એક જ વ્યક્તિના શ્રેયઃસાધનાર્થે કરવામાં આવતો નથી. આ યજ્ઞ સમષ્ટિ-વિશ્વના કલ્યાણ અને શાન્તિને અર્થે યોજવામાં આવેલો છે. અને આમાં પરમાર્થપ્રેમી ગમે તે કોઇ વ્યક્તિ નિષ્કામભાવે જગદંબા મહાશક્તિની પ્રસન્નતા માટે ભાગ લઇ શકે છે આ યજ્ઞ કેવળ કર્મકાણ્ડની વિધિરૂપ જ નથી, આ યજ્ઞને યજ્ઞના વિવિધ પ્રકારોથી પૂર્ણ કરવાનો સંકલ્પ છે. તેથી યજ્ઞનિમિત્તે શક્તિદિવસોના આરંભથી-આસો સુદ ૧થી યજ્ઞની સમાપ્તિ પર્યન્ત દરરોજ રાત્રે ૯ વાગ્યાથી જુદા જુદા સંતો, ભક્તો અને મહાત્માઓનાં પ્રવચનો, ભજનો કીર્તનો અને શક્તિભક્ત મંડળોના રાસ, ગરબા વગેરે પણ રાખવામાં આવેલાં છે. એ રીતે આ મહાયજ્ઞમાં જ્ઞાનયજ્ઞ, અને કીર્તન-સ્મરણ ચિન્તન રૂપ યજ્ઞોનો પણ સમાવેશ થાય એવી યોજના કરી છે. વળી જગદંબા તેમજ વિવિધ ભગવદ્-અવતારોની ઝાંખીનાં દશ્યો દ્વારા ભગવદ્ભક્તિ પ્રત્યે જનતામાં રસવૃત્તિ ઉત્પન્ન કરવાનો પણ પ્રયાસ કરવામાં આવેલો છે. શ્રી સહસ્રચંડી મહાયજ્ઞને શાસ્ત્રીય વિધિ અનુસાર સંપાદિત કરવા માટે તેમાં નવ કુંડોનું વિધાન કરવામાં આવ્યું છે અને જગદ્ગુરુ શારદાપીઠાધીશ્વર શ્રી ૧૧૦૮ શ્રી શંકરાચાર્યજી મહારાજના અધ્યક્ષપદે જુદાંજુદાં સ્થળોના ૧૨૫ વિદ્વાન બ્રાહ્મણોને તેની વિધિ માટે નિયુક્ત કરવામાં આવનાર છે. એ રીતે આજપર્યન્ત અમદાવાદમાં થએલ સર્વ યજ્ઞો કરતાં આમાં અનેકગણી વિશિષ્ટતા રહેલી છે.

આવો યજ્ઞ સર્વાંગસમ્પૂર્ણ રીતે સાધવો એ કંઇ એક જ વ્યક્તિથી બની શકે એવું કાર્ય નથી. સાધનસંપન્ન જનતાના સક્રિય સહકાર વગર આ યજ્ઞ એક અગર ગણી ગાંઠી વ્યક્તિઓથી થઇ ન શકે. તેથી ઘણા ધર્મપ્રેમી, જગદંબાના લાડીલાઓએ આ યજ્ઞમાં સહૃદયતાથી અને મમતાથી સહકાર આપ્યો છે. તેમજ બીજા પણ આપશે એવી આશા છે.

## મહાગુજરાત-ધર્મસંમેલન

શ્રી સહસ્રચંડી મહાયજ્ઞના સભામંડપમાં તા. ૧૪-૧૦-૪૮ થી તા. ૧૬-૧૦-૪૮ સુધી જગદ્ગુરુ દ્વારકાપીઠાધીશ્વર શ્રી શંકરાચાર્યજીના અધ્યક્ષપદે ઉપરોક્ત ધર્મસંમેલન ભરાનાર છે, જેમાં ભારતના વિદ્વાન સંન્યાસી શ્રી શ્રી કરપાત્રીજી મહારાજ પધારનાર છે. તેમની હાજરીમાં આ સંમેલન અંગે-ગોરક્ષા-સંમેલન, રામરાજ્ય પરિષદ્ અને વિદ્વત્સંમેલન પણ ભરાનાર છે.

## નવીન વર્ષનું પંચાંગ

વિશ્વમંગલના ગ્રાહકોને આપવા માટે આ અંકમાં સંવત્ ૨૦૦૬નું પંચાંગ જોડવામાં આવ્યું છે. આથી બધા સામાન્ય અંકો કરતાં આ અંકમાં એક ફોર્મ વધુ થએલ છે. આવતા નવીન વર્ષે અમે વિશ્વમંગલના ગ્રાહકોને આશિષ તેમજ અભિનન્દન પાઠવીએ છીએ, અને તે શુભ દિવસમાં ગ્રાહકો વધારી આપવા પ્રયત્ન કરે એવી પ્રાર્થના કરીએ છીએ.

## કલ્યાણ ગ્રન્થમાળાના ગ્રાહકોને

આ ગ્રન્થમાળાના ચોથા વર્ષનાં બીજાં અને ત્રીજાં પુસ્તકો-'શ્રી રામકૃષ્ણ કથામૃત' અને 'તીર્થાટન' ગ્રાહકોને મળી ગયાં હશે. તે પછીનાં 'ભક્ત પીપાજી અને રાણી રાસમણિ' તથા 'કલ્યાણકુંજ'નાં બે પુસ્તકો મોકલી ગ્રન્થમાળા પોતાનું આ વર્ષ પૂરું કરશે. ફક્ત રૂ. ૫-૦-૦ના વાર્ષિક લવાજમમાં ૧૦૦૦ પૃષ્ઠનાં પુસ્તકો દ્વારા સુંદર ધાર્મિક વાચન આપતી આ ગ્રન્થમાળાનો સર્વ કોઈએ અવશ્ય લાભ લેવો જોઈએ.






**શ્રી સહસ્રચંડી મહાયજ્ઞ**

તથા

**દેવી ભાગવત પારાયણ**

આરંભ સંવત્ ૨૦૦૫

આસો વદ ૨

તા. ૯-૧૦-૪૯ રવિવાર

: પૂર્ણાહુતિ :

આસો વદ ૮

તા. ૧૫-૧૦-૪૯ શનિવાર

અમદાવાદમાં જનકલ્યાણ તથા વિશ્વશાન્તિ અર્થે થનાર

**શ્રી સહસ્રચંડી મહાયજ્ઞના સભામંડપનું મુખ્ય પ્રવેશદ્વાર**

સ્થળ : રાયપુર દરવાજા બહાર પુરુષોત્તમ મીલનું કંપાઉન્ડ

# અમદાવાદમાં અપૂર્વ સહસ્રચંડી મહાયજ્ઞ

લેખક : વિદ્યારત્ન પંડિત હિમ્મતરામ મહાશંકર જાની, જ્યોતિષાચાર્ય

ચાલુ વર્ષની આસો વદ ૧ થી સાત દિવસ પર્યંત અમદાવાદમાં પુરુષોત્તમ મીલના કંપાઉંડમાં સહસ્રચંડી મહાયજ્ઞ કરવામાં આવનાર છે. આમ તો સામાન્ય જનતા ધર્મભાવનાથી યજ્ઞાદિ કાર્યો પુણ્યજનક છે, એમ માનતી આવી છે. અને અવારનવાર નવચંડી, શતચંડી, સહસ્રચંડી, વિષ્ણુયાગ, મહારુદ્ર ઇત્યાદિ અનેક પ્રસંગો ઉજવાય છે. આ યજ્ઞો પૈકી કેટલાક દીર્ઘકાલપર્યંત ચાલનારા અને અતિ ખર્ચાળ હોય છે. આ બધા હોમપ્રધાન યજ્ઞો છે. અર્થાત્ આવા યજ્ઞોમાં અગ્નિમાં અમુક પ્રકારના મન્ત્રોથી અમુક જાતના દ્રવ્યની આહુતિઓ આપવાની હોય છે. જેમાં ઘી, જવ, તલ, ખીર વગેરે મુખ્ય ચીજો છે. તેમ જ યજ્ઞમાં આહુતિ આપવા માટે મંત્ર ભણનાર બ્રાહ્મણોને બોલાવવા પડે છે. તેમ જ તેમને દક્ષિણા આપવી પડે છે. આમ અમુક નિયત કરેલા સમયમાં ઘણું ઉપયોગી સાધન અગ્નિમાં બાળી નાખવામાં આવે છે, અને તે બાળવા માટે અમુક પ્રકારનો મોટા પ્રમાણમાં ખર્ચ કરવામાં આવે છે. માટે આવા યજ્ઞો નિરર્થક છે, અને વર્તમાનમાં તો એકદમ ત્યાજ્ય છે, એમ ઘણાના મનમાં સ્હેજે આવે છે. જ્યારે આવા યજ્ઞો ઘણા મોટા સ્વરૂપમાં હોય છે, અર્થાત્ લક્ષચંડી, કોટિહોમ વગેરે, ત્યારે તો ઘણું જ દ્રવ્ય નાહકનું વેડફાઇ જાય છે. અને તેથી આવા યજ્ઞો ન કરવા દેવા જોઇએ એમ અમુક સ્વભાવની વ્યક્તિઓનો અભિપ્રાય હોય છે.

જ્યારે બીજા કેટલાક લોકો યજ્ઞોથી શુભ ફળને માનનારા હોય છે, છતાં દ્રવ્યાદિનો હોમ કરી નાશ કરવાની વિરુદ્ધમાં હોઇ તેઓ જપયજ્ઞ કરવા એવો અભિપ્રાય ધરાવે છે.

આ સિવાય કેટલાક એમ માને છે કે જ્ઞાનપ્રચાર કરવો તે યજ્ઞ છે. અર્થાત્ પોતાના વર્તનથી, કથનથી અગર બીજા કોઇ પણ પ્રકારથી વિશાળ જનસમુદાયને ઉપયોગી થઈ પડે તેવા ઉપદેશને યજ્ઞ માને છે.

આમ યજ્ઞ શબ્દના તાત્પર્યાર્થને લઇ મુખ્યત્વે ત્રણ માન્યતાઓ પ્રચલિત છે. અને તેને જો સાંપ્રદાયિક સ્વરૂપમાં ગણીએ તો પહેલા મતને ચાર્વાક (નાસ્તિક-મત) ગણી તેનો અનાદર કરવામાં આવ્યો છે. બીજા મતને લગભગ બધાઓએ સ્વીકાર્યો છે. અને ત્રીજા મતને પણ ઓછેવત્તે અંશે બધાઓએ સ્વીકાર્યો છે. છતાં તેનાં સ્વરૂપો ભિન્નભિન્ન થતાં હોઇ કેટલીક વખત તે બહુ જ વિકૃત રૂપમાં પણ આવી જાય છે.

આ સિવાય હોમપ્રધાન યજ્ઞો કરવાનો મત છે. અને તેમાં ત્રણે મતની દૃષ્ટિથી જે દોષારોપણ થાય છે, તે કેટલે અંશે વ્યાજબી છે, તે અહીં વિચારીશું.

યજ્ઞ શબ્દ **यज्** ધાતુ ઉપરથી બન્યો છે, અને તેનો અર્થ પૂજા એમ થાય છે. પોતાના ઇષ્ટ દેવની પૂજા કરવી તેનું નામ યજ્ઞ છે. એમ યજ્ઞનો પરમ અર્થ કરે છે. આ પરમ અર્થાત્ સર્વમાન્ય અને અંતિમ અર્થથી જ આપણે ત્રણે મતોની ચોકસી કરી જોઇએ.

જે પોતાના ઇષ્ટદેવની પૂજા કરવી જોઈએ એમ માને છે તેને માટે પૂજા કેવી રીતે કરવી તે પહેલો પ્રશ્ન છે અને તેના જવાબમાં 'અમુક વિધિથી કરવી' એમ ઉત્તર મળે છે. આ અમુક વિધિ શબ્દથી જે ભાવ બતાવવાનો છે, તે દેશ, દ્રવ્ય અને કાળને અનુસરતી હોવી જોઇએ. અને આથી ભારતવર્ષની પ્રજાના દરેક સંપ્રદાયમાં દેવની સેવા દ્રવ્યથી તથા ભાવથી અર્થાત્ અન્ન, ઘી આદિ દ્રવ્યોથી અને નમન, પૂજન, સ્તવન, શ્રદ્ધા, વિચાર આદિ ભાવથી પૂજા કરવી એમ ઠરાવેલું છે. દેવની આગળ દીપ, ચંદન, પુષ્પ આદિ દ્રવ્યો ધરવાં, દેવનો ઉત્કર્ષ વધે તેવી રીતે ગાયન, વાદન, નૃત્યાદિ કરવાં આ બધું દ્રવ્ય અને ભાવની અંદર આવી જાય છે. અગર બાહ્ય પૂજા અને માનસિક પૂજા એમ બે સ્વરૂપમાં દ્રવ્ય અને ભાવનો સમાવેશ થઇ જાય છે. એટલે જેઓ ઇષ્ટદેવ તથા તેની પૂજા કરવી એમ માને છે, તેને માટે હોમપ્રધાન યજ્ઞ, અને જપપ્રધાન બન્ને યજ્ઞો એક ખાસ વિધિરૂપે કરે છે. અને તેથી જે લોકો યજ્ઞને નિરર્થક માને છે, તેઓ ઇષ્ટદેવ અને પૂજા એ બન્નેને ન માને તો જ યજ્ઞને નિરર્થક કહી શકે. અને જેને કોઇ ઇષ્ટદેવ કે તેની પૂજા ન જ હોય તેને જ નાસ્તિક કહેવામાં આવે છે. આ દુનિયામાં દેવને એક યા બીજા સ્વરૂપે લગભગ બધા જ માને છે. અને તેથી જેઓ યજ્ઞ નિરર્થક છે, એમ કહે છે, તેઓ કાં તો ઉન્મત્ત થઇ ગએલા હોવા જોઇએ અગર વિચારશૂન્ય હોવા જોઇએ એમ કહેવામાં જરા પણ વાંધો નથી. આમ પહેલા મતનું આપોઆપ ખંડન થઇ જાય છે.

બીજા મત પ્રમાણે દ્રવ્યાદિનો અભાવ અગર દુર્લભતા હોય તો શું કરવું ! તેના જવાબ રૂપે એમ થતા

કેવલ ઇષ્ટદેવનું સ્મરણ કરવું એ વાક્યાર્થને જ પરમાર્થ માની બેઠેલા છે. તેવાઓ માટે દેશ, દ્રવ્ય અને કાળ અનુકૂળ હોય તો દ્રવ્યની સહજપ્રાપ્તિ તથા અતિપ્રાપ્તિમાં પ્રાણી દ્વારા થતા ઉપયોગ સિવાય પણ આપોઆપ થતા દ્રવ્યના નાશને માટે કોઇ જવાબ રહેતો નથી. અને તેથી આવા લોકોએ ઠરાવેલું છે કે જપયજ્ઞ સહજસાધ્ય હોવાથી શ્રેષ્ઠ છે, જ્યારે હોમપ્રધાન યજ્ઞ તેનાથી ઊતરતી શ્રેણીનો છે. કારણ, દ્રવ્ય પ્રાપ્ત કરવામાં પડતા કષ્ટની તેઓ ગણના કરે છે. પરંતુ જો સેવ્ય-સેવકભાવની પરમાર્થતાનો તેઓ વિચાર કરે તો અનેકવિધ કષ્ટ પણ નહિવત્ થઇ જાય છે. એટલે હોમપ્રધાન યજ્ઞ કે કેવલ જપયજ્ઞ વચ્ચે શ્રેણ્યન્તર માનીએ તો હોમપ્રધાન-યજ્ઞ જ શ્રેષ્ઠ ઠરશે. અને આથી જ જપયજ્ઞને શ્રેષ્ઠ માનવા-વાળાને પણ હોમપ્રધાન યજ્ઞની અતિશયતામાં માન્યા વગર છૂટકો રહેતો જ નથી. અર્થાત્ તેમની દ્રવ્યના નાશવાળી દલીલ ઊડી જાય છે.

ત્રીજો મત જ્ઞાનપ્રચારનો છે. તેને તો જનસમુદાયને ઉપયોગી કાર્ય કરવું તે અભીપ્સિત છે. હોમપ્રધાન યજ્ઞોમાં વિશાળ જનસમુદાયને ઇષ્ટદેવની પૂજારૂપ કાર્યમાં પ્રવૃત્તિ કરવાનો ગતાનુગતિક ન્યાયથી ઉપદેશ હોઇ તેમના મતમાં તો હોમપ્રધાન યજ્ઞ આવશ્યક કાર્ય ઠરે છે.

આમ ઉપરોક્ત ત્રણે મતથી **હોમપ્રધાનયજ્ઞ** કરવો તે આવશ્યક, શ્રેષ્ઠ તથા પરમોપકારક છે. એમ ઠરે છે.

અને આથી જ દેશ, દ્રવ્ય અને કાળની અનુકૂળતા-વાળા આપણા ભારત દેશમાં વસતી જનતાનો મોટો ભાગ પોતાના ઇષ્ટદેવની પૂજા માટે હોમપ્રધાન યજ્ઞો કરતો આવ્યો છે, કરે છે, અને કર્યે જશે.

ભારતવર્ષની પ્રજાના મુખ્ય ધર્મો પૈકી સનાતન વર્ણાશ્રમ હિંદુ ધર્મ પાંચ દેવને મુખ્યતયા માને છે. (૧) ગણપતિ (૨) શંકર-રુદ્ર (૩) વિષ્ણુ (૪) સૂર્ય અને (૫) દેવી-ચંડિકા. દરેક હિંદુઓ આ પાંચે દેવતાઓની અગર પાંચ પૈકી ગમે તે એકની ઇષ્ટદેવ માની પૂજા કરે છે. અને જ્યારે તેની પૂજા અતિશયતા અર્થાત્ મોટા રૂપને પ્રાપ્ત કરે છે, ત્યારે તે યજ્ઞનું નામ ધારણ કરે છે, અને તેથી ગણેશયાગ, મહારુદ્ર, અતિરુદ્ર, વિષ્ણુ-યાગ, સૌરયાગ અગર શતચંડી, સહસ્રચંડી એમ જેવી તેની અતિશયતા તેવું નામ ધારણ કરે છે.

પાંચ મુખ્ય દેવતાઓ અને બીજા અનેક દેવતાઓ પૈકી કોણ શ્રેષ્ઠ અને કોણ નેષ્ટ એવી કલ્પનાને અહીં સ્થાન જ નથી. પરંતુ કયા કાર્ય માટે કયા દેવતાની પૂજા કરવી, તેનું તારતમ્ય અતીન્દ્રિય પુરુષોએ ઠરાવેલું છે. અને તેથી કાર્યના રૂપ મુજબ ફલકામનાથી પાંચ પૈકી ગમે તે દેવતાની પૂજા, અતિપૂજા, (યજ્ઞ) કરવામાં આવે છે અને તે કરવા આવશ્યક છે, એમ વારંવાર કહેવાની જરૂર નથી.

ચંડિકા, દુર્ગા, અંબિકા, વગેરે કેટલાંયે નામ દેવી માટે વપરાય છે. અને તે દેવશક્તિનું-દેવીનું પરમપૂજ્ય માર્કંડેય પુરાણમાં વર્ણવેલા દેવાસુર સંગ્રામમાં પ્રત્યેક દેવની વિવિધ શક્તિઓના એકીકરણરૂપ થયેલી દેવી કે જેણે ચંડ અને મુંડ નામના પ્રખર દૈત્યોનો નાશ કરી ચંડ-ઉગ્ર કાર્ય કરી બતાવ્યું અને ચંડિકા એવું વિશેષ નામ પ્રાપ્ત કર્યું તે સમગ્ર દેવતાઓની શક્તિઓના એક જ આયતનમાં (સ્વરૂપમાં) મળેલા એક ખાસ સ્વરૂપને-ચંડિકાને ઉપર જણાવેલા અત્યુગ્ર દેવાસુરસંગ્રામ જેવા ભીષણ દુઃખકારક ઉપદ્રવના નાશ માટે પ્રાર્થના-પૂજા-યજ્ઞ કરી પ્રસન્ન કરી ઉપદ્રવથી શાંતિ મેળવવા માટે આપણે ત્યાં નવચંડી, શતચંડી, સહસ્રચંડી, લક્ષચંડી એમ ઉત્તરોત્તર દશદશ ગણા મોટા રૂપમાં પૂજા-યજ્ઞ કરવામાં આવે છે. 'જેવી વિશેષ પૂજા તેવી વિશેષ પ્રસન્નતા' તેમાં કંઇ વિશેષ સમજાવવાનું રહેતું નથી.

शतचंडीविधानं तु प्रवक्ष्ये प्रीतये नृणाम्
नृपोपद्रवमापत्तौ दुर्भिक्षे भूमिकंपने ॥१॥
अतिवृष्ट्यामनावृष्ट्यां परचक्रभये क्षये ।
सर्वे विघ्ना विनश्यन्ति शतचंडीविधौ कृते ॥२॥
रोगाणां वैरिणां नाशो धनपुत्रसमृद्धयः ।
राज्यं धनं यशः पुत्रानिष्टमन्यल्लभेत सः ।
एतद्दशगुणं कुर्याच्चंडीसाहस्रजं विधिः ॥

અર્થાત્ ' મનુષ્યોની પ્રીતિને માટે શતચંડીનો વિધિ કહીશ. જે કરવાથી રાજા તરફથી ઉપદ્રવ થાય કે મોટી આપત્તિ આવી પડે, દુકાળ પડે, ભૂમિકંપ, અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિ થાય, બીજા રાજ્યો તરફથી પોતાના દેશ ઉપર આક્રમણ થાય, દેશનો નાશ થાય વગેરે બધા ઉપદ્રવો (શતચંડીવિધિથી ચંડીની પ્રસન્નતા મેળવવાથી) નાશ થશે. રોગનો તેમજ શત્રુનો નાશ થશે. ધનપુત્ર સમૃદ્ધિ વધશે. રાજ્ય, યશ તેમજ જે કોઇ ઇચ્છા કરે તે પ્રાપ્ત થશે. જો ઉપર કહેલી વિધિ એટલે સહસ્રચંડી કરવામાં આવે તો કહેલા ફળનું દશગણું ફળ મળશે

વર્તમાનમાં પ્રજા અનેકવિધ ઉપદ્રવો ભોગવી રહી છે. આ પહેલાં વિશ્વયુદ્ધના કારણે પ્રજા કંપી ઊઠી હતી. અને તે કાળમાં પુજ્ય શ્રી કરપાત્રીજી જેવા ત્યાગી વિદ્વાન્ મહાત્માઓએ વિશ્વના કલ્યાણની ભાવનાથી હિંદુસ્તાનનાં મોટાંમોટાં નગરોમાં પાંચ વખત લક્ષચંડી યજ્ઞ કર્યા હતા. તેમજ તેમનો સંકલ્પ હજી પણ બીજા અનેક યજ્ઞો કરી દેવશક્તિ ચંડિકાની પ્રસન્નતાથી સમગ્ર જગત ઉપર શાંતિ થાય તેવી ભાવનાવાળો છે. જનતાએ પણ તે વખતે નાનામોટા યજ્ઞો ( નવચંડી, શતચંડી ) અનેક જગ્યાએ અનેક વખત કર્યા છે. અને તે બધાના ફળસ્વરૂપ જગત ઉપર વિશ્વયુદ્ધ બંધ પડયું, અને જનતાનો ભય ઓછો થઈ કંઈક શાંતિ થઈ. પરંતુ હજી સંપૂર્ણ રીતે જનતા શાંતિ ભોગવી શકે તેવો સમય પ્રાપ્ત થયો નથી. વર્તમાનમાં જીવનધોરણ ઊંચું આવી ગયું છે. અનેકવિધ યાતનાઓ મોં ફાડી ઊભી રહેલી છે. આવા વખતે પૂર્વકાલીન મહાપુરુષોએ દર્શાવેલા, વર્તમાનમાં મહાત્માઓએ આદરેલા કાર્યમાં આપણે પણ કંઈક ઉમેરો કરીએ તો તે વ્યાજબી જ છે. અને તેથી વિશ્વશાંતિની વિશાળ ભાવનાથી આસો વદ ૨ થી આસો વદ ૮ પર્યંત એક સહસ્રચંડી મહાયજ્ઞ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઈ અને તેની પ્રારંભિક વિધિ પણ કરી દીધી છે. ચંડીયજ્ઞથી તાત્કાલિક ફળ થાય છે. એને માટે શાસ્ત્રોક્ત વાક્યો છે. એટલું જ નહિ, પરંતુ મહામારી, પ્લેગ, મેનીનજાઇટીસ વગેરે ઉપદ્રવો વખતે જનતાએ અનુભવેલું પણ છે. જે લોકો યજ્ઞોથી વાતાવરણની શુદ્ધિ કહે છે, તેમના મતનો સ્વીકાર કરવા ઉપરાંત શાસ્ત્રમાં કહેલું છે તે વિધિ કરવાથી એક વિશેષ ફળ (અદૃષ્ટ) ઉત્પન્ન થાય છે, અને તેનો યોગ્ય સમુદાય (પ્રમાણ) પ્રાપ્ત થતાં જ અનિષ્ટનો નાશ થઈ ઇષ્ટની પ્રાપ્તિ થાય છે. તે પ્રત્યક્ષ અનુભવાએલું છે. એટલે યજ્ઞોની ફળજનકતા સાબિત કરવા વિશેષ પ્રમાણોની જરૂર નથી અને યજ્ઞોની આવશ્યકતા–અનાવશ્યકતા સંબંધી ખાલિશ તર્ક કરવાની પણ જરૂર રહેતી નથી. પરંતુ યજ્ઞો કરવા આવશ્યક છે, એમ સિદ્ધ હોય વિધિપૂર્વક યજ્ઞો કરવા જોઈએ એમ ઠરે છે.

યજ્ઞનો વિધિ શાસ્ત્રોમાં કહેલી રીતે કરવામાં આવે તો કહેલું ફળ બરાબર પ્રાપ્ત થાય. એટલે વિધિમાં ખુબ ધ્યાન રાખવું જરૂરી છે. અન્નને એમનું એમ ખાઈ જવું અને સારું કરી રાંધી વિવિધ વાનગીઓ બનાવી ખાવું એ બેમાં ભૂખની શાંતિરૂપ ફળ સમાન હોવા છતાં, સ્વાદ, રુચિ તથા પાચન થઈ રસવૃદ્ધિ વગેરેમાં જેમ મહાન ફરક છે, તેમ વિધિ વગર કરેલી પૂજા (ભક્તિ) અને વિધિપૂર્વક કરેલી પૂજા (યજ્ઞ)માં મોટો ફરક છે.

આથી આ યજ્ઞમાં વિધિ પ્રત્યે ખુબ ધ્યાન આપવામાં આવનાર છે. કર્મનું સારું ફળ પ્રાપ્ત થાય, કર્મવૈગુણ્ય ન થાય તે માટે ખુબ ધ્યાન અપાનારું છે. કાર્યકર્તાઓનો આ ખાસ અભિપ્રાય છે.

આ યજ્ઞનો આરંભ કરતાં પહેલાં જેજે કાર્યો આવશ્યક ગણાય છે, તે બધાં બરાબર કરવામાં આવ્યાં છે. અને સૌથી મોટી વાત તો એ છે કે જગદ્ગુરુ શ્રી ૧૧૦૮ શ્રી દ્વારકાપીઠાધીશ્વર શ્રી શંકરાચાર્ય શ્રી અભિનવસચ્ચિદાનંદતીર્થ મહારાજની અધ્યક્ષતામાં આ યજ્ઞ થનાર છે. તેમની ઉપસ્થિતિમાં જ યજ્ઞના મંડપ તથા કુંડાદિના નિર્માણ માટે ખાતનો વિધિ થયો હતો.

ત્યારબાદ યજ્ઞના મુખ્ય કાર્યરૂપ કુંડમંડપના માટે આરંભ કરતાં તા. ૨૩મી સપ્ટેમ્બરના રોજ અર્થાત્ આસો સુદ ૧ના રોજ શરત્સંપાત હોઈ તે દિવસની અત્રેના અક્ષાંશ મુજબની પલભા મધ્યાહ્નજીના પાંચ અંગુલ પાંચ વ્યંગુલ હોય મધ્યાહ્ને અત્રેના વિદ્વાન શાસ્ત્રી શ્રી અનુપરામભાઈ (શ્રી શંકરાચાર્ય મહારાજના પ્રતિનિધિ)ની અધ્યક્ષતામાં સરલ સાહિત્ય-પંચાંગકર્તા શ્રી હિમ્મતરામ મહાશંકર જાનીએ છાયાયંત્ર દ્વારા યામ્યોત્તરસૂત્ર (ઉત્તર–દક્ષિણ રેખા)નું સાધન કરી દિક્સિદ્ધિ કરી બતાવી હતી. તેમજ પલભા સાધન, નત સાધન વગેરે વેધક્રિયાઓ કરી બતાવી શુદ્ધ અભિજિત્ (વિજય) મુહૂર્તમાં સૂત્રપાત કરાવ્યો હતો. આમ યજ્ઞના દ્વિતીય કાર્યરૂપ કુંડમંડપાદિ સાધનનો આરંભ પણ વિજય મુહૂર્તમાં સૂક્ષ્મ દૃક્સાધન કરી, કરવામાં આવ્યો છે. શ્રી ૧૧૦૮ શ્રી શંકરાચાર્ય મહારાજે તથા બીજા સદ્ગૃહસ્થોને આ છાયાયંત્ર જોઈ ઘણી પ્રસન્નતા થઈ હતી.

આ યજ્ઞ માટે ૨૪ હાથનો મંડપ કરવામાં આવ્યો છે. અને તેમાં નવ કુંડની રચના કરવામાં આવનાર છે (યજ્ઞમંડપ તથા કુંડનો બ્લોક આ અંકમાં છે, તે મુજબ રચના થશે.)

નવ કુંડ અને તેમની જુદી જુદી રચના, તેમનાં માપ વગેરે માટે બહુ જ સાવચેતી રાખવામાં આવી છે. શાસ્ત્રોમાં જુદીજુદી આકૃતિના કુંડ જુદાજુદા ફળ

# સંસારાસક્ત અને તેમની રહેણીકહેણી

## સંસારાસક્તની ખાસીઅતો

અનુવાદકઃ શ્રી જયંતીલાલ મંગળજી ઓઝા, B. A. B. T. LL. B.

૧ માણુસોના બે વર્ગ છે—માત્ર નામના માણુસો (મનુષ્ય) અને પ્રબુદ્ધ માણુસો (માનહુંશ); માનહુંસ, જેઓ ઈશ્વરપ્રાપ્તિ માટે તલસ્યા કરે છે તે. આ બીજા વર્ગના છે. જેઓ કામિની અને કાંચન પાછળ ઘેલા બન્યા છે, તે પહેલા વર્ગના છે—નામમાત્રનાં જ માણુસો છે.

૨ જેમ એકનો એક મુખવટો અનેક માણુસો વાપરી શકે છે, તેમ જુદાં જુદાં પ્રાણીઓએ આ માનવ દેહરૂપી મુખવટો ધારણુ કર્યો છે। કેટલાંક મનુષ્યો તો ફાડી ખાનારાં વરૂઓ છે, કેટલાંક ભયંકર રીંછ છે। કેટલાંક લુચ્ચાં શિઆળ અને ઝેરી સાપ છે, પણુ એ બધાંયે દેખાવમાં તો માણુસ છે।

૩ જેમ ચાળણી સારૂં અનાજ નીચે નાખે છે અને પોતાની અંદર તો કાંકરા અને એવું જ રાખે છે, તેમ દુરાત્માઓ સારૂંસારૂં ફેંકી દે છે, અને ખરાબખરાબ પોતાની અંદર રહેવા દે છે. સુપડાનો સ્વભાવ આનાથી ઉલટો છે; મહાત્માઓ સુપડા જેવા છે.

૪ કેટલાક લોકોની અવસ્થા એવી હોય છે કે દુનિયામાં તેમને બાંધી રાખે એવું કાંઇ પણુ હોતું નથી, છતાં પોતે પોતાની મેળે જ એવાં બંધન ઉત્પન્ન કરીને બંધાઈ જાય છે। તેઓને મુક્ત થવાની મરજી જ હોતી નથી. કોઈ માણુસને કુટુમ્બની જંજાળ ન હોય, સમાસંબંધીની લપ ન હોય તો છેવટે બીલાડી, વાંદરૂં કે કૂતરૂં પાળે, કોઇ પક્ષીને ઘરમાં રાખે અને તેને લાડ લડાવે છે. આ રીતે દૂધની ઇચ્છા છાશ પીને શાન્ત કરે છે। અહાહા માયાએ મનુષ્યોને કેવી કેવી મોહિની લગાડી છે।

૫ નવું જન્મેલું વાછડું કેવું આનન્દી, કેવું ચપળ હોય છે। માનું દૂધ પાવા આવે તે સિવાય બધો વખત કેવું નાચે છે, કૂદે છે, દોડાદોડ કરે છે। પણુ જેવું ગળાની આસપાસ દોરડું વીંટાયું કે તે ધીરેધીરે સૂકાવા માંડે છે અને આનન્દીને બદલે ઉદાસ દેખાય છે. તેવી જ રીતે બાલ્યાવસ્થામાં જ્યાંસુધી દુનિયાની લેવાદેવા હોતી નથી ત્યાંસુધી બાળક ખૂબ જ આનન્દમાં અને ખુશમિજાજમાં હોય છે, પરંતુ જેવો સંસારમાં જકડાયો, લગ્નની બેડી પગમાં પડી, કુટુંમ્બની જવાબદારી શિર પર આવી, કે તરત બધાં સુખનાં સુવર્ણસ્વપ્નાં દેખાતાં બંધ પડી જાય છે। મ્હોં પરથી નૂર ઉડી જાય છે; બસ, ચિન્તા, ઉદાસીનતા, ગમગીની, બીજું કાંઇ નહીં। ગાલ પર તંદુરસ્તીની લાલી નહીં, કપાળ પર ઊંડી ઊંડી કરચલીઓ! સારૂં પે જીવન જે બાલ્યાવસ્થાની તાજગી અનુભવે છે, પ્રભાતના પવન જેવો મુક્ત, નવવિકસિત પુષ્પ જેવો સુકોમળ અને ઝાકળબિન્દુ સમાન પવિત્ર રહે છે, તેને ધન્ય છે, ધન્ય છે!

૬ નાનાં છોકરાંછોકરીને વિષયસુખનું ભાન હોતું નથી, તેજ રીતે સંસારી જીવને સમાધિના અવર્ણ્ય આનન્દનો ખ્યાલ સુધ્ધાં આવી શકતો નથી.

૭ સંસારાસક્ત જીવ કામિની-કાંચનની મોહિનીમાંથી સહેલાઇથી મુક્ત થઈ શકતો નથી, તેમજ પોતાનું મન ઈશ્વરમાં પરોવી શકતો નથી. જીંદગીમાં ભલેને અનેક દુઃખ આવી પડે, આઘાતો સહેવા પડે, પણુ તેને ચેતના થતી નથી.

૮ સંસારાસક્ત જીવનું લક્ષણુ એ, કે જે કંઈ ધર્મની અંધાણું હોય, તે બધાનો ત્યાગ કરવો. કથાવાર્તા, સ્તોત્રસ્તવન, ભજન-કીર્તન એવાં બધાંમાં પોતે તો ભાગ લેતો નથી, પણુ બીજાં કોઇને પણ ભાગ લેવા દેતો નથી. ધાર્મિક સમાજોની, શ્રદ્ધેય પવિત્ર પુરુષોની, અને પ્રભુપ્રાર્થનાદિની જે મશ્કરી ઉડાવે છે, તે નક્કી સંસારમાં રચ્યોપચ્યો રહેતો નારકી જીવ છે.

૯ કેટલીક વાર મારી પાસે પવિત્ર ભક્તો સાથે નારકી જીવો પણુ આવે છે. આવા લોકોને ધાર્મિક વાર્તાલાપ ગમતો નથી, તેથી જ્યારે ઈશ્વર અને અધ્યાત્મિકતા સંબંધી બાબી વાતચીત ચાલે છે, ત્યારે

તેમને ઠીક પડતું નથી. શાંત થઈને બેઠા રહેવાનું પણ તેમને ફાવતું નથી, અને તેથી પોતાના મિત્રોના કાનમાં ઘુસપુસ કરવા લાગે છે, -"હવે અહીંથી ક્યારે ઊઠવું છે! હજી કેટલોક વખત લાગશે?" વખતે વખતે તેમના મિત્રો કહે, "જરા રાહ જુઓ, હમણાં જ ઊઠીએ." છેવટે આવા જવાબ સાંભળી એ લોકો એટલા બધા કંટાળી જાય છે કે, "અમે તો હવે જરા નદી કાંઠે જઈએ છીએ. તમે તમારે વાતો કર્યા કરો." એમ કહી તેઓ ચાલતી પકડે છે.

૧૦ જેમ પારેવાની ડોકમાં અનાજના દાણા ભર્યા હોય છે, તેમ આવા માણસોનાં હૃદયમાં કેવા કેવા સાંસારિક વિચારો અને કેવી કેવી લૌકિક અભિલાષાઓ ભરેલી હોય છે, તે તેમની સાથે વાત કરતાં તરત જ જણાઈ આવે છે.

૧૧ પાપી માણસનું હૃદય વાંકડીઆ વાળ જેવું છે. ગમે તેટલી મહેનત કરશો તો પણ એવો વાળ સીધો નહીં થાય. તે જ રીતે દુષ્ટાત્માઓ કદી પણ સરળ, સીધા અને પવિત્ર થતા નથી.

૧૨ સાધુનું કમંડળ ચાર ધામ ફરી આવે છે, છતાંયે પહેલાંના જેવું જ કડવું રહે છે. સંસારી જીવોનો પણ આવો જ સ્વભાવ છે.

૧૩ કાચી માટીમાંથી કુંભાર ફાવે તે ઘાટ ઘડી શકે છે. પણ પકવેલી માટીમાંથી પછી બીજું કાંઈ થઈ શકતું નથી. આ જ પ્રમાણે જે હૃદય વિષય-કામનાઓથી દગ્ધ થઇ ગયું છે, તેના ઉપર ધાર્મિક ભાવનાઓની અસર પડતી નથી. અને પછી તેમાંથી બીજું સુંદર રૂપાન્તર થઇ શકતું નથી.

૧૪ જેમ પાણી પત્થરને પલાળી શકતું નથી તેમ ધાર્મિક ઉપદેશ બદ્ધ જીવ પર જરાયે અસર કરી શકતો નથી.

૧૫ જેમ ખીલો પત્થરમાં પેસી શકતો નથી, પણ પોચી જમીનમાં ઊંડો ઊતરી જાય છે, તેમ પવિત્ર પુરુષોનો ઉપદેશ વિષયાસક્ત ઉપર પ્રભાવ પાડી શકતો નથી, પણ ભાવિક હૃદયોમાં ઊંડો ઊતરી જાય છે.

૧૬ જેમ પોચી માટી ઉપર સહેલાઈથી છાપ પાડે છે, પણ કાળમીંઢ પત્થર પર જરાયે અસર થતી નથી, તેમ ઈશ્વરનું જ્ઞાન ભક્ત હૃદય પર ચોંટી જાય છે, પણ બદ્ધ જીવ તો એમનો એમ જ રહે છે.

૧૭ જેમ ગરનાળાનું પાણી એક બાજુથી આવે છે અને બીજી બાજુએથી નીકળી જાય છે, તેમ સંસારીઓને કરેલો ઉપદેશ એક કાન દ્વારા મનમાં પેસે છે, અને કંઈ પણ અસર કર્યા વિના બીજે કાને થઈને નીકળી જાય છે.

૧૮ જે દોણામાં એક વાર પણ દહીં રાખવામાં આવ્યું હોય, તેમાં દૂધ રાખવામાં આવે તો દૂધ બગડી જવાનો સંભવ છે. એવા દૂધને ચૂલા ઉપર પણ મૂકાય નહીં, કારણ તે ફાટી જાય; તેથી આવું દૂધ નકામા જેવું છે. અનુભવી ગુરુ ઊંચા પ્રકારનું આધ્યાત્મિક જ્ઞાન આસક્ત જીવને આપતા નથી, કેમકે એવા માણસ તો તેનો અવળો અર્થ સમજી, પોતાના સ્વાર્થ માટે જ તેનો ઉપયોગ કરવા લાગે છે. આવા માણસોને ગુરુ પરમાર્થનું કામ ચીંધતાં પણ અચકાય છે, કારણ કે ગુરુ તેની ભલમનસાઈનો વધારે પડતો લાભ લે છે, એમ તેના મનમાં થાય છે.

૧૯ તેની ઇચ્છા થાય તો પણ માણસ સંસારનો ત્યાગ કરી શકતો નથી. આ જગતમાં ફળ દેવાને તત્પર થયેલાં પ્રારબ્ધ અને સંસ્કાર આડાં આવે છે, એક દિવસ એક યાત્રીએ કોઇ રાજાને પોતાની પાસે બેસી ઈશ્વરનું ધ્યાન ધરવાને કહ્યું. રાજાએ તેમને જવાબમાં કહ્યું કે, "બાપુ! મારાથી તેમ બને એવું નથી. તમારી સાથે રહું તો પણ ભોગાસક્તિ મારો કેડો છોડવાની નથી. મારા વિષય-ભોગ હજી બાકી હોવાથી તો હું આ જંગલમાં રહું તો પણ મારી આસપાસ એક રાજ્ય ઊભું થવાનો સંભવ છે!

(શ્રી રામકૃષ્ણ પરમહંસની ઉપદેશવાણીમાંથી)



# સિદ્ધિનો માર્ગ

લે. શ્રી. વજુ કોટક.

ઘણા માણસો માત્ર મનોરથની સુલાયમ ભૂમિ ઉપર પોતાનો રથ ચલાવ્યે રાખે છે. એમનું મન રોજ નવા નવા નિશ્ચયો કરતું હોય છે. આજે આ કરવું છે, કાલે પેલું કામ પતાવવું છે અને આટલા વખતમાં આ વસ્તુ પાર પાડવી છે એવા એવા વિચારોનું એ ભરતકામ કર્યા કરે છે. પણ આવી તરંગી દુનીયામાં વસનારા માનવીઓમાં એક ખાસ ખૂબી હોય છે. અને તે એ કે એમનું મન દોડે છે પણ તન કંઈ કામ કરતું નથી! નિશ્ચય કર્યા પછી કામ કરવા માટે જે બળ જોઇએ એ એમની પાસે નથી. અને એક વસ્તુ પકડીને એમાં આરપાર ઊતરી જવાની તાકાત નથી. મનોરથની સાથે જો રચનાત્મક શક્તિનાં ચક્રો ન હોય તો એ રથ આગળ વધતો નથી. મનના રેશમી પડદા પર અનેક જાતનાં ચિત્રો આકાર લેતાં હોય પણ જ્યાંસુધી ચિત્રકાર હાથમાં પીંછી લઈને મહેનત કરતો નથી ત્યાંસુધી એ કલાકારની કોઇ કિંમત કરતું નથી. અંતરના તાર ઉપર કાવ્યની ઝણઝણાટી ઊઠતી હોય પણ કવિ જ્યાંસુધી શબ્દોની સુરાવટ ગોઠવતો નથી ત્યાંસુધી એને કોઇ ઓળખી શકતું નથી.

પ્રેરણા પાછળ પરસેવાનું પાણી ન વરસે તો એ પ્રેરણા થોડા વખતમાં જ તરણા જેવી બની જાય છે.

ઘણા માણસો બ્હાનાં કાઢે છે કે અમારી યોજનાઓ મહાન છે, અમારા વિચારો જગતને આંજી નાખે એવા છે પણ શું કરીએ, સંજોગો નથી, અનુકૂળ વાતાવરણ નથી અને અમને કોઈ પ્રોત્સાહન આપનાર નથી. જે બુદ્ધિશાળી લોકો કંઇ કરવા નથી માગતા અથવા કાર્ય કરવાની શરૂઆતથી ડરે છે એ લોકો આવા સત્વહીન શબ્દો ઉચ્ચારે છે અને હાથ જોડીને ખૂણે બેસીને ફાંફાં માર્યા કરે છે. પણ સત્ય હકીકત તો એ છે કે મહાન કાર્ય કરવા માટે કદી પણ અનુકૂળ સંજોગો મળતા જ નથી. માણસની મહત્તા કે એની પ્રતિભા ત્યારે જ ખીલી ઊઠે છે કે જ્યારે એ કમ્મર કસીને મુશ્કેલીઓ સામે ઝઝુમતો હોય. જેમ જેમ આફતોના પહાડ ફાટતા જાય છે તેમતેમ તેમની શક્તિ કાર્યની સિદ્ધિ માટે પ્રચંડ સ્વરૂપ ધારણ કરતી જાય છે. નદી જ્યારે પહાડમાંથી નીકળે છે ત્યારે તે એમ નથી કહેતી કે 'મારી સામે પત્થરો ખડકાયા છે, હું કેવી રીતે આગળ વધીશ.' એ તો માર્ગ ઉપર પથરાએલા પત્થરો સામે માથાં ઝીંકે છે, એમના ટુકડા કરી નાખે છે, ઘસી નાખે છે, પોતાનો પ્રવાહ વેગવંતો બનાવે છે અને આખરે સાગરને ભેટે છે. કિનારા ઉપર કાળમીંઢ પત્થરના પહાડ ઊભા છે એ જોઈને સાગરનાં મોજાંઓ અર્ધે રસ્તેથી પાછાં ફર્યાં હોય એ જાણ્યું નથી. આકાશમાં ચારેબાજુ ઘનઘોર વાદળાં છે અને તેથી મારો પ્રકાશ પૃથ્વીના પટ ઉપર નહીં પહોંચે એવો ભય રાખીને સૂર્ય જલ્દી આથમી ગયો હોય કે ન ઊગ્યો હોય એવું કદી બન્યું નથી. જેને કંઇ કરી બતાવવું છે, પ્રકાશવું છે, ખીલી ઊઠવું છે અને સિદ્ધિના સાગરને ભેટવું છે એને કદી પણ પ્રતિકૂળ સંજોગોની શરમ લાગતી નથી. વિજય મળે કે પરાજય એની પરવા કર્યા વિના એ પોતાનું કાર્ય શરૂ કરી દે છે. ઇતિહાસને પાને નોંધાયેલા એવા કયા મહાપુરૂષના માર્ગ ઉપર ગુલાબના બાગ બિછાવ્યા હતા એ કોઈ કહેશો? જે કંઇ આ જગતમાં મહાન અને ભવ્ય બન્યું છે એની શરૂઆત સદા નાની જોવામાં આવી છે. કરોડો કે અબજોની ઉથલપાથલ કર-

નારા મહાન સોદાગરોએ સૌથી પ્રથમ પાટીમાં એકડો ઘુંટેલો અને રોટલા માટે કોઈના ઓટલા ઉપર પોટલાં બાંધીને બેઠેલા એ ન ભૂલવું જોઇએ.

આમ કહીશ તો લોકો હસશે, તેમ કરીશ તો બીજા ગાળો દેશે અને યોજનાઓ અમલમાં મૂકવા માટે હજુ સંજોગો અવ્યા નથી એવા વિચાર કરનારા કલ્યાણયાત્રા શરૂ કરી શકતા નથી. એમનું મન ભલે પહાડના શિખર ઉપર બેસી ગયું હોય પણ તન તો તળેટીનાં તણખલાં તોડતું હોય છે. કોઈપણ કાર્ય કરવા માટે જીવનમાં ડગલે અને પગલે મુશ્કેલીઓ તો ઊભી જ રહેવાની છે. નાની એવી આફતથી અથડાઇ જવાનો ડર રાખનારા ભલે ગમે એવા બુદ્ધિશાળી હોય, ગમે એવા એમના વિચારો હોય, પણ એ બધું નકામું છે. એમના વિચારો કાગળના ફૂલ જેવા છે, જેમાં સૌન્દર્ય છે પણ સુવાસ નથી.

વિચારોમાં સુગંધ તો ત્યારે જ પ્રગટે છે કે જ્યારે એમાં શકિતનું થોડું સિંચન કરવામાં આવે. અનેક જાતના વિચારો કરવા કરતાં એક જ વિચારનો અમલ કરનાર ધરતીને ધ્રૂજાવી શકે છે. એક જ વિચાર કરીને નીકળી પડેલા મહાન મુસાફર કોલંબસે અમેરિકા શોધી કાઢયો અને દુનિયાની ભૂગોળ ફરી ગઈ. સત્ય અને અહિંસાની પાછળ એક વણિકપુત્રે જીવનસમર્પણ કર્યું અને તે મહાત્મા ગાંધી બની ગયા. એક જ વિચારની પાછળ સર્વ શકિતઓનું સમર્પણ કરનારને અનેક જાતની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

આચાર વિનાનો વિચાર ગમે તેવો સુંદર હોય પણ જો એનો અમલ કરાવવામાં આવે તો, તે, માણસના મન ઉપર સદા અત્યાચાર કર્યા કરે છે. અને પરિણામે એની કાર્યશકિતને મારી નાખે છે. કાર્યશકિત ઉપર જ્યારે કાટ ચઢી જાય છે ત્યારે બુદ્ધિશાળી માણસની સ્થિતિ ધોબીના પેલા શ્વાન જેવી થાય છે—નહિ વાટનો કે નહિ ઘાટનો !

## પ્રભુની પ્રીત

પ્રીત પ્રભુની કર આવી, જગતમાં પ્રીત...
જે જીવનથી સહુ જન જાગે,
પલટાવે નિજ ભાવિ. જગતમાં૦
જે મૃત્યુમાં પણ નિર્ભયતા,
સહજે દે પ્રકટાવી. જગતમાં૦
સહુના હિતમાં માને હિતને,
મમતા મોહ વિલાવી. જગતમાં૦
ભેદ જગતના જુએ અભેદે,
પ્રેમ પ્રભુથી લગાવી. જગતમાં૦
સર્વમાં ભાવે પૂજે પ્રભુને,
અનેકે એક માનવી. જગતમાં૦
દીન દુઃખીનાં દુખડાં હરતો,
કર કર્તવ્ય નિજ ધારી. જગતમાં૦

— શ્રી પુરુષોત્તમદાસ શાહ.

# ખાનેવાલેકા નામ દાનેદાનેમેં લિખ દિયા હૈ

લે. શ્રી. ઈશ્વરલાલ જી. વૈદ્ય

સત્સંગમાંથી સાંપડેલું આ વાક્ય જ્યારે અનુભવમાં આવે છે ત્યારે પ્રભુભક્તિના માર્ગમાં પગલાં ભરનારાઓને અવનવા આનંદ સાથે પ્રકાશ મળતો રહે છે. જેથી અનુભવીઓ કહી ગયા છે કે સત્સંગનો પ્રભાવ અદ્વિતીય છે. આધુનિક કેળવણીથી પશ્ચિમની સંસ્કૃતિમાં રંગાએલાઓ આજે માની રહ્યા છે કે તેઓ સવારે જે વાતનાં વખાણ કરે છે, તે જ વાતમાં સાંજે દોષ જુએ છે. છતાં માને છે કે એમનો છેલ્લામાં છેલ્લો અભિપ્રાય એ જ સૌથી સાચો અભિપ્રાય છે. પરંતુ પરમકૃપાલુ પરમાત્માની અકળિત કળાનો કોઇ પાર પામી શક્યું નથી. જેથી સ્વાભાવિક રીતે અજ્ઞાનના આવરણોમાં અથડાયા કરે છે.

કોઈ એક ગામમાં એક ખેડૂત રહેતો હતો. તેની સ્ત્રી સદ્‌ગુણી, સાદી, સરળ અને ધાર્મિક વૃત્તિવાળી હતી. પોતાના પતિની સેવા, અને ઘરના બધા કામકાજમાંથી પરવારી જ્યારે વખત મળતો ત્યારે તે હંમેશાં પ્રભુસ્મરણ કરતી અને ધાર્મિક માસિકો અને પુસ્તકો વાંચીને તેમાંથી અખૂટ આનંદ મેળવતી.

એક વરસે આ ખેડૂતે જુવારની ખેતી કરી. આ [illegible] એના ખેતરમાં જુવારનો પાક સારો જણાયો. [illegible]ક દિવસ તે આખા ખેતરમાં ફરી રહ્યો હતો ત્યારે [illegible] દૃષ્ટિ એક કણસલા પર પડી. આ કણસલું આખા [illegible] મોટામાં મોટું અને હજારો કણસલાંમાંથી જુદું જ તરી આવતું હતું. એના પર લાગેલા બધાજ દાણા એકસરખા મોતીના દાણા જેવા હતા. એ જોઇને ખેડૂતે વિચાર કર્યો કે આ કણસલાની જુવાર તો મારે જ ખાવી. એટલે આ છોડના રક્ષણ માટે, એક કલાકાર પાસે તેણે ભયંકર ચાડીઓ તૈયાર કરાવ્યો અને સાથે એના પર રાત-દિવસની દેખરેખ માટે એક માણસ પણ રોકી લીધો.

જોતજોતામાં જુવારનો પાક તૈયાર થયો તે વખતે આ કણસલું બરાબર બે રતલ વજનનું ઊતર્યું. તેને સાચવીને ઘેર લાવી વ્યવસ્થિત રીતે કબાટમાં મૂકી દીધું.

એક દિવસ તેણે એના બધા સ્નેહીઓને બોલાવી આ કણસલું બતાવ્યું; આ જોઇને એ લોકો ઘણા ખુશી થયા. એમાંના એક સ્નેહીએ કહ્યું કે આ કણસલાની જુવાર તમો બરાબર સાચવી રાખજો અને આવતે વરસે જેટલી કાળજી તમોએ એક કણસલાના રક્ષણ પાછળ કરી તેટલી, એની જુવાર જેટલા ભાગમાં ઊગે તેટલા ભાગમાં, રાખજો. આ સાંભળી ખેડૂતે ઉત્તર આપ્યો કે આ કણસલાની જુવારના રોટલા હું જ ખાઇશ. વાત પતી ગઇ.

એક દિવસ ખેડૂતે પોતાની સ્ત્રીને કહ્યું કે આ જુવાર દળી એમાંથી બે રોટલા મારે માટે જ બનાવજે. સ્ત્રીએ પોતાના પતિની આજ્ઞા પ્રમાણે તૈયાર કરવા માંડ્યું.

સાંજે ખેડૂત ઘેર આવ્યો ત્યારે એણે સ્ત્રીને કહ્યું કે આજે તાપ ખૂબ લાગે છે એટલે ચોકમાં જમવાનું રાખજે. સ્ત્રી ભાણું ચોકમાં લઇ ગઇ ભાણું મુકી પાછા રોટલા ઘડવા અંદર જતી રહી. આ અરસામાં તે ખાવા જાય તે પહેલાં પાછળની કોઢમાં કોઈ મારકણું ઢોર પેસી ગયું અને ગાય તથા બળદો સાથે તોફાન મચાવવા લાગ્યું. આ જોઇને ખેડૂત તુરત પાટલા પરથી ઊઠી પેલા ઢોરને હાંકવા ગયો કે તરત જ ઝાડ પર બેઠેલો એક કાગડો ઊડી આવ્યો અને ભાણામાંથી એક રોટલો ઉઠાવી ઊડ્યો. તે જોઇ ખેડૂતે બૂમ પાડતાં પત્થર માર્યો એટલે ગભરાટથી કાગડાના મોંમાંથી રોટલો નીચે પડી ગયો. તે જોઇને પાસે આવી પહોંચેલું એક કૂતરું આ રોટલો ઉપાડી ચાલતું થયું. હવે શું થાય? બનવાનું બની ગયું. હવે ભાણામાં રહેલો રોટલો પણ કાગડાએ બગાડ્યો હોવાથી ભાણું કેમ જમાય? એટલે એ ભાણું ગાયને ખવડાવી દીધું.

આ દરમ્યાનમાં એક સાધુએ બારણે આવી ભિક્ષા માગી. બાઇએ તુરત એને ભિક્ષા આપી સંતુષ્ટ કર્યો. ભિક્ષા લઇ રહ્યા પછી સાધુએ આ ખેડૂતને બધાંના ભેગા થવાનું અને ઘોંઘાટનું કારણ પૂછ્યું. એના જવાબમાં ખેડૂતે અથથી ઇતી સુધી એટલે જુવાર વાવી ત્યાંથી રોટલા થયા ત્યાંસુધીની હકીકત પેલા સાધુને કહી સંભળાવી. અને વાત કરતાં વિચારમાં ને વિચારમાં સ્તબ્ધ બની રહ્યો.

"આ જોઈ-સાંભળી સાધુએ કહ્યું;" યે સબ પ્રભુકી લીલા હૈ, ઈસ સંસારી માયામેં અપના કુછ હૈ નહિ. "ખાને

વાલેકા નામ દાનેદાનેમેં લિખ દિયા હૈ." સોચ ક્યોં કરતા? રાત દિન પ્રભુકા સ્મરણ કરતે રહો, પ્રભુ સબ લેગોકા કલ્યાણ ચાહતા હૈ."

આટલું કહી આશીર્વાદ આપી સાધુ ચાલ્યો ગયો.

આ ખેડૂતનું કુટુંબ આમ સંસ્કારી હતું. એટલે સત્યની ચિનગારી પડતાં એનામાં જ્ઞાનની જ્યોત પ્રગટ થઈ. અને ઘડીભર મનમાં વિચારી રહ્યો કેઃ—

ખરેખર! મહિનાઓના પરિશ્રમથી સાચવેલા, આ એક જ કણસલાનો હું માલિક રહ્યો નથી. તો આ આખા, ખેતરમાં મારું શું હોઈ શકે! એમ વિચારી ત્યારથી જ એણે અહોનિશ પ્રભુસ્મરણમાં પોતાનું મન પરોવી દીધું.

પ્રભુકૃપાથી બીજે વરસે પણ જુવારનો પાક સારો થયો ત્યારે તેણે પોતાના ખપત જેટલી રાખી, થોડી જુવાર પોતાના સંસારના ખર્ચાના નિભાવ માટે ઓછા પૈસાથી વેચી દીધી અને બાકીની ગરીબોને વહેંચી દીધી. ધીમે ધીમે આ કુટુંબની પ્રભુપ્રત્યે શ્રદ્ધા વધવા લાગી. ધીરે ધીરે આ કુટુંબ પ્રભુભક્તિ કરતું અનોખો આનંદ માણી રહ્યું. ૫૨.૨



એક પ્રશ્નોત્તર

## ભક્તિમાર્ગમાં જોડાવા માટે શું કરવું?

વહાલા ભાઈ! ભગવાન કૃપાળુ છે. તે આપણી જેવી યોગ્યતા હશે અને જે વસ્તુ આપણે આપણે માટે સૌથી વધુ હિતકારી હશે તે જ આપણી આગળ લાવીને મૂકશે—માટે જે સ્થાને જે સ્થિતિમાં આપણને તેણે મૂક્યા હોય, જન્મ આપ્યો હોય અને આપણને જે જે કામો સોંપ્યાં હોય તે, પ્રભુએ જ સોંપેલાં જાણી તેમને પ્રમાણિકતાથી, ચીવટથી અને સારી રીતે કર્યે જવાં જોઈએ એમ કરવાથી જ આપણી યોગ્યતા વધે છે. અને આપણી લાયકાત વધતાં તે આપણને બીજાં આગળનાં કામો સોંપે છે. તેનાં સોંપેલાં કામોનું નિષ્કપટભાવે પ્રેમથી પાલન કરવું તેમાં જ સાચો ભક્તિમાર્ગ છે. ભક્તિમાર્ગનો વેશ ભજવવાનો હોતો નથી. ભગવાનને આપણી પાસે જગતનાં કામ કરાવવાં ન હોત તો તે આપણને આ જગતમાં મૂકત જ નહિ. માટે અનીતિ, દંભ, ગર્વ, ક્રોધ, લોભ તથા ઇન્દ્રિયોને તાબે ન થતાં જેમ બને તેમ સારી રીતે ભગવાને સોંપેલાં કર્તવ્યોનું પાલન કરો. તેમ કરવાથી જ ભગવાન તમારું ભલું કરશે અને તમને સારા માર્ગમાં મૂકશે. તમારી ચિન્તા તેને છે. તમને આ જગાએ જન્મ આપનાર અને આ સ્થિતિમાં મૂકનાર પણ ભગવાન જ છે. માટે તેણે જે કાર્યો સોંપ્યાં હોય તે બજાવો. અને તેણે જે શક્તિ આપી હોય તેના વડે બીજા જીવોનું ભલું કરો. સ્વાર્થ, વાસનાઓ કે દંભને વશ ન થતાં ઇશ્વરે સોંપેલ કર્તવ્યનું અનાસક્તિથી સારી રીતે પાલન કરવું તેમાં જ ઇશ્વર પ્રત્યેની આપણી ભક્તિ અદા થાય છે.

—જયનારાયણ ભટ્ટ.

ધર્મ વિના માણસ રહી જ શકતો નથી. જંગલી મનુષ્યના ઘણાખરા વ્યવહાર પશુના જેવા હોય છે. તથાપિ એ પણ છેક ધર્મ વિનાનો હોતો નથી એ પણ નદી, વૃક્ષ, સર્પ વગેરેમાં પોતાના કરતાં અધિક કોઈ અલૌકિક શક્તિ જુએ છે, અને તેને પૂજે છે તથા એ રીતે પોતાની ધર્મની લાગણી સંતોષે છે. નાસ્તિક માણસ ઇશ્વરી સત્તા માનતો નથી, પરંતુ એને બદલે તેને ધન, કીર્તિ, રાજ્યસત્તા વગેરે આ દુનિયાની શક્તિઓને ઇશ્વરની માફક પૂજવી પડે છે. એગી કરીને ખરા ઇશ્વરને હૃદયમાંથી દૂર રાખતા જતાં દુનિયાની ખોટી વાસનાઓ તેને ઠેકાણે ભરાઈ બેસે છે, અને આત્માને ડુબાડે છે.

श्री महाशक्तिविजयतेतराम् ।

# શ્રી મહાશક્તિ સેવાસંઘના સભ્ય થનારાઓને તેમજ પ્રચારકોને



શ્રી મહાશક્તિ સેવાસંઘના સભ્ય બનવા માટે બહારગામથી ઘણા ભાઈઓ કવરમાં ચાર આનાની ટિકિટ બીડે છે, જેથી તેમને રૂા. ૦-૪-૦ ના સભ્ય થવામાં રૂા. ૦-૬-૦નું ખર્ચ થાય છે. આવા ઘણા ભાઈઓ એક જ ગામના પણ હોય છે. તેઓ જો ચાર કે તેથી વધુ જણા થઈને સભ્ય ફી મનીઑર્ડરથી મોકલે, તો બધાની ફી બે આનાના ખર્ચમાં જ અમને મળી જાય. સભ્ય થનાર ચારથી પાંચ ભાઈઓનાં નામ મનીઑર્ડરની કુપન નીચે લખી શકાય એટલી જગા હોય છે. તે કુપન ઉપરથી અમે સભ્યોનાં નામ નોંધી શકીશું. અને જો શભ્ય વધારે થતા હોય તો એક પોસ્ટકાર્ડમાં પણ બધાનાં નામ મોકલી શકાશે. સામટી સભ્ય ફી મોકલવાથી મોકલવાનો જુદોજુદો ખર્ચ બચી જશે અને સંસ્થા પણ તેની પહોંચ એક જ બુકપોસ્ટમાં સામટી મોકલશે એથી તેને પણ એટલો પોસ્ટેજનો ફાયદો રહેશે. પચીસ-પચાસ કે તેથી વધુ સંખ્યામાં સભ્યો કરવાની ઈચ્છા ધરાવનાર ભાઈ બ્હેનોએ અમારી પાસેથી પહોંચબુકો મંગાવી લેવી. અમારી ઇચ્છા ગામેગામ ધર્મનો પ્રચાર કરવાની હોવાથી જુદાંજુદાં દરેક ગામોનાં સેવાભાવી ભાઈ-બ્હેનો પોતપોતાનાં ગામોમાં આનો પ્રચાર કરી સહકાર આપશે એવી આશા છે. આપના સહકાર-અનુસાર આપને પ્રચારનું સાહિત્ય તેમજ તેની વધુ માહિતી મોકલી આપવામાં આવશે. **આગામી દીપોત્સવીના શુભ દિવસો દરમિયાન આપને રૂા. ૦-૪-૦ સભ્યો બનાવવાની સારી તક રહેશે.** ૧૦૦ ઉપરાંતની સંખ્યામાં સભ્યો કરનાર ભાઈ-બ્હેનોનાં નામ સંઘ તરફથી પ્રકટ થનાર '**શ્રી મહાશક્તિ**' માસિકમાં જાહેર કરવામાં આવશે. શ્રી જગદંબા માતાજીના દરેક ભક્તની આ કાર્યમાં પોતાનો ફાળો આપવાની ફરજ છે.

## શ્રી મહાશક્તિ માસિક

આ માસિકનાં ગ્રાહક થનાર ભાઈ-બ્હેનોએ લવાજમના રૂ. ૪-૦-૦ મનીઑર્ડરથી મોકલી આપવા અથવા માસિક પ્રગટ થયે વી. પી. થી મોકલવા ઑર્ડર નોંધાવવો. કારણ કે મર્યાદિત સંખ્યામાં જ તેની નકલો છાપવાની છે. પ્રથમ અંક ૨૦૦ પૃષ્ઠ અને ૧૦૦ ચિત્રોનો પ્રકટ થશે.

જે ભાઈઓના ગામમાં માતાજીનું મંદિર કે તીર્થસ્થાન હોય તેની વિગતવાર માહિતી અને તેની વ્યવસ્થા સંબંધી સમાચાર તેમજ તેનો ફોટો તેઓ મોકલાવશે તો તે યથાસમયે માસિકમાં છાપવામાં આવશે. આવા ભાઈઓ તેની માહિતી આપી તેમજ શ્રી મહાશક્તિ સેવાસંઘના પ્રચારનું સાહિત્ય મંગાવી લઈ તે કાર્યમાં સંઘને સહકાર આપશે એવી આશા છે.

**શ્રી મહાશક્તિ સેવાસંઘ** સલાપસ ક્રોસરોડ, **અમદાવાદ.**

# અધ્યાત્મ ભાગવત

લે. સ્વામી શ્રી. માધવતીર્થજી

## શકટાસુર અને તૃણાવર્તની માયા

(ગતાંક પૃષ્ઠ ૬૬૬ થી ચાલુ)

પરીક્ષિત રાજા કહે છે કે ભગવાન હરિએ જેજે અવતાર ધારણ કરી જેજે સંભળાવવા લાયક લીલાઓ કરી તેથી મારા મનને આનંદ થાય છે. તેનાથી માણુસના ચિત્તનો મેલ દૂર થાય છે અને વિષયતૃષ્ણા શમી જાય છે, તેનાથી અંતઃકરણ શુદ્ધ થાય છે અને ભક્તિ વધે છે. પરીક્ષિતનો ભાવ વધતો હતો એ જાણીને શુકદેવજી હવે શકટાસુર અને તૃષ્ણાવર્તની કથા પરીક્ષિત રાજાને કહે છે.

શકટાસુરના ત્રણ અર્થ થાય છે શકટ એટલે ગાડું. ઉપનિષદમાં માણુસના શરીરને પણ રથ અથવા ગાડું કહે છે. જ્યારે માણુસની અંદર દેહનું અભિમાન ઉત્પન્ન થાય તે વખતે શકટરૂપી અસુર આવ્યો એમ સમજવાનું છે. શ્રીકૃષ્ણ ઉપનિષદમાં શકટાસુરને લોભનું રૂપ આપેલ છે. લોભ ઉત્પન્ન થાય ત્યારે પણ દેહનું અભિમાન આવે છે, જીવ પોતે ધ્યાન કરીને પછી બહાર વૃત્તિમાં આવે ત્યારે પણ દેહનું અભિમાન ઉત્પન્ન થાય છે. આંહી શ્રીમદ્‌ભાગવતમાં કથાનો પ્રસંગ એવો આવે છે કે એકવાર શ્રીકૃષ્ણના ઔત્થાનિક અભિષેકનો ઉત્સવ હતો. નાના બાળકને બહાર કાઢવાનો પ્રસંગ આવે તેને ઔત્થાનિક પ્રસંગ કહે છે. જ્યારે આત્માકાર થયેલ વૃત્તિ બહાર નીકળે ત્યારે તે દશાને પણ ઉત્થાન કહે છે, અથવા વ્યુત્થાન-દશા કહે છે. તે વખતે નંદરાયજીએ અને યશોદાજીએ બ્રાહ્મણોને દાન આપ્યાં અને પુત્ર કૃષ્ણને નિદ્રા આવે છે એમ જાણી તેમને એક ગાડાની નીચે સુવરાવી દીધા. થોડી વાર પછી શ્રીકૃષ્ણ ધાવવા માટે રોવા લાગ્યા પણ યશોદાજી મહેમાનોનો સત્કાર કરવામાં રોકાયેલ હોવાથી તેમણે શ્રીકૃષ્ણનું રોવું સાંભળ્યું નહિ. તેથી શ્રીકૃષ્ણને ગુસ્સો આવ્યો અને પગની પાટુ મારી ગાડાને ઊંધું પાડી નાખ્યું. એ ગાડામાં જે દૂધ દહીં વગેરેની ગોળીઓ ભરેલી હતી તે ફૂટી ગઈ અને તેનાં પૈડાં વગેરે તૂટી ગયાં. આ દેખાવ જોઈને નંદરાયજી યશોદાજી અને બીજા ગોવાળીઆંને આશ્ચર્ય થયું કે આ ગાડું પોતાની મેળે ઊંધું કેમ પડી ગયું. ત્યાં જે બાળકો રમતા હતા તેમણે કહ્યું કે શ્રીકૃષ્ણે જ રોતારોતાં પગની પાટથી તેને ઊંધું પાડી દીધું છે. પણ મોટા માણુસોને એ વાત ઉપર વિશ્વાસ આવ્યો નહિ. **अप्रमेयं बलं तस्य बालकस्य न ते विदुः॥** (૧૦-૭-૧૦) તેઓને એ બાળકના અતુલિત બળની ખબર નહોતી.

આંહી કથાનો ભાવાર્થ એવો છે કે માણુસોની વૃત્તિ જ્યારે બહિર્મુખ થાય છે ત્યારે દેહનું અભિમાન (શકટાસુર) આવે છે. તે વખતે દેહના પોષણ માટે દહીં-દૂધરૂપી ઘણાં સાધન ભેગાં કરીને રાખે છે. તેમાં તેમનો એટલો બધો વખત જાય છે કે આત્મારૂપી શ્રીકૃષ્ણ પોતાના તરફ ધ્યાન ખેંચે છે તો પણ જીવ આત્માની વાતો સાંભળતો નથી અને બહારના કામમાં બહુ નિમગ્ન રહે છે. તેથી ભગવાન તેમની સંસારની સગવડો એટલે દહીંદૂધનાં માટલાં ભાંગે છે, કે જેથી જીવને પોતાની ભૂલની ખબર પડે અને જીવ ભગવાન તરફ વળે. માણુસના જીવનમાં દૂધ, અનાજ વગેરેની જરૂર છે પણ તે કામમાં આખું જીવન વ્યતીત કરવું જોઈએ નહિ. ભગવાનને ધાવવાની ઇચ્છા થઈ એટલે જીવ-બ્રહ્મની એકતાનો પ્રસંગ આવે ત્યારે ઘરનાં બીજાં કામ પડતાં મૂકીને ધ્યાન-ભજન કરી લેવું જોઈએ. તેને બદલે યશોદાજીએ ભગવાનનું રોવું બિલકુલ સાંભળ્યું નહિ અને મહેમાનોને ખુશી રાખવા તરફ ધ્યાન રાખ્યું તે ભૂલ હતી. ગાડું ઊંધું પડી ગયા પછી યશોદાજીને પોતાની ભૂલની ખબર પડી. માણુસોના સંસારમાં વિઘ્નો આવે છે ત્યારે જ તેઓ ભગવાન તરફ વળે છે.

હવે યશોદાજીએ શ્રીકૃષ્ણને સ્તનપાન કરાવ્યું. મોટા ગોવાળીઓએ ગાડાને સીધું કર્યું અને તેના ઉપર બધી સામગ્રી ઠીક કરીને પહેલાંની માફક રાખી. પછી નંદરાયજીએ બ્રાહ્મણોને જમાડ્યા અને પુત્ર ગાડા નીચેથી બચી ગયો એ બ્રાહ્મણોની કૃપા સમજી તેમને દાન આપ્યાં.

એક દિવસ યશોદાજી પુત્રને ખોળામાં લઈને રમાડતાં હતાં. તે વખતે શ્રીકૃષ્ણચંદ્રના શરીરમાં પર્વતની માફક ભાર લાગ્યો. તે ભાર યશોદાજી ઉપાડી ન શક્યાં. તેથી બાળકને જમીન ઉપર મૂકી પોતે જગદીશ્વરનું ધ્યાન કરતાં ઘરના કામમાં લાગી ગયાં. મહત્તત્ત્વમાં ચિત્તની સ્થાપના કરવાથી મહિમા નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે

અને શરીરનો ભાર પણ વધે છે. એ સિદ્ધિ ભગવાને આ પ્રકરણમાં બતાવેલી છે. આ વખતે કંસે પોતાનો સેવક તૃણાવર્ત નામનો દૈત્ય ત્યાં મોકલ્યો. તે દૈત્ય બાળકને ઉપાડી આકાશમાં લઈ ગયો. તેણે સંપૂર્ણ વ્રજમંડળને ધૂળથી એવું આચ્છાદિત કરી દીધું કે લોકોની આંખો બંધ થઇ ગઇ. તે ભયાનક શબ્દો કરતો દશે દિશામાં ફરવા લાગ્યો. આ પ્રમાણે એક મુહૂર્ત સુધી સંપૂર્ણ વ્રજમાં ધૂળ અને ઘોર અંધકાર છવાઈ ગયો. જ્યાં શ્રીકૃષ્ણને મૂકયા હતા ત્યાં યશોદાજી જોવા ગયાં તો પુત્ર મળ્યો નહિ. તે વખતનું વર્ણન કરતાં શ્રીમદ્‌ભાગવતમાં લખેલ છે કેઃ–

नापश्यत्कश्चनात्मानं परं चापि विमोहितः ।

तृणावर्तनिसृष्टाभिः शर्कराभिरुपद्रुतः ॥ १०-७-२३

અર્થ—તે વખતે વંટોળીયારૂપી તૃણાવર્તે ઊડાડેલી રેતથી લોકો એવા ઉદ્વિગ્ન અને બેશુદ્ધ થઇ ગયા કે કોઇ પોતાને કે બીજાને ઓળખી શકતા નહોતા.

આંહી તૃણાવર્તનું ખરું સ્વરૂપ આપેલું છે. એ જગતની માયા રૂપી વંટોળીઓ છે. તેણે જે માયા રૂપી ધૂળ ઊડાડી છે તેનાથી મનુષ્યો પોતાને કે બીજાને ઓળખી શકતા નથી, અને તેની અંદર રહેલ શ્રીકૃષ્ણ પણ જોવામાં આવતા નથી. આવી માયા માત્ર તે વખતે આવી હતી એમ સમજવાનું નથી. આજે પણ શકટાસુરરૂપી દેહનું અભિમાન અને તૃણાવર્તરૂપી અજ્ઞાનથી સંસારી માણસોની આંખો એવી છવાઇ ગયેલ છે કે તેઓ પોતાનું સ્વરૂપ ઓળખી શકતા નથી. એ કંસરૂપી દ્વૈતભાવની સેના છે. શહેરોમાં અતિશય રજોગુણ રહે છે તેથી માણસના જીવનનો હેતુ શો છે તે જાણવાની ફુરસદ રહેતી નથી. અને ગામડાઓમાં અતિશય તમોગુણ રહે છે તેથી ગામડાના માણસોને આ બાબતમાં રુચિ ઉત્પન્ન થતી નથી. થોડા વર્ષના જીવનને વિષયસુખથી સુખી કરવા કરતાં તેમની વધારે બુદ્ધિ ચાલતી નથી. જીવનનું ખરું તત્ત્વ શોધવામાં ઘણી સૂક્ષ્મ બુદ્ધિની જરૂર છે. જ્યારે તૃણાવર્તરૂપી વંટોળીઓ આવે છે ત્યારે એવાં ચક્કર ઉત્પન્ન થાય છે કે જે ખોટું છે તેને સાચું માની લેવામાં આવે છે અને સાચાનો અનુભવ મળી શકતો નથી. વ્રજ એટલે સંસાર, તેમાં એક મુહૂર્ત સુધી *रजसा तमसावृतम्* એટલે રજોગુણ અને તમોગુણરૂપી ધૂળથી ઘોર અંધકાર છવાઈ ગયો હતો. (૧૦–૭–૨૨)

આવા તીક્ષ્ણ વાયુ અને ધૂળના વરસાદમાં પુત્રનો પત્તો ન લાગવાથી માતા જશોદા અત્યન્ત કરુણાપૂર્વક તેને યાદ કરતી શોક કરવા લાગી. જશોદાજીના રુદનનો સ્વર સાંભળી બીજી ગોપીઓ પણ તેની પાસે આવી.

આંહી વંટોળીઆ રૂપી તૃણાવર્ત જ્યારે શ્રીકૃષ્ણને ઉપાડીને આકાશમાં લઇ ગયો ત્યારે શ્રીકૃષ્ણે પોતાનું વજન વધાર્યું. તેનો ભાર તૃણાવર્ત સહન કરી શક્યો નહિ. તેને એમ લાગ્યું કે તેના ખભા ઉપર એક શિલા પડી છે. વળી શ્રીકૃષ્ણે તૃણાવર્તનું ગળું પકડી રાખ્યું હતું તેથી તૃણાવર્ત તેમને છોડી શક્યો નહિ. તેથી તે નિશ્ચેષ્ટ થઇ ગયો, તેનાં નેત્ર બહાર નીકળી ગયાં. તેનો શબ્દ બંધ થઈ ગયો અને તે પ્રાણહીન થઇ બાળક શ્રીકૃષ્ણના સહિત વ્રજમાં પડયો. પડતાં જ તેના ચુરેચુરા થઇ ગયા. એ દેખાવ ગોપીઓએ જોયો. તૃણાવર્તની છાતી ઉપર શ્રીકૃષ્ણ બેઠા હતા. તેમને કાંઇ ઇજા થઈ નહોતી. ગોપીઓએ શ્રીકૃષ્ણને ઉપાડી માતા જશોદાને સોંપી દીધા. વ્રજમાં બધાને બહુજ આનંદ થયો. બધા એમ કહેવા લાગ્યા કે આ કેવું આશ્ચર્ય છે કે આ બાળકને રાક્ષસ મારવા માટે લઇ ગયો છતાં જીવતો પાછો આવ્યો અને રાક્ષસ પોતે મરી ગયો. સાચી વાત છે કે साधुः समत्वेन भयाद्विमुच्यते (૧૦–૭–૩૧), સાધુજન પોતાની સમતાના કારણથી બધા પ્રકારના ભયથી બચી જાય છે.

દશમ સ્કંધના આવા બીજા બનાવો તપાસતાં માલુમ પડે છે કે જ્યારેજ્યારે આવા પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે ભગવાન પોતાનું વજન વધારતા હતા તથા શરીર વધારતા હતા. તેવી જ રીતે કોઇ પણ જીવને જ્યારે માયાનાં અથવા દ્વૈતનાં આવરણ આવે ત્યારે તેણે પણ પોતાનું દેહાભિમાન છોડીને બ્રહ્મભાવ ધારણ કરવો જોઇએ. બ્રહ્મભાવ એ જ જીવનની વિશાળતા છે. તેનાથી બધાં આવરણ દૂર થઈ શકે છે.

આવરણ દૂર કરવામાં ઘણા માણસોને મુશ્કેલી પડે છે. તે માટે નીચે પ્રમાણે કેટલાંક સાધન પાતંજલ યોગદર્શનમાં બતાવેલ છેઃ–

૧. અભ્યાસ અને વૈરાગ્ય.
૨. ઈશ્વરની ભક્તિ.
૩. એક તત્ત્વનો અભ્યાસ કરવો.
૪. મૈત્રી, દયા, મુદિતા અને ઉપેક્ષા કેળવવી.

૫. રેચક તથા પુરક પ્રાણાયામ.
૬. શોક રહિત જ્ઞાનપ્રવૃત્તિ
૭. વૈરાગ્યવાન પુરુષોના ચિત્ત ઉપર સંયમ કરવો.
૮. ત્રણ અવસ્થાના જ્ઞાનનો વિચાર કરવો.
૯. પોતાને જે ભગવાનનું રૂપ ઇષ્ટ હોય તેનું ધ્યાન કરવું.

ગો શબ્દનો અર્થ જ્ઞાન થાય છે. તેનું પાલન જે ારે તે ગોપ અથવા ગોપી કહેવાય છે. તેમાં કંસરૂપી ાતભાવના તરફથી તૃણાવર્ત જેવાં આવરણો આવ્યા ારે છે. તે આવરણ દૂર કરવા માટે ઉપર પ્રમાણે કેટ- ાક ઉપાયો શાસ્ત્રોમાં બતાવેલા છે. જ્યારે આત્મજ્ઞાન ્થેર થવા માંડે ત્યારે ઋતંભરા પ્રજ્ઞા પ્રાપ્ત થાય છે. ્ેઓના ચિત્તમાં બહુ વિક્ષેપ રહેતો હોય તેમને કેવળ ્ચારથી આત્મજ્ઞાન થતું નથી. તેમને માટે યોગ- ાધનાની જરૂર છે.

જશોદાજીએ શ્રીકૃષ્ણને અદ્ધર કાઢયા તે વખતે આ ાપરનો પ્રસંગ બનેલો છે. તે ઉપરથી સમજવાનું કે ેક જીવની વૃત્તિ જ્યારે બાહ્યમુખ થાય ત્યારે ખાસ ંભાળ રાખવાની જરૂર છે. વ્યુત્થાનકાળમાં અવિવેક ત્પન્ન થતાં વાર લાગતી નથી. માણસ પોતાને કે ીજાને ઓળખી શકતો નથી. વિષય અને ઇંદ્રિયોના ાયોગથી જે અનેક પ્રકારની વૃત્તિઓ ઉત્પન્ન થાય છે ા બુદ્ધિનો ધર્મ છે, પુરુષનો ધર્મ નથી. પુરુષ તો જ્ઞાન- વરૂપ જ છે. પરંતુ ચિત્ત તથા પુરુષના અવિવેકથી તે ુરુષનો ધર્મ ભાસે છે અને જાણે કે શ્રીકૃષ્ણ ખોવાઇ ાયા એવું જશોદાજીને અને ગોપીઓને લાગે છે. જશો- ાજીને શોક થાય છે તેનું કારણ એ છે કે તેણે ઉપા- ્ના ધર્મોનો પોતામાં આરોપ કરી લીધો. ખરી રીતે ાગવાન બધે છે પણ તે બાબતની જશોદાને ખબર ્હોતી. તે લીલા હવે પછી બતાવવામાં આવશે. ્શોદાજી ભ્રાંતિની જાળમાં પડી શોકગ્રસ્ત થયાં છે. ે જ યોગમાં વૃત્તિસારૂપ્ય કહે છે.

જો કે પરમાર્થથી આત્મા અસંગ છે તો પણ ્હચુંબકની પેઠે પાસે હોવામાત્રથી ઉપકાર કરવાવાળા ચત્તરૂપ દસ્યનો ( દસ્યતરૂપ વડે ) આત્માની સાથે સંબંધ ાથી સબંધવાળું દેખાય છે. એટલે કે સુખ દુઃખ ાદ વગેરે આકારરૂપે પરિણામ પામેલું ચિત્ત યોગ્ય ાવ વડે પોતાના સ્વામી પુરુષ ભોક્તાનું "સ્વ" થઈ ાય છે. એવું ચિત્ત વાસનાવાળું હોવાથી વિક્ષેપ કરાવે છે. જેમ કોઇ જળાશયમાં જ્યારે જુદીજુદી તરેહના તરંગો ઉત્પન્ન થતા રહે છે ત્યારે તૃણાવર્તનું આવરણ આવ્યું એમ સમજવાનું છે. તે વખતે આકાશમાં રહેલા સ્થિર ચંદ્રમંડળના પ્રતિબિંબનું એ જળાશયમાં યથાર્થ રૂપથી ભાન થતું નથી. પરંતુ જ્યારે તરંગો નિવૃત્ત થઈ જાય છે ત્યારે નિશ્ચલરૂપથી પ્રકાશમાન થયેલું ચંદ્રનું પ્રતિ- બિંબ સ્વચ્છ જોવામાં આવે છે તેમ જ્યારે ચિત્તની વૃત્તિઓ વિષયાકાર હોવાથી ચંચળ રહે છે ત્યારે ચેતન પણ ચંદ્રમંડળની પેઠે ચિત્તમાં પ્રતિબિંબિત થઇને તદા- કાર થવાથી સ્વસ્વરૂપે ભાસતું નથી. જ્યારે ચિત્ત- વૃત્તિઓનો નિરોધ થઇ જાય છે, ત્યારે ચંદ્રમંડળની પેઠે ચેતન પોતાના સ્થિરરૂપમાં પ્રકાશે છે.

શકટાસુરના પ્રસંગમાં જશોદાજી મહેમાનોનું સ્વાગત કરવામાં એવાં રોકાઇ ગયાં હતાં કે શ્રીકૃષ્ણ ધાવવા માટે રડવા લાગ્યા તો પણ તેમણે સાંભળ્યું નહિ અને તૃણાવર્ત આવ્યા પહેલાં શ્રીકૃષ્ણનો ભાર સહન ન કરી શકવાથી તેમને બાજુએ મૂકી જશોદાજી ઘરના કામમાં લાગી ગયાં. બન્ને પ્રસંગમાં તેમનું આત્મવિમુખપણું બતાવેલ છે અને બન્ને પ્રસંગે માયાનો પ્રવેશ અને તેની નિવૃત્તિ પણ બતાવેલ છે. જ્યાંસુધી અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત ન થાય ત્યાંસુધી વૃત્તિઓમાં સંસ્કારનું ચક્ર ફરતું રહે છે. એ જ ચક્રવાતરૂપી તૃણાવર્તનું સ્વરૂપ છે. જ્યારે સમાધિના જોરથી આત્મામાં વિશાળતા આવે છે ત્યારે આત્માનું બળ વધે છે અને સંકલ્પ- વિકલ્પરૂપી તૃણાવર્તનો નાશ થાય છે. જીવન્મુક્તિમાં ચિત્તનો સ્વરૂપનાશ થાય છે એટલે ચિત્તની ચંચળતા દૂર થાય છે. વિદેહમુક્તિમાં ચિત્તના રૂપનો પણ અભાવ થવાથી સ્વરૂપનાશ થાય છે. બન્ને પ્રકારમાં પહેલાં પ્રમાજ્ઞાન થાય છે. જે વસ્તુવિષયકજ્ઞાનને અન્ય જ્ઞાન બાધક ન થાય તે જ્ઞાન અબાધિત કહેવાય છે. એવું જ્ઞાન હજુ જશોદાજીને થયું નથી. શ્રીકૃષ્ણ એક નવી લીલા બતાવે છે.

એક દિવસ જશોદાજી પુત્રને ખોળામાં લઇને તેને અત્યંત સ્નેહપૂર્વક સ્તનપાન કરાવતાં હતાં. શ્રીકૃષ્ણે દૂધ પી લીધું હતું અને યશોદાજી તેમનાં મુખને ચુંબન કરી રહ્યાં હતાં. તે વખતે બાળકને બગાસું આવ્યું અને જશોદાજીએ તેમના મુખમાં આકાશ, અન્તરિક્ષ, જ્યોતિર્મંડળ, દિશા, સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, વાયુ,

સમુદ્ર, દ્વીપ, પર્વત, તેમાંથી નીકળતી નદીઓ, વન તથા સ્થાવર-જંગમ સમસ્ત પ્રાણી રહેલાં જોયાં. આવો દેખાવ પુત્રના મુખમાં અકસ્માત જોવાથી જશોદાજી કાંપવા લાગ્યાં અને અત્યન્ત વિસ્મિત થઈને પોતાનાં નેત્ર બંધ કરી દીધાં. (૧૦-૭-૩૭).

અહીં યશોદાજીને પ્રમાજ્ઞાન થયું છે એટલે જેવી વસ્તુ છે તેવો દેખાવ નજરે આવ્યો છે પણ તે પહેલો અનુભવ હોવાથી અને નવો અનુભવ હોવાથી સહન કરી શકયાં નહિ તેથી દૃષ્ટિ ફેરવી નાખી.

ગીતામાં અર્જુનને પણ શ્રીકૃષ્ણે દિવ્ય દૃષ્ટિ આપી ત્યારે જ અર્જુન વિશ્વરૂપ જોઈ શકયા હતા. તે વખતે પણ અર્જુન ગભરાઇ ગયા હતા. એ મનની ઉપર વિજ્ઞાનમય કોશનો અનુભવ છે. તે વખતે જીવભાવમાં શરણાગતિ આવવી જોઈએ. શરણાગતિ લાવવા માટે ભગવાન ભક્તોની સંસારી ભાવનાઓનો નાશ કરે છે. તેના રૂપક તરીકે ગોપીઓના ઘરનાં દૂધ-દહીંનાં માટલાં ફોડવાની કથા હવે પછીના અધ્યાયમાં આવશે. ટૂંકમાં વિશ્વરૂપનું દર્શન કરવું હોય તો અનન્ય ભક્તિ અને શરણભાવની જરૂર છે.

જેમજેમ નવાનવા અનુભવ આવતા જાય છે તેમ-તેમ નવાંનવાં વિઘ્નો પણ આવતાં જાય છે. જુની ટેવોને પોતાનો સ્વભાવ છોડવો ગમતો નથી અને છતાં નવા અનુભવ પાસે તે ટેવો ટકી શકતી નથી. પોતાની મન-ગમતી બધી માન્યતાઓ દૂર કરવી પડશે, અને માત્ર ભગવાનના અનુગ્રહ ઉપર જ જીવનનો આધાર રાખવો પડશે. જેજે વિઘ્નો દૂર કરવામાં શ્રીકૃષ્ણે જેવાજેવા ઉપાય લીધા છે તેવાં વિઘ્ન અને ઉપાય દરેક જીવના જીવનમાં આવ્યા કરે છે. કોઈ પણ રીતે જીવભાવ દૂર કરીને ભગવદ્‌ભાવ પ્રાપ્ત કરવો એ જ મનુષ્ય-જીવનનું મુખ્ય કર્તવ્ય છે. આ કામ અઘરું હોવાથી બહુ થોડા માણસો આ રસ્તો લે છે અને તેમાં પણ બહુ થોડા પરમપદ પ્રાપ્ત કરી શકે છે.

વળી હાલના કાળમાં નવીનવી મુશ્કેલીઓ ઉત્પન્ન થવા લાગી છે. સીનેમા, રેડીઓ, ન્યુસપેપર, નોવેલો, સહશિક્ષણ વગેરે ભેગાં થઈને તૃણાવર્તનું કામ કરે છે. તેથી રજોગુણ અને તમોગુણની ધૂળ ઉડે છે અને જીવ પોતાને કે બીજાને બરાબર જાણી શકતો નથી. હજુ કંસનું જોર નરમ પડયું નથી પણ વધતું હોય એવો ઘણાને અનુભવ થાય છે.

આવા સંજોગોમાં કોઇ વ્યક્તિ તરીકે ભક્તિ પૂર્ણ કરીને આગળ વધી શકે છે પણ આખા સમાજને ભક્તિને માર્ગે વાળવો એ બહુ અઘરું કામ છે. વિમાનોની સગવડને લઈને ઘણા દેશોના સંસ્કારોની ભેળસેળ થઇ ગયેલ છે. તૃણાવર્ત ઘણા માણસોને લઈને આકાશમાં ઊડે છે અને જશોદાજી અને બીજી ગોપીઓ શ્રીકૃષ્ણને હાલ પણ શોધ્યા કરે છે. જો બધા દેશોની પ્રજા વખતસર ચેતશે નહિ તો ભગવાન તેમનાં સંસારનાં સુખરૂપી દૂધ-દહીંનાં માટલાં ભાંગવા માટે નવાનવા બોમ્બ બનાવવાની યુક્તિઓ માણસોને બતાવશે.

પણ જશોદાજીને જેવું વિશ્વદર્શન થયું તેવું વિશ્વદર્શન થોડા માણસો પણ કરી શકે અને ટકાવી શકે તો પ્રજાને પરમાર્થ તરફ વાળવાનો રસ્તો મળી શકે. જે તત્ત્વની અંદર આખું વિશ્વ રહેલું છે તે તત્ત્વનું નામ શું છે અને શું નામ દેવું જોઈએ તે માટે હવે નામકરણ સંસ્કારની લીલા શ્રીમદ્‌ભાગવતમાં આવશે.

*

બુદ્ધિશાળી ધીમે ધીમે ખાય છે. ધર્માત્મા અર્ધો આહાર કરે છે અને યોગી માત્ર જીવન ટકાવવા જેટલું જ ખાય છે.

*

**રત્ન કીચડમાં પડી જાય તો પણ તે અમૂલ્ય જ રહે છે અને ધુળ આસ્માનમાં ચડે તો પણ તે પોતાની નીચતા છોડતી નથી.**

*

**બુદ્ધિમાન માણસ અત્તર વેચનારની પેટી સમાન છે. તે મૌન રહે છે તો પણ પોતાનો ગુણ દર્શાવે છે,**

# સીતા–રામ–સંવાદ

લેખકઃ શ્રી. કાલિદાસ રામકૃષ્ણ પંડિત

ગગનમાર્ગના ત્રણ ભાગનું અતિક્રમણ કરી ભગવાન ભાસ્કરદેવ ચોથા ભાગ પર જઈ રહ્યા હતા. ભગવતી સીતાદેવીએ સુધારી તૈયાર કરેલ વનફળનું મધ્યાહ્નભોજન લઈ લક્ષ્મણજી સ્વયં ભોજન માટે ફળ લેવા વનમાં ગયા હતા. સીતા અને રામ ગોદાવરીના તીર પર ગયાં. અને હરિયાળી વનરાજિ વચ્ચે લીલી ધ્રો પરના એક પત્થર ઉપર આસન કરી બેઠાં.

સીતા—આર્યપુત્ર! બહુ સમયથી આપશ્રી સાથે થોડી ચર્ચા કરવા મન રહ્યા કરે છે. જો આજ્ઞા હોય તો આજે આરંભ કરું.

રામ—દેવી! એવી કોઈ ચર્ચા નથી કે જે તમે રામ સાથે ન કરી શકો. અહિ જનસ્થાનમાં તમે મારી સાથે અને હું તમારી સાથે ચર્ચા-વિનોદમાં સમય પસાર કરી શકીએ.

સીતા—ભગવન્! માતાજીએ આપને વનમાં મોકલ્યા ત્યારે મહારાજ પાસે યાચના કરતાં સ્પષ્ટ કહ્યું હતું કે—

**"તાપસ વેશ વિશેષ ઉદાસી,**
**ચૌદહ વર્ષ રામ વનવાસી."**

એ વચન સત્ય કરવા આપ રાજશાહી ઠાઠ મૂકી મુનિ-વસ્ત્રો પણ પહેરી વન આવ્યા છતાં આ હથિયારો-શસ્ત્રોનો સાથ કેમ છોડવો ગમતો નથી? માતાજીની અન્તિમ ઇચ્છા એ જ હતી કે—

**'હોત પ્રાતઃ મુનિવેશ ધરિ જો ન રામ વન જાહિં.**
**મોર મરણ રાઉર અપરા નૃપ સમુઝિય મનમાંહિં.**

ત્યારે અહિં તો મુનિવેશ ઉપરાંત ધનુષ-બાણ વગેરે હથિયાર સાથે આપ વનવિહાર કરી રહ્યા છો? આ કેવી ઉદાસીનતા? કેવી તાપસતા? કેવું મુનિપણું?!

રામ—મૈથિલી! હું ક્ષત્રિય છું. ક્ષત્રિયોનાં હથિયારો પ્રાણાન્તે જ છૂટે છે. બીજી વાત, આજે તાપસો પણ ક્યાં હથિયાર નથી રાખતા? આત્મરક્ષા અર્થે સહુકોઈ અસ્ત્રશસ્ત્રો રાખી શકે છે. જુઓને, વિશ્વામિત્ર મહામુનિ છતાં હથિયાર રાખે છે, પરશુરામ અને અન્ય ભાર્ગવો બધાય તાપસ છતાં છૂટથી હથિયારો રાખે છે. ત્યારે હું તો ક્ષત્રિય છું.

સીતા—ક્ષમા કરજો નાથ! મારા રાઘવ જે કંઈ કરતા હશે તે યોગ્ય જ કરતા હશે, એ નિઃસંદેહ વાત છે. છતાં સત્યની ખાતર કહેવું જોઈએ કે બધાય આર્યાવર્તમાં તાપસો અસ્ત્રશસ્ત્રો રાખે તો પણ તે તેમને માટે ધર્મકાર્ય ગણાય નહિ. એથી તેમનું હિત નથી. તેમાં તેમનું પતન છે.

રામ—ત્યારે આપની માન્યતા શી છે? મને તો શસ્ત્રો રાખવામાં હાનિ જણાતી નથી.

સીતા—સ્વામિન્! એક સમયે મિથિલામાં પિતાજી પાસે એક મુનિ આવ્યા હતા. તેમણે એક પરમ રમ્ય ગાથા કહી હતી. તે આજે યાદ આવે છે. જો આજ્ઞા હોય તો કહું, જેથી આપોઆપ સમજાઈ જશે કે અસ્ત્રશસ્ત્રોનું ધારણ તાપસો માટે યોગ્ય છે કે અયોગ્ય.

રામ—દેવી! સુખેથી કહો. સમય અને સ્થાન અત્યુત્તમ છે. ભગવતી ગોદાવરીનો રમ્ય કિનારો, ભગવાન ભાસ્કરદેવનું પશ્ચિમપ્રયાણ અને જનસ્થાનમાં સ્વચ્છંદ વિહરતા વિહગોનો કર્ણપ્રિય કલરવ. આ બધું હૃદયમાં આનંદની ભરતી લાવે છે.

સીતા—જેવી આર્યપુત્રની ભાવના. તે આવેલ મુનિ કહેવા લાગ્યા કે 'દંડકારણ્યમાં મારા ગુરુજી રહેતા હતા, તેઓ મહા તપોધન હતા. તેમના તપ-બળના પ્રભાવથી દેવરાજ ઇન્દ્ર ડરી ગયો. તેને થયું કે કદાચ આ તપોધન મારા શાસનને ડગાવે. આથી તે પિતામહ બ્રહ્મા પાસે ગયો અને તપોધન બ્રાહ્મણના તપ સંબંધી ચર્ચા કરી.

પિતામહ—દેવરાજ! તમે વ્યર્થ ડરો છો. સુકું હાડકું લઈ નાસતા શ્વાન પાસેથી કોઈ સિંહ નીકળે અને તેથી શ્વાનને ડર પેસે કે રખેને આ મારા ભક્ષને કેસરી લઈ લે તો! એટલે તે નાસવા લાગે; પરન્તુ તેનું આ નાસવું વ્યર્થ છે. કારણ કે ગજરાજના કુંભસ્થળ ચીરી ઉષ્ણ લોહી પીને તૃપ્તિ અનુભવનાર મૃગરાજ કેસરી શ્વાનના સુકા-હાડકા તરફ નજર કરતો નથી. નિષ્કામભાવે તપ કરનાર તાપસો ત્રણ લોકની સંપત્તિને પણ, સ્વપ્નમાં પણ, ચાહતા નથી. ત્યારે અમરાપુરીની સંપત્તિની તો વાત જ શી?

દેવરાજ—પિતામહ! આપનું આશ્વાસન લૂખું છે. મારો અન્તરાત્મા કહે છે કે આવા તાપસો કદી નિષ્કામ હોય જ નહિ. આજ્ઞા હોય તો તેમના તપનો ભંગ માટે પ્રયત્ન કરું.

પિતામહ—હું એવી આજ્ઞા ન જ આપું છતાં ઇચ્છા જ હોય તો તમારા જોખમે તપભંગની પ્રવૃત્તિ આચરી શકો છો.

મુંઝાયલો દેવરાજ અમરાપુર તરફ રવાના થયો. માર્ગમાં દેવર્ષિ નારદ મળ્યા. અમરપતિ તેમનાં ચરણોમાં નમ્યો.

નારદ—જય હો અમરપતિનો. દેવરાજ! ચ્હેરા પર વિષાદની ઘેરી વાદળી, ચાંદની શી ચમકતી લાલીને કેમ આચ્છાદિત કરી રહી છે?

દેવરાજ—મહર્ષિ! વ્યથા તો અમરપતિ-પદ મેળવ્યા છતાં પણ છોડતી નથી. માન્યું હતું કે સ્વર્ગ મળતાં ઉપાધિ જશે, પણ અહિં તો તે, માનવલોક કરતાં પણ હજારગણી સતાવી રહી છે. વૃત્રાસુર, તારક, ભીષ્માસુર અને બલિરાજ જેવાઓ સાથેનાં યુદ્ધો, સુરગુરુનું રીસાવું, ત્વષ્ટાનું કાવતું, વિશ્વકર્માનું નાસી જવું,—લોકો આનંદને સ્વર્ગીય વિશેષણ ભલે આપે પરન્તુ હું તો કહીશ કે સ્વર્ગમાં આનંદનું સ્થાન જ નથી.

નારદ—આનંદ કોઇ સ્થાનમાં નથી, પછી તે સ્વર્ગ હો વા અપવર્ગ. આનંદ પ્રત્યેક માનવીના હૃદયમાં જ છે જો તે સમજવામાં ન આવે તો અન્યત્ર તે મેળવી શકાવાનો જ નથી. છતાં આપ શ્રીમાનની આજની ઉદાસીનતાનું કારણ તો કહો?

દેવરાજ—ભગવન્! એક તાપસ દંડકારણ્યમાં તપ કરે છે. કદાચ તે મારૂં ઇન્દ્રાસન લઇ લે એ ભીતિથી હું તેના તપનો ભંગ કરવાની પ્રવૃત્તિ માટે પિતામહ પાસે આજ્ઞા લેવા ગયો હતો.

નારદ—દેવોના સ્વામી! હજુ તમારામાંથી જુના કિન્નાખોરીના સ્વભાવો ગયા નથી. ખરેખર માનવીમાંથી દેવરાજના પદ પર આવનાર હૈયું માનવીથી પણ વધુ પામર છે. આથી મને ખરેખર બહુ ખેદ થાય છે.

દેવરાજ—આપ ચાહે તે માનો, પરન્તુ મને કોઇ પણ માનવી મર્યાદા કરતાં વધુ તપ કરવા લાગે એટલે તે ઇન્દ્રાસન માટે પ્રયત્ન કરે છે એવી ભીતિ થયા જ કરે છે. આને આપ જે માનો તે.

દેવર્ષિ—દેવેન્દ્ર! સત્તાના સિંહાસન પર બેઠેલા દરેક સત્તાધીશોને બીજાના પ્રયત્નો—પછી તે ગમે તેવા સાત્વિક હોય-છતાં તેમાં તેમને રાજ્યદ્રોહનો ગંધ આવે જ છે. પણ આ ભાવોને હું માનવલોક સુધીના જ માનતો હતો. આજે એ ભ્રાન્તિ દૂર થાય છે. અમરલોકમાં પણ સત્તાનાં આસનો ખાલી કરવાં ગમતાં નથી. અસ્તુ. એ તાપસના જપનો ભંગ જ કરવો હોય તો એક સહેલો ઉપાય બતાવું?

દેવરાજ—આપનો ઉપકાર મહર્ષિ!

નારદ—તમે મુસાફર બનો એ તાપસ પાસે જાઓ. સાથે એક સુંદર મ્યાનવાળી તલવાર લેતા જાઓ. તે તમારાથી સંભાળી શકાતી નથી એવો ભાવ બતાવી એ તપસ્વીની પર્ણકુટીમાં મૂકી ચાલ્યા આવો.

દેવરાજ—એથી શું?

દેવર્ષિ—અત્યારે કહેવાનો મને સમય નથી; પરિણામ તમારા લાભમાં જ આવશે.

આટલું કહી નારદ બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. દેવરાજ મુસાફરને વેશે દંડકારણ્યમાં આવ્યો અને મુનિને નમી બોલ્યો:-દેવ! આ ખડ્ગ મારાથી સાચવી શકાતું નથી. એકાદ અઠવાડિયું તેને આપ આપની કુટીમાં રાખો. હું પાછો વળતાં લઇ જઇશ.

પ્રથમ તો આનાકાની કરી, આખરે મુનિએ તેને કુટિરના એક ભાગમાં મૂકવા સૂચના આપી. દેવરાજના ગયા પછી કુતુહલવશ મુનિએ તે ખડ્ગ હાથમાં લઇ ખોલીને જોયું. બીજે દિવસે તેનો ઉપયોગ કેમ થાય એ ચકાસી જોયું. તેમાં આનંદ આવ્યો એટલે તપનો વખત ઓછો કરી તે ખડ્ગ ચલાવવાની સાધના પાછળ સમય વીતાવવા લાગ્યા. એક સપ્તાહમાં તો તે ખડ્ગ વીંઝવામાં પાવરધા થઇ ગયા. સાથે થોડી હિંસા પણ કરી. એથી હૈયું અશુદ્ધ થયું. તપ પર અભાવ થયો. ક્ષત્રિય થવાનું મન થયું અને કોનો પ્રતીકાર કરવો એની શોધમાં પડ્યા. સપ્તાહ વીતતાં દેવરાજે આવી ખડ્ગની માગણી કરી એટલે મુનિએ ધસીને સાફ ના કહી. ઇન્દ્રે ભારે દઇ માગણી કરતાં મુનિ ખડ્ગ લઇ મેદાનમાં આવી ગયા. આમ પોતાનું કામ સહજમાં થયેલું જોઇ દેવરાજ આનંદ પામતો અમરલોકમાં આવ્યો. અને હે મહારાજા જનક! મારા ગુરુ જે એક વખતે મહા તપોધન હતા તે અત્યારે મહાપાતકી અસુરભાવમાં ભ્રમણ કરી રહ્યા છે.

સીતા—રાઘવેશ! પિતાજીએ [illegible] સમજાવ્યા કે મુનિરાજ! તામસ વસ્તુને: [illegible] સાત્વિક હૃદયોને પણ પોતા તરફ ખેંચે છે. આ:

શિરનું સમય આવતાં કલ્યાણ થશે.' મુનિરાજ ગયા પરન્તુ આ જ પણ એ વાત મારાથી ભૂલાતી નથી.

એક તાપસ કે જે પરમ વિશુદ્ધ સાત્વિક હતા, તેમનું પતન માત્ર સાત રોજના તલવારના સહવાસથી થયું ત્યારે આપ નિરન્તર ધનુષ-બાણ સાથે જ રહો છો. આ આપની તપાસતા કેવાંક મિષ્ટ ફળો લાવશે?

રામ—આર્યપુત્રી! હું સાચો તાપસ જ કયાં છું? માતાજીએ કહ્યું હતું કે 'તાપસ વેશ.' મેં વેશ તો તેવો જ રાખ્યો છે. છતાં તાપસનો નિયમ ક્ષત્રિય માટે બંધબેસતો નથી.

સીતા—આપનો જવાબ સાચો અને અસરકારક નથી.

રામ—છે તો તેમજ. અને કદાચ આ સાધેન હથિયારોથી અનર્થ તો અવશ્ય થશે જ. પણ તે વિશ્વકલ્યાણની ભાવનાવાળું હશે એ નક્કી જ છે.

સીતા—પણ હું એમ પૂછું છું કે શાન્તિપ્રિય જીવન જીવનારને હથિયારની જરૂર ખરી!

રામ—પ્રિયે! જો, લક્ષ્મણ આવે છે. તમારા આ પ્રશ્નનો જવાબ સમય આવ્યે આપીશ. હાલ તો એટલું જ કે કોઇ પણ વિકાર પેદા કરે તેવી વસ્તુઓ ત્યાગીઓ માટે માફ નથી. ગમે તેવા સંયમીને માટે પણ સુંદરી, સુરા અને શાસ્ત્રો વિનાશક છે જ."

મહામના લક્ષ્મણ આવે છે અને સર્વ મળી પર્ણશાળા તરફ રવાના થઇ સાયંસંધ્યાના કાર્યમાં ગુંથાવા લાગે છે.

★

## અનંતગીત

: મિશ્ર દરબારી :

દિવ્યશકિતમય નાથ! અનંત,
અજરામર જય હો! ભગવંત.

અચલાની ગોદમાં પોઢયો સાગર જો
લ્હેરે લ્હેરે ઘુઘવાટા કરે,
અણતાગ્યાં વારિ એ ત્હારી સ્તુતિનાં
ભકિતભર ગીતોને કંઠે ધરે.
અજરામર જય હો! ભગવંત.

ગગનગોખે ચંદ્ર-સૂરજ શા દીવડા
તેજ થકી તારાં મંદિર ભરે,
વ્હેતાં પ્રકાશનાં અણતાગી પૂર એ
ત્હારી શકિતનાં જો દર્શન કરે.
અજરામર જય હો! ભગવંત.

થાકયા વિણ વાતો આ વાયુનો વીંઝણો
ચમ્મર ઢાળી ત્હારી સેવા કરે,
એના સ્વરો નાથ! તારી બિરદાવલી
ગાઇ, અને વિશ્વ લ્હેરે ભરે.
અજરામર જય હો! ભગવંત.
દિવ્ય શકિતમય નાથ! અનંત

—શ્રી હરિલાલ ઉપાધ્યાય

# આત્મોત્કર્ષનું એક સાધન—વિચાર

લે૦ શ્રી. ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય
B. A.; B. T.

આપણે જેવા વિચારનું સેવન કરીએ છીએ તેવા બની જઈએ છીએ. વિચાર જ આપણા ભવિષ્યનું નિર્માણ કરે છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. આપણું મન હંમેશાં અનેક વિચારો કરે છે. વિચારો સારા પણ હોય અને ખરાબ પણ હોય, સાત્ત્વિક અને તેજસ્વી વિચારો આપણને અલૌકિક શાન્ત, ધૈર્ય, બલ અને સ્વસ્થતા આપે છે; પરંતુ નિર્બળ વિચારો આપણને નિર્બળ બનાવે છે. આપણું ભવિષ્ય કોઈ અદૃશ્ય સત્તાના હાથમાં નથી. બહારના સંયોગો એ માટે બિલકુલ જવાબદાર નથી, આપણા સુખી કે દુઃખી ભવિષ્ય માટે આપણે જ જવાબદાર છીએ. એ કારણે બહારના સંયોગોનો અથવા અન્ય લોકોનો દોષ કાઢવો એ ગંભીર ભૂલ છે. ભગવાન શ્રી કૃષ્ણ ગીતામાં સ્પષ્ટ કહે છે કેઃ

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ (અ૦ ૬—૫)

અર્થાત્ આપણે જ આપણા હિતકર્તા અને આપણે જ આપણા શત્રુ બની શકીએ છીએ. માટે અધોગતિને રસ્તે ન જતાં આપણે આપણો ઉદ્ધાર થાય એ રીતે વર્તવું.

આથી સ્પષ્ટ ફલિત થાય છે કે આત્મોત્કર્ષની ઇચ્છા રાખનારાઓએ પોતાના વિચારો પર સતત ચોકી રાખવી જોઈએ. સમુદ્રતરંગની માફક ઉત્પન્ન થતા વિચાર-પ્રવાહો પર પૂરો અંકુશ ન રાખીએ તો એ પ્રવાહો અનિચ્છનીય પ્રદેશો તરફ વહી જાય અને એથી આપણે લક્ષ્ય ચૂકી જઈએ. ક્ષુદ્ર વિચારોનો બહિષ્કાર થવો જોઈએ અને ઉત્કર્ષમાં સહાયભૂત બને એવા ઉન્નત વિચારોનું સેવન થવું જોઈએ. વિચારોના આપણે ગુલામ બનવાનું નથી; કિન્તુ એમના પર આપણું સંપૂર્ણ પ્રભુત્વ હોવું જોઈએ.

આપણું મન નીરોગ, શુદ્ધ અને તેજસ્વી હોય ત્યારે જ ઉન્નતિને પંથે લઈ જઈ શકે તેવા તેજસ્વી વિચારો સંભવે. પ્રથમ તો શરીરનું આરોગ્ય જાળવવું જોઈએ, કારણ કે **शरीरमाद्यं खलु धर्मसाधनम्**—ધર્મનું પ્રથમ સાધન શરીર જ છે. સંત પુરુષોએ મનુષ્યશરીરને મોક્ષનું દ્વાર માન્યું છે. મનના આરોગ્યનો આધાર પણ શરીર પર રહે છે, એટલે મનનું આરોગ્ય જાળવવાના પણ ઉપાય જરૂરી છે. એ માટે મનને સુરુચિકર ખોરાકની જરૂર રહે છે. સુંદર ગ્રંથોનો અભ્યાસ આ પ્રકારના ખોરાકની ગરજ સારે છે: સદ્‌ગ્રંથોનો સ્વાધ્યાય એક પ્રકારનો સત્સંગ છે. સત્સંગનું માહાત્મ્ય કેટલું છે એ સૌ જાણે છે. સાધુપુરુષોના અને સાધુપુરુષોએ લખેલા ગ્રંથોના નિત્ય નિરંતર સંસર્ગમાં આવવાથી આપણા સદ્‌વિચારોને ઉત્તેજન મળે છે. શ્રી તુલસીદાસજી મહારાજ સત્સંગનો મહિમા દર્શાવતાં કહે છે—

**બિનુ સતસંગ બિબેક ન હોઈ;**
**રામકૃપા બિનુ સુલભ ન સોઈ;**
**સતસંગત મુદ મંગલ મૂલા,**
**સોઈ ફલ સિધિ સબ સાધન ફૂલા.**
**શઠ સુધરહીં સતસંગતિ પાઈ,**
**પારસ પરસ કુધાત સુહાઈ.**

(સત્સંગ વિના જ્ઞાન ઉત્પન્ન થતું નથી; અને રામકૃપા વિના સત્સંગ સુલભ નથી. સત્સંગ આનંદ મંગળરૂપી વૃક્ષનું મૂળ છે; અને દાન, યજ્ઞ, તપ વગેરે સાધન તેનાં ફૂલ છે અને સિદ્ધિ તેનું ફળ છે. પારસમણિના સ્પર્શથી લોઢું સુવર્ણ બને છે તેમ સત્સંગથી શઠ પુરુષો પણ સુધરી જાય છે.)

મહાપુરુષોનો સંસર્ગ ભાગ્યશાળીને મળે છે. એમનો સમાગમ દુર્લભ છે. જનક રાજા નારદજીને આ વાત સુંદર શબ્દોમાં બતાવે છે. તેઓએ નારદજીને કહ્યું:—

दुर्लभो मानुषो देहो देहिनां क्षणभङ्गुरः ।
तत्रापि दुर्लभं मन्ये वैकुंठप्रियदर्शनम् ॥

શ્રી૦ ભાગવત સ્કં. ૧૧-૨ ૨૯

જીવોને માટે મનુષ્યશરીર મળવું અત્યંત મુશ્કેલ છે. તે પ્રાપ્ત થાય તો પણ પ્રતિક્ષણ મૃત્યુનો ભય તો ઊભો જ છે. એ કારણે અનિશ્ચિત મનુષ્યજીવનમાં ભગવાનના પ્યારા અને ભગવાન પર સ્નેહ રાખનાર ભક્તજનોનાં દર્શન તો એથીયે વધુ દુર્લભ છે. મનુષ્યત્વ, મુમુક્ષત્વ અને મહાપુરુષનો આશ્રય—આ ત્રણે વસ્તુ દુર્લભ છે અને પરમાત્માની કૃપાથી જ મળે છે એવું ભગવાન શ્રી આદ્ય શંકરાચાર્યજીનું પણ કથન છે. પ્રાચીન ભારતમાં સાંજરે મંદિરોમાં, ગામને ચોરે કે નદી-તળાવોના તટ પર પવિત્ર પુરાણોનું જાહેર વાચન થતું, કથાવાર્તાઓ થતી અને ભગવાનનાં ભક્તિભીનાં ભજનકીર્તનો થતાં. આવા પ્રસંગો યોજવામાં મુખ્ય ઉદ્દેશ સદ્વિચારનો પ્રચાર કરવાનો હતો. સારાં પુસ્તકોનું શ્રવણ કરવાથી માનસિક વિચારસૃષ્ટિ શુદ્ધ અને પવિત્ર

બને છે. આવા કીર્તનાદિ ઉત્સવોમાં હાજરી આપતાં સારા વિચારોની આપણને ટેવ પડે છે અને દુષ્ટ વિચારોનું જોર ઓછું થતું જાય છે. જીવનને પ્રભુમય બનાવવામાં સત્સંગ કેવો સુંદર ભાગ ભજવે છે! એથી આપણામાં સારા ગુણોનો વિકાસ થાય છે અને મનુષ્યત્વ કેળવાય છે.

અંતઃકરણને શુદ્ધ અને પવિત્ર બનાવવામાં પ્રાર્થના પણ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. શ્રીરામની કૃપા વિના તો કોઇ વસ્તુ સુલભ જ નથી. ભગવત્-કૃપા પ્રાપ્ત કરવા માટે અનન્ય ચિત્તથી પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરવી એ સૌનું પવિત્ર કર્તવ્ય છે. એમાં પ્રમાદ કરવો એ મોટું પાપ છે. જે ઈશ્વરીય સત્તા આપણું અહોનિશ રક્ષણ કરી રહી છે, કઠણ સંયોગોમાં જે આપણી નિત્યની જરૂરીઆતો પૂરી પાડે છે તે સત્તાને ભૂલી જવી એ તો કૃતઘ્નતા જ કહેવાય. પ્રભુને ન ભૂલવા એ જ સાચું ધન છે અને ભૂલી જવા એ જ દુઃખ છે. પ્રાર્થના આપણા મનને સ્ફટિક જેવું નિર્મળ બનાવે છે; અને એથી દુષ્ટ વિચારોને હંફાવવાનું અલૌકિક બળ મનને પ્રાપ્ત થાય છે.

પુનઃપુનઃ એક જ વિચાર કર્યા કરવાથી એ વિચાર મનનું એક અંગ બની જાય છે. ઋષિમુનિઓ નિત્ય પ્રણવગાન કરતા, **सोऽहम्** મંત્રનો જપ કરતા અને **अहं ब्रह्मास्मि** ની ભાવના હંમેશ મનમાં જાગ્રત રાખતા. આમાં પણ સદ્ભાવનાને અપનાવવાનો સિદ્ધાન્ત રહેલો છે. **दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ॥** ૐકારનો પવિત્રપાવનકારી મંત્રોચ્ચાર મનઃપ્રદેશ પર વિજય અપાવે છે. મનુષ્ય જેવું ધ્યાન ધરે છે તેવો જ તે બની જાય છે. "હું ક્ષુદ્ર છું, અશક્ત છું, પાપી છું"—આવા આવા નિર્બળ વિચારો મનુષ્યને ચોક્કસ ક્ષુદ્ર, અશક્ત અને પાપી બનાવે છે. એ જ પ્રમાણે "હું નિષ્પાપ છું" એવા પ્રાણવાન વિચારો મનુષ્યને નિષ્પાપ બનાવે છે. પ્રકાશનું ધ્યાન ધરશો તો પ્રકાશસ્વરૂપ બની જશો, પુણ્યનું ચિંતન કરશો તો પુણ્યસ્વરૂપ બની જશો. પુરુષમાંથી પુરુષોત્તમ બનવાના આદર્શનું સેવન કરશો તો પુરુષોત્તમસ્વરૂપ બની જશો. સત્ય, શિવ અને સુંદર સ્વરૂપ બનવાને માટે તમારે સચ્ચિદાનંદસ્વરૂપ આત્માની ભાવના કરવી પડશે. જેવી આપણી ભાવના તેવી સિદ્ધિ. અમેરિકા વગેરે પાશ્ચાત્ય દેશોને અદ્વૈત અને અભેદ સિદ્ધાન્તોનો જુસ્સાદાર ઉપદેશ સંભળાવનાર પૂજ્ય સ્વામીશ્રી રામતીર્થજી પ્રણવગાનમાં સતત મસ્ત રહેતા અને ઉચ્ચ પ્રકારની ભાવનાના સેવન પર ખાસ ભાર મૂકતા. આવા એક પ્રવચનમાં આ "રામ બાદશાહ" આત્મદેવને સંબોધીને કહે છે કે:—"હે રાજાધિરાજ! સંપૂર્ણ શરીરકેન્દ્રમાં સ્થિત રહેલ મારા આત્મદેવ! સચ્ચિદાનંદ સમ્રાટ! અનન્ત સત્તાધીશ! આશીર્વાદાત્મક તત્ત્વસ્વરૂપ! હે પ્રિયતમ! અજ્ઞાનાવરણના સ્વપ્નમાં તમારે દાસત્વનો સ્વીકાર કરવાનો નથી. ઊઠો, જાગો અને આપની પરમ સત્તાનો અનુભવ કરો! તમે ઈશ્વર જ છો, તે સિવાય બીજું કંઇ નથી. ૐ...ૐ...ૐ."

ઉત્કર્ષની ઇચ્છા રાખનારાઓએ પ્રભુ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવો જોઈએ. શ્રદ્ધા અને વિશ્વાસ વિના સ્વાન્તસ્થ ઈશ્વરનું દર્શન થઈ શકતું નથી. શ્રદ્ધા વિના કોઇ પણ સંકલ્પ સિદ્ધ થતો નથી. વિશ્વાસપૂર્વક માનો કે જગન્નિયંતા પરમાત્મા આપણને શુભ રસ્તે જ દોરી જાય છે. આપણા જીવનપંથને એ જરૂર પ્રકાશિત કરશે. એ આપણો હિતચિંતક છે. એ પરમાત્માનું અનન્ય શરણ લઇ નિર્બળ અને ક્ષુદ્ર વિચારોને મનમાંથી દૂર કરવા અને હંમેશ શુભનું જ ચિંતન કરવું એ સૌનું કર્તવ્ય છે. શ્રી રામનામ, ૐકાર કે એવા કોઇ મંત્રનો શ્રદ્ધાથી જપ થવો જોઈએ. જપમાં તો જાદુઈ શક્તિ રહેલી છે. **जकारो जन्मनाशाय पकारो पापनाशनः** એવું નીતિનું વચન છે. જન્મનાશ અને પાપનાશ માટે આ અલૌકિક જપ-સાધનનું શરણ લેવું, મન કોઈ પણ શુભ વસ્તુનું અવલંબન લે એવો પુરુષાર્થ કરવો, સંતસમાગમ સતત ચાલુ રાખવો, થોડો સમય એકાન્તમાં આત્મચિંતન કરવું અને સતત ભગવાન સાથે પ્રાર્થનારૂપે વાતો કરવાની ટેવ પાડવી. આ બધા ઉપાયો શુભ વિચારોનાં સ્ફુરણને વેગ આપનાર છે. એથી જીવનને ઉન્નત બનાવે તેવા સદ્વિચારો આપોઆપ સ્ફુરશે અને એવા વિચારો આપણા જીવનનો ઉત્કર્ષ જરૂર સાધશે. આપણે સૌએ વિશ્વાસપૂર્વક માનવાનું છે કે, આપણે શ્રેષ્ઠ બનવાને જ જનમ્યા છીએ અને આપણું ઉન્નત ભવિષ્ય આપણા જ હાથની વાત છે. પરમકૃપાળુ ભગવાન આપણી બુદ્ધિ તેજસ્વી બનાવે અને આપણે પ્રગતિને પંથે નિષ્ઠાથી, શ્રદ્ધાથી, હિંમતથી અને પ્રેમથી આગળ વધીએ, એ જ પ્રાર્થના.

# સાત પેઢી ન ભૂંસાય તેવાં ચિત્રો

લે૦ શ્રી. હરિશંકર દ. ત્રિવેદી

જુઠો શાહ નામે એક વાણીઓ ઘણા વર્ષથી ગામડાંમાં રહેતો હતો. તેને બહાદુરશાહ નામે મોટી ઉંમરનો એક દિકરો હતો. બાપ-દીકરાએ ગામડામાં રહી પુષ્કળ વેપાર કરી ઘણો પૈસો એકઠો કર્યો હતો. બહાદુરશાહની મા દેવલોક થયાં હતાં. પોતે પરણેલો હોઇ પોતાને બે દીકરા હતા.

પૈસાને સારૂં બને છે, તેથી બહાદુરશાહે પોતાના બાપની સલાહ લઈ શહેરમાં મકાન અને દુકાન બંધાવવા તથા ત્યાં રહી છોકરાંઓને ભણાવવા વિચાર કર્યો. પોતાના ગામડાથી આઠ ગાઉ દૂર શહેર હતું ત્યાં જમીન વેચાણ લઇ રહેવાનું મકાન અને દુકાન બંધાવવા માંડ્યાં. દુકાનના કામની દેખરેખ જુઠોશાહ રાખતા હતા. અને ઘરના ચણતરની દેખરેખ બહાદુરશાહ રાખતા હતા. મકાનો ચણાઇ તૈયાર થયા પછી ગામડું છોડી ત્યાં રહેવાનું રાખ્યું. છોકરાઓનો સારે ઘેર વિવાહ કર્યો. ત્યારપછી બહાદુરશાહની સ્ત્રી મરી ગઈ. પૈસાવાળો હોવાથી તેને બીજી સ્ત્રી મળી, અને બાર માસની અંદર પરણ્યો.

કેટલાક મહિના પછી બહાદુરશાહ કંઇ કામ સારૂ પરગામ ગયો. ત્યાં ત્રણચાર દિવસ કામ કરીને એક દહાડો મોડી રાતે ઘેર આવ્યો. ઘરમાં જતાં કોઈ પરાયા માણસને ઉધરસ આવતાં સાંભળી. આથી દીવો કરી તેણે તપાસ કરી તો એક આદમી એક ખૂણે જાજમ પર સૂતેલો હતો. તે જોતાં જ તેને કુકર્મનો વહેમ આવતાં પોતાની તલવારથી મારી નાખી ઘર પાછળ વાડામાં ઊંડો ખાડો ખોદી તેમાં દાટી દીધો. આ વાત કોઈના જાણવામાં આવી નહિ. મોટી ઉંમરે નાની નવી સ્ત્રી પરણનાર લોકો આવા વહેમમાં પાપકર્મ કરી બેસે છે.

બહાદુરશાહે બીજે વર્ષે બંને છોકરાંઓને પરણાવ્યા. બહાદુરશાહની બાઇડીને આવતાં વેંત વહુઓ કામ કરનાર થઇ. તેથી તે ભાગ્યશાળી ગણાવા લાગી. બાર માસ પછી તેને પુત્ર જન્મ્યો. એટલામાં જુઠો શાહ મરણ પામ્યો.

નવી સ્ત્રીનો પુત્ર દોઢ વર્ષનો થયો ત્યારે બહાદુરશાહે પોતાના મકાનની સુનાબંધ ઓસરીની ભીંતોએ ચિત્રો કઢાવવા માંડ્યાં. એક દહાડો પોતે હોય ઉપર આડો પડી ચિત્રો જોતો જાય છે, અને ચીતરનારાને ભલામણ કરે કરે છે કે 'સાત પેઢી સુધી ભુંસાય નહિ એવાં ચિત્રો કાઢજો.' આ શબ્દો એક સાધુ ભિક્ષા લેવા આવેલ હતો, તેણે સાંભળ્યા. તેથી તેને જરા હસવું આવ્યું ને મોં મલકાયું; તે બહાદુરશાહના જોવામાં આવ્યું. સાધુ ભિક્ષા લઇ ચાલતો થયો. વળી ત્રીજે દિવસે બહાદુરશાહ પોતાના નાના દોઢ બે વરસના છોકરાને ભેળો બેસાડી ભોજન કરતા હતા. તે વખતે પણ પેલો સાધુ ભિક્ષા લેવા ત્યાં આવ્યો. તે વખતે નાના છોકરાને પેશાબ કરવાની ઇચ્છા થતાં ભાણાથી જરા દૂર ઊભો થઇ પેશાબ કરવા લાગ્યો. તેના કેટલાક છાંટા ભાણાને લાગતા હતા. આ જોઇને પણ પેલો સાધુ પ્રથમની પેઠે જરા હસ્યો. તે બહાદુરશાહે જોયું. સાધુ ભિક્ષા લઇ ચાલતો થયો. ત્યારપછી બીજે દહાડે બહાદુરશાહ પોતાની દુકાને બેઠો નામું લખતો હતો. તેવામાં કસાઇ બોકડાને લઇને આવતો માલુમ પડ્યો. વધારે નિહાળવાથી મહા તકરાર અને ખર્ચના બોજામાં ઊતરવું પડે એવા હેતુથી બહાદુરશાહ બોકડા તરફ કોઇ ન જાણે તેમ ત્રાંસી નજરથી જોવા લાગ્યો. બોકડો કસાઇઓ પાસેથી દોડતો આવી બહાદુરશાહની દુકાન પર ચડ્યો. એટલે બહાદુરશાહે જાણ્યું અજાણ્યું કરી બોકડાને ખસેડવા સાવરણી લઇને અમથી અમથી દુકાનની ઓસરી વાળવી શરૂ કરી. તથા બકરી! બકરી! એવો શબ્દ બોલતાં સાવરણી તથા હાથના ધક્કાથી બોકડાને દુકાનથી નીચે ઉતારી દીધો. તેજ વખતે ત્યાં આગળ થઇને 'આગળ' કહેલો સાધુ નીકળ્યો. તેણે ઉતારી મૂકેલા બોકડાની આંખોમાંથી આંસુ ટપકતાં જોઇ જરા હસવા જેવું મોં કરી ચાલવા માંડ્યું. પાછળથી કસાઇઓ બોકડાને લઇ ચાલતા થયા.

કથા કે વ્યાખ્યાનમાં ખૂબ હાસ્યરસ આવે તો પણ જરાયે ન હસનાર આ સાધુ 'ત્રણ વારથી મને જોઇને હસે છે એનું કારણ જાણવાની બહાદુરશાહને ઉત્કંઠા થઈ. તેથી પોતે સાધુની પાસે ગામ બહાર ધર્મશાળામાં ગયો. તથા ત્રણ વાર પોતાને જોઇને હસવાનું કારણ પૂછ્યું. ત્યારે સાધુએ કહ્યું, તમારે સંસારીને સાધુના મનના ભાવ જાણવામાં બીલકુલ સાર નથી. તો પણ બહાદુરશાહે બહુ આગ્રહ કરી નમ્રતાથી તે જાણવાની ઇચ્છા જણાવી. ત્યારે સાધુએ કહ્યું; 'મારા હસવાના પ્રત્યેક સમયે તમે શું કાર્ય કરતા હતા તે કહો.' બહાદુરશાહે કહ્યું, સાત પેઢી ન ભુંસાય તેવાં ચિત્રો કાઢવા હું ચીતારાને ભલામણ કરતો હતો તે વખતે આપ પ્રથમ હસ્યા હતા.

**સાધુ**—તે વખતે તારી ઉંમર માત્ર સાત દિવસની બાકી હતી. છતાં તારી આવી મિથ્યા લોલુપતા જોઇને મને હસવું આવ્યું.

**બહાદુરશાહ**—તે પછી ત્રીજે દહાડે હું જમતો હતો ત્યારે હસવાનું શું કારણ?

**સાધુ**—રાતના વખતમાં તારા ઘરમાં તારી ગેરહાજરીમાં પેઠેલા પુરુષને તેં છુરીથી મારી જમીનમાં દાટી દીધો હતો, તે જ આત્મા તારા તે છોકરામાં છે, છતાં તેના પેશાબના છાંટાને ન લેખવતાં તેને તું પ્રેમથી સાથે બેસાડે છે ને પંપાળે છે. એ માયાના ખેલને જોયો એ મારું બીજું કારણ.

બહાદુરશાહ સ્તબ્ધ બની ગભરાઇ તો ગયો પણ ધીરજ રાખી ત્રીજી વખત હસવાનું કારણ દુકાન અને બોકડાની સ્મૃતિ આપીને પૂછ્યું.

**સાધુ**—એ બોકડો તારા બાપ જુગશાહનો જીવ છે. તેણે પૂર્વજન્મે કસાઇને સુતર વેચાતું આપતાં કપટથી એક શેર ઓછું આપ્યું હતું, તેનો બદલો પૂરો કરવા તે બોકડો થઇ કસાઇને હાથ પડ્યો છે. એ જીવે પૂર્વજન્મમાં આ દુકાન બંધાવેલી ને ઘણા દહાડા તે દુકાન પર બેઠેલો તેને લીધે આત્માના સંસ્કારોના જ્ઞાનથી તે દુકાન પર સહાયની આશાએ ચડ્યો, તેને તેં ઉતારી મૂક્યો. ત્યારે તેની અંને આંખોમાંથી આંસુ ટપક્યાં તે જોઈ મને ખેદયુક્ત હસવું આવ્યું.

**બહાદુરશાહ**—અરે! બાપજી એ બોકડાની હવે શી વલે થશે?

**સાધુ**—કલાક પછી કસાઇ તેને મારી નાખશે. તારી ઉમર હવે બે દિવસની રહી છે. હરિભજન કરવું હોય તે કરી લેજે.

બહાદુરશાહે બોકડાને છોડાવવા તપાસ કરી પણ મળી આવ્યો નહિ. તેથી નિરાશ થઇ પાછો વળ્યો. અને સાધુ પાસે દૃઢ આસન લગાવી ધર્મોપદેશ સાંભળી બીજે દહાડે મરણ પામ્યો.

★

## પત્નીનું સ્વાર્પણ

અર્પણ થવામાં પણ એક આનંદ છે. પરણ્યાં એટલે જેને પરણ્યાં તેને માટે પોતે કેવી રીતે સમર્પિત બની જવું તે જાણવું જોઇએ. તો જ પરણ્યાનો ખરેખરો આનંદ શું છે તે જાણી-અનુભવી શકાય. જે સ્ત્રીઓ, જેના સાથે પરણે છે તેના મનોભાવ સમજવા પ્રયત્ન કરતી નથી, તેના દિલમાં-દૂધમાં સાકરની માફક ઓગળતી નથી અને પોતાના સ્વભાવની જડતાઓ અને હઠીલાઇઓ પકડી રાખીને પતિ પાસેથી કેવળ પોતાની જ ઇચ્છાઓ પૂરી કરવામાં લક્ષ્ય રાખે છે, તેઓ કદી પરણ્યાનો-સ્વાર્પણનો અલૌકિક આનંદ માણી શકતી નથી. અને દૂધમાંથી જેમ કાંકરાને છેવટે જૂદું પડવું પડે છે તેમ બંન્નેનાં દિલ વિખૂટાં પડતાં જાય છે. અને છેવટે શરીર પણ વિખૂટાં પડી જાય છે. દૂધ અને સાકરની માફક તેઓ એકતાનું અખંડ સૌભાગ્ય પ્રાપ્ત કરી શકતાં નથી તેમના જીવનમાં મીઠાશ કે આનંદનો અનુભવ થતો નથી.

સાકરની માફક ઓગળતાં-અર્પણ થતાં શીખ્યા વગર કોઇને કદી સાચો સ્નેહ મળતો નથી. અને કાંકરાની માફક ઠોકરે અથડાવું પડે છે. અથવા લાકડાના ઠુંઠાની માફક તેમનું જીવન શુષ્કતામાં વીતે છે. માટે કાંકરા અને ઠુંઠા જેવાં ન બનતાં અર્પણ થતાં શીખવું જોઇએ, પતિની ઇચ્છાઓ અને ભાવોને સમજતાં શીખવું જોઇએ અને તેમને અનુકૂળ રીતે વર્તવું જોઇએ. પતિ વિરુદ્ધની પોતાની ઇચ્છાઓને કાઢી નાખી તેમને અનુકૂળ બની વર્તવામાં આનંદ લાગવો જોઇએ. ત્યારે જ અર્પણનું ખરેખરું તત્ત્વ સમજાય છે. અને તેનાં મધુર ફળોનો સ્વાદ થોડા જ વખતમાં ચાખવા મળે છે.

જયનારાયણ ભટ્ટ.

સેવકની દરેક જરૂરીયાંત સમાજ પૂરી પાડે છે. માગવામાં મહત્તા નથી. ત્યજવામાં ખરી મહત્તા રહેલી છે. વિશ્ણુ બલિ રાજા પાસે માગવા ગયા ત્યારે તેમને વામન બનવું પડયું. માગનારની કોટિ ઊતરતી છે આપનારનો દરજ્જો હંમેશાં ઊંચો છે. એ વાત સૌ સમજી શકે છે.

ધનવાનનાં પરિચયમાં આવવું એ યોગ્ય નથી. ધનવાનના પરિચયથી માણસમાં માગવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે. જેથી આધ્યાત્મિક અધ:પતન થાય છે. મનને કાબુમાં રાખી તેના પર વિજય મેળવ્યા પછી શ્રમંતોના સહવાસમાં આવવામાં કશો બાધ નથી. માગ્યા વગર મળતી વસ્તુ માણસને આત્મસંતોષ આપવામાં કારણભૂત બને છે.

કોઈ મોટા માણસ પાસે જવું હોય તો તેમને ભેટ આપવાની ઇચ્છાથી જવું સારૂં છે. કોઈ ધનવાન પાસે માગવાની ઇચ્છાથી માણસ જાય છે ત્યારે એ ધનવાનની પ્રભુતા પાસે તેને પોતાની લઘુતાનું ભાન થાય છે.

સામાને દેવાની જ મનોવૃત્તિથી જવાનું નક્કી કરી જનાર માણસ ભલે સમાથી નાનો હોય પણ પોતે તેની બરોબરીનો જ છે એવો તેને પોતાને એ વખતે અનુભવ થાય છે. એથી માગણવૃત્તિને કદી પણ હૃદયમાં સ્થાન નહીં આપતાં હંમેશાં અયાચકવૃત્તિ રાખી, આધ્યાત્મિક અધ:પતન થતું અટકાવીને વિશાળ હૃદયી બની પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરવા સદા જાગ્રત રહેવું ઇષ્ટ છે.



## સનાતનધર્મી કોણ?

સનાતન ધર્મ જો સનાતન છે તો તે સર્વવ્યાપી હોવો જોઇએ. ઇશ્વર સનાતન છે–સત્ય–નિત્ય છે, તો તેને આપણે સર્વવ્યાપી માનીએ છીએ. આપણે સનાતન ધર્મ પાળવો એટલે એ કે આપણે જે ધર્મ ક્ષણજીવી અને સંકુચિત હોય અને આપણને પાપરૂપે લાગી, આપણને મરણોન્મુખ–અસનાતન અને અલ્પ રાખતો હોય તેને ત્યાગી નિત્ય સત્ય ભાવમાં ઓતપ્રોત થવા તરફ વળવું.

જગતના બધા ધર્મોનાં નામ ભલે જુદાંજુદાં હોય, છતાં તેમાં જે વિશાળ અને સત્યને દર્શાવનારા માર્ગો છે તે સનાતન ધર્મના જ છે. અને તે સંપ્રદાયવાળાઓએ તે ધર્મમાં જે વહેમો સંકુચિતતાઓ ભેળવી છે તે સર્વવ્યાપી સનાતન ધર્મની નથી પણ પાપની છે. આપણે તે ધર્મોમાંની પણ તેવી મલિનતાઓ દૂર કરવાનો પ્રયત્ન કરવાનો છે. આપણે એમ સમજવાનું નથી કે એ તો પરધર્મ છે; અથવા ઇસ્લામ ધર્મ છે, કારણ કે જો સનાતન ધર્મ સર્વવ્યાપી છે તો તે ધર્મો પણ સનાતન ધર્મમાં જ રહેલા છે અને તે ધર્મોના દોષો પણ સનાતન ધર્મના જ દોષો છે. જે ખરેખરો સનાતનધર્મી છે તે દરેક ધર્મોને સનાતન બનાવવા અર્થાત્ તેમાંથી અશુદ્ધિ દૂર કરવા નમ્ર પ્રયત્નો કરવાનો પોતાનો ધર્મ જ જુએ છે. તે સમજે છે કે એ દોષો પણ મ્હારા–અર્થાત્ કુદરતના સનાતન ધર્મની વિરુદ્ધનાં તત્ત્વો હોઈ પૃથ્વી ઉપર રહેવા જોઇતા એક શુદ્ધ સનાતન ધર્મમાંથી તેમને હઠાવવા જ જોઇએ. તેને એવો આગ્રહ હોતો નથી કે એ ઇશ્વરીય સનાતન ધર્મને હિન્દુ તરીકે જ ઓળખવો જોઇએ. તેને ભલે લોકોમાં ઇસ્લામનું કે જૈન–ખ્રિસ્તીઇત્યાનું નામ અપાય પણ તે તો તેને નિર્દોષ અને સર્વવ્યાપી રીતે જોવા–આચરવાના એકમાત્ર આગ્રહવાળો જ હશે.

—જયનારાયણ ભટ્ટ.

## સુવર્ણસૂત્રો

લે. શ્રી 'ગુરુચરણકમલાનુરાગી–ભિક્ષુ'

સજ્જનોની સાથેનો એક વખતનો સમાગમ પણ ઉત્તમ છે. અને સજ્જનો સાથે મિત્રતા કરવી તે એથી પણ વધારે ઉત્તમ છે. સજ્જનોનો કરેલો સંગ નિષ્ફળ જતો નથી. એટલા માટે હંમેશ સજ્જનોની સાથે જ રહેવું જોઇએ.

જે પુરુષ શાસ્ત્રનું જ્ઞાન, તપ ધન, અને પરાક્રમદ્વારા લોકોને જીતે છે તે જ પુરુષ કહેવાય છે.

ધર્મને છોડી વ્યર્થ જીવવાથી શો લાભ છે !

સંસારમાં બુદ્ધિમાન પુરુષ ક્ષણિક વસ્તુ સાથે પ્રેમ કરતો નથી.

ગમે તેવાં દુ:ખ આવે પરન્તુ તેથી વ્યાકુળ થવું અથવા ગભરાવું જોઇએ નહીં.

ક્રોધ, અહંકાર, લજ્જા ધૈર્ય અને અહંભાવ એ જેને લોભાવતાં નથી તે પંડિત કહેવાય છે.

જે મિત્રની સાથે કપટનો વહેવાર કરે છે અને બળવાન સાથે શત્રુતા કરે છે તે મૂર્ખ છે.

જે વિના બોલાવ્યે જાય, વિના પૂછયે બકે, વિશ્વાસ ન કરવા યોગ્ય મનુષ્યનો વિશ્વાસ કરે, બીજાને દોષ દે, અને પોતે તેવાં જ કામ કરે, તેમજ વિના કારણ ગુસ્સો કરે તેને મૂર્ખ કહે છે.

ચિન્તા સમાન શરીરને શોષનાર કોઈ નથી.

જયાં ધર્મ છે ત્યાં જ જય છે.

ઇન્દ્રિયોને જીતવી, સત્ય બોલવું, કોમળતા અને દયાળુતા આ ચાર ગુણો સારા મનુષ્યમાં સદા વાસ કરે છે.

કોઇનું અપમાન ન કરવું, અભિમાન ન કરવું, નીચની સેવા ન કરવી, મિત્રો સાથે વૈર ન કરવું, હલકું કામ ન કરવું, અને અર્થ વગરની વાણી ન બોલવી.

જે ભણ્યો છે પણ ગણ્યો નથી તે માણસ એવો છે કે જેણે જમીન ખેડી છે પણ બી વાવ્યું નથી.

જે મનુષ્ય પોતાની વિદ્વત્તા બતાવવા સારૂ અન્યની વાતમાં વચ્ચે પડે છે તે પોતાની મૂર્ખાઈ પ્રકટ કરે છે.

દાન કરો પરન્તુ ઉપકાર ન ચઢાવો.

જેણે પોતાની જીંદગી અજ્ઞાનમાં જ ગુમાવી તે એના જેવો છે કે રૂપીઆ તો ખરચ્યા પણ કોઇ વસ્તુ ન ખરીદી.

જો કે બુદ્ધિશાળી રાજ આદિ કાર્ય કરવાનું પસંદ નથી કરતા, પણ તારો સર્વ કારભાર બુદ્ધિશાળીને જ સોંપજે.

લોભ એ જ નરકની આગ છે. નરકની આગરૂપ લોભને પ્રજવલિત ન કરો, કેમકે તે આગ તમે સહન નહીં કરી શકો, માટે તે લોભરૂપ આગ પેદા થતાં જ સંતોષરૂપી જળથી તરત જ બુઝાવી દો.

પ્રત્યેક સુંદર ચહેરાવાળાનો સ્વભાવ પણ સારો જ હોય એવો કોઇ નિયમ નથી; જેમ ઇન્દ્રવારણું.

મૂર્ખ માણસ ઢોલના જેવો છે, કે જે શોર બહુ કરે છે પણ અંદરથી પોલો હોય છે.

કુરાન આદિ શાસ્ત્રો એટલા માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે કે લોકો તેથી સન્માર્ગે ચાલતા રહે, નહિ કે લોકો તેનો ફકત પાઠ જ કર્યા કરે.

અભિમાની સાધુ કરતાં પશ્ચાત્તાપ કરીને પ્રભુની ક્ષમા માગી રહેલો પાપી સારો છે.

અહિંસા એ જ પરમ ધર્મ છે.

વિદ્યા તે જ કે જે મુક્ત કરે.

| | | | |
|---|---|---|---|
| પૂર્વ | મેષ<br>અ–લ–ઈ | સિંહ<br>મ–ટ | ધન<br>ભ–ધ–ફ–ઢ |
| દક્ષિણ | વૃષભ<br>બ–વ–ઉ | કન્યા<br>પ–ઠ–ણ | મકર<br>ખ–જ |
| પશ્ચિમ | મિથુન<br>ક–છ–ઘ | તુલા<br>ર–ત | કુંભ<br>ગ–સ–શ |
| ઉત્તર | કર્ક<br>ડ–હ | વૃશ્ચિક<br>ન–ય | મીન<br>દ–ચ–ઝ–થ |

જે દિવસે જન્મ હોય તે દિવસે ચંદ્રમાની જે રાશિ હોય તે રાશિના અક્ષરો ઉપરથી નામ પાડવું. જેમકે મેષ રાશિના ચંદ્ર વખતે જન્મ છે તો અ–લ–ઈ અક્ષરો ઉપર નામ આવે એટલે અંબાલાલ, લલ્લુભાઈ, ઇશ્વરભાઈ વીગેરે સમજવું, તેમજ કોઠાની પહેલી લાઈનમાં પૂર્વ વગેરે દિશાઓ છે તે મેષ, સિંહ, ધન રાશીની પુર્વ દિશામાં છે તેમ અનુક્રમે સમજવી તે પ્રમાણે જે દિશામાં ચંદ્ર હોય તે દિશામાં તથા જમણી બાજુની દિશામાં પરગામ જવાથી સુખ તથા લાભ થાય છે કાળ અને ચંદ્ર એકજ દિશામાં હોય તો તે મુહુર્ત વધુ સારૂં માન્યું છે.

## પરદેશ જવા માટે ગોરખ આંકના કોઠામાં (૩-૧૩) (૪-૧૪) (૫-૧૫)

### ... તિથિઓનું ફળ સરખુ જાણવું ...

| કારતક | માગશર | પોષ | મહા | ફાગણ | ચૈત્ર | વૈશાખ | જેઠ | અષાઢ | શ્રાવણ | ભાદરવો | આસો | ફળ | પ્ર. ૧ | પ્ર. ૨ | પ્ર. ૩ | પ્ર. ૪ | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | સુખ | અર્થ | સુખ | શોક | સુખ | સુખ | ક્લેશ | ભય | દ્રવ્ય |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | મહાલાભ | ભય | કંકાશ | સુખ | ક્લેશ | શોક | નાશ | દરીદ્ર | ચીંતા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | કંકાશ | અ.લા. | સુખ | સુખ | હાની | દ્રવ્ય | દુઃખ | કષ્ટ | ધન |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ક્લેશ | ક્લેશ | મૃત્યુ | કંકાસ | વીનાશ | સંતાપ | સુખ | ધન | સુખ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | લાભ | ક.કષ્ટ | કંકાશ | ભાગ્ય | સુખ | લાભ | દ્રવ્ય | ધન | સુખ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ચીંતા | વીપતી | ક્લેશ | મીત્ર | અર્થ | ભય | લાભ | મરણ | દ્રવ્ય |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ભામો | વાહન | અર્થ | સુખ | સુખ | લાભ | કષ્ટ | લાભ | સુખ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | નેષ્ટ | ૦ | • | • | • | • | સુખ | • | સુખ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | લાભ | ધર્મ | ભાગ્ય | મીત્ર | સુખ | સુખ | લાભ | સીદ્ધી | કષ્ટ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | શોભા | વી.લા. | સંપુર્ણ | મરણ | સુખ | ક્લેશ | કષ્ટ | દ્રવ્ય | ધન |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | કંકાશ | મરણ | અર્થ | કુશળ | મૃત્યુ | લાભ | હાની | • | માન |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | દ્ર. લા. | મરણ | સુખ | સુખ | કુશળ | • | સુખ | મૃત્યુ | કષ્ટ |

મુસાફરીનું અને પ્રહર તથા દીશાઓનું ફળ જે માસની જે તીથીએ જે વખતે જે દીશામાં શુભ જણાય તે દિવસે તે વખતે તે દીશામાં પરગામ જવા માટે ગોરખઆંક જોવાય છે, અમાસ તીથી ત્યાગ કરવી.

### દિવસના ચોઘડીયાં

| રવિ | સોમ | મંગ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ઉદ્વે | અમૃ | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| ચલ | કાળ | ઉદ્વે | અમૃ | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વે | અમૃ | રોગ |
| અમૃ | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વે |
| કાળ | ઉદ્વે | અમૃ | રોગ | લાભ | શુભ | ચલ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વે | અમૃ | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વે | અમૃ |
| ઉદ્વે | અમૃ | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |




### રાત્રિનાં ચોઘડીયાં

| રવિ | સોમ | મંગ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચલ | કાળ | ઉદ્વે | અમૃ | રોગ | લાભ |
| અમૃ | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વે |
| ચલ | કાળ | ઉદ્વે | અમૃ | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વે | અમૃ |
| કાળ | ઉદ્વે | અમૃ | રોગ | લાભ | શુભ | ચલ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વે | અમૃ | રોગ |
| ઉદ્વે | અમૃ | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વે | અમૃ | રોગ | લાભ |

શુભ, અમૃત, લાભ, અતિશ્રેષ્ઠ. ઉદ્વેગ ચલ–મધ્યમ, કાળ રોગ–અનિષ્ટ

## સંવત ૨૦૦૬ની સાલમાં ઉપવીત અને વિવાહનાં મુહુર્તો

**ઉપવીત**

કા. વ. ૨ સો.
ચૈ. શુ. ૨ સો.
વૈ. શુ. ૧૦ બુ.
,, શુ. ૧૧ ગુ.
,, શુ. ૧૧ શુ.
,, વ. ૩ ગુ.
જે. શુ. ૨ શુ.
,, શુ. ૫ સો.
,, વ. ૨ શુ.
,, વ. ૫ સો.

**વિવાહનાં મુ.**

કા. વ. ૧૨ ગુ.
મા. શુ. ૨ ભો.
,, શુ. ૫ શુ.
,, શુ. ૬ શુ.
,, શુ. ૭ શ.
,, શુ. ૯ ભો.

મા શુ. ૧૦ બુ.
,, શુ. ૧૧ ગુ.
,, શુ. ૧૨ શુ.
,, શુ. ૧૫ સો.
,, વ. ૧ ભો.
,, વ. ૮ ભો.
,, વ. ૯ બુ.
ફા. વ. ૬ ગુ.
,, વ. ૭ શુ.

,, વ. ૮ શ.
વૈ. શુ. ૩ ગુ.
,, શુ. ૪ શુ.
,, શુ. ૫ શ.
,, શુ. ૯ બુ.
,, શુ. ૧૦ ગુ.
,, શુ. ૧૧ શુ.
,, શુ. ૧૨ શ.
,, શુ. ૧૩ ર.

,, વ. ૪ શુ.
,, વ. ૬ ર.
,, વ. ૭ સો.
,, વ. ૮ ભો.
,, વ. ૧૧ શુ.
,, વ. ૧૨ શ.
જે. શુ. ૨ શુ.
,, શુ. ૭ બુ.
,, શુ. ૧૨ ર.

,, શુ. ૧૩ સો.
,, વ. ૧ શુ.
,, વ. ૨ શુ.
,, વ. ૩ શ.
,, વ. ૪ ર.
,, વ. ૯ શુ.
,, વ. ૧૦ શ.
,, વ. ૧૧ ર.

## શુભ ખપેલી કે ચોરાયલી વસ્તુ મળે કે નહિ

| દિશા | પૂર્વમાં | દક્ષિણમાં | પશ્ચિમમાં | ઉત્તરમાં |
|---|---|---|---|---|
| ફળ સમય | તુરત—મળશે. | ૩ કે ૮ દિવસે | ૧ કે ૨ માસે | નહી મળે |
| નક્ષત્ર | પુષ્ય રો.ઉ. ફા.વી. પુ. મા. ધા. રે. | મૃ. આ. હ. અનુ. ઉષા શ. આશ્વ. | આદ્રા મઘા ચિ. જે. અ. પુ. ભ. ઉ. | પુનપુ. ફા. સ્વ. મુ. શ્ર. ઉ.ભા.કૃતી. |

જે દિવસે વસ્તુ ગુમ થાય કે ચોરાય તે દિવસનું અથવા ખબર પડે તે દિવસનું નક્ષત્ર ઉપરના જે કોઠામાં મળતું આવે તે પ્રમાણે દિશા તથા ફળ સમજવું. જેમકે પુષ્ય નક્ષત્રમાં ચોરી થઇ તે પૂર્વ દિશામાં તુરત હાથ આવશે એમ જાણવું.

## સામાન્ય મુહૂર્ત વિચાર.

**ગૃહારંભ તથા વાસ્તુ મુહૂર્ત**—જુનું તથા જીર્ણથી બળેલું ઘર સુધારવું હોય અથવા પાયાથી નવું કરવાનું હોય તો માગશર, પોષ, ફાગણ, વૈશાખ શ્રાવણ માસમાં ૪-૯-૧૩-૧૪-૦)) વિનાની તિથિમાં રવિ, મંગળ વિનાના વારોમાં રે. મ. પુષ્પ, ઉ. ફા. હ. સ્વા. અનુ. ઉ. ષા. ધાન, શત. રેવતી નક્ષત્રોએ સારા ચોઘડીએ ઘર બાંધવાનું કામ કરવું શ્રેષ્ટ છે તેમજ ઉપર પ્રમાણે માસ તિથિ, વાર તથા અશ્વિ. મૃગ, શ્રાવણ સાહિતનાં નક્ષત્રોમાં વાસ્તુપૂજન કરવું તથા વાસ બદલવો.

**ખાદવાનું મુહૂર્ત**—રવિ ૫-૬-૮ આ રાશિમાં ઈશાનમાં ૨-૩-૪ એ રાશિમાં અગ્નિ ખુણામાં ૧૧-૧૨-૧ એ રાશીમાં નૈઋત્યમાં અને ૮-૯-૧૦ આ રાશીમાં વાયવ્ય દિશામાં ખીલી નાંખવી સારી છે.

**રાખડી બાંધવી**—સ્ત્રીને ગર્ભ રહ્યા બાદ ૩ કે ૫ માસે સુદમાં અશ્વિ, મગ, પુ. હ. મુ. શ્ર. પુ. ભા. પુ. અનુ. રો. ત્રણે ઉ રે. નક્ષત્રમાં રવી, મંગળ કે ગુરુવાર ૪-૯-૧૪ તિથી સિવાય સારો દીવસ જોઇ રાખડી બાંધવાનું મુહૂર્ત શ્રેષ્ઠ છે.

**સિમંત (ખોળો) નું મુહુર્ત**—ગર્ભથી ૪-૬-૭ માસમાં કે ૫-૭ માસમાં રવી, મંગળ ગુરુવાર ૪, ૯, ૧૩ ૧૪, સિવાયની તીથીમાં તથા શ્રુભ-ફીના નક્ષત્રમાં ખોળો ભરવો.

**નિશાળે બેસાડવાનું મુહુર્ત**—જન્મથી ૫ આપ્યા નથી પ્રથમ પાંચમે વર્ષે વિષ્ણુ સુતા પછી અને સુતા પછીથી પ્રથમ શની મંગળ રહિત વારે ૧૧-૧૦-૩-૬-૫-૩ એ તિથીઓમાં અનુ, હસ્ત, ચિ. પુન. જ્યે-રે-શ્ર. ભ. એ નક્ષત્રોમાં કુંભ સંક્રાંતિને તજી દ્વિસ્વભાવ લગ્નમાં સાધારણ લગ્ન બળ પ્રમાણે શુભ સમયે અક્ષરારંભનું મુહુર્ત શ્રેષ્ટ છે.

**દુકાનનું મુહુર્ત**—અનુરાધા, ઉત્તરા, પુષ્પ, રેવતી, રોહીણી, મૃગ, ચિત્રા, હસ્ત એટલા નક્ષત્રો ગુરુ, શુક્ર, બુધ, સોમ, રાવવારે એટલા વારો શુભ તીથીમાં દુકાનનું મુહુર્ત સારૂં છે,

**ખરીદ વેચાણનું મુહુર્ત**—રે. શ. સ્વ.જ. શ. ચિ. એ નક્ષત્રોમાં સર્વ વસ્તુ ખરીદવી અને વિ. મુ. ફા. પૂ.-ષા. પુ. ભા. ભ. કૃ. આ નક્ષત્રોમાં સર્વ વસ્તુ વેચવી.

**હળ (હળોત્ર)નું મુહુર્ત**—૪, ૯, ૧૪, ૦)) સિવાયની તિથી શ. રવી. મં. વગરના વાર તથા અશ્વિ. રોહિ, પુન, પુ. મ. ઉ. ૩, હ. ચી. સ્વા. વિ. અનુ. પૂ. ઉષા, ઉ. ભા. રે. નક્ષત્રોમાં હળેથી ખેતીનાં કામનો આરંભ કરવો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| વરસાદ | ૧૧ | ભેદ | ૭ | સોનું | ૧૫ | જન્મ | ૭ |
| અનાજ | ૯ | મૈત્રી | ૫ | તાંબુ | ૫ | દેશોપદ્રવ | ૧૭ |
| ઘાસ | ૯ | રસના | ૭ | કપાસ | ૧૯ | પર, પદ્રવ | ૧૧ |
| ટાઢ | ૫ | ફળના | ૧૧ | ચાંદી | ૧૭ | ચોર | ૫ |
| તડકો | ૫ | ઉમંગના | ૯ | સીસું | ૧૧ | અગ્નિ | ૧૯ |
| વાયુ | ૧૩ | તાવના | ૭ | પિતળ | ૧ | નોકર | ૧ |
| વિનાશ | ૧૫ | પોપટ | ૧ | કાંસુ | ૧૩ | શેઠ | ૧૭ |
| લડાઇ | ૧૧ | ઉંદર | ૧૫ | ક્રોધ | ૫ | ધન | ૧૯ |
| ભૂખના | ૩ | સ્વરાજ્ય | ૧૫ | શાંતિ | ૭ | ડાંગરના | ૧૯ |
| તરસના | ૧૩ | પરદેશ | ૩ | પાપીના | ૧૭ | ઘઉં | ૧૯ |
| ઊંઘના | ૯ | લડાઇ | ૧૫ | દયાના | ૫ | બાજરી | ૧૫ |
| આળસ | ૧૩ | જવાદીર | ૧૫ | રોગ | ૯ | કઠોર | ૧૩ |
| ઉદ્યમ | ૩ | કાપડ | ૧૫ | ઓસડ | ૧૭ | તમાકુ | ૧૧ |
| શાંતિ | ૯ | ઘી | ૧૫ | આચાર | ૧૫ | મીડાના | ૧૫ |
| ક્રોધ | ૯ | તેલ | ૭ | અનાચાર | ૫ | ઉદ્યમ | ૧૯ |
| દંભ | ૯ | ઉન | ૧૫ | મરણ | ૭ | કારખાના | ૧૫ |

## પનોતિ વિચાર

સિંહે શનિઃ તા. ૮-૭-૪૭ થી તા. ૩૦-૮-૫૦ સુધી છે કર્કે ચંદ્રઃ મોટી પનોતી કર્ક (ડ.હ) પગે, સોનાને સિંહ (મ.ટ) છાતીએ, લોખંડને પાયે (પાયે કન્યા (પ,ઠ) માથે, સોનના પાયે મધ્યમ .

નાની પનોતી વરખ (બ,વ,ઉ) તાંબાને પાયે સારી મકર (ખ,જ) તાંબાને પાયે સારી कन्यायां शनिः તા. ૩૦-૮-૧૯૫૦ થી સુધી, સોમે चंद्रः મોટી પનોતી સિંહ (મ,ટ) પગે, લોઢાના પાયે ખરાબ કન્યા (પ,ઠ) છાતીએ તાંબાને પાયે સારી તુલા (ર,ત) માથે સોનાને પાયે મધ્યમ તા. ૮-૭-૪૮ મોટી પનોતી કર્ક, સિંહ કન્યાં રાશીવાળાઓને છે, તા. ૩૦-૮-૫૦ થી કર્ક, રાશીવાળાને પનોતી ઉતરી જશે અને તુલા રાશિવાળાને પનોતી શરૂ થવાની. જેઓને પનોતી ચાલુ હોય તેઓને કોઇને કોઇ પ્રકારે મુંઝવણો, દુઃખ અને હેરાન ગતીઓ કરે છે. તે પનોતીના શાંતી માટે શનિવારનં અપવાસ કરવા,

૭૧૦

| મેષ.અલઈ | વૃષભ.બવઉ | મિથુન.કછઘ | કર્ક.ડહ | સિંહ.મટ | કન્યા.પઠણ | તુલા.રત | વૃશ્ચિક.નય | ધન.ભધફઢ | મકર.ખજ | કુંભ.ગશસ | મીન.દચઝથ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તા. ૨૮ મી ઓકટોબરથી ગુરૂની દશા ખરાબ | તા. ૨૨ મી ઓકટોબરથી શનીની દશા ખરાબ | તા. ૨૫ મી સપ્ટેમ્બરથી બુધની દશા સારી | તા. ૨૫ મી ઓકટોબરથી બુધની દશા સારી | તા. ૨૭ મી ઓકટોબરથી મંગળની દશા ખરાબ | તા. ૭ મી ઓકટોબરથી ચંદ્રની દશા સારી | તા. ૭ મી નવેમ્બરથી ચંદ્રની દશા સારી | તા. ૧૭ મી નવેમ્બરથી રવીની દશા ખરાબ | તા. ૭ મી ઓકટોબરથી શુક્રની દશા સારી | તા. ૭ મી નવેમ્બરથી શુક્રની દશા ખરાબ | તા. ૨૫ મી ઓકટોબરથી મંગળની દશા સારી | તા. ૨૭ મી સપ્ટેમ્બરથી ગુરૂની દશા સારી |
| તા. ૨૪ મી ડીસેમ્બરથી રાહુની દશા સારી | તા. ૨૭ મી નવેમ્બરથી ગુરૂની દશા સારી | તા. ૨૧ મી નવેમ્બરથી શનીની દશા સારી | તા. ૨૦ મી ડીસેમ્બરથી શનીની દશા ખરાબ | તા. ૨૫ મી નવેમ્બરથી બુધની દશા ખરાબ | તા. ૨૭ મી નવેમ્બરથી મંગળની દશા સારી | તા. ૨૬ મી ડીસેમ્બરથી મંગળની દશા ખરાબ | તા. ૭ મી ડીસેમ્બરથી સોમની દશા ખરાબ | તા. ૧૬ મી ડીસેમ્બરથી રવીની દશા મધ્યમ | તા. ૧૪ મી જાનેવારીથી રવીની દશા ખરાબ | તા. ૭ મી ડીસેમ્બરથી શુક્રની દશા સારી | તા. ૨૫ મી નવેમ્બરથી રાહુની દશા ખરાબ |
| તા. ૩ જી ફેબ્રુવારીથી શુક્રની દશા સારી | તા. ૨૩ મી જાનેવારીથી રાહુની દશા ખરાબ | તા. ૨૬ મી ડીસેમ્બરથી ગુરૂની દશા મધ્યમ છે | તા. ૨૫ મી જાનેવારીથી ગુરૂની દશા સારી | તા. ૧૯ મી જાનેવારીથી શનીની દશા ખરાબ | તા. ૨૪ મી ડીસેમ્બરથી બુધની દશા સારી | તા. ૨૩ મી જાનેવારીથી બુધની દશા ખરાબ | તા. ૨૫ મી જાનેવારીથી મંગળની દશા સારી | તા. ૫ મી જાનેવારીથી ચંદ્રની દશા ખરાબ | તા. ૩ જી ફેબ્રુવારીથી ચંદ્રની દશા ખરાબ | તા. ૧૨ મી ફેબ્રુવારીથી રવીની દશા ખરાબ | તા. ૫ મી જાનેવારીથી શુક્રની દશા સારી |
| તા. ૧૩ મી એપ્રીલથી રવીની દશા સારી | તા. ૪ થી માર્ચથી શુક્રની દશા સારી | તા. ૨૧ મી ફેબ્રુવારીથી રાહુની દશા સારી | તા. ૨૨ મી માર્ચથી રાહુની દશા ખરાબ | તા. ૨૩ મી ફેબ્રુવારીથી ગુરૂની દશા સારી | તા. ૧૭ મી ફેબ્રુવારીથી શનીની દશા સારી | તા. ૧૮ મી માર્ચથી શનીની દશા સારી | તા. ૨૧ મી ફેબ્રુવારીથી બુધની દશા સારી | તા. ૨૩ મી ફેબ્રુવારીથી મંગળની દશા ખરાબ | તા. ૨૪ મી માર્ચથી મંગળની દશા સારી | તા. ૪ થી માર્ચથી ચંદ્રની દશા સારી | તા. ૧૩ મી માર્ચથી રવીની દશા સારી |
| તા. ૪ થી મેથી ચંદ્રની દશા સારી | તા. ૧૩ મી મેથી રવીની દશા ખરાબ | તા. ૩ જી એપ્રીલથી શુક્રની દશા સારી | તા. ૪ થી મેથી શુક્રની દશા ખરાબ | તા. ૨૨ મી એપ્રીલથી રાહુની દશા ખરાબ | તા. ૨૪ મી માર્ચથી ગુરૂની દશા ખરાબ | તા. ૨૪ મી એપ્રીલથી ગુરૂની દશા સારી | તા. ૧૮ મી એપ્રીલથી શનીની દશા ખરાબ | તા. ૨૨ મી માર્ચથી શુક્રની દશા ખરાબ | તા. ૨ એપ્રીલથી બુધની દશા સારી | તા. ૨૪ મી એપ્રીલથી મંગળની દશા સારી | તા. ૩ જી એપ્રીલથી ચંદ્રની દશા મધ્યમ |
| તા. ૨૫ મી જુનથી સોમની દશા સારી | તા. ૪ થી જુનથી ચંદ્રની દશા સારી | તા. ૧૪ મી જુનથી રવીની દશા સારી | તા. ૨૫ મી જુલાઈથી રવીની દશા ખરાબ | તા. ૪ થી જુનથી શુક્રની દશા સારી | તા. ૨૩ મી મેથી રાહુની દશા સારી | તા. ૨૩ મી જુનથી રાહુની દશા ખરાબ | તા. ૨૫ મી મેથી ગુરૂની દશા ખરાબ | તા. ૧૯ મી મેથી શનીની દશા ખરાબ | તા. ૧૯ મી જુનથી શનીની દશા સારી | તા. ૨૩ મી મેથી બુધની દશા સારી | તા. ૨૫ મી મેથી મંગળની દશા ખરાબ |
| તા. ૨૫ મી જુલાઈથી શનીની દશા ખરાબ | તા. ૨૭ મી જુલાઈથી મંગળની દશા ખરાબ | તા. ૬ ઠી જુલાઈથી ચંદ્રની દશા સારી | તા. ૬ ઠી ઓગસ્ટથી ચંદ્રની દશા સારી | તા. ૧૬ મી ઓગસ્ટથી રવીની દશા ખરાબ | તા. ૬ થી જુલાઈથી શુક્રની દશા ખરાબ | તા. ૭ મી ઓગસ્ટથી શુક્રની દશા સારી | તા. ૨૫ મી જુલાઈથી રાહુની દશા ખરાબ | તા. ૨૫ મી જુનથી ગુરૂની દશા સારી | તા. ૨૭ મી જુલાઈથી ગુરૂની દશા ખરાબ | તા. ૨૧ મી જુલાઈથી શનીની દશા સારી | [illegible] મી જુનથી બુધની દશા ખરાબ |
| તા. ૨૧ મી સપ્ટેમ્બરથી શનીની દશા ખરાબ | તા. ૨૫ મી ઓગસ્ટથી ગુરૂની દશા સારી | તા. ૨૭ મી ઓગસ્ટથી મંગળની દશા સારી | તા. ૨૭ મી સપ્ટેમ્બરથી મંગળની દશા ખરાબ | તા. ૭ મી સપ્ટેમ્બરથી ચંદ્રની દશા ખરાબ | તા. ૧૬ મી સપ્ટેમ્બરથી રવીની દશા સારી | તા. ૧૬ મી ઓકટોબરથી રવીની દશા ખરાબ | તા. ૭ મી સપ્ટેમ્બરથી શુક્રની દશા સારી | તા. ૨૫ મી ઓગસ્ટથી રાહુની દશા સારી | તા. ૨૫ મી સપ્ટેમ્બરથી રાહુની દશા સારી | તા. ૨૭ મી ઓગસ્ટથી ગુરૂની દશા સારી | તા. ૨૧ મી ઓગસ્ટથી શનીની દશા ખરાબ |

# ભગવાનનો ભક્ત કોણ?

જે પોતાના આત્મસ્વરૂપ અન્તર્યામી ભગવાનને જ પોતામાં અને સર્વ પ્રાણીઓમાં રહેલો જુએ છે અને પોતાને તથા સર્વ પ્રાણીઓને તે એક જ આત્મસ્વરૂપ ભગવદ્ભાવમાં રહેલાં જુએ છે, તે ભગવાનનો ઉત્તમ ભક્ત છે. જે ઇશ્વરમાં પ્રેમ કરે છે, ઇશ્વરના ભક્તોની મૈત્રી કરે છે, સંસારી જનો પ્રત્યે કૃપા-ભાવ રાખે છે અને દ્વેષીઓની ઉપેક્ષા કરે છે તે મધ્યમ ભગવદ્ભક્ત છે. જે ભગવાનની બાહ્ય પ્રતિમાની પૂજામાં જ કેવળ ભાવ રાખે છે પણ ભગવાનનાં ભક્તો અને અન્ય પ્રાણીઓ પ્રત્યે સદ્ભાવ રાખતો નથી, તે અધમ ભગવદ્ભક્ત છે. જે ઇન્દ્રિયોથી વિષયોને ભોગવતો છતાં કોઈ પદાર્થમાં આસક્ત થતો નથી કે કોઈ પદાર્થોનો દ્વેષ કરતો નથી અને આ સંપૂર્ણ જગતને ભગવાનની માયારૂપે જુએ છે, તે પણ ઉત્તમ ભગવદ્ભક્ત છે. જે પોતાના અવિનાશી એવા અન્તર્યામી ભગવત્સ્વરૂપના સ્મરણથી, નાશવન્ત એવા શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિ વગેરેના જન્મ, મરણ, ક્ષુધા, તૃષા, ભય, શોક, દુઃખ વગેરે સંસારીભાવોમાં મોહ પામતો નથી. તે પણ ભગવાનનો ઉત્તમ ભક્ત છે. જેના ચિત્તમાં, ફળ મેળવવા માટે કર્મો કરાવનારી વાસનાઓ–તૃષ્ણાઓ ઊઠતી નથી અને અન્તર્યામી આત્મસ્વરૂપમાં જ જે મગ્ન રહે છે, તે પણ ઉત્તમ ભક્ત છે. જેને પોતાનાં જાતિ, કુળ અને ધંધાનું અભિમાન નથી તેમજ જેને આ દેહમાં અહંકાર–'હું–પણું'' ઉત્પન્ન થતું નથી, તે પણ ભગવાનને પ્રિય છે. જેને શરીર તેમજ ધન-સંપત્તિ પ્રત્યે પોતાનો તેમજ પારકાપણાનો ભેદભાવ નથી, સર્વ પ્રાણીઓ પ્રત્યે જે સમતાવાન્ છે, શાન્ત છે, તે ભગવાનનો શ્રેષ્ઠ ભક્ત છે. ભગવાનનું જે ચરણ-કમળ અસંયમીઓ માટે દુર્લભ છે, જેને દેવતાઓ પણ શોધી રહ્યાં છે, તે ભગવાનના પાદારવિન્દનું સ્મરણ, ત્રણે લોકના વૈભવ મળતા હોય તો પણ જે અર્ધી ક્ષણ પણ છોડતો નથી, તે અગ્રગણ્ય ભગવદ્ભક્ત છે. જે ભગવાનના ડગલામાં સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સમાઈ જાય છે, તેમના ચરણકમળના નખની કાન્તિરૂપ ચન્દ્રિકાના પ્રકાશથી જેના હૃદયના તાપો અને અજ્ઞાન નષ્ટ થઈ ગયાં છે, તેવા ભક્તના હૃદયમાં, સંસારની તૃષ્ણાઓના તાપો, ચન્દ્ર ઊગ્યા પછી સૂર્યના તાપની માફક; ફરી ઉત્પન્ન થતા નથી. જે ભગવાનનું બળાત્કારે પરવશતાથી નામ લેવામાં આવે તો પણ પાપના સમૂહોનો નાશ થઈ જાય છે, તે ભગવાનનાં ચરણકમળ જે ભક્તના હૃદયમાં પ્રેમપાશને લીધે બંધાઈ જવાથી, ભગવાન તેના હૃદયને છોડી શકતા નથી તે ભક્ત સર્વશ્રેષ્ઠ છે.

[શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૧, અ. ૨, શ્લો. ૪૫–૫૫.]

ૐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

વાર્ષિક લવાજમ : હિંદ બહાર
રૂા. ૫—૪—૦ તંત્રી : રૂા. ૭—૮—૦
પાકું બાઈન્ડીંગ મગનભાઇ છોટાભાઇ દેસાઈ પાકું બાઇન્ડીંગ
રૂા. ૬-૪-૦ રૂા. ૮-૮-૦

# વિષયસૂચિ



**જરૂરી સૂચનાઓઃ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ–સિરનામું સ્પષ્ટ લખવું જોઇએ, અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઇ પોસ્ટકાર્ડ ૧ ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઓર્ડરથી જ લવાજમ મોકલવું જોઇએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને મહીને મળે છે. વી.પી. અને મનીઓર્ડર બન્નેનો ખર્ચ એકજ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

અંક તા. ૧૦ મી સુધીમાં ન મળે તો પોસ્ટ કાર્ડ લખી મંગાવી લેવો.

**લખોઃ—શ્રી ભકિતમાર્ગ કાર્યાલય, પો. બો. નં. ૬ અમદાવાદ**

શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપસ ક્રોસરોડ, અમદાવાદ — મુદ્રક અને પ્રકાશક દેસાઈ મગનભાઈ છોટાભાઈ સલાપસક્રોસરોડ, — શ્રી ભક્તિ માર્ગ કાર્યાલય. મોતીવિલા—અમદાવાદ.





स संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्षयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૩ મું : કાર્તિક–૨૦૦૬ : નવેમ્બર–૧૯૪૯ : અંક ૮ મો.


## રાગ અને ત્યાગ

શ્રી 'પુનિત'

('શાંતિ ક્યાંથી આવે?'—ત્યાગ બધું સમજાવે...રાગ)

અથવા

(શાને બન્યો મસ્તાનો, નંદરાણી! તમારો કાનો...રાગ)

માગે ત્યાંથી ભાગે, ત્યાગે ત્યાં છે આગે,
માગનારો નાનો લેખાતો,
તણખલાની તોલે થાતો,
મા પીરસે વણમાગે, ત્યાગે ત્યાં છે આગે...માગે...(૧)

'ના જોઈએ' એમ નક્કી થાતું,
વધવા માંડે આવક–ખાતું;
ઢગલો થાવા લાગે, ત્યાગે ત્યાં છે આગે...માગે...(૨)

ઉપવાસ કરે જે બેકારીમાં,
નામ ગણાતું નાદારીમાં,
સામે અન્ન ન ચાખે, ત્યાગે ત્યાં છે આગે...માગે...(૩)

'પુનિત' ત્યાગીની બલિહારી,
ટેક સદા જીવનમાં ધારી,
જુવે ન ઊંચી આંખે, ત્યાગે ત્યાં છે આગે...માગે...(૪)

## સંપાદકીય

### સ્વાર્થભાવનાનો વિલય

જ્યારે આર્ય સંતાનો પૂર્ણ મનોભાવવાળા, પરમાર્થમય ભાવનાવાળા હતા ત્યારે દેશ સર્વ વાતે સુખી હતો. કોઈના મનમાં છેતરપીંડી કરવાની કે અઘટતું મેળવવાની વૃત્તિ ન હતી. પોતે સમાજ પાસેથી જેટલું મેળવે, જેટલું ભોગવે તેના કરતાં સવાયો બદલો, પોતાના પરિશ્રમ દ્વારા સમાજને વાળી આપીને, મેળવવાની–ભોગવવાની વૃત્તિ લોકોમાં હતી. એવી રીતે મહેનતનું લઈને જ મનુષ્યો પોતાને ઋણમુક્ત સમજતા. પોતાની યોગ્યતા અને પરિશ્રમ કરતાં અધિક મેળવવાની લાલસા કોઈ રાખતા નહિ. આથી સમાજમાં કોઈ વાતની ઊણપ–તંગી ઊભી થતી ન હતી. આચરણો નીતિમય અને મન સન્તુષ્ટ હોવાથી કોઈને કોઈના તરફથી ભય કે અન્યાયની આશંકા રહેતી ન હતી. સર્વ જનો પોતાના કુટુમ્બને માટે શ્રમ કરતા હોય તેમ નિશ્ચિન્તતાથી સમાજનાં કામો કરતા ઋણમુક્ત બનતા હતા. આવાં પવિત્ર સંતાનો માટે પૃથ્વીમાતાના સ્તનોમાં રસ–કસ ઊભરાતા હતા. મેઘો પૂર્ણ વૃષ્ટિ કરતા હતા. વનસ્પતિ ઉપર મિષ્ટ ફળોના મ્હોલ ઝૂકતા હતા. મનુષ્યોને જેવું દિલમાં હોય તેવું બહાર જોવા મળે છે. સમાજના લોકો નીતિથી દૂર જતા જાય છે, કામના ચોર અને માલના લોભી બનતા જાય છે. સમાજને માટે, અરે, કુટુમ્બને માટે પણ ઘસાવાનો વખત આવતાં તેમનાં દિલ સંકોચાઈ જાય છે, આવા તૃષ્ણાળુ મનોદશાવાળા દુકાળિયા લોકો માટે કદી સુકાળ-સુખશાન્તિ આવી શકે ખરાં? પ્રામાણિકતા અને મહેનતને છોડી પ્રપંચજાળ ખેલી રહેલા સભ્ય વેશવાળા પુરુષોનું અનુસરણ કરવા જતાં બધો સમાજ પાયમાલ થયા વિના રહેશે ખરો? બસ એક જ ઉપાય છે. પોતે અને સમાજને ખરું સુખ જોવાનો માત્ર એક જ ઉપાય છે. દિલમાંથી મેળવવાની કે ભોગવવાની ઇચ્છાની ભૂખ કાઢી નાખો. તમે ભૂખ્યા નથી, પૂર્ણ છો. સન્તોષ ધારણ કરો. સમાજને માટે, પારકાને માટે, ઘસાતાં શીખો, **સ્વાર્થભાવનાનો વિલય કરો. પોતાને માટે અને સર્વને માટે રામરાજ્ય લાવવાની ચાવી આમાં જ રહેલી છે.**

### મહાભારત–તૃતીય ખંડ

વિશ્વમંગલના ચૌદમા વર્ષના પ્રથમાંક–મહાભારત તૃતીય ખંડની તૈયારી થઈ રહી છે. જો કે આ સમયે કાગળની પરિસ્થિતિ પાછી ખરાબ થઈ રહી છે, ડોલરના ભાવ–વધારાને લઈને તેમજ લાઇસન્સ અમુક જ પ્રકારનાં મળતાં હોવાથી અમેરિકન કાગળોની આયાત ઓછી થઈ ગઈ છે. તેને લીધે બીજા કાગળોના ભાવ પણ પ્રથમ કરતાં કંઈક વધવા પામ્યા છે અને કાગળની અછત વર્તાવા લાગી છે. છતાં **આ સ્થિતિનો સામનો કરીને પણ ચાલુ અંકો કરતાં સારી જાતના કાગળોમાં આપણો વિશેષાંક તૈયાર થઈ રહ્યો છે.**

## મહાભારત જલદી મેળવવાની યોજના

સરળ લોકભાષામાં લખાએલું આવું મહાભારત ગુજરાતમાં બીજું નથી. આમાં અઘરા શાસ્ત્રીય શબ્દોનું તાત્પર્ય સહેલા શબ્દો અને સરળ શૈલીથી વ્યક્ત થતું હોઇ ઘણા તરફથી મહાભારત આખું જલદી બહાર પાડવાની માગણી થઈ રહી છે. મહાભારતનું અર્ધું શરીર વિશ્વમંગલના બારમા અને તેરમા વર્ષના બે વિશેષાંકો દ્વારા બે ખંડમાં પ્રકટ થઈ ચૂકેલ છે. હવે ત્રીજો અને ચોથો ખંડ અમે જલદી તૈયાર કરી દેવાની યોજના કરી છે. તે મુજબ **મહાભારતનો ત્રીજો ખંડ લગભગ આવતી માઘ પૂર્ણિમાએ તૈયાર થઈ જશે અને ચોથો ખંડ લગભગ ચૈત્રમાં તૈયાર થઈ જશે. આ બે ખંડો વિશ્વમંગલના ચૌદમા અને પંદરમા વર્ષના ગ્રાહકોને તે તે વર્ષના પ્રથમ અંક તરીકે આપવામાં આવશે. પરંતુ જે ગ્રાહકોને મહાભારતના —ત્રીજો અને ચોથો—બંને ખંડ આ જ વર્ષે સાથે મેળવવાની ઈચ્છા હશે તેઓને બે વર્ષનું સામટું લવાજમ ભરવાથી તે મળી શકશે.** બે વર્ષનું સામટું લવાજમ ભરનાર પાસેથી માત્ર રૂ. ૧૦-૦-૦ લેવામાં આવશે. આવતા વર્ષે તેમજ તે પછીના વર્ષે વિશ્વમંગલનું લવાજમ રૂ. ૫-૪-૦ મનીઓર્ડરથી મોકલતાં રૂ. ૦-૪-૦ મનીઓર્ડરખર્ચ થાય અને રૂ. ૧૦-૮-૦ લવાજમના, એમ કુલ રૂ. ૧૦-૧૨-૦ ખર્ચ આવે. જ્યારે **યોજના પ્રમાણે બે વર્ષનું ભેગું લવાજમ રૂ. ૧૦-૦-૦ માત્ર બે આનાના મનીઓર્ડરથી મોકલી શકાશે. જેથી સામટું લવાજમ મોકલનારને રૂ. ૦-૧૦-૦ નો ફાયદો રહે છે. અને મહાભારતનો ચોથો ખંડ પણ વહેલો વાંચવા મળે છે.** જેમને ત્રીજો અને ચોથો ખંડ પાકા બાઈન્ડીંગના મેળવવા હોય તેમણે બે રૂપિયા વધુ મોકલવા. જેઓ વિશ્વમંગલના ગ્રાહકો ન હોય તેમને પણ **મહાભારતના ખંડો, પહેલો—બીજો હાલ તુરત અને ત્રીજો ચોથો પ્રકટ થયે મળી શકશે.** દરેક ખંડનું છુટક મૂલ્ય રૂ. ૩-૮-૦ છે. પાકા બાઈન્ડીંગ માટે દરેક ખંડે રૂ. ૧) વધુ.

આ યોજના પ્રમાણે જે મહાનુભાવ **ગ્રાહકોને મહાભારતના બંને ખંડો સાથે મેળવવાની ઇચ્છા હોય તેમના માટે આ અંકમાં કાર્ડ મૂકવામાં આવ્યું છે.** કાર્ડમાં બતાવ્યા પ્રમાણે તેઓ મનીઓર્ડરથી બન્ને વર્ષનું સામટું લવાજમ મોકલી બે વર્ષના ગ્રાહક બની શકશે અને મહાભારતના બે ખંડો-ત્રીજો અને ચોથો ખંડ-વહેલા મેળવી શકશે અને બે વર્ષ સુધીના ચાલુ માસિક અંકો તેમને મળતા રહેશે. અથવા **એ કાર્ડ દ્વારા અંક તૈયાર થયે તેમના ઉપર વી. પી. થી મોકલવાનો ઓર્ડર પણ નોંધાવી શકશે.** જેમનાં લવાજમો મનીઓર્ડરથી આવેલ હશે તેમને અંક તૈયાર થતાં રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે. અને જેમણે વી. પી. થી મોકલવા ઓર્ડર નોંધાવ્યો હશે તેમના ઉપર તે પછી વી. પી. રવાના કરવામાં આવશે.

## એક પંથ દો કાજ

હાલના વિષમ સમયમાં નૈતિક ભાવના અને ધર્મના પ્રચાર માટે આ પત્ર પ્રયત્ન કરી રહેલ છે. રાજકીય સ્વાતન્ત્ય પછી દેશને સુખી અને સમૃદ્ધ થવા માટે, સુરાજ્ય,

સ્વરાજ્ય અને રામરાજ્યનાં દર્શન થવા માટે પ્રજાની આ દિશામાં પ્રગતિ થવી આવશ્યક છે. ધર્મ સિવાય અર્થ-કામ નથી અને અર્થ-કામ સિવાય મોક્ષ-મુક્તિ-સાચી સ્વતંત્રતા નથી. જે સહૃદય બંધુઓ વિશ્વમંગલના ગ્રાહક છે અને જેઓ બીજાઓને ગ્રાહક બનાવે છે, તેઓ ધર્મનો સત્સંગ મેળવવા સાથે; ધર્મપ્રચાર કરી રહેલ આ પત્રને ઉત્તેજન પણ આપી રહ્યા છે. તેમનો અમે આભાર માનીએ છીએ અને તેઓ આવાં પ્રભુનાં પ્રિય કાર્યો વધુ પ્રમાણમાં કરતા રહે એવી અભિલાષા રાખીએ છીએ. અમારી યોજના અનુસાર જેઓ ગ્રાહકો વધારી આપશે તેમને 'તીર્થાટન' નામનું પુસ્તક ભેટ મોકલાશે. પોતાના સમ્બન્ધી વર્ગમાં-મિત્રમંડળમાં પણ માસિકના ગ્રાહક થવાની ભલામણ કરીને પરમાર્થપ્રેમી ભાઈઓ આ પત્રને ઉત્તેજન આપશે એવી પ્રાર્થના છે. હરિઃ ૐ તત્સત્

**શ્રી સહસ્રચંડી મહાયજ્ઞની સમાપ્તિ**

આસો વદ ૯ તા. ૧૬-૧૦-૪૯ રવિવારના દિવસે પાંચ વાગે શ્રી જગદંબાની કૃપાથી ભવ્ય રીતે શ્રી સહસ્રચંડી મહાયજ્ઞની તથા શ્રી દેવીભાગવત-પારાયણની સમાપ્તિ થઈ હતી. શહેરની તથા બહારગામની ભરચક માનવમેદનીએ દર્શનનો લાભ લીધો હતો. આ યજ્ઞમાં જે જે ધર્મપ્રેમી ભાઈ-બહેનોએ સહકાર યા મદદ આપી છે, અને તેથી યજ્ઞની સારી રીતે પૂર્ણાહુતિ થઈ શકી છે, તે સર્વનું શ્રી ભગવતી મહાશક્તિ કલ્યાણ-મંગલ કરો!

**શ્રી કલ્યાણ ગ્રંથમાળાનાં પાંચ પુસ્તકો**

ગ્રન્થમાળાના ચોથા વર્ષનાં પાંચે પુસ્તકોઃ—૧. સ્ફુલિંગ, ૨. શ્રી રામકૃષ્ણ કથામૃત ભા. ૧, ૩. તીર્થાટન, ૪. ભક્ત પીપાજી અને રાણી રાસમણિ તથા ૫. કલ્યાણકુંજ બહાર પડી ચૂક્યાં છે. અને અત્યારે વર્ષ આખરે પણ રૂ. ૫-૦-૦ માં મળી શકે છે. જેમને ગ્રાહક થવું હોય તેઓએ સત્વર જણાવવું.

## મનનીય નવાં પુસ્તકો

**ભક્ત પીપાજી અને રાણી રાસમણિ**

લેખકઃ કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા. આ વાર્તા વિશ્વમંગલના આઠમા અને નવમા વર્ષના અંકોમાં ક્રમશઃ પ્રકટ થઈ હતી. લોકો તરફથી કેટલાય વખતથી તેની માગણી હતી. આ સુન્દર ભક્તિવાર્તા હવે પુસ્તકાકારે તૈયાર થઈ શકી છે. ભક્તહૃદયનું દર્શન આમાં આબેહુબ થાય છે. ભક્તવત્સલ પ્રભુ કેવી રીતે ભક્તના યોગક્ષેમનું વહન કરે છે તે વાંચતાં દિલ દ્રવીભૂત બની જાય છે. મૂલ્ય. રૂ. ૧-૮-૦

**કલ્યાણકુંજ**

લેખકઃ શ્રી 'શિવ'. જીવનને ઉચ્ચ, સંસ્કારી અને પવિત્ર બનાવવા માટે મનનીય ચિન્તનાત્મક ઉપદેશો આમાં સૂત્રાત્મક પદ્ધતિથી આપવામાં આવેલા છે. નિત્યપાઠ અને મનન-નિદિધ્યાસન માટે પણ આ પુસ્તક ખૂબ ઉપયોગી છે. મૂલ્ય રૂ. ૧-૪-૦

# શ્રી સહસ્રચંડી મહાયજ્ઞનું વિહંગાવલોકન

ગુજરાતનાં જુદાંજુદાં ગામો અને શહેરોમાં શક્તિભક્તિનો પ્રચાર કરી રહેલ શક્તિમંડળોએ સંયોજિત થઈને, એક સંઘરૂપે વિશિષ્ટ પ્રકારે કાર્ય કરવા માટે સમાજસુધારણા અને ધર્મપ્રચારનું ધ્યેય લઈને શ્રી મહાશક્તિ સેવાસંઘની સ્થાપનાં કરવાનો સંકલ્પ કર્યો. નડીઆદના શ્રી માઈ બાલ મંડળના પ્રમુખ શ્રી પુંજાભાઈ ડી. પટેલ તથા તેમના સાથીઓ અને મંડળની પ્રેરણાથી અમદાવાદમાં તા. ૩૧–૭–૪૯ શ્રાવણ સુદ ૬ ને દિવસે જગદ્‌ગુરુ શંકરાચાર્ય દ્વારકા શારદાપીઠાધીશ્વર શ્રી ૧૧૦૮ શ્રી અભિનવસચ્ચિદાનંદતીર્થજી મહારાજના મંગલ હસ્તે શ્રી મહાશક્તિ સેવા સંઘના કાર્યાલયનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું. તે પછી થોડા સમયને અન્તરે, સમાજમાં આધિ વ્યાધિ અને અનેક પ્રકારના ઉપદ્રવો વ્યાપેલા જોઈને, સંઘને, તેની નિવૃત્તિ થાય અને વિશ્વમાં શાન્તિ સ્થપાય, મનુષ્યોમાં–એકબીજા પ્રત્યેનું વૈમનસ્ય દૂર થાય અને સૌ ભગવદ્‌શક્તિને માર્ગે વળી કલ્યાણ પ્રાપ્ત કરે એવી ભાવનાથી એક મોટો યજ્ઞ કોઈ પવિત્ર પુરુષની અધ્યક્ષતા નીચે થવો જોઈએ એવો વિચાર ઊભો થતાં, ઘણા સજ્જનોની સૂચનાથી અત્રે ચાતુર્માસ માટે પધારેલ પૂજ્ય જગદ્‌ગુરુ દ્વારકાપીઠાધીશ્વર શંકરાચાર્યજીને તેના અધ્યક્ષપદે સ્થાપવાનો નિર્ણય થયો અને એ રીતે યજ્ઞના પ્રારંભની પૂર્વભૂમિકા રચાઈ.

સંઘના યજ્ઞ કરાવવાના વિચારને શહેરના ઘણા ધર્મપ્રેમી સદ્‌ગૃહસ્થો તરફથી પુષ્ટિ મળતી ગઈ. યજ્ઞ કરાવવાનો સંકલ્પ પૂરો થાય ત્યાંસુધીને માટે, નડીઆદના શ્રી સંતરામ મંદિરમાં ૧૧૫ વર્ષથી અખંડ જલી રહેલી જ્યોતમાંથી, પૂ૦ શ્રી જાનકીદાસજી મહારાજના હસ્તે એક જ્યોત પ્રકટાવીને તેને અહિં પગપાળા લાવીને તેનું સ્થાપન કરવામાં આવ્યું. (આ જ્યોતને હજુ આગળ પણ અખંડ રાખવામાં આવનાર છે.) આ પછી પુરુષોત્તમ મીલના કંપાઉન્ડમાં જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યજીના હસ્તે શ્રી 'પુનિત' મહારાજના સાન્નિધ્યમાં તેમજ શહેરના બીજા ભક્તો અને સદ્‌ગૃહસ્થોની હાજરીમાં યજ્ઞભૂમિનો ખાતમુહૂર્તની ક્રિયા ભાદરવા શુદ ૧૨ ને દિવસે થઈ.

આ યજ્ઞ સંઘના કે કોઈ વ્યક્તિવિશેષના હિતની કામનાથી કરાવવાનો ન હતો. પરન્તુ સમસ્ત સમાજના કલ્યાણની ભાવનાથી કરાવવાનો હતો, અને તે બને તેટલી ઉત્કૃષ્ટ રીતે, તેથી સંઘે યજ્ઞના કાર્યવહનનો ભાર શહેરના સુપ્રતિષ્ઠિત સાધનસંપન્ન મહાનુભાવોની કમિટીના હાથમાં સોંપ્યો. સૌથી પ્રથમ યજ્ઞભૂમિની જગાનો પ્રશ્ન ઊભો થતાં, આવા કાર્ય માટે વિશાળ જગાની જરૂરિયાત જણાઈ, અને તેને માટે શેઠ શ્રી રતનલાલ લલ્લુભાઈની ભલામણથી શ્રી. ભોગીલાલ સુતરિયા તથા શ્રી ચંદુલાલ સતિયા પાસે પુરુષોત્તમ મીલના કંપાઉન્ડની માગણી કરવામાં આવી. તેઓએ કંઈ પણ ફી લીધા વગર જગા વાપરવાની મંજુરી આપી. આ જગા મળવાથી મહાયજ્ઞ તેમજ તેની સાથેનાં બીજાં કાર્યો જે ભવ્ય રીતે થઈ શક્યાં તે મોટે ભાગે આ જગા આપનાર મહાનુભાવોને આભારી છે. તેઓએ લગભગ દોઢ માસ સુધી વિનામૂલ્યે આ કંપાઉન્ડનો ઉપયોગ કરવા દીધો તેને માટે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

આમ યોગ્ય જગા પ્રાપ્ત થતાં પૂર્વોક્ત રીતે યજ્ઞભૂમિનું ખાતમુહૂર્ત કરવામાં આવ્યું. તે પછી મંડપારોપણક્રિયા થઈ. યજ્ઞમંડપ, સભામંડપ, દૃશ્યમંડપ, પાકશાળા તથા ઇતરવસ્તુસંગ્રહશાળા એમ પાંચ મંડપો તૈયાર કરવામાં આવ્યા. દૃશ્યમંડપમાં ભગવાનની વિવિધ અવતારલીલાઓની ઝાંખી કરાવતાં સુંદર દૃશ્યો તૈયાર કર્યાં. આ નવીનતાના આકર્ષણદ્વારા પણ જનતાની વૃત્તિ ભગવદુન્મુખ બને એવો આશય હતો.

યજ્ઞનો ઉદ્દેશ સર્વ પ્રાણીમાત્રમાં વ્યાપક પરમાત્માનું યજન–પૂજન–સત્કાર કરવાનો હોય છે. એવા યજ્ઞ: દ્રવ્યયજ્ઞ, જ્ઞાનયજ્ઞ, તપોયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, યોગયજ્ઞ, જપયજ્ઞ,–એમ અનેક પ્રકારે થઈ શકે છે. અનેક રીતે ભગવાનનું અને ભગવાનનાં સ્વરૂપો–ગણેશ, શિવ, વિષ્ણુ, શક્તિ વગેરેનું પણ યજન થઈ શકે છે. પરન્તુ આ સમયને યોગ્ય અને શીઘ્ર ફલદાયક એવો શ્રી ચંડી મહાયજ્ઞ વધુ સંમતિ પામ્યો. જો કે પરમાત્મા અને પરમાત્માની શક્તિ વાસ્તવિક રીતે જુદાં નથી, પરન્તુ

નિર્ગુણ પરમાત્મા પોતાની વિવિધ ગુણમયી શક્તિઓ દ્વારા જ જગતનું તન્ત્ર ચલાવી રહ્યો છે. જગતના સર્જન, પાલન અને સંહાર માટે તે પોતાની સત્ત્વ, રજસ્ અને તમોમયી શક્તિનો આશ્રય લઈને બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રનાં કાર્યો કરી રહ્યો છે. તેથી પરમાત્માનાં વિવિધ દેવતાઓનાં સ્વરૂપો કરતાં જે સર્વસામાન્ય શક્તિનો આશ્રય લઇને તે વિશ્વકાર્ય કરી રહ્યો છે તેના તે સર્વવ્યાપક શક્તિસ્વરૂપના યજનદ્વારા જ આ યજ્ઞમાં પરમ તત્ત્વની આરાધના કરવાનો ઉદ્દેશ રખાયો. આ કલિયુગમાં માતૃરૂપે શક્તિની ઉપાસના કરવી તે સર્વકોઈને માટે વિશેષ રીતે સરલ જણાય છે. પરમાત્માની આદ્યા શક્તિ જ ચંડિકા દુર્ગા વગેરે નામોથી કહેવાય છે. તેથી શ્રી ચંડીમહાયજ્ઞ જ સર્વ કરતાં અધિકતર પસંદગીને પાત્ર બન્યો.

આ હોમપ્રધાન યજ્ઞની સાથે ભગવતી મહાશક્તિનું તત્ત્વજ્ઞાન સમજાવવા માટે શ્રી દેવીભાગવતના પારાયણ-રૂપ જ્ઞાનયજ્ઞ પણ યોજવામાં આવ્યો. તેમજ આસો સુદ ૧ થી આરંભીને યજ્ઞની પૂર્ણાહુતિ–આસો વદ ૯ પર્યન્ત યજ્ઞભૂમિમાં દરરોજ સાંજે જુદાજુદા સંતો, ભક્તો, મહાત્માઓ કીર્તનકારો વગેરેનાં પ્રવચનો રાખવામાં આવ્યાં. **જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યજી મહારાજ, શ્રી દુલા ભગત, શ્રી 'પુનિત' મહારાજ, શ્રી સીતારામ મહારાજ, શ્રી. શંકરભગત કલોલવાળા, શ્રી રસિક ભગત, શ્રી આઇઆલ મંડળ, નડીઆદ** વગેરેએ પોતાનાં પ્રવચનોથી અમદાવાદની વિશાળ ભાવિક જનતાને મુગ્ધ બનાવી હતી. જગદ્‌ગુરુશ્રીએ મહાગુજરાત ધર્મસંઘ સંમેલન, ગોરક્ષા સંમેલન, રામરાજ્ય પરિષદ, વિદ્વત્‌સંમેલન વગેરે ધાર્મિક સંમેલનો યોજી યજ્ઞભૂમિને 'ધર્મક્ષેત્ર' બનાવી મૂકી હતી અને તેમાં ભારતના પ્રકાણ્ડ વિદ્વાન સંન્યાસી પૂ. **શ્રી કરપાત્રીજી મહારાજે** પધારી જનતાને પોતાનાં પ્રવચનોનો લાભ આપ્યો હતો. ચારે વેદનાં શુદ્ધ સંસ્કરણો પ્રકટ કરનાર **શ્રી શ્રીપાદ દામોદર સાતવળેકરજીએ** પણ આ દરમ્યાન પોતાનાં શક્તિસંબંધી વ્યાખ્યાનો તથા સૂર્યનમસ્કાર અને આસનોની તાલિમ આપી હતી. આમ આ યજ્ઞકાર્યમાં સોનામાં સુગંધની પેઠે અનેક શુભ કાર્યો આવી મળ્યાં હતાં.

આસો શુદ ૧ના શરત્‌સંપાતના શુભ દિવસે વિજય મુહૂર્તમાં યજ્ઞના કુંડ–મંડપનું કાર્ય શરુ કરવામાં આવ્યું. યજ્ઞ માટે ૨૪ હાથનો મંડપ બનાવવામાં આવ્યો અને તેમાં નવ કુંડોની રચના કરવામાં આવી. યજ્ઞ બરાબર શાસ્ત્રીય વિધિ અનુસાર થવા માટે જુદાં જુદાં સ્થળોના ૧૩૫ વિદ્વાન બ્રાહ્મણોનું વરણ કરવામાં આવ્યું હતું. યજ્ઞવિધિમાં મુંબઈ સમાચારના પંચાંગકર્તા **શ્રી મણિશંકર હરિશંકર જોષીને** સર્વાધ્યક્ષ રાખવામાં આવ્યા હતા. તેમની વ્યવસ્થાથી યજ્ઞવિધિ સારી રીતે સંપાદિત થયો હતો. અમદાવાદના મહાનુભાવ **પંડિતવર્ય શ્રી ગણપતરામ ત્ર્યંબકરામ દવેએ** યજ્ઞનું **આચાર્યપદ શોભાવ્યું હતું. કીર્તનાચાર્ય શ્રી સીતારામ મહારાજે** યજ્ઞમાં યજમાનનું કામ **પૂર્ણ કર્યું હતું. શ્રી ગિરિજાશંકર હરિશંકર જોષી,** શ્રી અનુપરામ સદાશિવ શાસ્ત્રી, શ્રી હિમ્મતરામ મહાશંકર જાની તેમજ બીજા કર્મનિષ્ઠ વિદ્વાન બ્રાહ્મણોએ યજ્ઞવિધિ સાંગોપાંગ પૂર્ણ થવામાં સારો સાથ આપ્યો હતો. અને જગદ્‌ગુરુ શંકરાચાર્ય દ્વારકા શારદાપીઠાધીશ્વર શ્રી અભિનવસચ્ચિદાનંદતીર્થજી મહારાજની અધ્યક્ષતામાં, તેમના આશીર્વાદથી યજ્ઞની સારી રીતે પૂર્ણાહુતિ–સમાપ્તિ કરવામાં આવી હતી.

આ યજ્ઞમાં અમદાવાદના ઘણા નામાંકિત શ્રેષ્ઠીઓએ મમતાથી પોતાનો સહકાર આપ્યો હતો. તેમાં **શેઠ શ્રી રતનલાલ લલ્લુભાઇ,** શેઠ શ્રી કાન્તિલાલ ખુશાલભાઇ તથા શેઠ શ્રી જીવણલાલ મૂળચંદ ડાકવાળાએ તથા શ્રી પુરુષોત્તમદાસ હીરાભાઈ દેસાઈ (સીનોરવાળા) એ પોતાના સમયનો ખૂબ જ ભોગ આપીને યજ્ઞસબંધી બધી આર્થિક વ્યવસ્થા, તેમજ સાધન-સામગ્રી એકઠી કરવી વગેરે બાબતોની જવાબદારી લઈ યજ્ઞકાર્યને સફળ રીતે પૂર્ણ થવામાં કીમતી સેવા આપી છે. તે સિવાય–

**શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઈ**
" **હરિલાલ અચરતલાલ**
" **રતિલાલ નાથાલાલ**
" **નરોત્તમદાસ જેઠાલાલ ભાલકિયા**
" **ભગવાનદાસ તેજાજી ખારાવાલા**
" **ચન્દ્રકાન્ત મોતીલાલ જગાભાઈવાળા**
" **અંબાલાલ હિંમતલાલ**
" **નંદલાલ ચુનીલાલ બોડીવાળા**
**(તંત્રીઃ સંદેશ)**
" **જયકૃષ્ણદાસ હરિવલ્લભદાસ**
" **દાદુભાઈ મૂળજીભાઈ અમીન**

શેઠશ્રી પોપટલાલ જેઠાલાલ ભાલડિયા
,, અંબાલાલ દલસુખરામ લખીયારા
,, ભાઈલાલભાઈ અંબાલાલ પટેલ
( માધુપુરાના શેઠ )
,, મણિભાઈ સાકુભાઈ પરીખ
શ્રીયુત રમણલાલ આણંદલાલ જાની
શેઠ શ્રી મોહનલાલ લલ્લુભાઈ ઠક્કર
શ્રીયુત મગનભાઈ છોટાભાઈ દેસાઈ
,, પુંજાભાઈ ડી. પટેલ ( પ્રમુખ શ્રી
આઝાદ મંડળ )
,, એમ. એસ. શર્મા ( તંત્રી: ભવિષ્યવાણી)
,, શ્રી ગિરિજાશંકર હરિશંકર જોષી
,, રાજેન્દ્રપ્રસાદ ચુનીલાલ મોદી
,, પુરુષોત્તમભાઈ હીરાભાઈ દેસાઈ સીનોર
,, પટેલ ત્રિભુવનભાઈ કાશીભાઈ ,,
શેઠ શ્રી મણિભાઈ વલ્લભભાઈ પટેલ
,, જશભાઈ ગોવિંદભાઈ પટેલ
,, ચંદુભાઈ મગનભાઈ પટેલ
,, માણેકલાલ રણછોડલાલ પરીખ
,, લાધાભાઈ જીવણભાઈ ઠક્કર
,, લીલાધર વાઘજીભાઈ ઠક્કર

શેઠ શ્રી હરગોવનદાસ નારણદાસ
,, શ્રી બંસી ફ્લોર મીલ

તેમજ બીજા ઘણા સ્થાનિક તેમજ બહારગામના ગૃહસ્થોએ પોતાનો સક્રિય સહકાર આપ્યો હતો.

તે ઉપરાંત જનતાને વ્યવસ્થિત રાખવા વગેરેમાં અત્રેના ઘણા સેવાભાવી હોમગાર્ડોએ અને સ્વયંસેવકોએ પોતાની સેવા આપી હતી.

પોતાની મહત્ત્વપૂર્ણ સેવાથી યજ્ઞને સહકાર આપવા બદલ શ્રી દુલા ભગતને શેઠ શ્રી દાદુભાઈ મૂળજીભાઈ અમીનના શુભ હસ્તે તથા જગદ્‌ગુરુ શંકરાચાર્યજી મહારાજને શેઠ શ્રી રતીલાલ નાથાલાલના શુભ હસ્તે યજ્ઞકમિટી તરફથી માનપત્ર સમર્પણ કરવામાં આવ્યાં હતાં. તેમજ અન્ય સેવા આપનારાઓને શેઠ શ્રી કાન્તિલાલ ખુશાલભાઈ પટેલના શુભ હસ્તે સેવાપાત્ર તથા સહસ્રચંડીના મેડલ આપવામાં આવ્યા હતા.×

આ પુણ્યકાર્યમાં મદદ કરનાર, સેવા આપનાર, સહકાર આપનાર સર્વકોઈનું જગદંબા શ્રી મહાશક્તિ સર્વપ્રકારે મંગલ કરો એ જ પ્રાર્થના !

× ટૂંક સમયમાં શ્રી મહાશક્તિ સેવાસંઘ તરફથી યજ્ઞના હિસાબનો રિપોર્ટ બહાર પાડવામાં આવનાર છે.

## સુવર્ણસૂત્રો

લે. શ્રી 'ગુરુચરણકમલાનુરાગી–ભિક્ષુ'

જે કામ કરવાનો તમે નિર્ણય કરો, તે કામ નિંદાથી તદ્દન પર હોવું જોઈએ. કારણ કે જે માણસનું વલણ એવા અયોગ્ય કામ તરફ થાય છે, તે ધિક્કારને પાત્ર બને છે.

કોઈ પણ કામ ઉઠાવવા પહેલાં તે કામમાં રહેલી મુશ્કેલીનો, તમારી તેમ જ સામાવાળાની શક્તિનો તથા તમારા અને સામાવાળાના સહાયકોની શક્તિનો બરાબર તોલ કરી જોવો અને પછી જ તે કામમાં પડવું.

સુયોગ્ય તકો અને સાધનો જો તમે પસંદ કરો તો સારી દુનિયાને જીતવાને તમે સમર્થ થાઓ.

જેમને સુલેહ–શાન્તિમાં રહેવાની આવડત નથી હોતી, જેમને પોતાની શક્તિ–અશક્તિનું ભાન હોતું નથી અને જેઓ છકેલા હોય છે, તેમનો વિનાશ સત્વર થાય છે.

જે મનુષ્ય પોતાની સંપત્તિનું માપ શોધ્યા વગર ઉડાવ્યે જ જાય છે, તેનું વણિજ્ય સત્વર સફાચટ થઈ જાય છે.

જ્યારે કોઇ અસાધારણ સુંદર તક મળી જાય, ત્યારે તો વગર અચકાયે, કષ્ટસાધ્ય મનાતી વસ્તુ માટે પણ પ્રયત્ન શરૂ કરો.

મગર અગાધ પાણીમાં પણ સર્વશક્તિમાન હોય છે; પરન્તુ પાણીની બહાર તો તે, માણસનું રમકડું માત્ર બની જાય છે.

મજબૂત પૈડાંવાળો રથ સમુદ્ર ઉપર નથી દોડતો, તેમ સમુદ્ર ઉપર તરતું જહાજ સૂકી ધરતી ઉપર નથી ચાલી શકતું.

જે માણસ ઉચ્ચ કુળમાં જન્મ્યો હોય, દોષોથી મુક્ત હોય અને જેને માનહાનિ કે અપ્રતિષ્ઠાનો ડર હોય, તેવો જ માણસ તમારા વિશ્વાસને માટે લાયક છે.

જેની પરીક્ષા કરી નથી તેના પર ભરોસો મૂકવો અને પરીક્ષામાં જે લાયક ઠર્યો છે તેના પર સંશય લાવવો એ બન્ને એકસરખાં અનર્થોનાં કારણ બને છે.

તમારી સાથે રહેવા એવા મનુષ્યને પસંદ કરો કે જેનામાં દયા, બુદ્ધિ અને શીઘ્રનિશ્ચયના ગુણો હોય અને લોભલાલચ રહિત હોય.'

પ્રથમ, કાર્ય કરવાની શકિત તેમજ જે કામ કરવા માટે તેની લાયકાત જણાતી હોય તે કામનો નિશ્ચય કરી લ્યો, અને તે કામની જવાબદારી તેને સોંપી દો.

માણસની જીભમાં મીઠાશ અને હાથ ઉદાર હશે, તો તેનો સજાતીય વર્ગ તેની આસપાસ એકઠો થશે.

કીર્તિ અથવા ગૌરવ અપ્રાવધ માટે છે નહિ; દુનિયામાંના સકળ સંપ્રદાયોના વિચારકોનો એ નિશ્ચિત મત છે.

બધા પ્રસંગો અને સર્વ મનુષ્યો સાથે સાવચેત રહેવામાં જો તમે પ્રમાદ ન કરો, તો એના જેવું એકે નહિ.

જે રાજા પોતાની પ્રજા ઉપર સ્નેહથી અમલ ચલાવે છે, તેની જ રાજ્યલક્ષ્મી દીર્ઘકાળ રહે છે. જે રાજા પોતાની પ્રજા ઉપર આત્યાચાર ગુજારે છે અને અન્યાયનાં કામ કરે છે, તે ખૂની કરતાં પણ ભૂંડો છે.

જુલમ નીચે કચડાતા લોકોની હાય અને આંસુ જ રાજાની રાજ્યસમૃદ્ધિનો વાસ્તવિક રીતે ક્ષય કરે છે.

નિજ કર્તવ્યના પાલનમાંથી જરાયે ચ્યુત થયા વગર બીજાઓ પ્રત્યે જે રહેમદિલી અને ડાવકાઈ દાખવી શકે છે, તે માણસ આ પૃથ્વીનો વારસદાર થશે.

તમારો અપરાધ કર્યો હોય તેવા લોકો પ્રત્યે પણ ક્ષમાપ્રદાન કરવું અને રહેમદિલી બતાવવી એ કુલીનતાનું લક્ષણ છે.

ઉત્સાહ અને ઉદ્યમ એ જ માણસનું સાચું ધન છે; કેમ કે ધનદોલત તો કોઈ ને કોઈ દિવસ તેની પાસેથી જવાનાં જ.



# પ્રકૃતિની સાથે પુરુષ અલિપ્ત કેવી રીતે રહી શકે છે?

## શ્રીમદ્ભાગવતી ગીતા :: અધ્યાય ૯ મો

## પુરુષ પ્રકૃતિ લક્ષણ યોગ

લે. શ્રી રમણલાલ કૃષ્ણરામ શાસ્ત્રી, સાહિત્યતીર્થ

[શ્રીમદ્ભગવદ્ગીતા જગત અને ઈશ્વરના તત્ત્વનું દર્શન આપનારી ભગવાનની ઔપનિષદી વાણી છે. તેમાં જે જ્ઞાન સંક્ષેપમાં અદ્ભુત રીતે સરળ શબ્દોમાં ઉતારવામાં આવ્યું છે તેવું જગતના કોઈ ગ્રંથમાં નથી. એ ગીતા ભગવાન વેદવ્યાસે પોતાના બૃહદ્ મહાકાવ્ય મહાભારતમાં યોજી છે. વેદવ્યાસે મહાભારત પછી શ્રીમદ્ભાગવતની રચના કરી છે. એટલે તેમણે ગીતાના તત્ત્વજ્ઞાનને શ્રીમદ્ભાગવતમાં વિસ્તૃત રીતે નિરૂપ્યું છે. શ્રી રમણલાલ શાસ્ત્રીજી ગીતા અને શ્રીમદ્ભાગવતના ઊંડા અભ્યાસી છે. ગીતાના અઢાર અધ્યાયોમાં જે જુદાજુદા વિષયોનું વર્ણન થએલું છે તે વિષયોનું નિરૂપણ અને વિશેષ સ્પષ્ટતા કરતા શ્રીમદ્ભાગવતના શ્લોકો લઈ શ્રી શાસ્ત્રીજીએ '**શ્રીમદ્ભાગવતીગીતા**'ની રચના કરી છે, તેમાં તેમણે ભાગવતના શ્લોકો લઈ જુદાજુદા વિષયોની છણાવટ કરતા ૨૯ અધ્યાયો યોજ્યા છે. ભાગવતના શ્લોકો અને અર્થની સાથે તેમણે સ્થલેસ્થલે તેતે વિષયનું સમર્થન કરતા ગીતાના શ્લોકો અને અર્થ આપેલા છે અને દરેક અધ્યાયની શરુઆતમાં વિષયની સરળ રીતે સમજાવટ કરતી સમીક્ષા મૂકી છે. આથી શ્રીમદ્ભાગવત અને ગીતાનું તત્ત્વજ્ઞાન સમજવા માટે સમાજને આ ગ્રંથ ખૂબ ઉપકારક બની રહેશે. અહિં આપણે તેમની એ શ્રીમદ્ભાગવતી ગીતાના ૯મા અધ્યાયમાંની પ્રસાદી ચાખીએ. લેખનો વિસ્તાર વધી જાય નહિ એટલા માટે આ અધ્યાયમાંના શ્રીમદ્ભાગવત અને ગીતાના સંસ્કૃત શ્લોકોને છોડી દીધા છે અને માત્ર આ વિષયની સમજુતી અને શ્લોકોનો અર્થ સંક્ષેપમાં આપવામાં આવ્યો છે. ]

**સમીક્ષા**

આગળના અધ્યાયની સમીક્ષામાં સાંખ્ય એટલે શું અને શ્રીમદ્ભાગવતમાં એ સાંખ્ય કેવી રીતે અને કેટલા પ્રકારે નિરૂપેલ છે તેનું યથામતિ વર્ણન કર્યું. એ ઉપરાંત એ અધ્યાયમાં ઈશ્વરની પ્રચંડ કાલશક્તિથી ઉત્પન્ન થયેલ જગતનો ઇતિહાસ, ઉત્પત્તિ અને સંહારના ક્રમ પ્રમાણે કહ્યો. આ અધ્યાયમાં સાંખ્યદૃષ્ટિથી વિશ્વનાં તત્ત્વોનું પૃથક્કરણ કરી પ્રકૃતિ અને પુરુષ—જડ અને ચૈતન્યનો વિવેક બતાવવામાં આવ્યો છે. એક બાજુ જડ સ્થૂલ તત્ત્વો અને બીજી બાજુ કેવળ અનુભવથી જાણી શકાતું ચેતન. આ બેની જે લીલા એનું નામ સંસાર—એનું દર્શન છે.

મહાજ્ઞાનીઓ કહે છે; 'સંસાર તરી જાઓ.' પણ એ શી રીતે તરાય; જડ વગર ચૈતન્ય કામ કરતું નથી. ચૈતન્ય વગર જડ મૃતપ્રાય: છે. પાણીમાં જ રહેવું અને ભયંકર મગર સાથે વેર રાખવું એ કેમ બને.

પણ ખરી ખુબી તો એમ કરવામાં જ છે. મહાભારતની અઢાર અક્ષૌહિણી સેના વચ્ચે ઊભેલા નિઃશસ્ત્ર એવા પાર્થના સારથિ શ્રીકૃષ્ણનો વિચાર કરો. અનેક આસુરી બળો સામે દૃઢતાથી લાગ્યા રહેલા પૂ. બાપુને યાદ કરો.

આ સિદ્ધિનો ઉપાય પુરુષ–પ્રકૃતિનો વિવેક છે. દેહ ભલે કામ કરે, તે કામોમાં આત્માને કશો હર્ષ–શોક કે રાગ–દ્વેષનો ભાવ રહેવો જોઈએ નહિ. પ્રિય ભાણેજ અને પાંડવકુળનો વંશધર અભિમન્યુ મરે, પારધિનું બાણ વાગે છતાં તેની અસરથી શ્રીકૃષ્ણ નિર્લેપ જ રહ્યા. પોતાની પ્રવૃત્તિના આધારસ્તંભ મહાદેવ દેસાઈ ગયા, જીવનસખી સીધાવી, હૃદયમાં ગોળીઓ લાગી છતાં, એ પ્રકૃતિબંધનથી મુક્ત પુરુષ બાપુ નિર્લેપ, નિરુપાધિક સ્થિતિને જ અનુભવી રહ્યા.

આ સાંખ્યનું છેલ્લું પગથિયું છે. તેને પ્રાપ્ત કરવા માટે-પ્રકૃતિનાં તત્ત્વો, તેમનો આત્મા સાથેનો કલ્પિત સંબંધ, પ્રકૃતિના ત્રણ ગુણોની અસર, એથી ઉત્પન્ન થતી દૈવી અને આસુરી વૃત્તિઓ અને એ સર્વને પાર કરવા માટે—તેના બંધનથી મુક્ત થવા માટે ભગવાનની નિરપેક્ષ ભક્તિ-આ સર્વ જાણવું જરૂરી છે. તેથી આ

અધ્યાયમાં પ્રકૃતિનાં તત્ત્વો અને ઈશ્વર વિષે મીમાંસા કરવામાં આવી છે.

ગીતાના તેરમા અધ્યાય-ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ તથા ત્રીજા અધ્યાય-કર્મયોગમાં સૂત્રાત્મક ભાષાથી પુરુષ-પ્રકૃતિનું દર્શન આપેલ છે. ભાગવતમાં ત્રીજા સ્કંધમાં તે વિસ્તારથી છે. તેથી આ અધ્યાયની સંકલના મોટે ભાગે તેમાંથી કરી છે. આ અધ્યાયના ૬૦ શ્લોકોમાં મુખ્યત્વે આ બાબતો લીધી છેઃ

૧. ઉદ્ધવજીનો પ્રશ્ન, ૨. પુરુષ-પ્રકૃતિનું અસ્તિત્વ અને તત્ત્વોની સંખ્યા, ૩. મહત્તત્ત્વ, ત્રિવિધ અહંકાર, મન તથા બુદ્ધિનું લક્ષણ, ૪. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશનાં લક્ષણ, ૫. કાલશક્તિથી તત્ત્વોનો સંયોગ, કર્મેન્દ્રિયોની ઉત્પત્તિ, ૬. જડમાં ચૈતન્યનો પ્રાદુર્ભાવ, ૭. પુરુષ-પ્રકૃતિનો વિવેક અને પ્રકૃતિના બંધમાંથી છૂટવા માટે ભક્તિનું દર્શન.

* * *

પુરુષ—પ્રકૃતિલક્ષણયોગઃ ।

( સારાંશ )

ઉદ્ધવજી બોલ્યાઃ—હે પુરુષોત્તમ ! આ જગતના કારણરૂપે રહેલાં; જડ અને ચેતન સર્વમાં વ્યાપી રહેલાં પ્રકૃતિ અને પુરુષનાં લક્ષણો કહો. લોક પુરુષ અને પ્રકૃતિનાં લક્ષણો ભિન્ન પ્રકારનાં છે છતાં આ જગતમાં પુરુષ અને પ્રકૃતિ એકબીજાનો આધાર લઇને પરસ્પર મળીને વ્યાપેલાં હોવાથી તેઓનો ભેદ સ્પષ્ટ જોઇ શકાતો નથી. પ્રકૃતિમાં પુરુષ આત્મરૂપે દેખાય છે અને એક આત્મ-સ્વરૂપ પુરુષમાં પ્રકૃતિને પણ રહેલી જોઇ શકાય છે. તો હે સર્વજ્ઞ ! યુક્તિયુક્ત પ્રામાણિક વચનોથી મારા મનના આ મહાન સંશયને તમે દૂર કરો !

ભગવાન બોલ્યાઃ—હે ઉદ્ધવ ! નિર્ગુણ સ્વયંપ્રકાશ આત્મા આ વિશ્વરૂપ પુર-નગરમાં અથવા શરીરમાં રહેવાથી પુરુષ કહેવાય છે. તેણે સ્વેચ્છાથી પ્રાપ્ત થયેલી ત્રણ ગુણોવાળી પોતાના સ્વભાવરૂપ પ્રકૃતિનો લીલા માટે-રમત માટે સંસર્ગ કર્યો અને તેમાંથી ઉત્પન્ન થતી વિચિત્ર પ્રકારની સૃષ્ટિવિષે વાસના ઉત્પન્ન થવાથી તે પોતાનું ભાન ભૂલ્યો-મોહ પામ્યો. આ રીતે પોતાનું ભાન ભૂલેલો આત્મા પ્રકૃતિના ધ્યાનને લીધે પોતાને પ્રકૃતિનાં કાર્યોનો કર્તા અને ભોક્તા માનવા લાગ્યો. તે અકર્તા, પ્રકૃતિનો સ્વામી, સાક્ષી અને ઉપાધિ રહિત હોવા છતાં પ્રકૃતિનાં કાર્યોમાં આસક્ત થવાથી તેના ઉપર પ્રકૃતિનું બંધન-પરતંત્રતા અને ઉત્પત્તિવિનાશરૂપ જન્મમરણ ફરી વળ્યાં. આમ બધું કાર્ય પ્રકૃતિમાં આસક્ત થવાથી, પ્રકૃતિથી ઉત્પન્ન થતાં સુખ-દુઃખ, પ્રકૃતિથી પર અને સ્વતંત્ર એવા આત્માને પણ ભોગવવાં પડે છે. ( કરડે માંકડ અને માર ખાય ખાટલો. )

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ गीता
एवं पराभिध्यानेन कर्तृत्वं प्रकृतेः पुमान् ।
कर्मसु क्रियमाणेषु गुणैरात्मनि मन्यते । भागवत
पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान् गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ गीता

( હવે પ્રથમ ભગવાન પ્રકૃતિનું લક્ષણ કહે છે. )

ત્રણ ગુણોવાળું, નિત્ય રહેનારૂં ઉત્પત્તિવિનાશશીલ, જુદાજુદા રૂપે દેખાતું અને ન દેખાતું જે એક સામાન્ય તત્ત્વ છે તેને પ્રકૃતિ કહે છે. તેને જ સર્વ લીલાના નિધાન આધારરૂપ પ્રધાન પણ કહે છે. અનુક્રમે પાંચ, પાંચ, દશ અને ચાર એમ કુલ ચોવિસ તત્ત્વો એ પ્રકૃતિમાં રહેલા છે. એમાં પહેલાં પાંચ તત્ત્વો પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ સમજવાં.બીજાં પાંચ પણ આનાં જ સૂક્ષ્મરૂપ છે. તે અનુક્રમે ગન્ધ,રસ,રૂપ, સ્પર્શ અને શબ્દ જાણવાં. દશ તત્ત્વો તે કાન, ચામડી, આંખ, જીભ, નાક, વાણી, હાથ, પગ, શિશ્ન અને ગુદાની ઇન્દ્રિયો જાણવી; છેલ્લાં ચાર તે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત જાણવાં. સગુણ બ્રહ્મ અર્થાત્ પ્રકૃતિની રચનામાં આ ચોવીસ તત્ત્વો જ રહેલાં છે અને આ ચોવીસ તત્ત્વોની જે જુદીજુદી અવસ્થાઓ પરિણામ પામ્યા કરે છે તે અવસ્થારૂપ 'કાળ' નામનું પચીસમું તત્ત્વ ગણાય છે.

હવે ભગવાન પ્રકૃતિનાં આ૮ તત્ત્વોની મીમાંસા કરે છે. તે વિસ્તૃત રીતે જાણવા માટે જુઓ શ્રીમદ્ ભાગવતી ગીતા અધ્યાય ૯ મો.

......એ રીતે પ્રકૃતિના સમસ્ત ધર્મોથી પુરુષ સ્વભાવિક રીતે જ મુક્ત છે. દુઃખો; ભય અને બંધનોનો આભાસ એ પુરુષને ત્યારે જ થાય છે કે જ્યારે તે પ્રકૃતિના ધર્મોમાં-પ્રકૃતિનાં ગુણોમાં આસક્ત થાય છે, અને એથી

કરીને પોતાનું સર્વસમર્થ, સ્વતંત્ર, પૂર્ણ જ્ઞાનમય, આનન્દમય સ્વરૂપ ભૂલી જાય છે. તમે પ્રકૃતિનાં બંધનોથી છૂટવાનો અભ્યાસ કરો, સંસારનાં તત્ત્વો વિવેકદૃષ્ટિથી વિચાર કરો અને તમારા મુક્ત સ્વરૂપને ઓળખો. તમે તમારા તે સાચા સ્વરૂપને ઓળખશો તે જ વખતે મુક્ત બની જશો. તમને લાગશે કે હું તો મુક્ત જ હતો, મુક્ત જ છું. જે દુઃખ-બંધનનું દર્શન કર્યું તે બધું સ્વપ્ન જ હતું. તમારૂં તે પ્રાકૃત સ્વપ્ન ઊડી જશે અને તમને જીવન્મુક્ત સ્થિતિનો અનુભવ થવા લાગશે. તમારો પ્રાકૃત'અહં' ઓગળી જશે. તેની જગાએ જગન્નિયન્તાનો અહંભાવ આવવા લાગશે. તમારી ઇચ્છાઓના સ્થાને અમોઘ ઈશ્વરી ઇચ્છાઓ જગતનું શાસનકાર્ય કરતી તમને દેખાશે. પુરુષ અને પ્રકૃતિના આ ભેદને જે જાણે છે-પરમ સ્થિતિને પ્રાપ્ત થાય છે.

ભગવાન કહે છેઃ—

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥

●

# સમય સાર્થક કરો !

આળસ ! પ્રમાદ ! નિદ્રા ! એમણે કેટલાય માણસોનાં ભાગ્યને ભોંય ભેગાં કરી નાખ્યાં છે, છતાંય અફસોસની વાત તો એ છે કે દુનિયામાં દળદરીઓનો તોટો નથી.

એ દળદરીઓના સરદાર જેવા ઓઘડશંકરને જેમણે દીઠા હોય તે જ જાણે. જ્યારે જુઓ ત્યારે સદૈવ ઊંઘતા જ હોય, અને ઊંઘતા ન હોય તો બગાસાં ખાતા ખાતા ઝોકતા હોય; કશી પ્રવૃત્તિ કરવાને પ્રેરાય જ નહીં, અને ભોગજોગે બ્રાહ્મણીના લડવાને લીધે ઉભા થાય તો થોડે આગળ જઇ બેસતાં અને આડા પડતાં એમને વાર જ ન લાગે.

આવાને ઘેર લક્ષ્મી તો હોય જ ક્યાંથી ! અન્નદેવ આળસુઓના આલયમાંથી વિદાય લે છે, એ તો સૌ જાણે છે; દુઃખ, દરિદ્ર અને દુકાળ અહીં જમાનવા એમના જ ઘરને પસંદ કરે છે. એટલે ઓઘડશંકરના ઘરમાં બિચારી પ્રમાદીને પાને પડેલી બ્રાહ્મણી અને પૂર્વજન્મના કંઇ પાપોનું પ્રાયશ્ચિત્ત કરવાને જાણે આવ્યાં હોય એવાં બાળકોની દયામણી દશા થાય તે કલ્પી શકાય તેમ છે.

"સાંભળ્યું છે કે ?" ઘોરતા બ્રાહ્મણને ઢંઢોળતી બ્રાહ્મણી બોલી; 'ઊંહું ઊંહું 'નો આછો અવાજ જવાબમાં આવ્યો. "કાલે આપણા રાજા મોટું દાનપર્વ ઉજવવાના છે. પ્રભાતના પહોરમાં લાખો રૂપિયાનું દાન થવાનું છે.-સાંભળો છો કે !" 'ઊં ઊં ઊં' ના અવાજે હોંકારો ભર્યો. બ્રાહ્મણીએ અકળાઇને સ્વામીને સારી પેઠે ઢંઢોળ્યો. એટલે મહામહેનતે આંખો ચોળતો બ્રાહ્મણ બેઠો થયો અને પોતે કયા લોકમાં છે તે જાણે ન સમજી શકતો હોય એવી આશ્ચર્યભરી આંખો એણે ઉઘાડી.

બ્રાહ્મણી—"જાઓ ! રાજા પાસે જલદી જાઓ, દાનનો વખત વહી જશે, કંઈ કરતાં દળદર જાય અને છોકરાંઓને ખાવા મળે. આવો અવસર નહીં આવે." સ્ત્રીએ બ્રાહ્મણને જેમતેમ કરીને ઉઠાડયો. પાણી આપી મોઢું ધોવડાવ્યું અને રાજા પાસે વિદાય કર્યો.

પણ એમ સીધેસીધા જવા ઠેકાણે જાય તો ઓઘડશંકર શાના ! એ તો આની વડે ને તેની જોડે વાતો કરતા જાય, દાન લઈ પાછા વળેલા બીજા બ્રાહ્મણોને ઉભા રાખી દાનમાં શું લઈ આવ્યા ને શું નહીં તેની પૂછપરછ કરે. એમ કરતાં કરતાં જ્યારે તે રાજમહેલે પહોંચ્યા ત્યારે તો દાનનું બધું કામ પતી ગયું હતું. રાજા પણ અંદર ચાલી ગયો હતો. 'બ્રાહ્મણના આશીર્વાદ ' કહી ઓઘડશંકર ઉભા. સદ્ભાગ્યે રાજાને બ્રાહ્મણના આગમનની ખબર પડી. અને એ આંગણે પાછો આવ્યો.

"મહારાજ ! કેમ મોડું થયું ? દાનવિધિ તો પૂરી થઇ ગઇ." રાજાએ કહ્યું.

બ્રાહ્મણ—"પૃથ્વીપતિ ! ઉંઘી ગયો હતો અને રસ્તામાં બધાને જોઈ વાત કરવા રહ્યો એટલે ચૂક્યો. નસીબ મારૂં !"

રાજા—(મનમાં) માળો ખરો એદી લાગે છે! (બ્રાહ્મણને) "વારૂ મહારાજ! ફિકર નહીં. લો આ ચિઠ્ઠી હું આપું છું. લઇને ભંડારી પાસે જાઓ. આજ સાંજના ૬ વાગતા સુધીમાં જેટલું લેવું હોય તેટલું ભંડારમાંથી તમને લઇ જવાનો હુકમ કરૂં છું."

ખુશ ખુશ થઇ જઇને બ્રાહ્મણે ચિઠ્ઠી લીધી અને પહોંચ્યો સીધો ઘેર, ને બ્રાહ્મણીને ચિઠ્ઠી બતાવી કહેવા લાગ્યો; "લે, જો આ ચિઠ્ઠી જો! ખુલી ગયું! જેટલું જોઇએ તેટલું; તારે સોનાનાં શાં શાં ઘરેણાં કરાવવાં છે? બોલ જે જોઇએ તે; રાંધ લાપશી, પાડોશીને ત્યાંથી અત્યારે ઉછીનું લઇ આવ, ને રાંધ લાપશી. જો, જો, આ ચિઠ્ઠી જો. જેટલું 'જોઇએ તેટલું' બસ' આપણાં ભાગ્ય ફરી ગયાં!"

બ્રાહ્મણીએ ચિઠ્ઠી વાંચી: "સાંજના ૭ વાગ્યા સુધીમાં આ બ્રાહ્મણને જોઇએ તેટલું ભંડારમાંથી લેવા દેવું."

"ઉપડો ત્યારે વહેલા, મોડું શાને કરો છો? સેવાય ...' લાવો."

બેસ, બેસ. હવે ઉતાવળ શી છે. રાંધ લાપશી, સગાર લઇએ તો ખરા. હવે શો તોટો છે. વાહ રાજા વાહ! તેં આ સુદામાને ન્યાલ કર્યો!

બ્રાહ્મણી લાપશી રાંધવા ગઇ ને ઓધડશંકર ખાટલામાં આડા પડ્યા, ને પડ્યા તેવા લખપતિનાં સ્વપ્નાં સેવતા સુષુપ્તિમાં સરકી ગયા. ઉતાવળે રસોઇ કરી બ્રાહ્મણીએ બોલાવ્યો ત્યારે મહામનતે બ્રાહ્મણ ઊઠ્યો અને લાપશી ઉપર હાથ અજમાવતો જાય અને બ્રાહ્મણીને કહેતો જાય:— "જોઇ આ ચીઠ્ઠી! લખપતિ, હવે તો લખપતિ. તારે શું શું જોઇએ તે બોલી નાખ."

"હવે એ બધું તો થઇ રહેશે. પહેલાં જમી લઇને ઝટ ઉપડો, ભંડારી પાસે જાઓ ને પુષ્કળ ધન લઇ આવો."

"અધીરી થઇ ગઇ, અધીરી. જો આ ચીઠ્ઠી જો. શું લખ્યું છે. 'બ્રાહ્મણને જોઇએ તેટલું લેવા દેજો.'"

બ્રાહ્મણી—"એની કોણ ના પાડે છે! પણ જોઉં આ પણ લખ્યું છે કે "સાંજના ૬-વાગ્યા સુધીમાં." તો હવે જલદી જલદી જાઓ. નહીં તો વળી પાછી વેળા વીતી જશે." જેમ તેમ કરીને એણે નમતે પહોરે બ્રાહ્મણને ભંડાર તરફ રવાના કર્યો. બ્રાહ્મણ ચાલ્યો, રસ્તામાં જે મળે તેને ચિઠ્ઠીની વાત કરે, વાણિયાને કહે ગોળ, ઘી, ઘઉંનું ગાડું ઘેર મોકલી આપજો. જુઓ આ ચિઠ્ઠી. જાઉં છું ભંડારી પાસે."

"જલદી જાઓ! મહારાજ! જલદી." વાણિયો કહે છે. વળી આગળ ચોકસીની દુકાને બ્રાહ્મણ ઉભો રહ્યો અને કહ્યું; "૨૦૦ તોલા સોનું અને ૧૦૦૦ તોલા ચાંદી તૈયાર રાખજો, આવું છું. જુઓ આ ચિઠ્ઠી" ચોકસી વાંચીને કહે છે. "જલદી કરો મહારાજ! જલદી, થોડી વારમાં ૬ વાગશે."

વળી આગળ કાપડની દુકાને ઉભો રહી બ્રાહ્મણ વરદી આપે છે; "પાનાચંદભાઇ! સાત જોટા રેશમી ધોતિયાં અને બાવીસ બનારસી સાડીઓ ઘેર મોકલાવજો, જુઓ આ ચિઠ્ઠી! પાનાચંદ ચિઠ્ઠી વાંચીને કહે છે; "દોડો મહારાજ દોડો, ૬માં પાંચ કમ છે. પહોંચાય તો નસીબ.

બ્રાહ્મણ દોડ્યો પણ થોડું દોડીને પાછો લખપતિના સ્વપ્નાના ભારથી ધીરો પડી ગયો. છેવટે ભંડારે પહોંચ્યો તે વખતે ૬ ની ઉપર પાંચ મિનિટ થઇ ગઇ હતી. ભંડારીએ ચિઠ્ઠી વાંચી કહ્યું; "મહારાજ! ચિઠ્ઠીના ૬ થઇ ગયા. હવે કશુંય નહિ મળી શકે."

બ્રાહ્મણ વીલે મોઢે પાછો ફર્યો.

જગતમાં આવા તો કેટલાય ઓધડશંકરો પ્રમાદવશ થઇને શુભ સમો ચૂક્યાં કરે છે ને બડભાગી બનવાને બદલે હતભાગી જ રહે છે!

[ નવનીતમાંથી ]



# અર્વાચીન ભારતનું ધાર્મિક સ્વરૂપ

લેખકઃ—
શ્રી. ઇન્દ્રવદન નરોત્તમદાસ દેસાઈ

સર્વધર્મસમભાવ અને ધાર્મિક સહિષ્ણુતાના આ અર્વાચીન જમાનામાં આખી દુનિયાના ધાર્મિક સંપ્રદાયોએ ઘણી છુટછાટો મૂકી દીધી છે. એટલે ધર્મમાં માનનારાઓમાં જે જડતાનું આરોપણ થતું હતું, તેને બદલે નિખાલસતાએ પ્રવેશ કર્યો છે. કોઈ પણ બાબતમાં નિખાલસ વૃત્તિ ધારણ કરવી એ જ સર્વોત્તમ માર્ગ છે. એ વૃત્તિ સિવાય આગળ વધી શકાતું નથી, અને સંસ્કૃતિ લાવી શકાતી નથી.

સંસ્કારની સર્વોપરિતા અને સમાનતાનો દાવો કરતો સનાતન ધર્મ જ્યારે પ્રાચીન ભારતવર્ષમાં પ્રચલિત હતો, ત્યારે પણ તેણે અક્કડપણું રાખ્યું ન્હોતું. શરૂઆતથી આ ધર્મ સહિષ્ણુ રહ્યો છે. બીજા ધર્મોને તેણે માન આપ્યું છે; કોઈનું ઊંચકી લેવાની વૃત્તિ રાખી નથી. શરૂઆતથી તે ઠેઠ દ્વાપરયુગ સુધી–શ્રીકૃષ્ણ અને પાંડવોના વખત સુધી સનાતન ધર્મે બીજા ધર્મોમાંથી ઘણા લોકોને પોતાના ધર્મમાં દાખલ કર્યા છે. પણ ભગવાન શ્રીકૃષ્ણે ગીતાના ઉદ્બોધનમાં કહ્યું છે કે ધર્મનો બદલો કરવો એ પાપ છે, તેમજ જેમ પોતે બીજો ધર્મ સ્વીકારવો એ દુઃખરૂપ છે, તેમ બીજાનો ધર્મ ખૂંચવી લેવો એ પણ તેટલું જ તેને દુઃખરૂપ છે. ધાર્મિક બાબતમાં આટલી ઉદાર છૂટ મૂકનાર ભગવાન શ્રીકૃષ્ણ પહેલવહેલા માલુમ પડે છે.

ત્યાંસુધી આર્યોએ અનાર્યોને સનાતન ધર્મમાં દાખલ કર્યા. કિષ્કિંધાના વાનર અનાર્યો, નર્મદા અને તાપીના પ્રદેશના નાગ લોકો; હિમાલય અને ગંગા-યમુનાની વનશ્રીમાં મહાલતા ભીલ લોકો, દક્ષિણ પ્રદેશમાં વસતા રાક્ષસ લોકો—બધાને આર્ય ધર્મમાં દાખલ કરી સનાતન હિન્દુધર્મે વિશાળતા ધારણ કરી, તેમનાં દેવદેવીઓને પણ પોતે અપનાવવાનો લ્હાવો લીધો.

તે પછી આવેલા અંધકાર–યુગમાં એટલે બૌદ્ધ અને જૈન ધર્મની શરૂઆતમાં સનાતન ધર્મે જે ઢીલાશ મૂકી દેધી તેને પણ સહન કરવું પડ્યું. કદાચ આ ઢીલાશને લીધે જ સનાતન ધર્મ સનાતન મટી બ્રાહ્મણધર્મ બની ગયો હોવો જોઈએ. અને બ્રાહ્મણોના જુલ્મો, યજ્ઞયાગો, સંસ્કારની સર્વોપરિતાનો દાવો, બીજાને અજ્ઞાનમાં અને અંધકારમાં રાખવાની વૃત્તિ, 'અહમ્,' વેદ, ઉપનિષદ અને સ્મૃતિઓમાં ઘાલમેલ—આ બધામાંથી સનાતન ધર્મના ચાર ફાંટા પડી ગયાઃ બૌદ્ધધર્મ, જૈનધર્મ, વૈષ્ણવધર્મ અને બ્રાહ્મણધર્મ.

તે વખતના રાજકર્તાઓ મહારાજા અશોક, સમુદ્રગુપ્ત અને હર્ષવર્ધન વગેરેમાં આ અહિંસાધર્મની અને પ્રેમની ભાવના વધારે ઘાની માલુમ પડે છે. અને એવામાં સનાતન ધર્મના ઉદ્ધારક શ્રીમદ્ શંકરાચાર્યે ભારતવર્ષના તખ્તાપર આવી પોતાની અસાધારણ બુદ્ધિમત્તાથી વૈદિક ધર્મનો દિગ્વિજય કરી ડૂબી જતા પ્રાચીન ધર્મને બચાવ્યો.

પણ તે પછી પલટાયેલા સંજોગોમાં મુસ્લીમ રાજકર્તાઓના અમાનુષી ત્રાસમાં, વખતોવખત થતા નિર્દય હલ્લાઓમાં સનાતન ધર્મની પાક ઘણી ઢીલી પડી ગઈ. ઇચ્છા નહિ હોવા છતાં તેણે ખાનાખરાબી વ્હોરી લીધી. તેથી સનાતન ધર્મને ઘણી હાનિ થઈ. મુસ્લીમ અને ખ્રિસ્તી ધર્મોએ હિન્દુસ્તાનમાં ધર્મની બાબતમાં ફેલાયેલી બેદીલી પારખી અને પોતાના ધર્મમાં આ હિન્દુઓને અપનાવવાનું આહ્વાન કર્યું. સામાજિક રીતરિવાજોથી ત્રાસી જઈ ઘણા લોકો પરધર્મમાં જવા લાગ્યા. લગભગ દસ કરોડની ગણાતી મુસ્લીમ વસ્તીમાં હાલ આઠ કરોડ ઉપરના અસલ હિન્દુઓ છે. અને એક બે કરોડની ખ્રિસ્તી વસ્તીમાં લગભગ બધા જ હિન્દુઓ. આ સત્ય હકીકત મહાત્મા ગાંધીજીના જોવામાં આવી. ઓછી થતી હિન્દુ વસ્તીને ઉદ્ધારવાનું કામ જગદ્ગુરુ શંકરાચાર્ય પછી મહાત્મા ગાંધીજીએ આદર્યું. ગાંધીજીએ સનાતન ધર્મની આ ઘટતી નાડ ન પારખી હોત તો આજે લગભગ ઘટી રહેલા હિન્દુઓમાંથી અડધો અડધ ભાગ ખ્રિસ્તી થઈ ગયો હોત. માટે જ જેમ "શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી," તેમ "ગાંધીજી ન હોત તો હિન્દુ હોત ખ્રિસ્તી" એ નવું સત્ય છે.

આવી ગાંધીજીએ અપનાવેલી સર્વધર્મસમભાવ, પોતાના ધર્મમાં ભૂલ હોય તો તેને સુધારીને પણ પોતાના જ ધર્મમાં રહેવાનો આગ્રહ, સત્ય અને અહિંસાની પોતે અપનાવેલી રીતસરી, ગાંધીવાદી વિચારસરણીમાં

જીવનનો સુમેળ, સ્વદેશી ધર્મ આદરવામાં પોતે ખર્ચેલું જીવન, બધા જ ધર્મોમાંથી સાફ હોય તે ખેંચી લેવાની વૃત્તિ.........આ બધાથી દરેકના જીવનમાં પલટો આવ્યો. સૌ વિચારતા થઈ ગયા કે ધર્મ શું છે? ધર્મ એટલે શું?

જ્ઞાની કવિ અખાએ પણ કહ્યું છે કે ધર્મ તિલક-ટપકાંથી પર વસ્તુ છે.–ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, સત્સંગ, વિદ્યા, સત્ય વગેરેમાં એટલે સારી બાબતમાં પ્રવૃત્ત રહેવું એનું નામ ધર્મ. અને આ તો દરેક ધર્મ શીખવે છે. પછી ધર્મધર્મ કરીને મરવું–મારવું શું?

અસલ ધર્મનું જે સ્વરૂપ હતું તેમાં ઓછેવત્તે અંશે કંઈક કંઈક આડાશ અને કાળાશ આવી જતી, ત્યારે તે આડાશને દૂર કરવા અને કાળાશને ખંખેરવા મહાનુભાવો વિચારપૂર્વક ઊભા થતા. ભગવાન મનુ, પરશુરામ, ભગવાન રામ, રાજર્ષિ વિશ્વામિત્ર, ભગવાન શ્રીકૃષ્ણ, શ્રીમદ્ જગદ્‌ગુરુ શંકરાચાર્ય, ભગવાન બુદ્ધ, મહાવીર સ્વામી, ઈશુખ્રિસ્ત, મહમદ પેગમ્બર, ઝરથુસ્ત, શ્રીમદ્ વલ્લભાચાર્ય, સ્વામી સહજાનંદ, દયાનંદ સરસ્વતી, સ્વામી વિવેકાનંદ, તિલક મહારાજ અને મહાત્મા ગાંધીજી. ગાંધીજી આ લાંબી હારમાળાના મેરુ સમાન હતા. સર્વેએ ધર્મની જે ઉદાત્ત ભાવના પોષી અને જનતા આગળ મૂકી તેમાંથી અત્યારે આ સર્વધર્મસમભાવના પ્રગટી છે. આજે અત્યારે આ આઝાદ હિન્દુસ્તાનમાં અને વિશ્વના દરેક દેશોમાં 'એક વિશ્વ'ની ઘોષણા જાગી છે ત્યારે હુંહું કરીને કૂપમંડૂક બનાવાની જરૂર નથી. વિશ્વ જેટલું વિશાળ પેટ રાખીને જ અત્યારના ધર્મો પાળવાના છે. તો જ આગળ વધી શકાશે અને તો જ આપણે ભારત-વર્ષને સંસ્કૃતિની ટોચે લાવી શકીશું.

આપણે અત્યારે વર્ગવિહીન સમાજરચનાને ઉંબરે તો આવી પહોંચ્યા છીએ. વર્ણાશ્રમધર્મનો લગભગ લોપ થયો છે. હિન્દુઓ પોતાની દીકરીઓ મુસલમાન, પારસી અને યુરોપિયનોને આપે છે અને એવા જ ધર્મોમાંથી કન્યા લાવે છે. પછી ત્યાં ધર્મનો સંકોચ ક્યાં રહે? આપણે આપણા જીવનના દરેક સવાલોને ધર્મના કાટલાથી જોખીએ છીએ એ આદત કદાચ પહેલાંના વખતમાં સારી હતી પણ આ પલટા-યેલા સંજોગમાં એવો ધર્મ આવી ઘણી બાબતોમાં નાકામીયાબ નીવડયો છે. એટલે આપણે આપણા ધાર્મિકતાના સંકુચિત વિચારો અને સામાજિક વલણ ફેરવવી રહી.

અત્યારે હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચારક સમિતિએ સર્વ-ધર્મપરિષદ ભરીને આ કામ હાથમાં લીધું છે. જ્ઞાનની જ્યોત જેનામાં હશે અને જે કર્મમાં માનતા હશે, તે જ જીતશે એ અત્યારના પલટાયેલા સંજોગોમાં દીવાદાંડી-રૂપ કથન છે. એટલે આપણે હિન્દુ હિન્દુ કરી જીવ્યા કરવું એવી વૃત્તિ કોઈની રહી નથી. આપણે હિન્દુ છીએ ને હિન્દુ રહેવાના જો આપણામાં આપણાપણું હશે તો. ધાર્મિક જીવનનું પહેલું સત્ર છે માનવતા. આપણે માનવતા ભૂલી ગયા હતા. અગર અત્યારે પણ ઘણે અંશે માનવતાથી દૂર રહ્યા છીએ. હવે જેટલા માનવતાથી દૂર રહીશું તેટલું દુઃખ આપણે ભોગવીશું.

લાંબો વિચાર કરશો તો જોઈ શકશો કે આ ધર્મનો આવો અને આટલો પ્રચંડ પલટો કયાંથી ને કેવી રીતે આવ્યો? આપણી ધાર્મિક વૃત્તિ; આપણી આભડ-છેટની નીતિમાં ફેરફાર; આપણો સ્વદેશીધર્મ; જુની પ્રણાલિકાઓથી કંટાળેલું માનસ, વિશાળ વૃત્તિનું ગ્રહણ કરવું, અંગ્રેજી રાજ્યનો અમલ અને ગાંધીવાદી વિચાર-સરણી–આ બધાને લીધે આપણે આટલું શીખ્યા, અને આવો "એક વિશ્વનો" આદર્શ અપનાવવાની વૃત્તિએ આવી પહોંચ્યા.

આપણે ગમે તે રસ્તો ગ્રહણ કરીએ છતાં, આગળ જવાનો ધોરી માર્ગ તો એક જ છે. ઈશ્વરે પાથરેલી ધર્મરૂપી વિશાળ શેતરંજીમાં જુદાજુદા ધર્મરૂપી જુદાજુદા રંગના આટાપાટાઓ છે. અને તે ઉપર આકાશની પેઠે ઉચ્ચ અને નીચ, ધનવાન અને ગરીબ, એ સર્વને માટે એકસરખો અને પૂરેપૂરો અવકાશ છે જ. વિશાળ હૃદયના મનુષ્યો ભિન્ન ભિન્ન ધર્મોમાં રહેલા એક જ અભિન્ન સત્યને જુએ છે ત્યારે જ તેઓમાં સર્વ-ધર્મસહિષ્ણુતા પ્રકટે છે. અને સમગ્ર પૃથ્વીને પોતાના કુટુંબતુલ્ય માને છે.

આથી બીજા પ્રકારના ધર્મમાં કે ધર્મ‌એ ફસાવાની જરૂર નથી. એટલે આ પલટાએલા સંજોગોમાં આપણે આટલી ઉદાત્તવૃત્તિ નહિ કેળવીશું તો ક્યારે કેળવીશું?

આ જગને આરે,
જગતે યારે,

એકજ માનું,
રક્ત વહે નસેનસમાં.
તો પણ માનવી,
મૂર્ખ માનવી,
માને એવફા,
લજવે ધાવણ માતાનાં.
એ ધાવણની,
સ્નેહબિન્દુની,
દિલમાં રાખી યાદી,
કરો વિશ્વબંધુત્વ ભાઈ;
વિશ્વબંધુત્વ,
પ્રેમનું તત્વ,
અહિંસાનું પ્રતીક,
સ્થાપો માનવને મંદિર.
એ મંદિરે,
એક જ ચોરે,
રહો લપેટાઈ,
એવી એક જ ઇચ્છા મારી.

# ભક્તભાવુક ભગવાન

લેઃ શ્રી. કાલિદાસ રામકૃષ્ણ પંડિત

વિક્રમ સંવત્ ૧૯૩૦ ના માગશર માસના મધ્યે ઝીંઝુડા ગામના મહાત્મા કાનડગીરીજીની મંડળીની જમવા જવાની નાગફણી વાગી. ત્રણસોક સંતો સાથે, ૨૧ વર્ષના નવયુવાન હોવા છતાં કૃષ્ણ-પ્રેમના રસસાગરને હાથારમાં વહાવનાર કાનડગર આજે જોડીયા નામના ગામમાં સવારે આવ્યા હતા તે અત્યારે એક ભક્તને ઘેર જમવા જતા હતા.

કાનડગીરીજીનો એ અટલ નિયમ હતો કે પોતે ત્યારે જ જમવા બેસે કે ગામમાં કોઈ પણ દીન-દુઃખી માનવો કે સંત-સાધુ-ફકીર જમ્યા વિના ન રહી ગયું હોય. આજે આખોય સમાજ જમવા જઈ રહ્યો હતો. જોડીયાના નાગરિકો ગલીએ ગલીઓમાં આ મહાપુરુષને જોવા ઉભરાયા હતા. ઝાંઝ મૃદંગ અને ભજનની ધૂનથી ગામ ગાજતું હતું. ધીમે ધીમે આ સમુદાય ધર્મશી. ભગત નામના લોહાણા ભગતની જગ્યાની પાસે આવી પહોંચ્યો. કારણ કે જ્યાં જમવા જવું હતું તે યજમાનને ઘેર જવાનો માર્ગ ત્યાં થઈને જતો હતો.

સર્વ મંડળ ને સંતો સાથે કાનડગીરીજી નીકળ્યા ત્યાં થોડા માણસોને રકઝક કરતા જોયા. તેમણે પૂછ્યું; "આ ! શું છે ? શા માટે સહુ ઊભા થઈ રહ્યા છો ?"

માનવસમુદાયમાંથી કોઈ એક ભાઈ બોલ્યો; "બાપુ ! આ મહાત્મા જમવા આવતા નથી. આજે સાત દિવસ થયાં ઉપવાસ પર છે. ગામે બધુંય સમજાવી સમજાવીને થાક્યું પણ એકના બે થતા જ નથી. આપ સમજાવો તો સમજે,"

કાનડગીરીજી સંત પાસે આવ્યા અને તેનાં ચરણની રજ લઈ માથાંપર ચડાવી પગમાં માથું મૂકી બોલ્યા; "ભગવાન ! પધારો જમવા. શા માટે આપ જમતા નથી?";

"સાધુ કાનડગીરીજી ! તમારું નામ મેં સાંભળ્યું છે. તમો સંતસેવી છો એટલે તમોને વાત કરવામાં હાનિ નથી.

"સાધુસે હોદી ના કારેજ હાનિ
તાતે કરીયે હકી પદીચાની.

આ ભગતને ત્યાં હું આજથી સાત રોજ પહેલાં આવ્યો. તેણે મારું યથોચિત સ્વાગત કર્યું. મેં તેમને સહજ પૂછ્યું આપને કાંઈ બાળબચ્ચાં છે ? તેણે દંભમાં કહ્યું; "હા. આ ઠાકોરજીનાં બાળકો અને આ ઠાકોરજીની સેવકી છે. આમ શ્રીબાળકોનો પરિચય આપ્યો. મેં ફરી પૂછ્યું કે ભાઈ ! તમારાં કે ઠાકોરજીનાં તે કહો ! ઠાકોરજીનાં હોય તો મારે બેરીની જરૂર હતી. મેં માંગણી કરી કે હું પણ ઠાકોરજીનો જ દાસ છું. મને આ શ્રી આપી દો. તે મારી સેવા કરશે."

આ કેવળ બોલવામાં જ શૂરવીર ભગતે ના કરી, મેં નિર્ણય કર્યો કે જો આ શ્રી-બાળકો ઠાકોરજીનાં જ છે તો મને શ્રી આપે પછી જ જમવું નહીતર દેહ પાડી નાખવો. બોલો આમાં હું શું અયોગ્ય કહું છું !"

કાનડગીરીજી થોડી વાર વિચાર કરી બોલ્યા, ભગવન્ આજના નાસ્તિક થતા સમયમાં આવો દુરાગ્રહ કરવો એ આપને અને ભક્તિમાર્ગને માટે ભલાઈભર્યું તો નથી જ, છતાં આપ સંત છો.

"જો કહ્યું. સાધુ કેરે સોઇ છાજે.

સારૂ, નારાયણ! પધારો જમવા. ભગતે તેની ઓરત આપશે, હું સમજાવીશ. ચાલો.

સાધુ, કહે નહી. મારી ટેક છે કે પ્રથમ સ્ત્રી આપે. પછીથી જ જમું.

કાનડગીરીજી બોલ્યા, બાપુ! હું કદી જુઠ્ઠું બોલ્યો નથી. એટલે મારા વચન પર ઊઠો. જમો. કારણ કે, સાત દિવસના ઉપવાસ પછી થોડી શાન્તિની જરૂર છે. વળી આપ નહી જમો ત્યાં સુધી આ ૩૦૦ સંતો અને બીજા ભક્તો જમ્યા વગર ભુખ્યા રહેશે. શા માટે આપણી હઠની ખાતર બીજાના આત્માને દુઃખ દેવું જોઇએ!

સાધુ સમજી ગયા અને જમવા આવ્યા. ગીરીજીએ તેમના ચરણ ધોયા. પૂજન કરી પુષ્કળ ભાવથી જમાડયા. બીજી તરફ એક ઉંટવાળા સાથે પત્ર લખી તેને પોતાની ઓરત વાલબાઇ કે જે અત્યારે પોતાના ગામ ઝીંઝોડા હતાં ત્યાં તેડવા રવાના કર્યો. સાંજ થતામાં વાલબાઇ સાથે ઊંટ આવી પહોંચ્યો. કાનડગીરીજી ભગતને બોલાવી કહે; આને તારે ઘેર લઇ જા અને તારી સ્ત્રીનાં કપડાં પહેરાવી તૈયાર કર. હું આવું છું.

વાલબાઇની ઉંમર આ વખતે સત્તર વર્ષની હતી. આકૃતિસુંદર અને પ્રકૃતિ અત્યંત નમ્ર. સાથે સાધુસેવી હતી. પતિની આજ્ઞા વેદવચન માનનાર આ સન્નારી ભગતને ઘેર ગયાં અને એક શબ્દ પણ પૂછપરછ માટે નહી ઉચ્ચારતાં તેમની સ્ત્રીનાં વસ્ત્રો પહેરી લીધાં.

ભગતની સ્ત્રીએ બધીયે વાતો જણાવી. તમારૂં દાન આ સાધુને આપવાનું છે એ પણ ભારપૂર્વક જણાવ્યા વગર ન રહેવાયું.

વાલબાઇએ માત્ર ટુંકો જ જવાબ આપ્યો કે ગીરીજી દેહના સ્વામી છે. તેમને યોગ્ય લાગે તેમ વર્તે. આપણો ધર્મ તેમના શબ્દો માનવામાં છે.

થોડી વારે સાધુ સાથે ગીરીજી આવી પહોંચ્યા અને ભગતને કહે, આપી દે તારી સ્ત્રીનું આ સંતને દાન. લે પકડ હાથ. ભગત જરા અચકાયા. ગીરીજી હસી બોલ્યા; ભગતી આમ થાતી હશે? દે દે, મમતા મૂક, સંતને અર્પણ કર. આવાં ટાણાં હર સમયે નથી આવતાં.

ભગતે ગીરીજીનાં પત્ની વાલબાઇનો હાથ પકડી સંતના હાથમાં આપ્યો. લો મહારાજ. આપની વાત પૂરી થઇ.

આ જોઇ સંત હસી પડયા અને બોલ્યા; "અ બાઇ! નકામો પશુ શું કરવા થે છો! આ ઓરત તારી નથી. કાનડગીરીજીની છે. હું સાવ એવો ખોટ નથી જો તારામાં આવી સમભાવના હોત તો સાત રોજ મારે ભૂખે ન મરવું પડત.

પછી ગીરીજી તરફ ફરી કહે; "કાનડગીરીજી! તમે માનવરૂપે મહાપુરુષ છો. હું તમારા આટલી હદ સુધીના ઉન્નત ભાવો જોઇ પ્રસન્ન થયો છું. મારે ઓરતને શું કરવી છે? આ તો મારી દીકરી છે, બેન વાલુ! તું પણ સિદ્ધ બનીશ. તારા પતિના પરલોકગમન પછી ધર્મની ધ્વજા તારા હાથમાં શોભશે. જ્યાં-જ્યાં તારી નજર પડશે ત્યાં ત્યાં હજારો અભ્યાગતો રોટી પામશે. ગીરીજી! હું આવી ચકાસણી ક્યારેક ક્યારેક કોઇકોઇ વીરલાની કરૂં છું. તમારૂં દંપતિજીવન ભલે બહુ સમય નહિ ટકે તો પણ તમારી નામના અને તમારૂં બાંધેલ નિશાન સૂર્યચંદ્ર રહેશે ત્યાંસુધી ટકશે; આ તમારી પત્ની સોરઠની મા બનશે. લોકો વાલબાઇ મા કહી તેમાં પગલાં પૂજશે. મારૂં વચન છે."

સાધુ મહારાજ પછી કયાં ગયા એ આજ સુધી સમજાયું નથી. કાનડગીરીજી આ પ્રસંગ પછી ચારેક વર્ષે નિર્વાણપદ પામ્યા અને વાલબાઇ માએ ત્યારપછી પતિનું અધુરૂં રહેલું સંત-ગાયોને પોષવાનું કામ આનંદથી કર્યું. લોકોએ અજબ શ્રદ્ધાથી તેમને પૂજ્યાં. અને તેમનાં ચરણમાં અઢળક દોલત ધરી પોતાનાં મહદ્ ભાગ્ય માન્યાં.

આજે ઝીંઝોડામાં રાન-સ્વામીની જગ્યા છે. ભગવાને આશીર્વાદ આપ્યો હતો તે વાલબાઇ માનો આ લખનારને બહુ જ પરિચય હતો. તેઓ અભણ છતાં ઉપનિષદ્-ગીતા અને વેદાન્તના નિગૂઢ પ્રશ્નોના ઉત્તરો આપતાં. તેમના કંઠમાં અજબ માધુર્ય હતું. જો કે લેખકે દર્શન કર્યાં ત્યારે તેઓ વૃદ્ધતાની છાયામાં હતાં છતાં સુંદર તો હતાં જ. તેમની શાન્તિ એકવાર પરિચયમાં આવનારને જીવનભરની શાન્તિ આપતી હતી.

છેક ૧૯૩૦ એટલે આજથી ૭૫ વર્ષ પહેલાં પણ ભગવાન ભક્તભાવુક હતા. આજે એ જ ભાવે પૂર્ણ છે; માત્ર એવા ભક્તો બહુ જ વિરલ થતા જાય છે. લેખકનાં દાદાજી આ પ્રસંગે જોડાયા હતાં. તેમણે આ ઘટના નજરે જોયેલ હતી.

# ભારતીય સંસ્કૃતિનો એક આદર્શ—સેવા

લે. શ્રી ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય

માનવ સંસ્કૃતિના ઇતિહાસમાં ભારતીય સંસ્કૃતિનું સ્થાન ઘણું જ ઊંચું છે. કારણકે એ સંસ્કૃતિ એકદેશી નથી, પણ સર્વદેશીય છે. એ સંસ્કૃતિએ જીવનનાં સઘળાં અંગોનો વિચાર કર્યો છે. જીવનવ્યવહારના જડ જગતનો વિચાર કરવા ઉપરાંત મનુષ્યજીવનના આધ્યાત્મિક વિકાસનો પણ તેણે વિચાર કર્યો છે. એ કારણે જ ભારતીય સંસ્કૃતિ તેજસ્વી છે. ભારતના દ્રષ્ટાઓએ પોતાના અનુભવોને પુસ્તકોમાં ઉતાર્યા છે. એ સાહિત્યનું અવલોકન કરતાં જણાશે કે તેમણે સમાજશાસ્ત્રમાં ધર્મ, નીતિ, ત્યાગ, સેવાપરાયણતા વગેરે આદર્શ સદ્ગુણોને જીવનમાં આચરવાનો બોધ આપ્યો છે.

આ સઘળા આદર્શોમાં સેવાનો આદર્શ પણ ઘણો સુંદર છે. ભારતીય સંસ્કૃતિના આ આદર્શે પશ્ચિમને પણ મુગ્ધ બનાવ્યું છે. આદર્શ સેવાનો બોધપાઠ જેઓએ જીવનમાં ઉતાર્યો છે એવા સેવકોને ધનસંપત્તિ, શારીરિક સુખ અને માન વગેરેની સ્પૃહા યત્કિંચિત્ પણ હોતી નથી. પ્રાણીમાત્ર પર દયા રાખવાનો તેમનો સ્વભાવ બની જાય છે. सर्वभूतहिते रताः—એ કથન અનુસાર તેના હૈયામાં પ્રાણીમાત્રના હિતને જ સ્થાન છે. સઘળાંનું કલ્યાણ કેમ થાય, એ કલ્યાણ-કર્મમાં પોતે શું કરી શકે અને પોતાનો સમય એ કાર્યમાં વધુમાં વધુ કેમ પસાર થાય એમ જ વિચારો તેના મનમાં સર્વદા ઘોળાયા જ કરે છે. સેવાનાં કઠિન માર્ગે તે આગળ વધ્યે જાય છે. એ માર્ગમાં લાલચો, મુશ્કેલીઓ, ઉપાધિઓ, ચિંતા વગેરે તેને ખૂબ હેરાન કરે છે. પણ તેનાથી આ સાચા સેવકો ડરતા નથી. નિષ્કામ ભાવે કર્મ કરતાં કરતાં તેમનું ચિત્ત શુદ્ધ થએલ હોવાથી મમતા, આસક્તિ અને અહંકાર જેવી દુષ્ટ વૃત્તિઓ તેમના મનને અસર કરી શકતી નથી. એઓ નિશ્ચિત બુદ્ધિથી માને છે કે, જનસેવા એટલે જ જનાર્દનની સેવા. સેવાધર્મ ઘણો કઠણ છે. સેવા કરનાર વિભૂતિને યશ મળવાનો સંભવ ઘણો ઓછો છે; પરંતુ તેમને યશની બિલકુલ પરવા નથી. એઓ તો નિઃસ્પૃહ ભાવે પરમાત્મપ્રીત્યર્થે સેવા કર્યા કરે છે.

આજકાલ સેવાની ઘણી વાતો સમાજમાં સંભળાય છે. જાહેર સેવકોનાં વ્યાખ્યાનોમાં આ શબ્દનો ખૂબ ઉપયોગ થાય છે. સમાજની સેવા જરૂર થાય છે, પણ ભાષણોના પ્રમાણમાં તો નહિં જ. એ ઉપરાંત ભારતના ઘણા જાહેર સેવકોને જનતાની સેવા કરવામાં ઊંડો સ્વાર્થ હોય છે. તક મળે તો તેઓ પોતાનો સ્વાર્થ સાધી લેતાં ચૂકતા નથી. આવા સેવકોમાં અપવાદ જરૂર હશે; પણ પૂજ્ય મહાત્માજી જેવા આદર્શ સંત-સેવકો કેટલા? સામાન્યતઃ તેઓમાં નિષ્કામ ભાવની ખામી દેખાય છે. જનતાની સેવા કરવી એ પવિત્ર કામ છે. એ એક પ્રકારનો યજ્ઞ છે. આવા પ્રકારનું યજ્ઞ-કાર્ય સ્વાર્થ, અપ્રામાણિકતા વગેરે દોષોથી દૂષિત ન થાય એ જોવાની આપણી સૌની ફરજ છે. દરિદ્રનારાયણની સેવા કરવી એ જ સાચી ઈશ્વરસેવા છે, એમ કહેવામાં બિલકુલ અતિશયોક્તિ નથી. તપ વિના કોઈ પણ સિદ્ધિ ન મળે, એ કારણે આદર્શ સેવકે તપસ્વી બનવું જ જોઈએ. સંયમ અને ત્યાગ જેવા સદ્ગુણો સેવકને માટે ઘણા જરૂરી છે. મહાત્માજી જેવા સંત-સેવકોનાં જીવન તપા-

સીશું તો તરત માલમ પડશે કે તેઓ કેવું સંયમી, ત્યાગી અને પવિત્ર જીવન ગાળતા! સેવાનાં કાર્યને યજ્ઞ-કાર્ય સાથે સરખાવી જ્ઞાનયોગી શ્રી ચંદુભાઈ એક સ્થળે કહે છે કે: "યજ્ઞ કરવો, અને કરાવવો એટલે બીજાને યજ્ઞ કરવા પ્રેરવા એ બ્રાહ્મણોનું મુખ્ય કર્તવ્ય હતું. યજ્ઞકર્મ એટલે સેવાકર્મ. નિઃસ્વાર્થભાવે કરેલી સમાજની સેવા તે સાચો યજ્ઞ છે. એવા સાચા યાજ્ઞિકો એટલે સાચા સેવકો—એટલે જ સાચા બ્રાહ્મણો. બ્રાહ્મણો પોતાનું કર્તવ્ય મૂકી દેશે તો બીજાઓ તે લઈ લેશે. સમાજની સેવા તો થવી જ જોઈએ: પછી તે બ્રાહ્મણ કરે કે બીજા કોઈ કરે. જે સેવા કરશે તે પ્રતિષ્ઠા મેળવશે."

(અધ્યાત્મ વાર્તાલાપ-પૃષ્ઠ ૭૫૯).

ભારતને આવા સાચા સમાજસેવકોની જરૂર છે. પરમકૃપાળુ પરમાત્મા-પિતાનાં આપણે સૌ સંતાનો છીએ, એ કારણે ભાઈ ભાઈની સેવા નહિ કરે તો બીજો કોણ કરશે? પરસ્પર સહકાર વિના કંઈ પ્રગતિ સાધી શકાય? વેર, કુસંપ, વિગ્રહ વગેરે અનિષ્ટોને દૂર કરી આપણે સૌ પર પ્રેમ રાખીએ તો આપણો વ્યવહાર કેવો સરળ બની જાય! વિશેષ ઉદાર દૃષ્ટિએ વિચાર કરશું તો જણાશે કે આત્મદૃષ્ટિએ આપણે સૌ આત્મસ્વરૂપ જ છીએ. પોતે જ પોતાની સેવા કરે તેમાં શું આશ્ચર્ય? અરે! હૃદયસ્થ પરમાત્મા સર્વનાં હૃદયમાં વસે છે, એટલે આપણે સૌ નારાયણસ્વરૂપ જ છીએ. સેવા કરતાં કરતાં આપણી જીવનદૃષ્ટિ ક્રમશઃ વિશાળ બનતી જાય છે. આપણે સૌ ભાઈઓ છીએ એમ માનતાં માનતાં આપણે નારાયણસ્વરૂપ જ છીએ એવી અભેદ ભાવના દૃઢ થાય છે. આ ભાવનાથી થયેલ સેવા જનસમાજનું કલ્યાણ સાધે છે અને આપણા ચિત્તને નિર્મળ અને પ્રસન્ન બનાવે છે.

સેવાયજ્ઞથી નિર્મળ અને પ્રસન્ન બનેલું ચિત્ત આપણી આધ્યાત્મિક પ્રગતિમાં ખૂબ સહાયરૂપ બને છે. કોઈ પણ સ્વાર્થ વિના આપણે સેવા કરીએ તો સેવા આત્મોન્નતિનું એક સાધન બની જાય છે. આ સેવા—સાધન પરમાત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર પણ કરાવે છે. શ્રી રામચંદ્રજીના પરમ ભક્ત હનુમાનજીએ સેવાદ્વારા જ શ્રી રામદરબારમાં શાશ્વત સ્થાન મેળવ્યું છે. વિભીષણ અને સુગ્રીવ કરતાં પણ હનુમાનની સેવા કીમતી હતી, કારણ કે તેમાં સ્પૃહા ન હતી. જગજ્જનની સીતાજીએ હીરાનો બહુમૂલો હાર ભેટ આપવા માંડ્યો પણ હનુમાનજીએ તેને તોડી નાખી ફેંકી દીધો; કારણ કે એ હારમાં તેમને પોતાના ભક્તવત્સલ મર્યાદાપુરુષોત્તમ શ્રીરામ ભગવાનનાં દર્શન ન થયાં. રામનામ વિનાની વસ્તુ એમને નિરર્થક લાગી! શ્રીરામે વરદાન માગવાનું કહેતાં હનુમાનજીએ માગ્યું કે:—

नाथ ! भक्ति तव अति अनपायनि
देहु कृपा कर शिवमनभावनि॥

નિઃસ્વાર્થ સેવકને કનક કે કામિની કેમ આંજી શકે? આવો સાચો સેવક બીજું માગે પણ શું? પરમાત્માની અનપાયિની ભક્તિથી વિશેષ મહત્તર બીજી વસ્તુ પૃથ્વી પર કઈ છે? ધન્ય છે આવા ભક્ત—સંત—સેવક હનુમાનને!!

ભારત સ્વતંત્ર થયું ખરું; પણ ભારતીય યુવાનો આપણી સંસ્કૃતિએ બતાવેલા સાચી સેવાના પાઠો ભૂલ્યા હોય એમ લાગે છે. સ્થળેસ્થળે તકનો લાભ લેનારા નજરે પડે છે. આવાઓએ યાદ રાખવું જોઈએ કે, સેવા અને સહકાર વિના પોતાની તેમજ સમાજની પ્રગતિ અશક્ય છે. મનુષ્યમાં રહેલી નૈતિક ભાવનાની ઉપેક્ષા થશે તો મનુષ્યમાં રહેલો સહજ પશુભાવ પોતાનું જોર અજમાવી જશે. એ વિષે મહર્ષિ રવીન્દ્રનાથ ટાગોર પોતાના "Nationalisum" નામના પુતકમાં લખે છે કે;—"Each individual has his self-love. Therefore his brute instinet leads him to fight with others in the sole pursuit of his self instinet. But man has also his higher instinets of sympathy and mutual help. The people who are lacking in this higher moral power and who therefore cannot combine in fellowship with one another must perish or live in a state of degradation. Only those peoples have survived and achieved civiligation who have this spirit of co-operation strong in them. So we find that from the beginning of history men had to choose between fighting one another and combining, between serving their own interest or the common interest." (Page 99)

આ કથનનો ટૂંકમાં ભાવ આ પ્રમાણે છે. પ્રત્યેક મનુષ્યને પોતાના સ્વાર્થ તરફ પ્રેમ હોય છે. તેથી પોતાની સ્વભાવિક પશુ-વૃત્તિને તાબે થઈ પોતાનો સ્વાર્થ સાધવા માટે બીજાઓ સાથે તે લડે છે. પરંતુ આ સહજ વૃત્તિ ઉપરાંત મનુષ્યમાં સહાનુભૂતિ અને એકબીજાને સહાયભૂત થવાની ઉચ્ચતર લાગણીઓ પણ રહેલી છે. **જેઓ ભ્રાતૃભાવે રહી શકતા નથી તેઓનો નાશ થાય છે અથવા તો તેઓને અધમ જીવન ગુજારવું પડે છે. જે પ્રજામાં સહકારની ભાવના દૃઢ છે તે પ્રજાઓ જ કાયમ ટકી રહી છે અને તેમણે જ પ્રગતિ સાધી છે.** વિગ્રહ કે એકસંપી પ્રેમાળ જીવન, પોતાની સ્વાર્થસાધના કે સર્વોદયની સાધના—આ બન્નેમાંથી પસંદગી મનુષ્યે કરવાની રહી છેઃ ઇતિહાસના આરંભકાળથી આમ જ બનતું આવ્યું છે.

ભારતના યુવાન વર્ગે યાદ રાખવું જોઈએ કે સમાજના પાયા સત્ય, પ્રેમ, અહિંસા અને સેવા જેવા સદ્ગુણો પર જ ટકે છે. એ પાયા જરા પણ નબળા પડે તો સૌને ભોગવવું પડે. નીતિના સર્વમાન્ય સિદ્ધાન્તોને ભૂલી જઈશું તો દેશ નબળો બનશે. પોતાના સ્વાર્થને ભૂલી જઈ નૈતિક બળ સૌએ કેળવવાનું છે. સર્વશક્તિ કાળના ચોક્કસ પ્રવાહમાં આપણી સંસ્કૃતિના આદર્શો વિલીન ન થઈ જાય એ જોવાનું કામ આપણું બધાંનું છે. ભારતીય સંસ્કૃતિ નીતિના સિદ્ધાન્તો પર નિર્ભર છે અને એ સાંસ્કૃતિક પ્રવાહને સદા વહેતો રાખવો, વેગ આપવો અને આગળ વધવું એ કર્તવ્ય સ્વતંત્ર ભારતના યુવાનોનું છે. આદર્શ સેવાના પાઠોનો જીવનમાં અમલ થશે તો આ કાર્ય અઘરું નથી.

卐

# સંસારાસક્તની ભક્તિ

અનુવાદકઃ શ્રી જયન્તીલાલ મંગળજી ઓઝા.

વધારે વિષયભોગ મળે એ ઇચ્છાથી બદ્ધ જીવો પુણ્યનાં કામો કરે છે, પણ દુઃખ, દારિદ્ર્ય કે શોકના પ્રસંગો આવી પડતાં એ બધું ભૂલી જાય છે. પોપટ આખો દિવસ 'રાધાકૃષ્ણ' બોલે છે પરંતુ બિલાડી તેને પકડે છે કે તરત ભગવાનનું નામ છોડી પોતાની સાધારણ બોલી બોલવા માંડે છે! માટે જ કહું છું કે સંસારી જીવોને ઉપદેશ દેવો નિરર્થક છે. ગમે તેટલો ઉપદેશ મળે પણ એ તો જેવા છે તેવા ને તેવા જ રહેવાના!

નીચે કમાન હોય એવી ગાદી ઉપર બેસીએ, તો જ્યાંસુધી તેના ઉપર બેઠા હોઇએ ત્યાંસુધી તે દબાયેલી રહે છે; પણ દબાણ જાય કે તરત જ હતી તેમની તેમ. માયાસક્ત જીવનું પણ આવું જ છે. જ્યાંસુધી કથાવાર્તા સાંભળે, ત્યાંસુધી ધાર્મિક ભાવ ખરો, પણ જેવા સંસારના વહેવારમાં પડયા કે તરત જ આ બધી ઉંચી વાતો ભૂલી જવાના અને પાછા હતા તેના તે!

ભઠ્ઠીમાં પડયું હોય ત્યાંસુધી લોઢું લાલચોળ દેખાય છે, પણ બહાર નીકળ્યા પછી તરત જ કાળું પડી જાય છે. માયાબદ્ધ જીવો પણ જ્યાંસુધી મંદિરમાં હોય અને સત્સંગ કરે ત્યાંસુધી તેમનો ભક્તિભાવ ઉભરાઈ જાય છે, પણ જેવા બહાર આવ્યા કે બધું પલાયન!

માખી જેમ પરુ ઉપર બેસે, અને ભગવાનને ધરવાના ભોગ ઉપર બેસે; તેવી રીતે સંસારી જીવોનું મન એક વાર ધાર્મિક વિષયોનું ચિન્તન કરે, અને થોડી વાર કામિની-કાંચનના વિચારોમાં પણ ડૂબી જાય!

સંસારી જીવોનું મન છાણના કીડા જેવું છે. છાણનો કીડો કાયમ છાણમાં જ રહે છે, અને તેમાં તેને ઉલટી મજા પડે છે. ભૂલેચૂકે જો કોઈ તેને ત્યાંથી ઉપાડી કમળ પર મૂકે, તો એની સુગંધને લઈને તે મરી જાય છે. સંસારી જીવો પણ સંસારના વિચારો અને કામનાઓની ગંદી હવા સિવાય રહી શકતા નથી!

સંસારી જીવોનો ઇશ્વરનો ખ્યાલ કેવો હોય છે તે ખબર છે? બાળકો ભેગાં મળીને રમતમાં બોલતાં હોય છે એના જેવું! છોકરાંઓ કેટલીય વાર સમ ખાઇને કહે, "ભગવાનના સમ! જનોઈના સમ! મોટેરાંઓને આ રીતે સમ ખાતાં સાંભળીને તેઓ એમ બોલતાં શીખ્યાં હોય છે! બગીચામાં ફરવા ગયા હોઇએ ત્યારે કેટલીક વાર આપણે જોઇએ છીએ કે ફરવા આવેલાઓમાંથી કોઈકોઈ બાગમાંથી સુંદર ફુલ તોડી, હાથમાંની લાકડી ફેરવતા ફેરવતા ફૂલ સૂંઘતા જાય અને બોલતા જાય 'અહા! પરમાત્માએ કેવું સુંદર ફૂલ બનાવ્યું છે'; સંસારી લોકોનો ઇશ્વર સંબંધી ખ્યાલ વધુ તો એટલો જ હોય છે! તપેલી લોઢા પર પાણીનું ટીપું નાખીએ એના જેવો ક્ષણિક એ ભાવ હોય છે. આવો ક્ષણિક ભાવ શું કામનો? ઇશ્વર માટે તલપાપડ થઈ જવું જોઇએ, દરિયામાં ખૂબ ઊંડે ડૂબકી મારવી જોઇએ.

## સંસારાસક્ત અને સાધના

૭ કોઇ ખેડૂતે આખો દિવસ શેરડીના વાડાને પાણી પાયું. સાંજે જઇને જુવે તો એક ટીપું પાણી પણ શેરડીને પહોંચ્યું ન હતું. કેટલાંક બાકોરાંઓમાં થઇને પાણી જમીનની અંદર ઊતરી ગયું હતું. હૃદયમાં તૃષ્ણા-વાસના છૂપી રીતે ભરી રાખીને જે ભક્ત ભગવાનની ભક્તિ કરે છે, તેની આવી સ્થિતિ છે. ભલેને તે રોજ સેવા-ભક્તિ કરતો હોય, છતાં તે જરા પણ આગળ વધતો નથી. આ કામવાસનાનાં કાણાંમાં થઇને તેનો ભક્તિપ્રવાહ બહાર નિરર્થક વહી જાય છે, અને આખી જીંદગીની ભક્તિસાધના પછી પણ ભાઈ તો હોય છે ત્યાંના ત્યાં.

૮ ધ્યાન ધરતી વખતે મન દોડાદોડ કેમ કરે છે. માખી કંદોઈની દુકાનની મીઠાઇ પર બેસે છે; પણ જો મેલાની ડોલ ભરીને ભંગી એ રસ્તેથી નીકળે તો તરત તેના પર જઈ બેસે છે અને મીઠાઈનો સ્વાદ લેવો છોડી દે છે. એથી ઉલટું મધમાખી તો ફૂલ ઉપર જ બેસે છે, ગંદી ચીજો તરફ નજર સુદ્ધાં કરતી નથી. માખી જેવા સંસારી જીવો વખતેવખતે થોડો સમય દૈવી આનન્દનો ઉપભોગ કરે છે, પરંતુ તેઓની દુર્ગંધ મારતી સ્વાભાવિક વિષયલોલુપતા તેઓને દુનિયાદારીના ઉકરડા તરફ ખેંચી જાય છે. મોટા પરમહંસો તો હમેશાં ધ્યાનમગ્ન રહે છે અને બસ ઈશ્વરી પ્રેમનો રસ જ પીધા કરે છે.

૯ જો કોઇને ભૂત વળગ્યું હોય તો મંત્રેલી રાઈ તેના પર છાંટવાથી ભૂત ભાગી જાય છે, પણ જો ભૂત એ રાઈમાં જ ભરાઇ બેઠું હોય તો પછી તે રાઈથી કાંઇ ભૂત ભાગે? જે મન વડે ભગવાનનું ધ્યાન ધરવાનું છે તે મન જ જો સાંસારિક વિકારોથી ભરેલું હોય, તો પછી એવા સડેલા સાધન વડે ભગવાનની સાધના શી રીતે થઇ શકે?

૧૦ ભીની દીવાસળી એકદમ સળગતી નથી, ભલેને ગમે તેટલી ઘસો. પરંતુ જો દીવાસળી સૂકી હોય તો જરાક ઘસવાથી સળગી ઊઠે છે. સાચા ભક્તનું હૃદય સૂકી દીવાસળી જેવું છે. ભગવાનનું જરાક નામ લેવાય કે તરત જ તેના અંતરમાં રહેલો ઈશ્વરપ્રેમ પ્રદીપ્ત થાય છે. દ્રવ્ય અને દારાના ચિંતનમાં ભીંજાયેલું સંસારી જીવનું મન, ભીની દીવાસળી જેમ ઝટ લઇને પ્રજ્વલિત થતું નથી. ગમે તેટલી વાર તેને ભગવાનની ભક્તિ કરવાનો ઉપદેશ આપીએ, પણ તેના દિલમાં દીવો થવાનો નહીં.

૧૧ બદ્ધ જીવમાં ભલેને જ્ઞાની જેટલું જ્ઞાન અને બુદ્ધિ હોય, ભલેને તે યોગી જેવો તપસ્વી હોય, અને ઋષિમુનિઓ જેવો સંયમી હોય; છતાં પણ તેનો શક્તિપ્રવાહ અવળે રસ્તે વહેતો હોવાથી, અને આ બધું ઈશ્વરાર્પણ બુદ્ધિથી નહીં, પણ સાંસારિક માનપાનની લાલસાથી કરેલું હોવાથી, તેની બધી મહેનત ફોગટ જાય છે.

૧૨ મેલા અરીસામાં સૂર્યનાં કિરણોનું પ્રતિબિમ્બ પડતું નથી; તે જ રીતે માયાના ફંદામાં પડેલા અને મનના મેલા લોકો કદી પણ પ્રભુનો પ્રકાશ ઝીલી શકતા નથી. તેથી પવિત્ર બનો.

૧૩ જો દૂધમાં ખૂબ પાણીનો ભેગ હોય. તો તેનો દૂધપાક કરતાં ખૂબ ઉકાળવું પડે છે, અને વખત પણ ખૂબ લાગે છે. તેવી જ રીતે અશુભ અને અપવિત્ર વિચારોથી નિર્બળ થઇ ગયેલા મનને શુદ્ધ, પવિત્ર અને સમર્થ બનાવવું હોય તો લાંબા સમય સુધી સખત મહેનત કરવી પડે છે.

૧૪ પ્રશ્ન—સંસારી જીવો ઈશ્વરની શોધમાં બધું ત્યાગી શકતા નથી, એમ કેમ?
જવાબ—રંગભૂમિ પર આવતો નટ પોતે ધારણ કરેલો વેશ શું એકદમ કાઢી નાખી શકે છે? સંસારી જીવોને પણ તેમને માટે કરેલો પાઠ ભજવવાનો હોય છે, અને યોગ્ય સમય થતાં તેઓ પોતાનો બનાવટી વેશ ફેંકી દેશે.

૧૫ સંસારમાં સદંતર રચ્યોપચ્યો રહેતો જીવ છાણના કીડા જેવો છે; એ કીડો જીવે છે પણ ત્યાં અને મરે છે પણ ત્યાં જ. એથી વધારે ઊંચી સ્થિતિની એને કલ્પના જ નથી. આનાથી ઓછો આસક્ત જીવ ઘડીમાં મીઠાઈ પર અને ઘડીમાં પરૂ પર બેસતી માખી જેવો છે. પરંતુ મુક્ત જીવ તો મધ સિવાય કદી પણ બીજું કાંઈ નહીં ચાખનાર મધમાખી જેવો છે.

૧૬ બદ્ધ જીવ મગરમચ્છ જેવો છે. મગરમચ્છના શરીર પર હથીઆરના ગમે તેટલા ઘા કરો પણ તેને વાગતું નથી, તેને મારી નાખવો હોય તો તેના પેટ પર જ ઘા કરવો જોઇએ. આ જ રીતે બદ્ધ જીવને પણ તમે ગમે તેટલો ઉપદેશ આપો, પોતાની જાત માટે તેનામાં ગમે તેટલી ઘૃણા ઉત્પન્ન કરો, છતાં તેની આસક્તિના પદાર્થો તેની પાસેથી પડાવી લ્યો નહીં, ત્યાંસુધી તેને પોતાની ખરી સ્થિતિનું ભાન થશે નહીં.

૧૭ ભગવાનનાં પાદપદ્મનું શરણ લેવાની ગમે તેટલી શિખામણ આપો, તો પણ માયાસક્ત જીવ તમારૂં કહેવું માનશે નહીં. તેથી ખૂબ વિચાર કરી આવા જીવાત્માઓને આકર્ષવા માટે ગૌર અને નિતાઇએ ( ભગવાન ચૈતન્યદેવ અને નિત્યાનંદે ) એક યુક્તિ શોધી કાઢી. તેઓ કહેતા; "આવો, આવો, ભગવાનનું નામ લ્યો, તમને સ્વાદિષ્ટ ઓસામણ અને સુંદરીનું આલિંગન મળશે." આ બે વાતનું નામ સાંભળી ઘણા તેમની મંડળીમાં ભળતા અને ભગવાનનું નામ લેતા; ધીમે ધીમે જ્યારે તેઓને હરિનામામૃતનો રસ લાગતો ત્યારે તેઓ નિત્યાનન્દના કહેવાનો અર્થ સમજતા. 'સ્વાદિષ્ટ ઓસામણ' ( બંગાળી માછેર-ઝોલ ) એટલે બીજું કાંઇ નહીં પણ ભગવાન માટેના પ્રેમનો અશ્રુપ્રવાહ; અને સુંદરી એટલે પૃથ્વી, અને તેનું આલિંગન એટલે ભગવતપ્રેમમાં લોટપોટ થઇને જમીન પર પડવું તે।

[ શ્રી રામકૃષ્ણની ઉપદેશ વાણીમાંથી ]

# ષટ્સંપત્તિ સહિત ધનસંપત્તિની મહત્તા

લેખક: શ્રી લલ્લુભાઈ ઉપાનહાર

વ્યવહારના નિભાવ માટે મનુષ્યોને ધનની જરૂર પડે છે, જેથી તેના માટે માનવીનો મોટો ભાગ હંમેશાં પ્રયત્નશીલ રહે છે. એમાં જે મનુષ્યો છળકપટ, અસત્ય, લોભ, આદિ અનીતિનો આશરો લે છે તેઓ વિપુલ ધનના ધણી હોવા છતાં અને જાહેરમાં સદ્‌ગૃહસ્થો લેખાતા હોય તો પણ જગન્નિયન્તા પરમેશ્વરના ચોર જ ગણાય છે. તેથી જ અનીતિનો માર્ગ સર્વદા ઘૃણાને પાત્ર ગણેલો છે.

માનવજીવન એ નિજાત્માની ઉન્નતિનું દ્વાર ગણાય છે. તેથી એ જીવનની અમૂલ્ય પળો સાધ્યને વિસારી કેવળ સાધનરૂપ ગણાતાં ધન-દોલતની પાછળ વ્યતીત કરવી એ પોતાના આત્માને જાણીબૂજીને અવનતિના માર્ગે લઈ જવા જેવું છે. કારણ કે ધનસંપત્તિનો અખૂટ સંગ્રહ કરવાની લાલસા રાખવી એનું જ બીજું નામ લોભ છે. મનુષ્યની આધ્યાત્મિક પ્રગતિના વાટશત્રુ ગણાતા ત્રણ મહાન દુર્ગુણો કામ, ક્રોધ અને લોભ છે. તે પૈકીનો આ લોભ પણ હિતશત્રુ છે એમાં કશી પણ શંકા નથી.

બહુધા દરેક મનુષ્ય જાણે છે કે આ વિશ્વમાં જે અનંત જીવાત્માઓ વિચરે છે તેમાં મનુષ્યદેહધારી જીવાત્મા સર્વોપરિ ગણાયો છે અને ઉચ્ચ અધિકારીની ઊંચી કક્ષા પ્રમાણે તેના હિસ્સે કરવાનાં કાર્યો પણ ઊંચી કોટિનાં જ છે. એ નિયમ પ્રમાણે મનુષ્યના જીવન દરમ્યાન તેને માટે કરવાનાં કર્તવ્યોમાં પણ વિશ્વનિયંતાએ કેટલીક વિશિષ્ટતા રાખેલી છે. આ સિદ્ધાંત ધર્મશીલ પુરુષોનાં જીવનચરિતોથી જાણી શકાય છે. પશુપક્ષીઓનો જીવનવ્યવહાર ઊંઘ, આહાર, ભય અને મૈથુન એ ચતુર્વિધ પ્રવૃત્તિના વર્તુળમાં આજીવિકા પૂરતો જ મર્યાદિત હોય છે. તેટલો જ વ્યવહાર જો મનુષ્ય પણ આચરે તો પછી માનવદેહની મહત્તા ક્યાં રહી!

પ્રભુએ મનુષ્યને બીજા જીવાત્માઓનો રક્ષક નીમી તેનામાં સત્વ, સદાચારની અપેક્ષા રાખેલી છે. ગીતાનું વાક્ય છે કે " મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારે નિમિત્ત યજ્ઞ કર, મને નમસ્કાર કર, એટલે મારામાં પરાયણ થઈ આત્માને મારી સાથે જોડીને તું મને જ પામીશ." (ગીતા ૯-૩૪). આમાં સદાચારની પરંપરા રહેલી છે. તેના પાલન વડે જ મનુષ્યત્વની સર્વોપરિતા અંકાએલી છે. અને તેવા વિશુદ્ધ આચારનું પાલન કરવું તેને જ ષટ્સંપત્તિનો સંગ્રહ કહેવાય છે. એ ષટ્સંપત્તિ અથવા સદાચારને જ ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં દૈવી સંપત્તિરૂપે વર્ણવેલો છે.

મનુષ્યને જીવનવ્યવહારનાં સાધનો માટે જેમ ધનસંપત્તિની આવશ્યકતા હોય છે, તેવી જ રીતે આંતરિક ઉન્નતિનાં સાધનો માટે આ ષટ્સંપત્તિની પણ અતિ આવશ્યકતા રહેલી છે. વ્યવહારનું સ્થાન આત્મોન્નતિની અપેક્ષાએ ગૌણ હોવાથી શિષ્ટજનોને ધનસંપત્તિની કમાણી કરતાં ષટ્સંપત્તિની કમાણી વધુ કીમતી જણાય છે. એનું ખાસ રહસ્ય એવું છે કે, ધનસંપત્તિ નીતિ અને અનીતિ અથવા ધર્મ અને અધર્મ એમ બે પ્રકારના માર્ગેથી મેળવી શકાય છે. પણ ષટ્સંપત્તિ તો કેવળ ધર્મ-નીતિના જ માર્ગદ્વારા મેળવી શકાય છે. આ એની ખાસ વિલક્ષણતા છે. જગતમાં જેઓ મહાન પુરુષો તરીકે પ્રખ્યાત થયેલા છે તેઓમાં બહુધા આ ષટ્સંપત્તિવાન મનુષ્યોનો જ સમાવેશ થએલો છે. અથવા તો એ ષટ્સંપત્તિસહિત ધનસંપત્તિવાનોની કીર્તિકથાઓ ગવાતી હોય છે. પણ કેવળ ધનસંપત્તિવાન મનુષ્યોની મહાપુરુષ તરીકે કદી પણ ગણના નથી થયેલી એમ ઈતિહાસ સાક્ષી પૂરે છે. આને કેવળ ધનસંપત્તિનો સંગ્રહ નિષિદ્ધ હોવાના પ્રમાણ રૂપે લેખી શકાય છે.

નીતિના રાહથી મેળવેલી ધનસંપત્તિથી કૌટુંબિક અને સામાજિક વ્યવહારનાં કાર્યો સરળતા, શાંતિ, આનંદોલ્લાસ અને નિર્વિઘ્ને થઈ જાય છે એવો અનુભવ અનેકને થએલો હોય છે. નીતિમય ક્રિયાનો આ એક અપરોક્ષ લાભ ગણાય છે. તથા રાષ્ટ્રહિત કે લોકોપયોગી સત્કાર્યો કરવા માટે ઉદારતાથી દાન આપવાની અંતરમાં સ્ફુરણા થતી હોવાથી તે સત્કર્મોદ્વારા સ્વર્ગ-વૈકુંઠ આદિ અપ્રત્યક્ષ લોકનું પુણ્ય પણ મેળવી શકાય છે. એ બીજો પરોક્ષ લાભ છે. એટલે આનો અર્થ એ થયો કે ષટ્સંપત્તિ સહિત ધનસંપત્તિ મેળવનાર મનુષ્ય આ લોક અને પરલોક એમ બન્ને પ્રકારનું હિત સાધી શકે છે

ષટ્સંપત્તિ વિનાની ધનસંપત્તિ બહુધા અધર્મ કે અનીતિના માર્ગેથી જ મેળવેલી હોય છે જેથી તેવી ધનસંપત્તિવાળા હજારો અને લાખોના માલિકો આપણી આસપાસ સ્વચ્છંદે કેવળ મોજમઝા ઉડાવતા નજરે પડે છે. એટલું જ નહિ પણ તેઓ બીજા નિર્દોષ મનુષ્યો અને જીવોને દુઃખના કારણરૂપ થતા હોય છે.

મરણ પછી તેમની ધનસંપત્તિ જ્યાંનીત્યાં જ પડી રહે છે, કોઈ પણ પરોપકારી કાર્યોમાં તેમની કમાણીનો સ્વલ્પ અંશ પણ પોતાના હાથથી આપી જવાની તેમની હિંમત નથી ચાલતી. અંતમાં પરહસ્તે ગયેલી તેવી સંપત્તિનો દુરુપયોગ થયાના ઘણા દાખલા મળી આવે છે.

ભગવાન શ્રીકૃષ્ણે એવા મનુષ્યોનો આરંભ અને અંત દર્શાવતાં કહ્યું છે કેઃ— "આજ મેં આ મેળવ્યું, હવે આ મનોરથ પૂરો કરીશ, આટલું ધન મારી પાસે છે, વળી કાલે આટલું બીજું મારૂં થશે; આ શત્રુને તો માર્યો, બીજાને મારીશ; હું સર્વસંપન્ન છું, ભોગી છું, સિદ્ધ છું, બળવાન છું, સુખી છું, હું શ્રીમંત છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ દાન દઈશ, આનંદ માણીશઃ એમ અજ્ઞાનથી મૂઢ થયેલા માને છે અને અનેક ભ્રમણાઓમાં પડી મોહજાળમાં ફસાઈ વિષયભોગમાં મસ્ત થયેલા એવા તે લોકો અપવિત્ર નરકમાં પડે છે." (ગીતા. ૧૬–૧૩–૧૬)

ધનની હમેશાં દાન, ભોગ અને નાશ—આ ત્રણ પૈકી એક ગતિ થાય જ છે. તેમાં સજ્જન મનુષ્યો સાવધતાથી પહેલી ગતિ માટે સ્વકમાણીનો સદુપયોગ કરી લે છે. પૂર્ણ નહીં તો અમુક અંશે પણ જનહિતાર્થે દાન આપનારની ધનસંપત્તિનો સ્થૂળ અંશ આ લોકમાં અનેક જીવાત્માઓને ઉપયોગી બનવાથી તેઓ કલ્યાણપ્રદ આશિષ મેળવે છે અને દાનનાં સ્મૃતિચિહ્નો જીવંત રહે ત્યાં સુધી કીર્તિ અને સત્પ્રેરણા તે દાનદાતાને વળતરરૂપે મળતાં રહે છે. આ સિવાય ધનનો સૂક્ષ્મ અંશ તો હૃદયશુદ્ધિરૂપે તે દાતાને તુરતમાં જ મળતો હોવાથી અદૃશ્ય રીતે તેના સૂક્ષ્મ દેહના-આત્મિ કલ્યાણનો માર્ગ મોકળો થતો જાય છે. તેથી જ કહ્યું છે કે "યજ્ઞ, દાન અને તપ વિવેકીને પણ પાવન કરનારાં છે. (ગીતા ૧૮–૫) આ ગુપ્ત રહસ્ય કેટલાક પુણ્યવાન ધનિકોને ગળે ઊતરેલું હોવાથી તેઓ ઉદાર દાતા તરીકે જીવન જીવીને આ લોકમાં સુયશ મેળવી, મરણ પ પણ આત્માની ઊર્ધ્વ ગતિ સંપાદન કરે છે.

આમ જેટલી ધનસંપત્તિનો સદુપયોગ થયો હો તેટલી જ કમાણી સાચી કમાણીરૂપે ઠરે છે. અન્ય મમત્વથી માની લીધેલી બીજી કમાણી, પ્રત્યેક મનુષ્ય તેના મરણકાળે અને તે પછી પણ, ભયંકર ભાર થાય છે. એમાં બીલકુલ શંકા જેવું નથી. કારણ ષટ્સંપત્તિથી રહિત ધનસંપત્તિ મેળવવા માટે અ પ્રકારનાં નિષિદ્ધ કર્મો કરાએલાં હોય છે જેથી, તે જવાબ વિશ્વનિયંતાને દરેક મનુષ્યે આપવો જ પ છે. આ જગતના પ્રત્યેક ધર્મની દૃઢ માન્યતા એટલું જ નહિ પણ એવો અટલ સિદ્ધાંત છે કે સારા–ખો કર્મોના ભોગથી કોઈ પણ મનુષ્ય છટકી શકતો નથ

પટ્સંપત્તિથી રહિત ધનસંપત્તિના સંગ્રાહક સ્થિતિનો વિચાર કરતાં જણાશે કે જેમની પાસે ધ સંપત્તિ નથી હોતી તેમને દાન-પુણ્ય કરવાન ઈચ્છા થાય છે, પણ જ્યારે સાહસ, કૌશલ્ય કે પૂર્વ પુણ્યના ભોગથી તેઓ ધનસંપત્તિના માલિક બને ત્યારે, તેમની એ ઉચ્ચ ભાવના કાષ્ટ-જળવત્ અદૃ થઈ જાય છે. અને તેને બદલે તેમનામાં અહંતા મમતા, લોભ, ઘમંડ, ઈર્ષ્યા, વૈર, વિલાસિતા અ કંજુસાઈ આદિ કુત્સિત ભાવનાઓ ઘૂસી જાય છે પરિણામે એવી અધર્મથી ઉપાર્જિત કરેલી ધનસંપ તેમનાં આત્માને અવનતિના માર્ગે પરાણે ઘસડી જા છે. આનું મુખ્ય કારણ ષટ્સંપત્તિનો અભાવ છે.

હવે ધનસંપતિથી રહિત પટ્સંપતિના સંગ્રાહકન પરિસ્થિતિનો વિચાર કરીશું તો જણાશે કે ધર્મપરાયણ રહેવું એ દૈવીસંપતિવાનનું જીવનસૂત્ર છે. અને પટ્સંપત્તિનું આચરણ ધર્મનિષ્ઠ થવાના પગથિયારૂપ હોવાથી એવા મનુષ્યો ઈન્દ્રિયોના વિષયભોગો કે જગતના ક્ષુદ્ર વૈભવના પદાર્થોની લોલુપતા નથી રાખતા. તેઓ એ દિશામાં "યદૃચ્છાલાભસંતુષ્ટ—જે સહજ મળેલું હોય તેથી સંતુષ્ટ રહે છે" (ગીતા ૪–૨૨) આ નીતિને અનુસરનારને માટે અન્યત્ર પણ કહેવાયું છે કે

"ગોધન ગજધન બાજધન ઔર રતનધન ખાન;
જો આવે સંતોષ-ધન સબ ધન ધૂલી સમાન."

તેઓ આંતરિક સદ્ગુણને જ ધન સમજે છે, અને એ રીતે ધન-ષટ્સંપત્તિને સમજવાની જ ચીવટતા

રાખે છે. પ્રતિપળે જીવનવ્યવહારમાં પણ કોઈનું અહિત ન થાય તે માટે સચેત રહે છે. પોતાના તથા આશ્રિત અને પાડોશી જનોના કલ્યાણ માટે તન-મનથી પવિત્ર રહીને પ્રત્યેક ક્રિયા લોક-કલ્યાણની ભાવનાથી કરી નિજાત્માની ઉન્નતિ સાધે છે. નીતિથી મેળવેલા થોડાક ધનથી પણ પોતાનો વ્યવહાર કરકસરથી નિભાવે છે. એટલું જ નહિ પણ તેમાંથી ય પરોપકાર માટે અલ્પ અંશ દાન આપવાનું નથી ચૂકતા. આમ પોતાના જીવનને કૃતાર્થ કરી ઈશ્વરની કૃપા માટે પાડ માને છે અને અંતમાં શાશ્વત સુખરૂપ પરમ પદને પ્રાપ્ત કરે છે.

આમ આ ષટ્સંપત્તિરૂપ દિવ્ય ધન નવ પ્રકારની લૌકિક ધનસંપત્તિ કરતાં અતિ શ્રેષ્ઠ છે એમ સિદ્ધ થઈ શકયું છે. ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું પણ છે કે "દૈવી સંપદ્ વિમોક્ષાય નિબંધાયાસુરીમતા" અર્થાત્ દૈવી સંપત્ મોક્ષ આપનારી અને આસુરી સંપત્ બંધનમાં નાખનારી મનાઈ છે." (ગીતા ૧૬-૫)

લૌકિક ધનસંપત્તિના નવ પ્રકારો આ પ્રમાણે શાસ્ત્રોમાં ગણાયા છે. (૧.) દ્રવ્ય, (૨) ભૂમિ, (૩) ઘર; (૪) ... (૫) પત્ની, (૬) મિત્ર (૭), અનાજ, (૮) પશુ, ... (૯) દાસ-દાસી.

હવે ષટ્સંપત્તિ શું છે એ વિષે સંક્ષિપ્ત વિચાર કરવાનું બાકી રહે છે. ષટ્ એટલે ૭ અને સંપત્તિ એટલે ઐશ્વર્ય અથવા આબાદી કે સદ્‌ગુણરૂપ દોલત. (૧) શમઃ-મનમાં કોઈ પણ કુવિચારો ઉપજે તેમને મક્કમતાથી હઠાવી શુભ વિચારોમાં મન જોડવું તે. (૨) દમઃ-પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયોનો નીતિધર્મના માર્ગે વ્યવહાર કરવો તે. (૩) શ્રદ્ધાઃ-સંત અને શાસ્ત્રોના બોધવાક્યોમાં શંકા ન રાખવી તે. (૪) સમાધાનઃ-ચિત્તની વૃત્તિની ચંચળતા દૂર કરવી તે. (૫) ઉપરતિઃ-(આને જ ઉપશમ કે ઉપરામ પણ કહેવાય છે.) વિષયના ઉપભોગમાં દોષદૃષ્ટિ રાખી ત્યાગભાવ ધરવો તે. (૬) તિતિક્ષાઃ-(આને જ તપ પણ કહેવાય છે) ટાઢ-તડકો, ભૂખ-તરસ, માન-અપમાનને સહન કરી સદાચારનું પાલન કરવું તે.

ષટ્સંપત્તિની આ ટૂંકી વ્યાખ્યા છે. એના પાલન વિનાનો કોઈ સતધર્મ નથી ગણાતો. એ સિદ્ધાંત વિનાનો કોઈ ધર્મ નથી મનાતો. જે એને નિત્ય વ્યવહારમાં આચરે છે તે અનંત આત્મસુખ મેળવી જીવન્મુક્ત બનવાના ફળને મેળવે છે અને અનેકને શાંતિનો માર્ગદર્શક બની મહાપુરુષ તરીકે ઇતિહાસમાં અમરતા પ્રાપ્ત કરી જાય છે. હરિ ૐ તત્સત્

卐

અમુક નિર્ણય પર આવવા માટે કોઈએ ઉતાવળિયા થવું નહિ. તેણે પોતાની ચાલુ સ્થિતિ સારી રીતે તપાસવી જોઈએ, અને અમુક નિર્ણય ઉપર આવવાથી કેવા સંજોગો ને મુશ્કેલીઓ ઊભાં થશે તે બાબત લક્ષમાં લઈને, તેમનો ભેટો કરવા સંપૂર્ણ રીતે લાયક થવું પડશે, મારા નિશ્ચયનું સ્વરૂપ હું પૂર્ણ રીતે સમજ્યો છું. હું છેવટનો નિર્ણય પર આવ્યો છું, અને મને તે બાબતમાં જરાયે શંકા અને ભય નથી, એવી તેની ખાતરી થવી જોઈએ. આવી રીતે મન તૈયાર થાય તો, જે નિર્ણય ઉપર અવાય છે તેમાંથી કદી ચસકાતું નથી, અને તે નિર્ણયની મદદથી હરકોઈ મનુષ્ય, યોગ્ય સમયે, પોતાનો દૃઢ સંકલ્પ પાર પાડી શકશે.

ઉતાવળિયા નિશ્ચયો નિષ્ફળ નીવડે છે. જે કાંઈ આવી પડે તે સહન કરવા મનને મજબૂત બનાવવું જોઈએ.

ઉન્નત માર્ગે જવા નિશ્ચય કર્યો કે તરત જ માયાના બળો કસોટી કરવા માંડે છે. વધુ ઉન્નત અને ઉમદા જીવન ગાળવાના નિર્ણય ઉપર મનુષ્ય આવે છે ત્યારે તેમના માર્ગમાં માયા દેવી એવાં પ્રલોભનો-લાલચો અને મુશ્કેલીઓ લાવી દે છે કે, શું કરવું એ સૂઝતું નથી; એ સ્થિતિ તેમનાથી સહેવાતી નથી, અને આ કારણને લીધે ઘણા મનુષ્યોએ પોતાનો નિર્ણય જતો કર્યો છે, એવું આપણે જાણ્યું છે.

# અધ્યાત્મ ભાગવત

લેખકઃ
સ્વામી શ્રી માધવતીર્થજી

## ભગવાનનાં નામ, રૂપ અને કર્મ

( ગતાંક પૃષ્ઠ ૧૬૬ થી ચાલુ )

દશમ સ્કંધમાં ભગવાનનાં જે ચરિત્રો આપવામાં આવે છે તેને નિરોધલીલા કહે છે. નિરોધ એટલે ભક્તિથી અથવા પ્રેમથી ભગવાનની સાથે એકતા પામવી. અજ્ઞાનથી જીવ ભગવાનથી જુદો પડી જાય છે અને પછી તેનામાં સંસાર સંબંધી અને અનાત્મા બાબત ઘણી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. એવી વૃત્તિઓનો નિરોધ કર્યા વગર ભગવાન સાથે એકતા થઇ શકતી નથી તેથી નિરોધ માટે યોગદર્શનમાં ઘણા ઉપાય બતાવેલા છે અને તે ગયા પ્રકરણમાં આવેલા છે.

ભક્તિ દ્વારા નિરોધ સારી રીતે થઇ શકે છે તે બાબતનું સ્પષ્ટ વર્ણન દશમ સ્કંધમાં આવેલું છે. દશમ સ્કંધની શરૂઆતમાં ભગવાને પૂતનાને મારી અને શકટાસુર અને તૃણાવર્તને મારી પોતાનું ઐશ્વર્ય બતાવ્યું, એવી રીતે ગોપગોપીઓનું આવરણ દૂર થવા લાગ્યું. જેની સત્તાથી આવરણ દૂર થાય છે, અને માયાનાં વિઘ્નોનો પરાભવ થાય તે તેનું નામ, તેના ગુણ અને તેનાં ચરિત્ર વધારે સાંભળવાની ભક્તોને સતત ઇચ્છા રહ્યા કરે છે. પણ ગુરુ વગર બરાબર સમજી શકતા નથી. તેથી હવે ગર્ગાચાર્ય રૂપી ગુરુ ભક્તોને ભગવાનનાં નામ, ગુણ, કર્મ વગેરે કહેવા માટે નંદરાયજીને ત્યાં આવે છે.

નામ, રૂપ અને કર્મ એ માયાનાં છે, તેમાં ઘણા માણસો ફસી જાય છે. તેમને એવી માયામાંથી બહાર કાઢવા માટે ભગવાનનાં નામ, રૂપ અને કર્મ આપવાં તેણે. જમીન ઉપર પડી ગયેલો માણસ જેમ જમીનનો આધાર લઇને ઊઠે છે તેમ નામ-રૂપની માયામાં પડી ગયેલ જીવ પોતાના ઇષ્ટદેવનાં નામ, રૂપ અને કર્મનો આધાર લઇને પોતાની મુક્તિ કરી શકે છે.

યાદવોના કુળપુરોહિત ગર્ગાચાર્ય નંદજીની પાસે ગોકુળમાં આવે છે, નંદજીએ તેમનું વિષ્ણુબુદ્ધિથી પૂજન કર્યું. અને પૂછ્યું કે "અમે આપની શી સેવા કરીએ? આપ જેવા આપ્તકામ ગુરુઓ તો અમારા જેવા ગૃહસ્થોના કલ્યાણને માટે જ ફરે છે. આપને ત્રણે કાળનું જ્ઞાન છે, આપ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છો, માટે આપ મારા આ બાળકોનું નામસંસ્કરણ કરો. ગર્ગાચાર્યે કહ્યું કે "હું યદુકુળનો આચાર્ય છું. તેથી જો હું તમારા પુત્રનો સંસ્કાર કરીશ તો લોક એને દેવકીજીનો પુત્ર માનશે. વળી કંસને ખબર છે કે દેવકીજીનો આઠમો પુત્ર સ્ત્રી થઇ શકે નહિ, તેથી જો તેને આ બાબતની ખબર પડી જાય તો તે તેને મારવાનો ઉપાય કરશે." નંદરાયે કહ્યું; "એમ હોય તો તમે એકાંતમાં માત્ર સ્વસ્તિવાચન કરી તેમનો દ્વિજાતીય સંસ્કાર માત્ર કરો." આ પ્રમાણે એકાન્તમાં ગુપ્તભાવથી ગર્ગાચાર્યે બાળકોના નામકરણસંસ્કાર કર્યા અને નંદરાયજી યશોદાજી વગેરેને કહ્યું કેઃ—

"આ રોહિણીનો પુત્ર પોતાના ગુણોથી સ્વજનોને રમાડશે. તેથી તેનું નામ રામ રાખેલ છે. બળની અધિકતાથી તેને કોઇ બલભદ્ર કહેશે અને તે યાદવોમાં સંપ કરાવશે તેથી કોઇ તેને સંકર્ષણ પણ કહેશે.

અને જે બીજા પુત્ર હાલમાં કૃષ્ણવર્ણ જેવા લાગે છે તે તેમના રૂપ ઉપરથી કૃષ્ણ કહેવાશે. તે એક વખત વસુદેવને ત્યાં જન્મ્યા હતા તેથી તે વાસુદેવ પણ કહેવાશે. વળીઃ—

बहूनि सन्ति नामानि रूपाणि च सुतस्य ते ।
गुणकर्मानुरूपाणि ताग्यहं वेद नो जनाः १०-८-१५

અર્થ—ગુણ અને કર્મ પ્રમાણે તમારા આ બાળકનાં ઘણાં નામ અને રૂપ છે, તે બધાં હું જાણું છું, બીજા સાધારણ માણસો તે જાણતા નથી."

અહીં ગર્ભિત ભાવે ગુરુ એમ જણાવે જગતમાં જેટલાં નામ અને જેટલાં રૂપ છે તે બધાં ભગવાનનાં જ છે, કારણ કે (સત્તા) એકની જ છે. માયામાં રહેલા માણસો ભૂલથી અનેકની સત્તા, જેમ સ્વપ્નમાં માની બેસે છે તેમ જાગ્રતમાં પણ માની બેસે છે. સ્વપ્નમાં જેમ પોતાના આત્માનું ધ્યાન રાખતા નથી તેમ જાગ્રતમાં પણ ધ્યાન રાખતા નથી, તેથી ગર્ગાચાર્ય કહે છે કેઃ—

एष वः श्रेय आधास्यन्दोवगोकुलनन्दनः।
अनेन सर्वदुर्गाणि यूयमञ्जस्तरिष्यथ॥

१०–८–१६

અર્થ—આ બાળક તમારૂં કલ્યાણ કરશે અને ગોપ–ગોપીઓને આનંદ આપશે. તેની સહાયતાથી તમે દુસ્તર વિપત્તિઓ સહજમાં ઓળંગી શકશો.

આત્માના શરૂઆતના અનુભવને પણ બાળપણ કહી શકાય છે, તે વખતે આનંદ આવે છે અને તેમાં ચિત્તની એકાગ્રતા થાય તો ઘણી મુશ્કેલીઓ દૂર થાય છે. એ ભગવાનનો અનુગ્રહ કહેવાય છે. ગર્ગાચાર્ય કહે છે કે "આ બાળકે પૂર્વકાળમાં પાપીઓની પીડા દૂર કરી સાધુઓનું રક્ષણ કર્યું હતું. જે માણસ એના ઉપર પ્રેમ કરે છે તેને કોઇ શત્રુ દબાવી શકતા નથી. જેઓને વિષ્ણુની રક્ષા મળે છે તેમને અસુરો જીતી શકતા નથી. માટે

तस्मान्नन्दात्मजोऽयं ते नारायणसमो गुणैः।
श्रिया कीर्त्यानुभावेन गोपायस्व समाहितः॥

१०–८–१९

અથ—તમારો આ બાળક ગુણ, કીર્તિ અને પ્રભાવમાં સાક્ષાત્ શ્રીનારાયણની સમાન છે. તમો સાવધાનતાપૂર્વક તેની રક્ષા કરજો. (ગોપાયસ્વ)

આ શ્લોકમાં નીચે પ્રમાણે ૩ બાબત સ્પષ્ટ થાય છેઃ—

૧. શ્રીકૃષ્ણ એ નારાયણનું સ્વરૂપ છે.

૨. તેનો સાક્ષાત્કાર પોતાના હૃદયમાં જેને થાય તેણે તેમાં નિષ્ઠા કરીને તે ભાવનું રક્ષણ કરવું જોઇએ. એવી દશા પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાને ગો–પ ગો–પી કહે છે. ગો એટલે આત્મજ્ઞાન. તેની રક્ષા કરીને સ્થિતપ્રજ્ઞદશા પ્રાપ્ત કરવાની જેની ઇચ્છા હોય તે ગોપ કહેવાય છે. તેમાં વિઘ્નો આવે તો કહે છેઃ—

૩. સમાહિતઃ એટલે ઘણો વખત સમાધિદશામાં રહીને આત્મભાવની રક્ષા કરવી. ઉપાધિ વધારે હોય ત્યારે એવા ભાવની રક્ષા થઇ શકતી નથી. કારણ કે એ બાળકની ટેવ એવી હતી કે કોઇ કોઇ વાર તે વાછડાનાં પૂંછ પકડી લેતા હતા અને વાછડાની સાથે ઘસડાતા હતા. प्रगृहीत पुच्छैः (૧૦–૮–૨૪) એનો અર્થ એ પ્રમાણે સમજવો કે સંસારના વ્યવહારમાં ઘણીવાર માણસોની અંદર પશુના જેવી વૃત્તિઓ જાગ્રત થાય છે અને તેની પાછળ આત્મા પણ ઘસડાય છે. वृत्तिसारूप्यमितरत्र। યોગ સૂત્રમાં લખેલું છે કે જ્યારે વૃત્તિનો નિરોધ થાય ત્યારે દૃષ્ટા સ્વરૂપમાં રહે છે અને નિરોધ ન થાય ત્યારે વૃત્તિ જેવો થઇ જાય છે. યશોદાજી અને રોહિણીને પણ એવી મુશ્કેલી ઘણીવાર આવતી હતી. તે જણાવવા માટે શુકદેવજી કહે છેઃ—

शृंङ्गचग्निदंष्ट्र्यसिजलद्विज कण्टकेभ्यः
क्रीडापरावतिचलौ स्वसुतौ निषेद्धुम्।
गृह्याणि कर्तुमपि यत्र न तज्जनन्यौ
शेकात आपतुरलं मनसोऽनवस्थाम्॥

१०–८–२५

અર્થ—જ્યારે માતા જશોદા અને રોહિણી પોતાના ચપળ બાળકોની રમત વખતે ગાય, બળદ વગેરે પશુઓથી અગ્નિથી, કુતરાં વગેરે દાંતવાળાં પ્રાણીથી અને તલવાર વગેરે હથિયારોથી, જળ, પક્ષી અને કાંટાથી બચાવવામાં ધ્યાન રાખવું અને ઘરનું કામ પણ કરવું એ બંને સાથે કરી શકતી નહોતી ત્યારે તેમનું ચિત્ત બહુ ઉદ્વિગ્ન રહેતું હતું. એટલે વ્યવહારનું દ્વૈતભાવવાળું કામ કરવું અને અદ્વૈતભાવરૂપી શ્રીકૃષ્ણનું રક્ષણ કરવું એ સંસારમાં બહુ જ મુશ્કેલ કામ છે. તેથી ઋષિમુનિઓએ આશ્રમની પદ્ધતિ ગોઠવેલ છે. એટલે ગૃહસ્થાશ્રમની પછી વાનપ્રસ્થ આશ્રમમાં અથવા સંન્યાસ–આશ્રમમાં જવું જોઇએ. એ નવા આશ્રમમાં પશુના જેવી વૃત્તિઓ વિઘ્ન કરી શકતી નથી. હાલના કાળમાં ઘણા માણસોને વ્યવહાર અને પરમાર્થ સાથે કરવાની ઇચ્છા થાય છે. જ્યાંસુધી વ્યવહાર ગમતો હોય ત્યાંસુધી વ્યવહારમાં વિક્ષેપ લાગતો નથી પણ જ્યારે આત્મસાક્ષાત્કારની ઇચ્છા થાય અને તે વ્યવહાર દ્વારા પૂરી ન થાય ત્યારે વ્યવહારમાં વિક્ષેપ લાગે છે. તેથી પ્રહ્લાદે બાપનું કહેવું માન્યું નહિ, વિભીષણે ભાઇની આજ્ઞા માની નહિ, બલિ રાજાએ ગુરુનું કહેવું માન્યું નહિ. બુદ્ધે કુટુંબ છોડયું, મીરાંબાઇએ રાજ્ય છોડયું અને શ્રી અરવિંદે કોંગ્રેસનું પ્રમુખપદ છોડયું. અસત્ પ્રકૃતિ તત્સ્મૃતિને ભૂલાવે છે. યશોદાજીની નજર આગળ રોજ સદ્ગુણ ભગવાન હતા તો પણ તેને વિક્ષેપ નડતો હતો, તો આજકાલ સંસારની ભાવનામાં મસ્ત થયેલ માણસોને આત્મ

સાક્ષાત્કાર શી રીતે થઈ શકે? તેથી અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે, પણ જેને સંસાર મીઠો લાગતો હોય તેનામાં વૈરાગ્ય શી રીતે આવે ? તેથી ભગવાન સંસારમાં વિઘ્નો નાખે છે અને સંસારી માણસોનાં સુખનાં મટલાં ફોડે છે. એવી લીલા ભગવાન કરે નહિ અને સંસારમાં વિઘ્નો નાખે નહિ તો સંસારી માણસો ભગવાન તરફ વળે નહિ, તેથી હિંદુઓના રાજ્ય પછી મુસલમાનોનાં રાજ્ય આવ્યાં. મુગલ વંશનાં રાજાઓના સુખનાં માટલાં શિવાજી અને અંગ્રેજો દ્વારા ભાંગ્યાં અને અંગ્રેજોનાં માટલાં મહાત્મા ગાંધીજીએ ભાગ્યાં. હજુ કાસ્મીરનું માટલું બાકી છે. કાસ્મીરના સૌન્દર્યનું સુખ ઘણાએ લીધું છે. તે માટલું ઠીક રાખવા માટે ઘણા પ્રયત્ન થાય છે પણ તે ભાંગશે એવું લાગે છે. તે કોણ ભાંગશે તે જોવાનું છે, ગમે તે પરિણામ આવે પણ સંસારમાં જેઓ સુખ માની બેઠા છે તેમના સુખનાં માટલાં ભાંગવાનું કામ ભગવાને આગળના વખતમાં કરેલ છે અને હવે પણ કરી બતાવે છે. ભગવાન એવું ન કરે તો ભકતોનો નિરોધ થાય નહિ અને માણસો આગળ વધી શકે નહિ.

ગોપીઓ જશોદાજી પાસે ફરીયાદ કરવા આવે છે અને કહે છે કે "તારો આ કનૈયો બહુ ખટપટી છે, ગાયોને દોહવાનો વખત થાય તે વખતે વાછડાને છોડી દે છે. તે વખતે અમે ઠપકો આપીએ તો હસે છે. કોઈવાર દહીં–દૂધ ચોરીને ખાય છે અને વાંદરાંને વ્હેંચી આપે છે. વાંદરાં ન ખાઇ શકે તો માટલાં ફોડી નાખે છે અને કોઇ વસ્તુ ન મળે તો બાળકોને રડાવીને ભાગી જાય છે. [૧૦–૮–૨૯]

એટલે જ્યારે ધ્યાનનો વખત થાય ત્યારે વૃત્તિઓને છોડી મૂકે છે. એવી વૃત્તિઓ કેમ આવી તો પોતાને જ હસવું આવે છે. ટ્રુમેન નામની અમેરીકાની ગોપી કહે છે કે તેમને એવી બીક લાગે છે કે તેમનાં માટલાં રશીઆવાળા ભાંગી નાખશે. બીજા દેશોને પણ એવી બીક લાગે છે. અમેરીકાવાળા પોતાના સુખનાં માટલાં ઊંચા મકાનમાં રાખે તો ત્યાં વિમાનની બીક લાગે છે. ઈગ્લાંડ અને રશીઆને પણ પોતાના સુખનાં માટલાં ભાંગી જશે એવી બીક લાગે છે. પાકીસ્તાન અને હિંદની પણ એવી દશા છે. જશોદાજીએ ગોપીઓને કહ્યું કે, ત્યારે તમે દૂધ–દહીંનાં માટલાં અંધારામાં રાખો. ગોપીઓ કહે કે શ્રી કૃષ્ણે કૌસ્તુભ મણિ વગેરે પહેરેલ હોવાથી તેના પ્રકાશથી અંધારામાં પણ પ્રકાશ થઇ જાય છે. હાલના કાળમાં રેડીઓથી અને ન્યુસપેપરોથી અને ભગવાનના સી. આઇ. ડી. માણસો મારફત બધી હકીકત પ્રગટ થઇ જાય છે. તેથી બધા દેશો, ગોપીઓની માફક ચિંતામાં પડી ગયા છે. ભગવાન દરેક વખતે સંસારમાંથી કાંઇક ચોરીને લઇ જવાની વૃત્તિ રાખે છે કે જેથી સંસારી માણસો પોતાના સંસારમાં લુબ્ધ થઈ જાય નહિ. મ. ગાંધીજીને પણ છેલ્લી વખતે સ્વરાજનું એવું રૂપ દેખાયું કે તેમને રાજ્યનો મોહ જતો રહ્યો અને વધારે જીવવાની તેમની ઇચ્છા રહી નહિ. સંસારમાં કોઇની ઇચ્છા પૂરી થતી નથી. જો સંસારી માણસોની ઇચ્છા પૂરી થાય તો કોઇ ભગવાન તરફ વળેજ નહિ. તેથી સંસારમાં વિઘ્નોની જરૂર છે. દ્વૈતવાળું જીવન એ અસુરોના જેવું જીવન છે. પણ હાલના કાળમાં અદ્વૈતવાળું જીવન કોણ સમજાવે ? અને લોકોને સાચે માર્ગે કોણ વાળે ? વળી રસ્તામાં કંસના સેવકો સીનેમા, ન્યુસપેપર, સહશિક્ષણ, રેડીઓ, સામાજિક તંત્રો વગેરે એટલા બધા પડયા છે કે માણસોની ચિત્તવૃત્તિ બહુ જ ચંચળ રહે છે અને ગોન્ય એટલે જ્ઞાનનું રક્ષણ થઈ શકતું નથી. ગોપીઓના ધનનાં માટલાં ફોડીને ભગવાન સિદ્ધ કરી આપે છે કે જેઓને સંસારનું સુખ જોઈએ છે તેઓ આત્મજ્ઞાન મેળવી શકશે નહિ અને જ્ઞાનનું રક્ષણ કરી શકશે નહિ. ચૂર્ણિકાની ટીકામાં આ પ્રસંગ ઉપર એક સારો વિશેષ ખુલાસો એ કરેલ છે કે ભગવાન કહે છે કે મારા જન્મ પહેલાંથીજ બધાં ઘર મારાંજ છે. મેં દહીં–દૂધ લેવાનું કામ કર્યું છે તે ચોરી નથી. ચોર તો ગોપીઓ છે કે જે પોતાનું માનીને ચોર બને છે. ભગવાનને બધું પોતાનું છે તેથી તે ચોર થઇ શકે નહિ.

હાલના કાળમાં સાયન્સની શોધોથી ઇન્દ્રિયોના સુખ માટે વધારે સગવડ મળી છે. ખાસ કરીને સીનેમામાં પાંચે ઇન્દ્રિયોનાં સુખ મળે છે તેથી તે માણસોને બહુ આકર્ષણ કરે છે. એ બધી કંસની સેના છે, એ બાબતની માણસને ખબર પડતી નથી. તૃણાવર્ત એવી ધૂળ ઊડાડે છે કે કોઈ પોતાને કે બીજાને ઓળખી શકતા નથી. કેટલાક માણસો એમ માને છે કે ભગવાને પોતે જ માયા રચી છે તો અમે શા માટે તેનો ભોગ ન કરીએ ? ભગવાને સીનેમા, રેડીઓ, વિમાન, વગે

બનાવ્યાં તો તેનો ઉપયોગ કરવામાં શી હરકત છે. માયામાં સત્તા હોય કે ન હોય પણ તે ભગવાનની માયા છે, ભગવાનના સ્વરૂપમાં દેખાય છે. તો તે વાત સાચી છે કે નહિ તે બાબતનો ખુલાસો હવે શુકદેવજી પરીક્ષિત રાજાને આપે છે.

માટલામાં રાખેલું સુખ એટલે શરીરનું સુખ. એવું સુખ ભગવાનની અંદર નથી. ભગવાન અખંડ વસ્તુ છે. તેની અંદર સંસાર રહે પણ સંસારનું સુખ રહે નહિ. એ બાબત ઘણાને સમજાતી નથી. એક દિવસ બલરામજી વગેરે ગોપ-બાલક રમતા હતા. તે વખતે તેમણે જશોદાજીને કહ્યું કે "શ્રીકૃષ્ણે માટી ખાધી છે." એ સાંભળી જશોદાજીને ખુબ ક્રોધ ચઢ્યો અને કનૈયાને કહ્યું કે "અરે નટખટ ! તેં એકાન્તમાં રહી શા માટે માટી ખાધી ! જો, બીજા બાળકો અને તારા ભાઇ બલરામ તે બાબતની સાક્ષી પૂરે છે. શું ઘરમાં ખાવાનું ઓછું છે ?" એનો અર્થ એમ છે કે આત્મા પાસે આત્માનું સ્વયં સુખ છે, તે છોડી આત્માએ અનાત્માનું (માટીનું) સુખ શા માટે લીધું ? ઘણા માણસોના મનમાં પણ એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે જે પોતે સત્-ચિદ્-આનંદ-સ્વરૂપ છે તે માયાના સુખમાં કેમ લોભાતો ?

શ્રીકૃષ્ણે જવાબ આપ્યો કે મેં માટી ખાધી નથી. આત્મા સદા અસંગ છે. માત્ર અજ્ઞાનથી બીજા માણસો ખોટીખોટી વાતો કરે છે. બ્રહ્મમાં વિરુદ્ધ ધર્મ રહી શકતા નથી. જાગ્રતનાં સુખ-દુઃખ સ્વપ્નમાં જતાં રહે છે. તેથી તે આત્માના ધર્મ નથી. વસ્તુમાં જે કોઈ વખત દેખાય અને કોઇ વખત ન દેખાય તે તે વસ્તુનો ધર્મ નથી. જાગ્રત અવસ્થામાં આત્મામાં સંસાર દેખાય અને નિદ્રામાં સંસાર ન દેખાય તો તે આત્માનો ધર્મ નથી. છતાં જાગ્રતના પ્રમાણથી જાગ્રત જગતમાં અનેક પ્રકારનાં રૂપ દેખાય છે અથવા આ બાબતનો બીજો અર્થ એમ પણ થઇ શકે કે શ્રીકૃષ્ણ કહે છે કે મારાથી જુદું હોય એવું મેં કાંઇ લીધું નથી. બન્ને રીતે અદ્વૈતભાવ સિદ્ધ થાય છે. બધું એક સત્તામાં રહેલું છે તે વાત હવે નીચે પ્રમાણે શ્રીકૃષ્ણના જવાબથી સિદ્ધ થાય છેઃ-

શ્રીકૃષ્ણ યશોદાજીને કહે છે કે મેં માટી ખાધી નથી, બીજા માણસો ખોટું બોલે છે છતાં તેની ખાત્રી કરવી હોય તો મારું મુખ જો. જશોદાજી કહે છે; "જો એવી વાત હોય તો તારું મુખ ખોલ." એ સાંભળી જેણે લીલાથી માણસના બાળકનું રૂપ ધારણ કર્યું હતું, તે અખંડ ઐશ્વર્યવાન ભગવાને પોતાનું મુખ ખુલ્લું કર્યું. તે વખતેઃ—

सा तत्र ददृशे विश्वं जगत्स्थास्नु च खं दिशः।
साद्रिद्वीपाब्धिभूगोलं सवाय्वग्नीन्दुतारकम् ॥
१०-८-३७

અર્થ–જશોદાજીએ સમ્પૂર્ણ ચરાચર જગત, આકાશ, દિશા, પર્વત, દ્વીપ અને સમુદ્ર સહિત સંપૂર્ણ ભૂલોક, વાયુ, અગ્નિ ચંદ્રમા અને તારાગણ સહિત બધાં જ્યોતિમંડળ, તથા જળ, તેજ, પવન આકાશ વગેરે પંચભૂત, વૈકારિક અહંકારના કાર્ય ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવ અને રાજસ અહંકારનાં કાર્યભૂત મન, ઇંદ્રિયો, તન્મત્રા; તામસ અહંકારના કાર્યભૂત પંચતન્માત્રા અને ત્રણ ગુણ બાળકના મુખમાં જોયા, આ પ્રમાણે જીવ, કાળ, સ્વભાવ, કર્મ, આશય અને વિભિન્ન શરીરોના કારણ રૂપ વિચિત્ર ભેદવાળું આ સંપૂર્ણ વિશ્વ અને પોતા સહિત સમસ્ત વ્રજમંડળને પુત્રના નાના મુખમાં જોઈ યશોદાજીને નીચે પ્રમાણે મોટી શંકા થઈઃ-

किं स्वप्न एतदुत देवमाया किंवा मदीयो बत बुद्धिमोहः।
अथो अमुष्यैव ममार्भकस्य यः कश्चनौत्पत्तिक आत्मयोगः॥
(१०-८-४०),

અર્થ–આ કોઈ સ્વપ્ન છે કે ભગવાનની માયા છે, અથવા મારી બુદ્ધિમાં કોઇ ભ્રમ થઇ ગયો છે, અથવા મારા આ બાલકમાં કોઇ જન્મથી યોગસિદ્ધિ આવી છે તે બાબત ખબર પડતી નથી.

જેમ ભગવાનનાં નામ અનંત છે તેમ ભગવાનનાં રૂપ પણ અનંત છે. તે બધો માયાનો દેખાવ છે. તેમાં સત્તા બ્રહ્મની છે અને ક્રિયા માયાની છે. માયામાં સત્તા નથી તેથી બધું ભગવાન કરે છે એમ વૈષ્ણવ સંપ્રદાયમાં માનેલ છે. મહાભારત વખતે અર્જુનને પણ ભગવાને આવી માયા બતાવી હતી. અક્રૂરજીને જુદા પ્રકારની બતાવી હતી. સુદામાજીને એક મિનીટની ડુબકીમાં ૩૦ વર્ષનો અનુભવ થયો હતો. જશોદાજી કહે છે કે જે સ્વરૂપ ચિત્ત, મન, વાણી અને કર્મથી બરાબર જાણી શકાતું નથી, જેમાં આ જગત સ્થિત છે તથા જે

ઇંદ્રિયોના અધિષ્ઠાતા અને બુદ્ધિના પ્રેરક દ્વારા આવી પ્રતીતિ થાય છે તે અચિન્ત્યશક્તિ પરમપદને હું પ્રણામ કરું છું. "આ હું છું, આ મારા પતિ છે, આ મારા પુત્ર છે, હું વ્રજરાજ નંદજીની સંપૂર્ણ સંપત્તિની સ્વામિની-ધર્મપત્ની છું તથા સમસ્ત ગોપ-ગોપી અને ગો-ધન મારે જ આધીન છે" એવું જેની માયાથી મને લાગ્યા કરે છે તે ભગવાન મારી એકમાત્ર ગતિ છે.'

આંહી માયાનું સ્વરૂપ બહુ સ્પષ્ટ કરેલ છે, હું અને મારું એ માયાનાં મુખ્ય અંગ છે. તેનાથી જીવ પોતાને જાણતો નથી, અને ઈશ્વરને પણ જાણતો નથી. જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારે એમ લાગે છે કે એ બધું એક સત્તાને આધારે રહેલું છે. એવું જ્ઞાન યશોદાજીને થવા લાગ્યું ત્યારે ભગવાને

वैष्णवीं व्यतनोन्मायां पुत्रस्नेहमयीं विभुः ।

(૧૦-૮-૪૩)

ભગવાન વિભુએ પુત્રસ્નેહવાળી વૈષ્ણવી માયા ફેલાવી, તેથી જશોદાજી તરત તે વિશ્વસ્વરૂપ ભૂલી ગયાં, પુત્રને ખોળામાં લઇ લીધા અને પ્રેમથી આલિંગન આપ્યું. ત્રણે વેદ, ઉપનિષદ, સાંખ્ય, યોગ અને ભક્તો જેના સુયશ ગાય છે તે હરિને જશોદાજી પુત્ર માનવા લાગ્યાં. આંહી વૈષ્ણવી માયાનું સ્વરૂપ બતાવેલ છે. વિષ્ણુ જગતને સ્થિતિ આપે છે. એવી સ્થિતિ વગર કાકા, મામા કે પિતા-પુત્રના સબંધ થઇ શકે નહિ. જેને વિશ્વરૂપ દેખાય તેનામાં ભેદ જતો રહે છે. તેથી પિતા પુત્ર વગેરે સંબંધ જોવામાં આવતા નથી પણ વૈષ્ણવી માયા સબંધને સાચા મનાવે છે. એ પણ માયા જ છે. જે માત્ર ભગવાનને જ શરણે જાય છે તે જ તે માયા તરી શકે છે. યોગવાસિષ્ઠમાં ગાધી બ્રાહ્મણને એક મિનીટની (જળમાં) ડુબકીમાં ૭૦ વર્ષનો જે અનુભવ થયો, તેનું કારણ વિષ્ણુને જ્યારે ગાધીએ પૂછ્યું ત્યારે વિષ્ણુએ જવાબ આપ્યો કે એ મારી માયા હતી. સ્વપ્નમાં સ્થિરતા નથી છતાં જ્યારે તે વખતે ત્યાં સ્થિરતા લાગે છે તે પણ વૈષ્ણવી માયાનું સ્વરૂપ છે. વૈષ્ણવી માયા જીવની શક્તિથી છુટી શકાતી નથી તેથી સ્વપ્ન વખતે સ્વપ્નની ભુલની ખબર પડતી નથી. તેથી ભગવાનના અનુગ્રહની જરૂર પડે છે અને એવો અનુગ્રહ મેળવવા માટે જીવની શરણાગતિની જરૂર પડે છે. સર જેઇમ્સ-જીન્સ કહે છે કે When the individual time and Space are welded together, the individual seems to fall out altogether, the constituents are subjetive but the product is objective. એટલે જ્યારે જોનાર વ્યક્તિના દેશ-કાળ ભેગા કરવામાં આવે છે અને જીવ દેશકાળની હદમાં આવે છે. ત્યારે ખોટી દશા ઉત્પન્ન થાય છે તેમાં એક જાતનું દશ્ય ઉત્પન્ન થાય છે તે વખતે હું તું મારું તારું એવી માયા ઉત્પન્ન થવા લાગે છે. દેશ-કાળની હદમાંથી નીકળવું હોય તો જીવની શરણાગતિ માટે હું અને મારું છોડવું જોઇએ. એ કામ કેટલું અઘરું છે તે હવે પછીની લીલામાં બતાવશે. ચુલે મુકેલું થોડું દુધ પણ ઉભરાઇને ઢોળાવા લાગ્યું એટલા લોભમાં જશોદાજી ભગવાનને ધાવતા છોડી દે એ સંસારની મમતામાં બહુ આસક્તિ બતાવે છે. હવે પછી શુકદેવજી ૯ મા અધ્યાયમાં તેનો વધારે ખુલાસો કરશે.

卐

પૂર્ણજ્ઞાન મળેથી છેવટે દેહભાવ પર વિજય મેળવાય છે. એ વિજય એવો સંપૂર્ણ હોય છે કે, મનમાં પાપ સંબંધી જરાપણ વિચાર કે ભાવ થવા પામતો નથી. કારણ પાપનું પૂર્ણ સ્વરૂપ-તેના મનમાં અંકુર ફુટવાની શરૂઆતથી તે છેવટના તેના કર્મ ને પરિણામ સુધી સારી રીતે સમજાય છે ત્યારે, તેને (પાપને) જીવનમાં કોઈ સ્થાન મળતું નથી, અને તેનો સદાકાળ ત્યાગ કરવામાં આવે છે. તે પછી મન શાંત થાય છે. તે મુમુક્ષુના મનમાં બીજાઓના અનુચિત વર્તનથી દુઃખ થતું નથી, કે અપકાર કરવા તે પ્રેરાતો નથી. તે આનંદી શાંત ને જ્ઞાની થયો છે. તે પ્રેમરૂપ થયો હોય છે અને તેના રુંવેરુંવામાં આનંદ પ્રસરી રહ્યો હોય છે. દેહભાવ ઉપર પૂર્ણવિજય-સ્થિતિ તે આ છે.

મનુષ્યો પોતાના પાપકર્મને દૂર કરી શકતા નથી તેનું કારણ એ છે કે, તેઓ ખોટે છેડેથી શરુઆત કરે છે. તેઓ પ્રથમની ચાર ભૂમિકામાંથી પસાર થયા સિવાય, સમાધાન એટલે મોક્ષની છઠ્ઠી ભૂમિકામાં એકદમ જવા માગે છે. વાડીવાળો-બાગવાન તેના ઝાડોની ચાકરી ને કેળવણી કર્યા સિવાય તેમને સારાં ફળ લાગે એવી ઇચ્છા રાખે તેના જેવા તે મનુષ્યો હોય છે।

# રામકથાનો રસિયો

મૂળ હિન્દી લેખકઃ શ્રી. 'ચક્ર'

અનુવાદકઃ શ્રી. '[illegible]'

दूसरी रति मम कथाप्रसंगा ।

'ચલો, ચાર રસ્તા આગળથી નીકળીએ!' બગલાની પાંખ જેવું સફેદ ખમીસ અને દૂધ જેવી ઊજળી ધોતી પહેરેલા એક સિપાઈએ, ફરજ પર જઈ રહેલા બીજા સિપાઈ સાથીદારને કહ્યું. 'રામુ પાનવાળાની દુકાને પાન ખાઈને જજે!' રસ્તામાં વાત કરનાર વ્યક્તિની જરૂર હોવાથી તે આ પ્રમાણે આગ્રહ કરી રહ્યો હતો.

'આજે મોડું થઈ ગયું છે.' પોતાના ઉપરી અમલદારના હુકમના પાલન અર્થે તે જલદી તેનાથી છૂટો પડવા ઇચ્છતો હતો. 'પાન પછી ખાઈ લઈશું, અત્યારે ખાસ જરૂર નથી.' બીનજરૂરી વાતોથી તે કંટાળી ગયો હતો.

'બે મિનિટમાં શું ખાટું-મોળું થઈ જવાનું છે?' પહેલા મિત્રે બીજાનો હાથ પકડી કહ્યું, 'અરે, હજી તો નવ પણ વાગ્યા નથી; ફરજ પર દસ વાગે હાજર થવાનું છે. પાંચ-સાત મિનિટ વધારે જશે એ કે બીજું!' પેલાનો આગ્રહ દુરાગ્રહ બની ગયો હતો.

'આજ શરીર નરમ છે.' સાચે જ તેના મનમાં કંઈક થઈ ગયું હતું. શરીર સાજું-તાજું હોવા છતાં કોણ જાણે કેમ તેનું મન બેચેન બની ગયું હતું. ચિંતાનું કોઈ ખાસ કારણ પણ નહોતું. એકલા ફક્કડ રામને શી ઉપાધિ હોય? 'જઈને ફરજ પર હાજર થવા ઇચ્છું છું. માટે આજે વધુ આગ્રહ ન કરો તો મોટી મહેરબાની. તેણે હાથ છોડાવીને પોતાના રસ્તે ચાલવા માંડ્યું.

'રામજી મંદિરમાં આજે રામાયણની કથા રાખી છે.' રોકવાની નવી યુક્તિ અજમાવીને પેલાએ કહ્યું. બીજું કંઈ નહિ તો હનુમાનજીનાં દર્શન તો કરતો જા!' તેણે પોતાનો અસલી ઇરાદો વ્યક્ત કર્યો.

'ભલા, દર્શન કરવાની કોણ ના પાડે? પણ વાત એવી છે કે મને આવેલો જોઈને બધા ઉપરાઉપરી આગ્રહ કરવા લાગશે ને પરિણામે મોડું થઈ જશે.' અંદરની તીવ્ર ઉત્કંઠાને દબાવીને તેણે મનને કર્તવ્યનાં મોરચે સ્થિર કર્યું.

'તું ત્યાં બેસીશ નહિ. હું તારાવતી બધાને પરિસ્થિતિ સમજાવી દઈશ. દર્શન કરીને બારોબાર ચાલ્યો જજે.' પહેલાનો આગ્રહ અનંત હતો. ભાવતું ભોજન મળ્યા પછી હૈયું ક્યાં સુધી હાથ રહે? થોડી આનાકાની પછી તેણે ન છૂટકે મિત્રની દરખાસ્ત મંજુર કરી અને બંનેએ રામજીમંદિરને રસ્તે પગ દબાવીને ચાલવા માંડ્યું.

[ ૨ ]

તપાવેલા સોનાના જેવી કાંતિવાળું શરીર, અમૃતના કયારા સમી મોટી અણીયાળી આંખો, પોપટની ચાંચ જેવું સુંદર નાક, આત્મિક તેજથી ચમકતું વિશાળ કપાળ અને લીંબુ ઠરે એવો ભરાવદાર મૂછો—આટલી વિશેષતાઓ તેનમાં પહેલી જ નજરે તરી આવતી હતી. આટલું જાણે ઓછું હોય તેમ તેના કંઠમાં અદ્‌ભુત મીઠાશ ભરી હતી. બુલંદ અવાજ ને ગંભીર સ્વર કોને આકર્ષી શકતો નથી? આસપાસના મહોલ્લામાં તેના વિના રામાયણનો રંગ નહોતો જામતો. મદમસ્ત હાથીની જેમ ડોલતો ડોલતો તે કથા લલકારતો અને તેના પડઘા તરીકે શ્રોતાવર્ગ પણ ડોલી ઊઠતો. જે પોતે નાચે એ બીજાને કેમ ન નચાવે?

સવાર-સાંજ મળીને લગભગ દોઢસો દંડ-બેઠક કરીને તે દૂધથી ભરેલો મોટો લોટો ગટગટાવી જતો. દિવસમાં એકથી વધુ વાર રસોઈ કરવાની ઝંઝટ નહોતી; તે પણ કોઈ કોઈ દિવસ જ! બ્રાહ્મણ હોવાને લીધે, અઠવાડિયામાં ચાર-પાંચ દિવસ તો લત્તાના ભાવિક ભક્તો તરફથી તેને પ્રસાદ માટે આમંત્રણ અચૂક મળતું. તેના મિલનસાર સ્વભાવે તેમજ સુમધુર કંઠે તેને સામાન્ય સિપાઈ રહેવા દીધો નહોતો. મહોલ્લામાં તે કોઈનો કાકો થતો તો કોઈ તેનો કાકો થતો. દાદા, ભાઈ વિગેરે સંબંધો પણ સધાઈ ગયા હતા.

તેને આગળ પાછળ કોઈ હતું નહિ. આગળ ધરાળ નહિ પાછળ ઉલાળ નહિ. મા-બાપનો એકનો એક લાડકવાયો દીકરો હતો. તેમના અવસાન બાદ તે પોલિસની ભરતીમાં દાખલ થઈ ગયો. પેટ બેઠાંને ખાય શું? મહેનત નહિ કરવાથી જમીન તો જપ્ત થઈ ચૂકી હતી.

હવે અહીં નિરાંત હતી. સારું સારું ખાવું અને જે કંઇ બચે તેનાથી સાધુ-સંતોની સેવા કરવી. માંદા-માંદા પ્રસંગની તેણે કોઇ દિવસ ચિંતા કરી નથી. ભવિષ્ય માટે પૈસા ભેગા કરવામાં તેને પ્રભુ પરનો અવિશ્વાસ દેખાતો.

તેને બીજું કોઇ વ્યસન નહોતું, અલબત્ત દૂધ યા બદામને વ્યસન કહેવું હોય તો કહી શકાય દિવસમાં બે વખત ભોજન કરતો અને વાંકડિયા વાળ માટે સુગંધીદાર તેલ પણ રાખતો. બીજા સાથીદારોની જેમ તેણે પણ પોલિસના પરવાના સમી નાનકડી થકડી રાખી હતી. પરંતુ તેને લઇને બહાર ભાગ્યેજ નીકળતો હશે.

ફરજ પૂરી થયા પછી ભોજનાદિ કાર્યથી પરવાર્યા પછી તે ભાગ્યેજ ઘેર મળતો. ઘરથી અડધો માઇલ દૂર રામજીનું મંદિર છે, ત્યાં રામનંદ સમ્પ્રદાયના એક વૈષ્ણવ રહે છે. બહારથી આવતા સાધુ-સંતો પણ ત્યાં જ અડ્ડા લગાવતા તે પણ આખો દિવસ ત્યાં જ રહેતો. મહારાજ રામાયણ વાંચતા અને તે એકચિત્તે સાંભળતો. જો ત્યાં તે નજરે ન પડે તો નક્કી માનવું કે બીજે કોઇ સ્થળે કથા સાંભળવા ગયો હશે.

કથાનું તેને વ્યસન હતું 'કથા' એ તેને મન થાક ઉતારવાનું સાધન હતું. કોઇ કથાકાર ન હોય તો તે તેનું સ્થાન લઇને કથા કરવા બેસી જતો. હૈયાનો ભાવ તે દ્વારા ઠાલવતો. રામાયણનો ગમે તેવો ધુરંધર કથાકાર પણ તેની તોલે આવવા અસમર્થ ગણાતો. પરંતુ જો કોઇ કથાકાર હાજર હોય તો ગમે તેટલી માથાકૂટ કરવા છતાં પણ તે કથા કરવા તૈયાર ન થતો. કહેવા કરતાં સાંભળવામાં તેને વિશેષ આનંદ આવતો.

ચોમાસાના દિવસમાં જ્યારે ઘરની બહાર નીકળવું અશક્ય જણાય ત્યારે તે પોતાની રામાયણ ખોલીને વાંચવા બેસી જતો. તેનાં આંસુઓથી ભીંજાઇને પુસ્તક ખરાબ બની ગયું છે.

[૩]

"પધારો, પધારો, રમણભાઇ! અમે બધાં તો નિરાશ થઇ ગયાં હતાં અને વિચારમાં પડી ગયાં હતાં કે આજે આપ નહિ આવી શકો" એક માણસે બેસવા માટે જગ્યા કરી આપતાં કહ્યું.

વચ્ચે બેઠેલી મંડળી સ્હેજ આઘી ખસી ગઇ. એક વ્યક્તિ બેસી શકે એટલી જગ્યા થઇ ગઇ એક ગ્રંથપીઠ (પુસ્તક મૂકવાની ઘોડી) પર રામાયણનું પુસ્તક મૂકવામાં આવ્યું. બધા કાન દઇને રમણભાઇ કથાકારની સામે તાકી રહ્યા હતા. એમને બીજું કંઈ કામ હશે કે કેમ એ વિચારવાની તેમને ફુરસદ નહોતી. ગરજવાનને કહી અક્કલ હોય છે ખરી?

"ભાઇ! હું તો હનુમાનજીનાં દર્શન કરવા આવ્યો હતો, મારે વખતસર નોકરીમાં હાજર થવાનું છે. નોકરીનો સમય થઇ ગયો હોવાથી હું આપ સૌની રજા લઉં છું." એ ધર્મસંકટમાં મૂકાઈ ગયો હતો. હૃદયમાં હા-નાનો વિકલ્પ કરતો હતો. હૃદય કહેતું હતું કે અહીં જ બેસી જાજે થવાનું હશે તે થશે. કર્તવ્ય એથી ઊલટું જ કહી રહ્યું હતું.

"એ તો આવવાની જ ના પાડતા હતા, મહા મુશ્કેલીએ સમજાવીને હું લઇ આવ્યો છું." સાથે આવેલા મિત્રે કહ્યું જ્યારે બધા લોકોનો આગ્રહ છે તો બે-પાંચ મિનિટ કંઈ લાભ આપો." હજુ તો ફક્ત સવાનવ જ વાગ્યા છે ઘડિયાળ બતાવીને પેલાએ કહ્યું.

'ફક્ત એક જ ચોપાઇ કહેજો.' બીજાઓએ હાથ પકડીને આગ્રહ-અનુરોધ કરવા માંડ્યો. બધાંના અતિ આગ્રહને માન આપીને તેમને ઊઠવું પડ્યું. તે પોતાના મનને મનાવીને આત્મગત વિચારવા લાગ્યાઃ 'એક ચોપાઇ સમજાવીને રસ્તે પડીશું. એમાં શી વાર લાગવાની છે? વળી, કચેરી પણ અહીંથી ક્યાં દૂર છે?' હૃદય બેસવાની તરફેણમાં હતું, કર્તવ્ય તેની વિરુદ્ધમાં હતું. પહેલાનો વિજય થયો, બીજાની હાર થઇ. તમામ તર્ક-વિતર્કોનો અંત આવ્યો.

ઢોલકની યથોચિત થાપ અને ઝાંઝરીના તાલબદ્ધ રણકારમાં માનવ-માનસનાં સૂતેલાં હૈયાં નાચવા લાગ્યાં. શ્રોતા અને વક્તા બન્ને સર્પની જેમ ડોલી રહ્યા હતા. સુમધુર સંગીતના સૂરો દૂરદૂર સુધી વાયુમાં વહેતા થયા હતા, કથાની હવા બંધાઇ ગઇ હતી. ઢોલક વગાડનારનાં કપડાં પરસેવાથી રેબઝેબ થઇ રહ્યાં હતાં. અને ગાનારના કપાળ પરથી પ્રસ્વેદ-બિંદુઓ ટપકી રહ્યાં હતાં.

રમણભાઇ રામાયણના આજીવન અભ્યાસી હતા. સંપૂર્ણ આખી રામાયણ તેમને મોઢે હતી. ગ્રંથપીઠ

'ત્યારે શું મારી ડ્યૂટી વખતે લક્ષ્મણ નહોતો?' 'તમે તેની પહેલાં આવી ગયા હતા?' રમણભાઈ કંઈ સમજી ન શક્યા.

'જાઈને ઘેર સૂઈ જાઓ. તમારું મગજ આજે ઠેકાણે નથી લાગતું!' સિપાઈના મનમાં ઠસી ગયું કે જરૂર આનું ભેજું ચસક્યું છે. થોડી વાર રહીને બોલ્યો: 'અરે, વાહ, ભાઈ! વાહ, તમારી ડ્યૂટી વખતે તમે ન હો તો બીજો કોણ હોય?'

'ગરીબ માણસની મશ્કરી શું કામ કરો છો! તમે કોની પાસેથી ચાર્જ સંભાળી લીધો છે?' પોતાને બનાવે છે એવી માન્યતાથી રમણભાઈએ પૂછ્યું.

'તમારી પાસેથી. વિશ્વાસ ન બેસતો હોય તો જોઇ લો; આ રહ્યા તમારા જ હાથના અક્ષરો!' આશ્ચર્ય અને રોષપૂર્વક તેણે રજિસ્ટર ખોલીને બતાવ્યું. પેટ ભરીને જોઈ લો. સાહેબની સહી પણ મેળવી જુઓ. ભલા માણસ, આ તે કંઈ હાંસી-મશ્કરીનો વિષય છે!'

રમણભાઈએ કંઈ જ સાંભળ્યું નહિ. આંખો ફાડીને તે વારંવાર રજિસ્ટર (હાજરી પત્રક) સામું જોઇ રહ્યા. ચાર્જ લેતી વખતે અને ચાર્જ છોડતી વખતે તેના જ હસ્તાક્ષર હતા. સાહેબની સહી પણ બરાબર હતી. તેની આંખો આંસુથી ભરાઇ ગઈ હતી, 'પ્રભો! મુજ અધમની ખાતર આપને આટલું બધું દુઃખ વેઠવું પડ્યું!' મોં ફેરવીને ત્યાંથી ચાલતો થયો.

બીજે દિવસે સવારે પોતાના રહેઠાણે રમણભાઈનો પત્તો ન લાગ્યો. પોસ્ટ દ્વારા સાહેબને તે જ દિવસે નોકરીનું રાજીનામું મળી ગયું.

[ ૫ ]

ઘણાં વર્ષો સુધી ગ્વાલિયર સ્ટેટમાં એક સુપ્રસિદ્ધ સંત રહેતા હતા બાવળના ઝાડ નીચે એક લાંબો ડંડો; લઈને તે પડ્યા રહેતા હતા. પગે લાગવાનો પ્રયત્ન કરનારની પીઠ પર તે ડંડો ઠોકતા. દૂર બેસીને લોકો તેમને રામાયણ સંભળાવતા અને મહાત્માજી મસ્તીમાં મસ્તાન બનીને ચોપાઇઓ લલકારતા. લોકોની એવી શ્રદ્ધા હતી કે તેઓ સિપાઈની નોકરીમાંથી રાજીનામુ આપીને સાધુ બની ગયા હતા.



કોઈ પણ કાર્યનો આરંભ કરતાં પહેલાં તેના નફા-નુકસાનનો સંપૂર્ણ વિચાર કરી તે પછી જ તે કાર્યનો આરંભ કરો.

બીજાઓની આગળ હાસ્યપાત્ર બનવાનો જેમનો વિચાર ન હોય તેઓ કોઇપણ કામ પૂરા વિચાર વગર કરતા નથી.

કેટલીક બાબતો એવી હોય છે, કે જે તમારે હરગીજ ન કરવી જોઇએ, અને જો તે કરો તો પાયમાલ જ થાઓ છો; ત્યારે કેટલીક બાબતો એવી પણ હોય છે, કે જે અવશ્ય કરવી જોઇએ, અને તે જો નહિ કરો તો પાયમાલ થશો.

પાકી તક ઓળખીને અને યોગ્ય સાધનોને વાપરીને તમે કોઇ કામ ઉપડો તો કોઈ વસ્તુ અશક્ય નથી.

સાવધાનતાપૂર્વક વિચાર કર્યા વગર કોઈ પણ કાર્ય કરવાનો નિર્ણય કરી નાખવો નહિ. મૂર્ખ હોય તે જ પ્રથમ કાર્ય હાથમાં લે છે અને ધારી લે છે કે "પાછળથી વિચાર કરી લઈશ."

ભલું કરવામાં પણ જેનું ભલું કરવું હોય, તેના સ્વભાવ અને લક્ષણનો ખ્યાલ જો નહિ રાખો, તો ભલાઇ કરવામાં ભૂલથાપ થવા પૂરો સંભવ છે.

# પતિવ્રતધારી પત્નીની પ્રેમ–પરીક્ષા

અનુવાદક: શ્રી. "પુનિતપદરેણુ"
(ભારતીય સ્ત્રીના અપૂર્વ ત્યાગની વાર્તા)

કલકત્તા શહેરની પ્રેસીડેન્સી કોલેજમાં જ્યારે શરદબાબૂ એમ. એ. નો અભ્યાસ કરતા હતા ત્યારે મીસ રોજ નામની એક અંગ્રેજ યુવતિ બી. એ. માં ભણતી હતી. પ્રસંગોપાત્ત અરસપરસ મળવાનો યોગ આવતો. શરદબાબૂ તેના પર મોહિત થઈ ગયા અને તે પણ શરદબાબૂને ચાહવા લાગી. સહશિક્ષાનું આથી બીજું કયું પરિણામ હોઇ શકે?

એકાદ વર્ષ પછી મીસ રોજના પિતા, કે જે એક વેપારી પેઢીમાં મેનેજર હતા, તેઓ પેન્શન લઇને લંડન ચાલ્યા ગયા. સ્વભાવિક રીતે જ તેની પુત્રી પણ સાથે જ સ્વદેશ ગઈ. તે જ વરસે શરદબાબૂએ એમ. એ. ની પરીક્ષા પસાર કરી અને તેમનો વિવાહ સુશીલા નામની એક સુશિક્ષિત અને સૌંદર્યવતી સ્ત્રી સાથે થઇ ગયો લગ્નજીવનના લ્હાવા લીધા પછી એન્જીનિયરીંગની પરીક્ષા આપવા માટે તેઓ લંડન ગયા. તે દરમિયાન મીસ રોજ સાથે પત્રવ્યવહાર ચાલુ જ હોવાથી તેના લંડનના સરનામાથી તે સંપૂર્ણ માહીતગાર હતા. લંડન પહોંચ્યા પછી તેઓ બંને પ્રેમહિંડોળે ઝૂલવા લાગ્યાં. લગભગ ૧૨ મહીના પછી શરદે પોતાને કુંવારા તરીકે જાહેર કરીને કાયદેસર મીસ રોજ સાથે દેવળમાં લગ્ન કરી લીધું. લગ્ન રજીસ્ટર કરાવાયું. બંને યુગલનો એક સંયુક્ત ફોટો પડાવીને તેના પર લગ્નની તારીખ લખવામાં આવી. એન્જીનિયરીંગની ડીગ્રી મેળવીને મી. શરદચંદ્ર ઘોષ પોતાની ગોરી પત્ની સાથે કલકત્તા આવીને ત્યાં બંને સાથે રહેવા લાગ્યાં.

શરદબાબૂ દર મહીને એક અઠવાડીયા સુધી પોતાનાં જૂના ઘેર, પોતાની અસલ પત્ની સુશીલા સાથે રહેતા હતા આમ કરવા માટે તેઓ મીસ રોજને બહાનાં બતાવ્યા કરતા હતા. કોઈ વાર પુલ–રીપેરીંગનું બહાનું બતાવે તો કોઇવાર પ્લાન બનાવવાનું જણાવતા, બિચારી રોજ તેમની વાતને સાચી માની લેતી હતી. એક અઠવાડિયા પછી જ્યારે તેઓ રોજ પાસે આવતા ત્યારે કંઇ ને કંઇ નવી ભેટ તેને માટે લાવતા જેથી રોજને તેમની વાતમાં વિશ્વાસ બેસે.

જગતમાં જુઠ્ઠાણું લાંબા વખત સુધી નથી ચાલતું. અસત્યનું આયુષ્ય હંમેશાં ઓછું જ હોય છે. દંભનો પડદો મોડો યા વહેલો ચીરાયા વિના રહેતો નથી. દગો પણ દગાખોર વ્યકિતને દગો દીધા વિના નહિ છોડે. એકવાર લખનૌના નવા સ્ટેશનનો નકશો તૈયાર કરવાનું બહાનું બતાવીને તેઓ ચાલ્યા ગયા. એક અઠવાડીયા પછી પાછા ફરવાનો વાયદો કર્યો હતો.

એક દિવસ મીસ રોજના રસોઇયાએ સાંજે મીસ રોજને કહ્યું—બાઇ સાહેબ! ચિત્તરંજન-રોડ પર આજે એન્જીનિયર સાહેબને સફેદ મોટરમાં જતા મેં જોયા હતા.

**રોજ**—તેમની સાથે તેમના સિવાય બીજું કોઇ હતું ખરું?

**રસો.**—એક અત્યંત સુંદર બંગાલી સ્ત્રી તેમની લગોલગ બેઠેલી હતી. બંને ખુશ મિજાજમાં વાર્તાવિનોદ કરી રહ્યાં હતાં.

**રોજ**—તારી આંખોએ તને દગો તો દીધો નથી ને? એન્જીનીયર સાહેબને બદલે બીજું કોઇ હશે!

**રસો.**—જી નહિ સરકાર! એ જ ચશ્મા, એ જ કોટ અને એ જ ટોપી. તેઓની મોટર

મારી બાજુમાંથી જ પસાર થઇ હતી. મેં તેમને જોયા હતા, પરંતુ તેમણે મને જોયો ન હતો.

**રોજ**—તેં તેમનો ચહેરો ન હોતો જોયો?

**રસો.**—જોયો હતો. ધારી ધારીને જોયો હતો. તેમના મુક્ત હાસ્યથી પણ હું સુપરિચિત છું. મને દઢ વિશ્વાસ છે કે તેમના સિવાય બીજું કોઇ નહોતું.

રોજને હવે વાત ગળે ઊતરવા લાગી. મનમાં ઊંડો વિચાર કરીને તે બોલી; "વારુ, તેમને અહીં આવવા દો! પછી તેમની ખબર લઇશ."

આપેલા વચન પ્રમાણે શરદબાબૂ પાછા આવ્યા. શ્રીમતી રોજ માટે સ્વાદિષ્ટ ફળો સાથે લાવ્યા હતા. લખનો સ્ટેશનનો નકશો કેવો સુંદર બનાવ્યો છે તે પણ તેમણે રોજને સમજાવ્યું. રોજને લાગ્યું કે જરૂર રસોઈયાએ ખોટો રિપોર્ટ આપ્યો છે. પોતાના પ્રિયતમ શરદબાબૂ તેને દગો દે એ વાતમાં તેને માલ ન દેખાયો. સમય જતાં આ વાત વિસારે પડી.

[ ૨ ]

જ્યારે રોજ કલકત્તામાં રહેતી હતી ત્યારે સરલા નામની એક બંગાળી છોકરી તેની સાથે ભણતી હતી. બંને સહાધ્યાયી હોવાથી બંને વચ્ચે ગાઢ મિત્રતા જામી હતી. એક દિવસ કોઇ ખાસ પ્રસંગે તેને ત્યાં મિત્રોનો મેળાવડો યોજાયો હતો. તેમાં તેણે રોજને પણ આમંત્રણ આપ્યું હતું. રોજ વખતસર આવી હતી અને સરલાની સાથે દરવાજાના નાકે આગંતુક મહેમાનોનું સ્વાગત કરતી હતી.

**સરલા**—બહેન રોજ! જ્યારે તું લંડન ગઇ હતી ત્યારે મારું લગ્ન પટણાના એક વિખ્યાત ડોક્ટર સાથે થઇ ગયું હતું. હવે તેમની બદલી અહિં કલકત્તા ખાતે થઈ છે. તે દિવસે મેં તને અચાનક ફળ-બજારમાં જોવાથી તને પણ આમંત્રણ પાઠવ્યું હતું, પરંતુ ઉતાવળ હોવાથી તારી સાથે વધુ વાતચીત નહોતી કરી. કલકત્તામાં તારે કેમ આવવું થયું, બહેન?

રોજે પોતાના લગ્નની વાત છૂપાવી દીધી. તેણે બીજું બહાનું બતાવીને કહ્યું;—"હું અહીંની ક્રિશ્ચિયન ગર્લ્સ સ્કૂલની મુખ્ય શિક્ષિકા (Head Mistress) તરીકે આવી છું."

**સરલા**—બહુ ખુશી થવા જેવી વાત છે. ત્યારે તો આપણને અવાર નવાર મળવાની તક જરૂર મળશે.

**રોજ**—જરૂર, કેમ નહિ?

**સરલા**—હું ધારું છું ત્યાં સુધી, તેં લંડનમાં એમ. એ. ની પરીક્ષા તો આપી હશે?

**રોજ**—જી હા. તે વાતને તો આજે ઘણો સમય વીતી ગયો.

આમ એકબીજાના સુખની વાતો ચાલતી હતી એવામાં એક સફેદ મોટર દૂર પાસે આવીને ઊભી રહી અને અત્યંત ભોળી અને દેખાવડી યુવતિ તેમાંથી ઊતરી.

સરલાએ તેની ઓળખાણ આપતાં કહ્યું—જુઓ, શ્રીમતી રોજ! આમનું શુભ નામ સુશીલા છે. તમામ સદ્ગુણોથી તેઓ શોભી રહ્યાં છે. તેમના જેવી સતી, સુશીલા અને વિદ્વાન સ્ત્રી આ વિશાળ શહેરમાં ભાગ્યે જ જોવા મળશે. લંડનથી એન્જીનિયરીંગની પરીક્ષા પાસ કરનાર શ્રીયુત શરદચંદ્ર ઘોષની તે વિવાહિત પત્ની છે. તેમની પીળી સાડી કેવી ચમકી રહી છે? જાણે વસંત અહીં જ ખીલી રહી હોય એવું લાગે છે.

રોજના હૈયામાં તેલ રેડાયું. તે એકીટસે સુશીલા સામું જોઈ રહી. સુશીલાનું હાસ્ય તેને માટે ઝેરના ઈન્જેક્શનની ગરજ સારી રહ્યું હતું. તેને વર્ષો પહેલાંની પોતાના રસોઇઆની વાત યાદ આવી. તે જ સફેદ મોટર અને તે જ સ્ત્રી!

[ ૩ ]

મેળાવડો પૂરો થયો. રોજ આવેશમાં ઘેર આવી. શરદબાબૂ તેની રાહ જોયાં કરતાં હતા.

તે પણ ગુસ્સામાં ને ગુસ્સામાં એક ખુરશી પર બેસી ગઈ. તેના આવા વર્તનનું કારણ ન સમજાતાં તેમણે રોજને પૂછયું; "પ્રિયે ! આપના મુખ પર આજે શોકનું વાદળું છવાયેલું કેમ દેખાય છે? શું મેળાવડામાં કંઇ અણુછાજતો બનાવ બન્યો હતો ?"

રોજ—અવશ્ય, ત્યાં એક ભયંકર બનાવ બન્યો હતો.

શરદ—કંઇ હરકત ન હોય તો હું તે જાણવા ઈંતેજાર છું.

રોજ—તમે જાણવા ન ઇચ્છતા હો તો પણ હું જણાવ્યા સિવાય રહેવાની નથી; કારણ કે તેમાં તમે સીધેસીધી ને પૂરેપૂરી રીતે સંડોવાયેલા છો.

શરદ—કોણ હું સંડોવાયેલો છું? કદાપિ ન બને.

રોજ—જે હકીકત બની ચૂકી છે તેના પર ઢાંકપિછોડો કરવો તદ્દન નિરર્થક છે.

શરદ—વાત શું છે તે તો કહો ?

રોજ—સુશીલાકુમારી સાથે તમારે શું સંબંધ છે?

શરદ—કોણ સુશીલા ? હું તેને ઓળખતો જ નથી. તમે કહ્યું ત્યારે જ તેનું પહેલીવાર નામ સાંભળ્યું !

રોજ—કોર્ટમાં તમે આ વચનો કહી શકશો?

શરદ—બે ધડક, એમાં શું વાંધો છે ?

રોજ—સારૂ. તો જો ફરી ન જતા. હું આજે ને અત્યારે જ જઇ રહી છું. હવે હું મારી બહેનપણી સરલાને ઘેર રહીશ. આપના પર ૪૨૦ (ઠગાઇ) ની કલમ લાગુ પાડીશ. તમારી સાથે છૂટા છેડા પણ લઇ લઈશ.

શરદ—આટલી બધી ઉતાવળ કરવાનું કારણ શું ?

રોજ—કારણ એ જ કે સુશીલા એ આપની પરણેતર સ્ત્રી છે. આપ અવિવાહિત તરીકે મારી સાથે લગ્ન-ગ્રંથથી જોડાયા છો. તમે મને છેતરી છે તેનું પરિણામ હવે જોઈ લેજો.

શરદ—પણ તને આવું ભૂત ભરાવ્યું કોણે ? સુશીલા સાથે મારે કંઇ જ લેવાદેવા નથી. હું તેને દીઠે પણ ઓળખતો નથી. સંભવ છે, કે તેના પતિનું નામ પણ મારા જેવું જ હોય.

રોજ—યાદ રાખો મી. શરદ ! અંગ્રેજ પ્રજા પ્રેમ કરતાં પણ જાણે છે અને વેર બાંધતાં પણ જાણે છે. અમે લોકો જેવી રીતે પ્રાણનું બલિદાન આપતાં જાણીએ છીએ તેવી રીતે પ્રાણની આહુતિ લેતાં પણ સારી પેઠે જાણીએ છીએ. આપે હજુસુધી મારી કાંઈ પણ પરીક્ષા લીધી નથી. કદાચ પ્રાણ પડીકે બાંધવાનો પ્રસંગ ઊભો થાય તો પણ પ્રેમ-પરીક્ષામાં પાસ થવાનો હું પૂરો પ્રયત્ન કરત. આપ તો દેખીતી રીતે જ પ્રેમ-પરીક્ષામાં નાપાસ થયા છો.

રોજના જડબાતોડ જવાબોએ શરદને ઢીલો બનાવી દીધો. તેને મનમાં એમ થયું કે હવે આગળ વધવામાં માલ નથી. ગુન્હાની કબૂલતમાં જ મઝા છે. દબાયેલા અવાજે તેણે કહ્યું–'મનુષ્ય માત્ર ભૂલને પાત્ર' છે: કદાચ પ્રેમને ખાતરે મેં દગો દીધો હોય તો પણ તે અક્ષમ્ય તો નથી જ !

રોજ—જરાય નહિ. પ્રેમ એ કોઈ બજારની ચીજ નથી, કે ગમે તેને વેચી શકાય. મને સોંપાયેલા હૃદય પર બીજાનો લેશમાત્ર પણ અધિકાર સ્વીકારવા હું લાચાર છું. એક હૃદયના બે ટુકડા સંભવી શકે ખરા ?...અને એમ બને તો માણસ જીવી શકે ખરો ? આનું નામ પ્રેમ નથી પણ મોહ છે, વાસના છે. પ્રેમપંથીઓ અને વાસના-વિહારીઓના રાહ નિરાળા જ હોય છે.

શરદ—મારી ભૂલ બદલ શું તું મને માફી નહિ આપે ?

રોજ—ભૂલનો તમે સ્વીકાર કરવા તૈયાર છો?

શરદ—હું તેને માટે તૈયાર છું.

રોજ—તો થયેલી ભૂલને સુધારી લો. બળતા ભડકાને બુઝાવી દો.

શરદ—આપ કહો તેમ કરવા હું રાજી છું.

રોજ—કાં તો સુશીલાને છૂટાછેડા આપો યા મને છૂટાછેડા આપો. એક મ્યાનમાં બે તલવાર ન સમાઈ શકે.

શરદ—પરંતુ અમારે ત્યાં રાજા દશરથે ત્રણ લગ્ન કર્યાં હતાં.

રોજ—કર્યાં હશે! એની સાથે મને કંઈ જ નિસ્બત નથી. કિન્તુ-પરંતુમાં હું માનતી નથી. મને તો દીવા જેવી ચોકખી વાત ગમે છે.

શરદ—રોજ! તું આટલીયે ઉદારતા નહી દાખવે?

રોજ—ઉદારતાને જે પાત્ર તેને જ ઉદારતાની યાચના કરવાનો અધિકાર છે. તમે કયા મુખે ઉદારતાની વાત કરી રહ્યા છો?

શરદ—હું તને બંને હાથ જોડીને પગે લાગું છું. કહે તો તારા પગમાં માથું ઝુકાવવા પણ તૈયાર છું. પરંતુ મહેરબાની કરીને મને કોરટમાં ઘસડી જવા જેટલી નિર્દય ન બનીશ. નહિ તો મારી તમામ કારકીર્દી પાણીમાં જશે.

રોજ—જે બીજાનું જીવન નષ્ટ કરતાં વિચાર નથી કરતો તેને પોતાની પ્રતિષ્ઠાનો પ્રશ્ન ઊભો કરતાં શરમ નથી આવતી? વેરનો બદલો વેરથી જ મળવો જોઇએ.

શરદ—બેમાંથી એકેયને છૂટકારો આપવો એ મારી શક્તિ બહારની વાત છે. તું એક લાખ રૂપિયાનો દંડ ફરમાવે તો વિના આનાકાનીએ તે ભરવા હું ખુશી છું.

રોજ—પ્રેમ પૈસાથી ખરીદી શકાતો નથી. મૂર્ખાઓના સ્વર્ગમાં વસનાર જ આવી હલકી વાત કરી શકે. હું રૂપિયાની ભૂખી નથી, સભ્યતાની ભૂખી છું.

રોજે શરદબાબૂને કોરટનો દરવાજો દેખાડીને ફજેત કરવાનો આખરી નિર્ણય કરી લીધો હતો.

આજે કોર્ટ ચીકાર ભરાઈ ગઈ હતી. રોજનો પ્રણય-કિસ્સો અખબારોના પાને ચડી ચૂકયો હતો. રોજે શરદબાબૂ પર બે આક્ષેપો મૂકયા છે-એક ઠગાઇનો અને બીજો છૂટાછેડાની માગણીનો. શહેરના સુપ્રસિદ્ધ દૈનિકોએ રોજની તરફેણમાં સમ્પાદકીય નોંધ તથા અગ્રલેખો પણ લખ્યા છે. ન્યાયાધીશ પણ અંગ્રેજ છે. કલકત્તા શહેરના પ્રતિષ્ઠિત નાગરિકો પણ કોરટમાં કેસ વખતે હાજર હતા. આજે સુશીલાકુમારીની સાક્ષી લેવાવાની હતી. વાદી અને પ્રતિવાદીના પાંજરામાં અનુક્રમે રોજ અને શરદબાબૂ બંને હાજર થયાં. બંને પક્ષના જાણીતા બેરીસ્ટરો સુસજ્જ થઇને ઊભા હતા.

સુશીલાકુમારીને સાક્ષી પૂરવા માટે બોલાવવામાં આવી. શ્રી. શરદચંદ્ર પર રાહુ અને કેતુ બંનેએ આક્રમણ કર્યું. તેમણે વિચાર્યું કે રોજરૂપી રાહુ અને સુશીલારૂપી કેતુ બંને શરદરૂપી ચંદ્રને ઘેરી રહ્યા છે. હવે શું થશે? સુશીલાની સાક્ષીથી મને ઓછામાં ઓછી ત્રણ વર્ષની સજા તો થશે જ. તે ઉપરાંત રોજના છૂટાછેડાની માગણી પણ મંજુર થશે. ધોબીના કુતરા જેવી મારી ભૂંડી દશા થશે—ઘરનોય નહિ રહું અને ઘાટનોય નહિ રહું. બંને સ્ત્રીઓરૂપી મૂડી ગુમાવીશ, એટલુંજ નહિ, પ્રતિષ્ઠારૂપી વ્યાજ પણ ખોઈ બેસીશ. આ બનાવ જાહેર થયા પછી મને કોઇ નોકરીમાં રાખશે કે કેમ એ પણ શંકાસ્પદ બાબત છે. આના કરતાં તો પરિણામની જાહેરાત સાથે જ મારે હીરાની વીંટી ચૂસીને મરી જવું એ જ બહેતર છે. શરદબાબૂનું શબ આજે આ અદાલતના ઓરડામાંથી જ નીકળશે. હે ઈશ્વર! મેં સાંભળ્યું છે કે તેં અનેકનાં સંકટો દૂર કર્યાં છે. યદ્યપિ હું આપનો ભક્ત તો નથી, તથાપિ જો આપ મારી લાજ સાચવશો તો હું જીવન-

ભર આપનો ઉપકાર નહિ ભૂલું તેની ખાત્રી આપું છું. અંતર્યામીને વધુ શું કહું ?

સુશોભિત સાડી પહેરીને સુશીલાકુમારી અદાલતમાં આવી. તેણે એકવાર પોતાના પતિના નિસ્તેજ વદન તરફ દૃષ્ટિ નાખી અને પછી રોજના રૂવાબભર્યા ચહેરા સામું જોયું. પ્રેક્ષકવર્ગ આનો મર્મ ન સમજી શક્યો.

**ન્યાયાધીશે** પૂછ્યું—આપનું નામ શું છે ?

**સુશીલાએ** ધીરગંભીર સ્વરે કહ્યું-સુશીલાકુમારી !

**ન્યાયા.**—આરોપી શરદચંદ્ર ઘોષના મકાનમાં તમે રહો છો એ વાત સાચી છે ?

**સુશીલા**—તદ્દન સાચી વાત છે.

**ન્યાયા.**—તમે આરોપી સાથે વિધિપૂર્વક લગ્ન કર્યું છે તે હકીકત ખરી છે ?

**સુશીલા**—બિલકુલ ખોટી વાત છે.

**ન્યાયા.**—ત્યારે શું આપ રખાત તરીકે રહો છો ?

**સુશીલા**—જી હા.

**ન્યાયા.**—તમને તે બદલ માસિક કેટલો પગાર મળે છે ?

**સુશીલા**—મને દર મહીને ૩૫૦ રૂપિયા મળે છે.

**ન્યાયા.**—તમને એ વાતની ખબર છે કે આરોપી શરદબાબૂએ રોજ સાથે કાયદેસર લગ્ન કર્યું છે ?

**સુશીલા**—મને પૂરેપૂરી ખબર છે.

**ન્યાયા.**—શું આ લગ્ન શરદબાબૂએ તમારી સંમતિ લઇને કર્યું હતું ?

**સુશીલા**—મારી સંપૂર્ણ સંમતિ હતી.

**ન્યાયા.**—શરદબાબૂ વિષે આપને કંઇ કહેવું છે?

**સુશીલા**—પતિ સામે ફરિયાદ કેવી ? જ્યાં સાદ ન સંભળાય ત્યાં જ ફરિયાદ કરવી પડે.

**ન્યાયા.**—શું ભવિષ્યમાં તમે તેમની સાથેનો સંબંધ ચાલુ રાખશો ?

**સુશીલા**—જરૂર, જીવનના છેલ્લા શ્વાસ સુધી રાખીશ.

**ન્યાયાધીશે**—ચૂકાદો જાહેર કર્યો–આ કેસ કાઢી નાખવામાં આવે છે. શરદબાબૂને સન્માન સહિત નિર્દોષ ઠરાવવામાં આવે છે. શ્રીમતી રોજની છૂટાછેડાની દરખાસ્ત નામંજૂર કરવામાં આવે છે.

અદાલતના ખંડમાંથી બહાર નીકળ્યા પછી બધા અંદરઅંદર અભિપ્રાયો વ્યક્ત કરવા લાગ્યા. એક જણે કહ્યું—"જોયું, આનું નામ ભારતીય સંસ્કૃતિ ! પરણેલી સુશીલાએ આર્યસન્નારીઓનો જુગજૂનો વારસો જાળવી રાખ્યો છે. પ્રેમની પરીક્ષામાં સુશીલા પ્રથમ નંબરે પાસ છે."

પહેલો બોલવાનું પૂરું કરે તે પહેલાં તો બીજો વચમાં બોલી ઊઠ્યો; "જો ભારતવર્ષમાં સ્ત્રીઓની આ ત્યાગભાવના ન દેખાય તો પતિવ્રતધર્મનો નાશ થઇ જાય. હિંદમૈયાની જોડ જગતભરમાં જોવા નહિ મળે."

શરદબાબૂએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું; "ભાઇઓ ! પોતાની પ્રતિષ્ઠાના ભોગે પણ સુશીલાએ મારી પ્રતિષ્ઠાનું રક્ષણ કર્યું છે. ભારતી મહિલાઓની મહત્તાનો સાચો ખ્યાલ મને આજે જ આવે છે..

રોજના મોતિયા મરી ગયા હતા. તેની સાન હવે ઠેકાણે આવી ગઈ હતી. સુશીલાના જવાબોએ તેને દિઙ્મૂઢ બનાવી દીધી હતી. તેના હૈયામાંથી પણ શબ્દ સરી પડ્યા; "ધન્ય છે દેવી સુશીલાને ! પ્રેમનું સાચું તત્ત્વ અને તદનુસાર વહેવાર તો એક માત્ર હિંદુ સ્ત્રીનું હૃદય જ જાણે છે. આવી દેવી સાથે રહેવાનું સૌભાગ્ય મળવા બદલ હું મારી જાતને ખરેખર બડભાગી માનું છું.

# વિશ્વમંગલ માસિકના જુનાં વર્ષોના અંકોની અપ્રાપ્ય ફાઈલો

## —: જુજ કિંમતે મળશે :—

**દશમા વર્ષનો દળદાર વિશેષાંક**

# ધર્માંક

આ અંકમાં ધર્મના તત્ત્વ ઉપર ગુજરાતના તેમજ હિંદના પ્રસિદ્ધ વિદ્વાનોના મનનીય લેખોનો સમાવેશ થએલો છે. ધર્મનું રહસ્ય સરળ રીતે સમજાવવા આ અંકમાં ત્રણ ખંડો પાડવામાં આવેલા છે. તેમાં **પહેલા ખંડમાં**:–ધર્માચાર્યો, સાક્ષરો અને મહાપુરુષોના ચિન્તનાત્મક નિબન્ધો રાખેલા છે. **બીજા ખંડમાં**:–ધર્મના મર્મને આબેહુબ બતાવતી હૃદયસ્પર્શી ધાર્મિક વાર્તાઓનો સંગ્રહ છે, સામાન્ય શિક્ષિતો અને કિશોરો પણ આ વાર્તાઓ વાંચી નાસ્તિકતા અને કુમાર્ગમાંથી બચી જઈ શકે છે. તથા આના ત્રીજા ખંડમાં:–હિંદમાં પ્રવર્તી રહેલા જુદાજુદા સંપ્રદાયોના દર્શન અને તત્ત્વજ્ઞાન વિષેના તે તે સંપ્રદાયોના આચાર્યો અને વિદ્વાનોના લેખો લેવામાં આવેલા છે. જેવા કે: ભગવાન શંકરાચાર્યનો અદ્વૈતસિદ્ધાન્ત, રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈતવાદ, નિમ્બાર્ક સમ્પ્રદાય, મધ્વાચાર્યનો મત, શ્રી વલ્લભાચાર્યનો શુદ્ધાદ્વૈત મત, તેમજ–રામાનન્દ સમ્પ્રદાય, સ્વામિનારાયણ સમ્પ્રદાય, ચૈતન્ય સંપ્રદાય, રાધાસ્વામી સંપ્રદાય, આ ઉપરાંત વેદધર્મ જૈન, બૌદ્ધ, કોન્ફ્યુશીયન, યાહુદી, ખ્રીસ્તી, જરથોસ્તી, ઇસ્લામ વગેરે ધર્મો વિષેના લેખો તથા સંત કબીર સાહેબ, સ્વામી દયાનંદ સરસ્વતી તેમજ જુદાજુદા સંતો અને મતપ્રવર્તકોના દર્શનો ઉપરના લેખોનો આ અંકમાં બૃહદ્ સંગ્રહ થએલો છે. વિચારકો અને ધર્મજિજ્ઞાસુઓને આ ધર્માંક પુષ્કળ સામગ્રી પૂરી પાડે છે. ઉપરાંત બીજા ૧૧ માસિક અંકો.

આખી ફાઈલ માત્ર રૂ **૨–૮–૦** અઢી રૂપિયામાં આપવામાં આવે છે.
ધર્માંક ગ્લેઝ કાગળ, પૃષ્ઠસંખ્યા ૩૨૫–સવા ત્રણસો, અને ૧૧ અંકોનાં પૃષ્ઠ ૪૧૦. કુલ પૃષ્ઠસંખ્યા ૭૩૫.
પોસ્ટેજ સાથે રૂ. ૩–૦–૦માં ઘેર બેઠાં પડે છે.

---

**અગિયારમા વર્ષનો દળદાર અંક**

# શ્રીમદ્‌ભાગવતાંક

શ્રીમદ્‌ભાગવત એ ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યનો નિધિ છે. તેની કથાનું શ્રવણ મનુષ્યને સાત દિવસમાં મોક્ષ પ્રાપ્ત કરાવી શકે છે. એવા ભક્તિમાર્ગના પ્રમુખ ગ્રંથનાં રહસ્યોનો સ્ફોટ કરતા અનેક સુપ્રસિદ્ધ વિદ્વાનો અને આચાર્યોના મનનીય લેખોનો આ ગ્રંથમાં બૃહદ્ સંગ્રહ છે.

ભાગવતનો ભક્તિરસ, રાસલીલા રહસ્ય, અવતારી શ્રી કૃષ્ણચન્દ્ર, ભાગવતના ભક્તો, પરીક્ષિત, માખણચોરી અને ચીરહરણ વગેરે ગૂઢ વિષયો ઉપર વૈષ્ણવ સંપ્રદાયના અગ્રગણ્ય આચાર્યોના લેખોથી આ અંક તે વિષયોને વિશદ અને સરળ બનાવે છે. ભાગવત ઉપરની રસમય વાર્તાઓ અને નવલિકાઓનો પણ આમાં સંગ્રહ છે, શ્રીકૃષ્ણલીલા–ચિત્રાવલીના **૨૦૦** ચિત્રોથી આ અંક સુશોભિત બનેલો છે. ભાગવત–પ્રેમીઓ, વૈષ્ણવસંપ્રદાયના સજ્જનો અને ભક્તિસાધકોને આ અંક અમૂલ્ય સામગ્રી પૂરી પાડે છે. ગ્લેઝ કાગળ. મોટી સાઈઝ, સાડા ત્રણસો પૃષ્ઠો ઉપરાંત બીજા ઉત્તમ સંગ્રાહ્ય લેખોના ૧૧ અંકોની ૪૫૦ પૃષ્ઠોની ફાઈલ સાથે અર્ધી કિંમતે રૂ. ૨–૮–૦ માં મળશે.
પોસ્ટેજ સાથે રૂ ૩–૦–૦

---

**શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ ક્રોસરોડ, અમદાવાદ.**

ૐ ૐ ૐ રઘુપતિ રાઘવ રાજારામ; પતિતપાવન સીતારામ ૐ ૐ ૐ

હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

વાર્ષિક લવાજમ : રૂા. ૫—૪—૦ પાકું બાઈન્ડીંગ રૂા. ૬-૪-૦

તંત્રી : મગનભાઇ છોટાભાઈ દેસાઈ

હિંદ બહાર રૂા. ૭—૮—૦ પાકું બાઈન્ડીંગ રૂા. ૮-૮-૦

# વિષયસૂચિ



જરૂરી સૂચનાઓઃ—

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠેકાણું સ્પષ્ટ લખવું જોઇએ, અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાય પોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઓર્ડરથી જ લવાજમ મોકલવું જોઇએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે. વી.પી. અને મનીઓર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની અંદરથામાં શ્રમ વિશેષ પડે છે.

અંક તા. ૧૦ મી સુધીમાં ન મળે તો પોસ્ટ કાર્ડ લખી મંગાવી લેવો.

લખોઃ—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, પો. બો. નં. ૬ અમદાવાદ

શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ સલાપસ ક્રોસરોડ, અમદાવાદ — મુદ્રક અને પ્રકાશક દેસાઈ મગનભાઈ છોટાભાઈ — શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસક્રોસરોડ, મોતીવિલા—અમદાવાદ



જટાયુનો ઉદ્ધાર




सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्बोधयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૩ મું : માર્ગશીર્ષ–૨૦૦૬ : ડીસેમ્બર–૧૯૪૯ : અંક ૯ મો

# નાથને નિવેદન

[ જાવા દો જી નૌકા કિનારે કિનારે...રાગ ]

નાથ ! જેવો નિભાવ્યો, નિભાવી લેજે,
મારી સાથે સદાયે તું ઊભો રે'જે....નાથ !....(૧)

ગાંડો–ઘેલો છતાં હું તો તારો થયો,
મને આશરો એક જ તારો રહ્યો,
આવ્યો તારે દ્વારે તું સ્વીકારી લેજે....નાથ !....(૨)

ગુણ–દોષને મા–બાપ નથી જોતાં,
રોતાં બાળનાં આંસુડાં જાતે લોતાં.
તારે ખોળે આ બાળ બેસાડી દેજે....નાથ !....(૩)

કરે 'પુનિત' પોકાર અંતરથી,
સદા નમે તને જોડી બે કરથી,
તારાં ચરણો આંસુથી ધોવા દેજે....નાથ !....(૪)

મો. 'પુનિત'

# સંપાદકીય

સહૃદય ગ્રાહકોને 'વિશ્વમંગલ'ના તેરમા વર્ષનો આ નવમો અંક નિવેદિત કરાય છે. હવે પછીના ત્રણ અંકો પછી 'વિશ્વમંગલ' તેનું તેરમું વર્ષ પૂરું કરી ચૌદમા વર્ષમાં પ્રવેશ કરશે. મહાનુભાવ લેખકો અને ગ્રાહકો તેને જે મમતાથી ઉત્તેજન આપી રહ્યા છે તેને લીધે 'વિશ્વમંગલ' સમાજમાં આવા વિષમ સમયે પણ ધર્મ અને નીતિનું નૈવેદ્ય રજુ કરતું ભગવદ્-ગુણોનું ગાન ગાઈ રહ્યું છે. તે આજે તેના સુજ્ઞ લેખકો અને ગ્રાહકબંધુઓનો હૃદયપૂર્વક આભાર માને છે.

## ત્રીજો અને ચોથો ખંડ

મહાભારતાંકના બે ખંડો પ્રકટ કર્યા પછી 'વિશ્વમંગલ' હવે તેનો ત્રીજો ખંડ તૈયાર કરી રહ્યું છે આ **ત્રીજા ખંડમાં જગતના કુરુક્ષેત્ર ઉપર સનાતન કાળથી લડી રહેલાં દૈવી અને આસુરી બળોને, જગતના મૂળભૂત પરમતત્ત્વ તરફથી શો ન્યાય મળે છે તેનો ચૂકાદો આવી જાય છે.** મહાપુરુષોએ પોતાની વિવેકયુક્ત દૃષ્ટિથી જોયું છે, અને ઇતિહાસના અજવાળામાં આપણે પણ જોઇ શકીએ છીએ કે "સત્યમેવ જયતે" સત્ય જ વિજય પામે છે-તે શાથી, જગતનું સમતાવાન્ મૂળતત્ત્વ સત્યના ઉપર પક્ષપાતી બનીને તેને વિજયી કરે છે કે શું, ઇત્યાદિ તત્ત્વજ્ઞાનનું સૂક્ષ્મ નિરૂપણ આપણને આ તૃતીય ખંડમાં જોવા મળે છે. વસ્તુતઃ જગતનું મૂળ તત્ત્વ કોઈના ઉપર પક્ષપાતી નથી, પરન્તુ અસત્યના રથની ચાલ જ એવી રીતની હોય છે, કે અનીતિથી તાત્કાલિક વિજયો, કામ ચલાઉ લાભો મેળવી લેવા જતાં પરિણામે અન્તિમ શાશ્વત વિજય તે ગુમાવે છે. અને સત્યનો રથ પ્રાથમિક પરાજયો અને મુશ્કેલીઓ સહન કરીને પણ અસત્ય અને હિંસાને તરી જાય છે. આ ખંડમાં આવતા શાન્તિપર્વમાં પારમાર્થિક અધ્યાત્મ જ્ઞાનનો સમુદ્ર લહેરાઈ રહ્યો છે.

વળી તે પછીનાં મહાભારતનાં છેવટનાં પર્વોમાં મનુષ્યમાત્રને ઉપયોગી, આ સંસારલીલાનો સાર રજુ થએલો છે. પૃથ્વીનું સામ્રાજ્ય પ્રાપ્ત કર્યા પછી ધર્મમૂર્તિ યુધિષ્ઠિર અને પાંડવોને જીવનનાં જે સત્યોનો અનુભવ થાય છે, તે જાણવાની ઇચ્છા ત્રીજો ખંડ વાંચી રહ્યા પછી ઉત્કટ બની જાય છે. અને **સમગ્ર રીતે જોતાં છેલ્લા આ બે ખંડોમાં જે મોક્ષધર્મનું નિરૂપણ થાય છે તે પૂરું વાંચ્યા વગર જિજ્ઞાસુ વાચકોને ચેન પડે એમ નથી,** અને એ આખુંય જ્ઞાન જો સમયના અંતર વિના સળંગ વાંચવામાં આવે તો તેની ઘણી જ અસર થાય તેમ છે. તેથી અમે ત્રીજો અને ચોથો ખંડ સાથે જ પ્રકટ કરવાનો નિર્ણય કર્યો. વળી આવી સરળ ભાષાના આખા મહાભારતની માગ પણ વધતી જતી હતી.

## મનીઑર્ડર ફૉર્મ વિષે.

એટલે જેમને આ ત્રીજો અને ચોથો ખંડ આ જ વર્ષે લેવાની ઇચ્છા ન હોય એવા ગ્રાહકો કોઈક જ નીકળશે એમ ધારીને અમે બે ખંડ મોકલવા માટે રૂ. ૧૦—૦—૦ લવાજમ રાખ્યું છે. અને તેથી આ અંકમાં દશ રૂપિયાનાં મનીઑર્ડર ફૉર્મ મૂકવામાં આવ્યાં છે. **વળી ગ્રાહકોને એ ફાયદો છે કે દશ રૂપિયાનો મનીઑર્ડર કરવાથી તેમને બંને વર્ષે સવા પાંચ રૂપિયાના લવાજમને બદલે પાંચ રૂપિયામાં વિશ્વમંગલ પડશે. અને બે વાર મનીઑર્ડર કરવાને બદલે એક જ વખતે બે આનાના મનીઑર્ડર ખર્ચથી તેઓ દશ રૂપિયા મોકલી દઈ શકશે. આમ ગ્રાહકોને પણ ચોથો ખંડ વહેલો મળવા સાથે દશ આનાનો ફાયદો રહે છે.** તેમ છતાં જે ભાઈઓ એક જ વર્ષનું લવાજમ મોકલવા માગતા હોય તેઓ **મનીઑર્ડર ફૉર્મમાં 'દશ રૂપિયા' છેકીને 'રૂ. ૫-૪-૦ સવા પાંચ રૂપિયા' લખીને** મનીઑર્ડર મોકલવા માટે તે ફૉર્મનો ઉપયોગ કરી શકશે. જે ભાઈઓ

મનીઑર્ડર ન કરતાં વી. પી. થી મંગાવવા માગતા હોય, તેમણે; ત્રીજા ખંડનું કે ત્રીજા **અને ચોથા એમ બંને ખંડનું વી. પી. મોકલવા સ્પષ્ટતા કરી તે પ્રમાણેનો ઑર્ડર નોંધાવવો** અને મનીઑર્ડર ફોર્મ કોઇ ઉપયોગ કરનાર ભાઇને આપી દેવું.

જેઓ રૂ. ૨૦) ભરી ચાર વર્ષના સામટા ગ્રાહક થએલા છે, તેઓ મનીઑર્ડર ફોર્મ કોઈ બીજા ભાઈને આપશે. **ત્રીજો અને ચોથો ખંડ તૈયાર થયે, રજીસ્ટર્ડ પોસ્ટથી, (પાકા બાઇન્ડીંગના ખંડો)** રવાના કરવામાં આવશે.

## કાર્ડ સંબંધી

આ સાથે કાર્ડ મૂકવામાં આવ્યું છે. તેમાં આપના ધર્મપ્રેમી મિત્રો અથવા સંબંધીઓનાં નામ ભરી અમારા ઉપર મોકલશો. અમે તેમના ઉપર વિશ્વમંગલનો નમુનાનો અંક અને શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયનાં પુસ્તકોનું વિસ્તૃત સૂચિપત્ર મફત મોકલીશું. આપ તેમને વિશ્વમંગલના ગ્રાહક થવા ભલામણ કરીને અથવા જ્ઞાન–ભક્તિનાં પુસ્તકો દ્વારા ધર્મમાં રસ લેતા કરશો તો તેથી આપના મિત્રો કલ્યાણ–પંથે વળશે, આપ પુણ્યના ભાગી બનશો અને ધર્મપ્રચાર કરી રહેલી આ સંસ્થાને ઉત્તેજન મળશે. શુભ કાર્યમાં આપનો સાથ જરૂર મળી રહેશે એવી આશા છે.

## શ્રી રામનામ બેંક મહોત્સવ

જણાવતાં આનંદ થાય છે કે પૂ. **શ્રી 'પુનિત'** મહારાજે આજથી લગભગ છ વર્ષ પહેલાં જનતા પાસે 'રામ' મંત્રો લખાવવાનું શરૂ કર્યું હતું. દુર્વિચારો આવતા અટકે અને શુભ સ્વરૂપમાં મનની એકાગ્રતા દૃઢ થતી જાય એ ભગવાનના નામના લેખનનું ફળ છે. તે રામનામના લખેલા મંત્રોને **શ્રી 'રામનામ બેંક'**ના રૂપમાં એકઠા કરવામાં આવે છે. પ્રથમનાં બે વર્ષ તો શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયે રામનામ લખનારને રામ-નામ લખવાની નોટ અને શ્રી 'પુનિત' મહારાજ રચિત 'ભક્તિ ઝરણાં'નો ભાગ વિનામૂલ્યે આપ્યાં હતાં, પરન્તુ તે પછી કાગળના ભાવો વધી જતાં, રામ–મંત્ર લખવાની નોટ અને ભક્તિઝરણાંનો ભાગ ચાર આના લઇ આપવાનું રાખવામાં આવ્યું હતું. જનતાના વિપુલ સહકારથી અત્યાર સુધીમાં બરાબર **સાત અબજ** રામ–મંત્રો લખાઈને આવેલા છે. આ રામમંત્રોની ચાલુ માગશર શુદ ૧૨ ને શુક્રવારે, મણિનગર શ્રી પુનિત–સેવાશ્રમની બાજુમાં, સ્થાપના કરવામાં આવી છે. આ નિમિત્તે માગશર શુદ ૧ થી પૂર્ણિમા પર્યન્ત જુદાજુદા ધાર્મિક કાર્યક્રમો રાખવામાં આવ્યા હતા. શુદ ૧ થી ૧૩ સુધી **શ્રી રામચરિત માનસનું** પારાયણ રાખવામાં આવ્યું હતું, તેમાં નડીઆદના **શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રીજી**ના ભક્તિભાવભર્યા પ્રવચને જનતાને ખૂબ જ આકર્ષિત કરી હતી. તેમ જ શુદ ૧૦ થી લઈને ૧૪ પર્યન્ત અખંડ નામસંકીર્તન અને **રામયાગ** રાખવામાં આવ્યો હતો. મંત્રોનું સંસ્થાપન ભારત પ્રસિદ્ધ વિદ્વદ્વર્ય ગોસ્વામી **શ્રી 'બિન્દુજી' મહારાજ**ના મંગલ હસ્તે સુપ્રસિદ્ધ નાગરીકો અને ભક્તોની હાજરીમાં કરાવવામાં આવ્યું હતું. આ મંત્રો **ઉપર એક સુંદર મંત્રમંદિર બંધાશે અને તેની** અંદર ભગવાન શ્રી રામચન્દ્રજીના ચરણા-**રવિંદની સ્થાપના થશે શુદ ૧૧ ગીતાજયન્તીને દિવસે લખાએલા રામમંત્રોને શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયથી વરઘોડા દ્વારા મણિનગર પુનિત સેવાશ્રમમાં લઇ જવામાં આવ્યા હતા.** ઉપરના કાર્યક્રમ ઉપરાંત દરરોજ સાંજે ૬ થી ૭ સંત-મહાત્માઓનાં પ્રવચનો અને દરરોજ રાત્રે ૯ થી ૧૨ મહાગુજરાતના જુદાજુદા ભક્તોનાં ભજનોનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ મહોત્સવમાં અમદાવાદ તેમ જ બહાર ગામની જનતાએ પુષ્કળ પ્રમાણમાં રસપૂર્વક ભાગ લીધો હતો. રામ–મંત્રો લખાવવાની યોજના પહેલાંની રીતે જ ચાલુ રહેનાર છે.

# 'રામશરણ'

સં. શ્રી હરીશ નાયક

બહુ જુના વખતની વાત છે. એક ગામમાં એક સાધુ રહેતો હતો. તેનું નામ હતું રામશરણ. પોતાની નાની સરખી ઝુંપડીની અંદર તેણે ઠાકોરજીની એક નાની મૂર્તિ સ્થાપિત કરી હતી. અને એ મૂર્તિની પૂજા–અર્ચામાં તે પોતાના દિવસ કાઢતો હતો.

ઠાકોરજીના ભક્તોની કૃપાથી એને રોજ ચાર આનાની આવક થતી હતી. એમાંથી તે ઠાકોરજીને ભોગ ધરાવતો, આરતી કરતો, પ્રસાદ વહેંચતો અને પોતે પણ બે વખત ખાઈ શકતો. તે વખતે કાંઈ આટલી બધી ભીષણ મોંઘવારી ન હતી. નવાઈ પમાડે એવી વાત તો એ હતી કે એને રોજ ચાર જ આના મળતા. એક પાઈ ઓછી નહિ કે એક પાઈ વધારે નહિ. રામશરણ સંતોષી જીવ હતો. ચાર આનામાં તો તે ઘણી સારી રીતે પોતાનું અને પોતાના ઠાકોરજીનું ગુજરાન ચલાવી શકતો, અને એમાં એને કોઈપણ જાતની તકલીફ પડતી ન હતી.

દિવસો આ પ્રમાણે પસાર થતા હતા પણ એક દિવસ એક એવી વાત બની ગઈ જેથી રામશરણ કાયમને માટે ધર્મસંકટમાં ફસાઈ પડયો.

સંધ્યાનો વખત હતો. જમણા હાથમાં આરતીનો દીપ લઈને, અને ડાબા હાથમાં ઘંટડી વગાડતો રામશરણ ઠાકોરજીની આરતી કરતો, ભક્તિ અને શ્રદ્ધાના નશામાં ભાન ભૂલી રહ્યો હતો. પાસે જ કેટલાક ભક્તો હાથ જોડીને ઊભા હતા. ઝુંપડી ધૂપ અને કપૂરની સુગંધથી મહેકી રહી હતી. ભક્તિરસનું ભાન કરાવતી ઘંટડીની 'ટીનટીન' રણકી જાણે અમૃતની વર્ષા કરી રહી હતી. પાસેથી જ પસાર થતા એક સંન્યાસીએ ઘંટડીનો મધુર રણકાર સાંભળ્યો. તે ઝુંપડીની સામે આવી બાળકોની વચમાં હાથ જોડી ઊભો રહ્યો.

'જયજયકાર' સાથે આરતી સમાપ્ત થઈ. ઠાકોરજીના ચરણોમાં આરતીનો દીપ મૂકી રામશરણે ઠાકોરજીની અર્ચના કરી. પછી ભક્તોને ચરણામૃત અને પ્રસાદ વહેંચ્યો. પ્રસાદની થાળી લઈ તે બહાર બાળગોપાળમાં આવી પહોંચ્યો. લાલચભરી નજરથી રામશરણની સામે જોઈ રહેલાં બાળકો થાળી તરફ હાથ ઊંચા કરવા લાગ્યાં. રામશરણે થાળીને ઊંચી કરી પ્રસાદ વહેંચવો શરૂ કર્યો. પેલો સંન્યાસી એક બાજુ ખસી ગયો.

બાળકોને પ્રસાદ વહેંચાઈ રહ્યો કે તરત જ રામશરણની નજર સંન્યાસી પર પડી. 'જય ઠાકોરજી કી' કહી રામશરણે તેનું સ્વાગત કર્યું. અને તે જ્યાં સંન્યાસીને પ્રસાદ આપવા જાય છે ત્યાં જ સંન્યાસી બોલ્યા; "ભગવન્ ! પહેલાં જરા પાણી આપો તો હું હાથ મોઢું ધોઉં અને પછી પ્રસાદ લઉં. ઘણે જ દૂરથી આવી રહ્યો છું."

ઘણી જ નમ્રતાથી રામશરણે જવાબ આપ્યો; "ઘણી જ ખુશીથી, મહારાજ !" અને તે ઝુંપડીની અંદરથી કમંડળમાં પાણી લઈ આવ્યો અને સંન્યાસીને હાથ–મોઢું ધોવા કહ્યું. સંન્યાસી જ્યારે પ્રસાદ આરોગી રહ્યો હતો ત્યારે રામશરણે અમસ્તું જ પૂછ્યું; "ક્યાંથી આવી રહ્યા છો મહારાજ ?"

"હું કાશીથી આવું છું. અને પ્રયાગરાજના કુંભમેળામાં જવા મારો વિચાર છે." સંન્યાસીએ જવાબ આપ્યો. રામશરણ ખુશ થતાં બોલ્યો; "અહોભાગ્ય મારાં કે તમારાં દર્શન થયાં." "એ બધો તો ઠાકોરજીનો મહિમા છે ભગવન્!" સંન્યાસીએ ઠાકોરજીની મૂર્તિ નમસ્કાર કરી કહ્યું. પછી થોડીવાર સુધી મૌન પથરાઈ રહ્યું. અને ફરીથી સંન્યાસીએ વાત કાઢી; "ચાલતાંચાલતાં હું બહુ જ થાકી ગયો છું. અને તમારા જેવા ભક્તોની સંગત તો નસીબ હોય તો જ મળેને? જો કંઈક થોડું ઘણું ખાવાનો બંદોબસ્ત થઈ જાય તો આજની રાત અહીં જ ઠાકોરજીના ચરણોમાં વિતાવવા વિચાર થાય છે. તમારી સંગતિના સુયોગનો પૂરેપુરો લાભ લઈ સવાર થતાં જ હું ચાલ્યો જઈશ."

રામશરણ નમ્રતાથી માથું ઝુકાવી બોલ્યો; "ઠાકોરજીની કૃપાથી જે કંઈ મને મળશે તે હું આપની સેવામાં અર્પણ કરીશ. આપના આતિથ્યનો આવો સુઅવસર મળવો એ તો મારે માટે મોટા ભાગ્યની વાત છે. આપ સહર્ષ વિશ્રામ કરો મહારાજ !".

સંન્યાસીએ પત્થર પર મૃગચર્મ બિછાવ્યું અને નિશ્ચિન્ત થઈને સૂતો. રામશરણ એના સત્કારની ચિંતામાં ઝુંપડીની અંદર ગયો.

ઠાકોરજીના ચરણકમળ આગળ પડેલી થાળીમાં બિલકુલ થોડો પ્રસાદ બાકી રહ્યો હતો. સંન્યાસી ન હોત તો રામશરણ એટલા પ્રસાદને જ આરોગી પોતાની રાત કાઢી નાખત. પણ હવે આટલા પ્રસાદથી શી રીતે ચાલે? રામશરણને પોતાની ચિંતા ન હતી. જો એટલો જ પ્રસાદ સંન્યાસીને માટે પણ પૂરતો હોય તો તે એમ જ ખાધા વગર ઉપવાસ કરી સૂઈ રહેત. પણ આ પ્રસાદ તો એટલો બધો ઓછો હતો કે સંન્યાસીની સામે મૂકતાં પણ એને શરમ આવતી હતી. આ બધો વિચાર કરતો તે ઝુંપડીની બહાર નીકળ્યો અને એણે ગામ તરફ ચાલવા માંડ્યું. એ આશાએ કે કોઇ ઠાકોરજીનો ભક્ત મળી જાય તો આવા અણીના પ્રસંગે મદદ કરે.

રામશરણ કોઇ દિવસ ગામમાં જતો ન હતો. આજ સુધીની એની જીંદગીમાં એણે કોઇ દિવસ કાંઇ જ કોઇ પાસે માગ્યું ન હતું. અને અત્યારે પણ એને તો એમ જ વિચાર આવતો હતો કે કદાચ આજે પણ એને કોઈની સામે હાથ લાંબો કરવાની જરૂર નહિ પડે. ઠાકોરજીની કૃપા હશે તો બધું આપોઆપ જ પતી જશે. અને એ પ્રમાણે વિચાર કરતાં તેણે ગામમાં ફરવા માંડ્યું.

લોકો એને ગામમાં આમ ફરતો જોઇને આશ્ચર્યમાં પડી ગયા. કેટલાયે પૂછ્યું કે "મહારાજ આજે તમે કેમ ગામમાં આવવા તસ્દી લીધી?" પણ રામશરણના મોઢામાંથી જરૂર હોવા છતાં પણ એ વાત નીકળી શકી નહિ. એણે કોઇને પણ કહ્યું નહિ કે મારે સીધાની જરૂર છે. "કોઇ ભક્ત આપોઆપ સમજી જઈ નહિ આપે શું!" એમ એણે માન્યું.

અને પરિણામ એ આવ્યું; જેવો એ ગયો હતો તેવો જ ખાલી હાથે તે પાછો ફર્યો. મન દુઃખથી ભરાઇ આવ્યું હતું. શી રીતે તે પોતાને બારણે આવેલા અતિથિનો સત્કાર કરે? શું ઠાકોરજીની સામે ભક્તને અપમાન સહન કરવું પડશે! ગ્લાનિની રેખાઓ એના ચહેરા ઉપર વારંવાર તરી આવતી હતી.

એટલામાં રામશરણની નજર ઝુંપડીની પાસે જ આવેલી એક દુકાન પર પડી. અને તેના મનમાં એક વિચાર ધસી આવ્યો; "વાણીયા પાસે ઉધાર લઈ લઉં તો શું વાંધો છે! ઠાકોરજીના પૂજારીનો વાણીયો એક બે આના માટે વિશ્વાસ નહિ કરે શું!" અને આમ વિચાર આવતાં જ તે સીધો વાણીયાની દુકાને આવીને ઊભો રહ્યો. ગ્રાહકોને પતાવીને વાણીયાએ સાધુ તરફ દૃષ્ટિ નાંખી. "મહારાજ, તમે અહીં ક્યાંથી આજે?" તેણે પૂછ્યું.

"મારે ત્યાં આજે એકાએક એક સંન્યાસી અતિથિ પધાર્યા છે, તેમને માટે સીધાની આવશ્યકતા છે. તમે મને ઉધાર આપી શકશો? હું કાલે જ તમારા પૈસા આપી દઈશ?" રામશરણે જવાબ આપ્યો.

વાણીયો પોતાની રીતે બોલ્યો; "ઉધાર તો હું કોઇને જ આપતો નથી. મહારાજ! પણ જ્યારે તમારા જેવા માણસ આવીને ઊભા રહ્યા છે એટલે આપું છું, પણ એક શરતે." વાણીયો કાંઇ હિસાબ જોડતો બોલ્યો; "બે આનાનું સીધું થશે. જ્યાંસુધી તમે બે આના આપી ન દો ત્યાં સુધી રોજના બે આના તમારે વ્યાજના આપવા પડશે, અને વ્યાજ આજથી ચઢવાનું શરૂ થઇ જશે. માફ કરજો મહારાજ, અમારે તો અમારો વેપાર કરવાનો રહ્યો એટલે આમ કરવું જ પડે છે. નહિ તો..." અને પછી વાણીયો 'હીહીહી' કરતો હસી પડ્યો. રામશરણે ફરીથી વિચાર કર્યો કે 'એમાં શું મોટી વાત છે. કાલે તો એ હિસાબ ચૂકવી જ દેવાનો છે ને! તેણે આ શરત મંજુર રાખી.

સીધું લઈ ખુશ થતો તે પોતાની ઝુંપડીમાં આવ્યો. અને સંન્યાસીના ખાવાપીવાનો પ્રબંધ કરી એણે નિશ્ચિંતતાનો શ્વાસ લીધો.

સંન્યાસી રામશરણને કોટિ કોટિ ધન્યવદ આપતો ચાલ્યો ગયો. પણ રામશરણ તો બિચારો એવો સંકટમાં ફસાઇ પડ્યો હતો કે તેમાંથી છૂટવું સહેલું ન હતું.

રામશરણની રોજની આમદાની ચાર આના હતી. જેમતેમ કાપકુપ કરીને તે દિવસે એણે બે આનામાં જ ઠાકોરજીનો ભોગ પતાવ્યો. પ્રસાદ વહેંચ્યો પછી કંઇ જ વધ્યું ન હતું. પણ તેની એને ચિંતા ન હતી. એક દિવસ ઉપવાસ ખેંચી કાઢવો એ કંઇ એને માટે બહુ મુશ્કેલીની વાત ન હતી.

સંધ્યાની આરતી પછી તે બચેલી બે આની લઇને વાણીયાને ત્યાં પહોંચ્યો અને તેના હાથમાં બે આની મૂકી દીધી. વાણીયાએ બેઆની જોઇને કહ્યું "મહારાજ! આ બેઆની તો વ્યાજની થઇ. મારી ઉધારવાળી બે આની નથી લાવ્યા શું!"

'અરે હા.' રામશરણને વિચાર આવ્યો; 'આ વાત તો એ ભૂલી જ ગયો હતો?' તેણે વાણીયાને કહ્યું; "આજે તો મારી પાસે આટલા જ છે. બાકીનો પણ હું બંદોબસ્ત કરી દઈશ."

વાણીયો હસીને બોલ્યો; "અરે કાંઇ વાંધો નહિ. મહારાજ, તમારી પાસેથી ક્યાં જવાના છે!" રામશરણ ત્યાંથી પાછો ફર્યો ત્યારે તેનું મન ચિંતાથી આકુળ-વ્યાકુળ હતું. તે વારંવાર કરજ ચૂકવવા માટે વિચાર કરી રહ્યો હતો પણ કોઇ પણ રીતે ઘાટ બેસતો ન હતો. ચાર આના રોજની આમદાની, એમાંથી ઓછામાં ઓછા બેઆનાનો ઠાકોરજીના ભોગનો ખર્ચ. બાકી રહેલા બે આનાથી તો એ વ્યાજ જ આપી શકશે. મુદ્દલ તો હમેશાં એના માથા પર ઊભું જ રહેશે. 'હાય રે રામ! હું કેવી મુશીબતમાં ફસાઇ પડયો!' તેણે નિઃશ્વાસ મૂકયો. ફરીથી એને વિચાર આવ્યો. 'એક દિવસ ઠાકોરજીને ભોગ નહિ ધરાવું તો શું વાંધો? એક જ દિવસના ચારે-ચાર આના વાણીયાને આપીને આ કરજમાંથી તો છૂટો થઇ જાઉં. પણ...ઠાકોરજી ભકતના હોવા છતાં ઉપવાસ કરે? નહિ નહિ; એ વાત બિલકુલ શકય નથી. જો ભોગ જ ધરાવવામાં ન આવે તો પછી ભકતજનો શું કરશે? પછી તેઓ ઠાકોરજીને માટે પૈસા આપવાનું પણ બંધ કરશે. નહિ, આમ તો મામલો ઓર ચોપટ થઈ જશે. અને આમ કરવાથી ઠાકોરજી ભોગ વગરના રહેશે. વાણીયો વ્યાજ વગરનો રહેશે ને મારે માથે દેવું તો એવું ને એવું કાયમ રહેશે.

કોઇ રસ્તો બિચારા રામશરણને જડયો નહિ. રોજ તે વાણીયાને બે આના વ્યાજના આપી આવતો અને બાકીના બેઆનાનો ભાર માથા પર રાખી કંઇ ખાધા પીધા વગર જ સૂઇ જતો.

પણ આમ કેટલા દિવસ ચાલે? ચરણામૃત અને જળના આધારે તે કેટલા દિવસ કાઢે! શરીર ધીરે ધીરે દુર્બળ થતું ચાલ્યું. શકિત ઓછી થવા લાગી અને હરવા-ફરવામાં પણ એને થાક લાગવા માંડયો. છતાં પણ તે ઠાકોરજીની પૂજા-અર્ચા કરતો, ભોગ ધરાવતો, પ્રસાદ વહેંચતો અને સાંજના કોઇ પણ હિસાબે વાણીયાને બે આના વ્યાજના ચૂકવી આવતો.

ધીરે ધીરે તે બિલકુલ અશકત થઇ ગયો. ભકતો એને જોઇને પૂછતા; "મહારાજ! તમને શું થયું છે? આમ દિવસે દિવસે આટલા બધા સૂકાતા કેમ જાઓ છો? કોઇ વૈદને બતાવી દવાદારૂ કરો ને? આમ કયાં સુધી ચાલશે?"

રામશરણે ઠાકોરજીની મૂર્તિ તરફ જોઇને હસતાં હસતાં કહ્યું; "એ બધી તો ઠાકોરજીની મહેરબાની છે. એમની ઇચ્છા વગર કાંઇ ઓછું જ થાય છે, એ જે કરે છે તે સારાને માટે જ કરે છે."

અને વળી દિવસો પસાર થવા માંડયા. રામશરણમાં તો હવે ઊઠવા-બેસવાની તાકાત પણ જતી રહી. એને પોતાને મરી જવાની ચિંતા ન હતી. ચિંતા હતી કેવળ પેલી બે આનાની, કે એ કદાચ વાણીયાના બે આનાનું દેવું માથે રાખીને મરી જાય!

પહેલાં એને આશા હતી કે ઠાકોરજીની મહેરબાનીથી એકને એક દિવસે તે એ ઋણમાંથી ચોક્કસ મુકત થઇ જશે, પણ હવે એ આશા પણ ડૂબતી જણાઈ. મૃત્યુ એની સામે નાચી રહ્યું હતું. આજે નહિ તો કાલે અને કાલે નહિ તો પરમ દિવસે તે અવશ્ય મરી જવાનો છે. આજ સુધી સારી જીંદગીમાં જેણે કોઇનો એક પૈસાનો ઉપકાર પણ માથે નથી લીધો તે શું આમ દેવું માથે લઇને મરી જશે?

દુર્બળતાને લીધે તે મોડે સુધી સૂઇ રહ્યો. જયારે એને ભાન આવ્યું ત્યારે તે ઊઠયો અને ઠાકોરજીની આરતીની તૈયારી કરવા લાગ્યો. હાથમાં આરતી લઇ, અને ઢીલે હાથે 'ટીનટીન' ઘંટડી વગાડતો જ્યારે એ ઠાકોરજીની આરતી ઉતારી રહ્યો હતો ત્યારે ભકતોને લાગ્યું કે, આજે રામશરણ નહિ પણ રામશરણનું ભૂત આરતી ઉતારી રહ્યું છે. અંદરોઅંદર વાતચીત ચાલી રહી કે, "આજે મહારાજ ચોક્કસ મરી જવાનો છે."

આરતી સમાપ્ત થઇ. આજે પ્રસાદ વહેંચવા જેટલું જોર પણ રામશરણમાં ન હતું. ત્યાં ઊભેલા એક ભકતે તે કામ પતાવી દીધું. બીજા એક ભકતે આરતી-માંથી પૈસા કાઢીને રામશરણના હાથમાં મૂકતાં કહ્યું; "મહારાજ ચાર આના છે."

ચાર આના! હા, રોજ ચાર જ આના તો મળે છે. વધારે કયાંથી મળે? અને એ મરવા પડયો છે તો પણ એક પાઇ પણ વધારે નહિ ફકત ચાર આના!

ભકતો ચાલ્યા ગયા. મૂઠીમાં ચાર આના લઇ રામશરણ ભગવાનની મૂર્તિની સામે દયામણી નજરે જોઇ રહ્યો. આંસુની અખંડ ધારા એની આંખોમાંથી વહી રહી હતી. રામશરણે મૂઠી ખોલી, પૈસા ફરીને ગણ્યા.

અને ફરીથી એક ડૂસકું ખાઇ તે રડી પડ્યો. તે બોલ્યો "હે ઠાકોરજી! જીવનમાં મેં તારી પૂજા અને ભક્તિ સિવાય બીજું કંઇ જ માગ્યું નથી. તારા ચરણકમળની સેવામાં મેં મારું સારું જીવન ગાળ્યું છે. પણ તારી પાસે કોઇ દિવસ કંઇ માગ્યું નથી. કોઇ ચીજની આશા રાખી નથી. હું ધારતો હતો કે તું તારા ભક્તનું સુખ-દુઃખ સાચી રીતે સમજે છે. અને કોઇ ને કોઈ દિવસ જરૂર તું એનું નિવારણ કરશે જ. પણ આજે મારી આખરી ઘડી આવી પહોંચી, અને તોય હજી તું ચૂપ છે. જાણે કંઇ બન્યું જ નથી એમ. શું તને આ શોભા દેશે ? ઓ ભગવાન! તારો એક ભક્ત માથે દેવું લઇને મૃત્યુ પામે ? નહિ નહિ, મારા સારા જીવનનાં સેવા અને પુણ્યકર્મના ફળરૂપે પણ તું આ બે આનાના દેવામાંથી બચાવ. આ મહા સંકટમાંથી મારા આત્માને મુક્ત કર." અને તે બેભાન અવસ્થામાં ક્યાંય સુધી પડી રહ્યો. એની આ અવસ્થા મૃત્યુની પહેલાંની અવસ્થા હતી. હોલવાઇ જતા પહેલાં દીપ એકવાર મોટો પ્રકાશ આપી લે છે તેમ રામશરણની ચેતના પણ એકવાર ફરી આવી. અંધકારમાં ડૂબતા એના આત્મામાં હજી પેલી બેઆની ખૂંચતી હતી. એણે બંધ મૂઠી ખોલીને એક વાર જોયું અને થોથરાતી જીભે બોલ્યો; "હે ઠાકોરજી! તારો ભોગ લગાવવાના વખત સુધી હું જીવતો રહું એમ હવે લાગતું નથી. આ ચાર આના વાણીયાને આપી તેનું દેવું ચૂકાવી ઋણમુક્ત થઇ હું તરત જ પ્રાણ ત્યાગ કરીશ. તારા ભક્તે કેટલાય દિવસના ઉપવાસ કર્યા છે. આજે એક વખત તું પણ તારા ભક્તના મૃત્યુ પર ઉપવાસ કરી લેજે." પણ આમ બોલી તે ઊભો થવા જાય છે કે તરત જ તે ઢગલો થઇને પડ્યો. તેના દેહ પીંજરમાંનું આકુળ પક્ષી ઊડી ગયું.

સંધ્યા વખતે આરતી માટે જ્યારે ભક્તજનો આવ્યા ત્યારે જોયું કે રામશરણ ઠાકોરજીના ચરણ-કમળમાં મરેલો પડ્યો હતો. એના હાથની મૂઠી ઉઘાડી હતી અને એક હથેળીમાં ચાર આનાના પૈસા પડેલા હતા.

આખા ગામમાં ખબર પડી ગઇ કે રામશરણ મહારાજ મૃત્યુ પામ્યા. પેલા વાણીયાને જ્યારે ખબર પડી ત્યારે તેણે તેની પત્નીને કહ્યુ; "તેં સાંભળ્યું કંઈ! પેલો રામશરણ મરી ગયો! એની પાસે તો હું ચાર આના માગતો હતો. તું જરા દુકાન પર બેસ, જોઉં તો ખરો કંઇ હાથમાં આવી જાય એવું હોય તો..." અને એમ કહેતો તે રામશરણની ઝુંપડીએ પહોંચ્યો. રામશરણની ઝુંપડીમાં લોકો ભેગાં થયાં હતાં અને પૈસા ભેગા કરી સાધુના કફનનો અને અગ્નિસંસ્કારનો બંદોબસ્ત કરતાં હતાં. વાણિયો તેમાંના એકની પાસે જઇને બોલ્યો; "કેમ ભાઇ! મહારાજ મરી ગયા?" તેણે કહ્યું, "હા ભાઈ, મરી ગયા, આવો સાચો સાધુ મેં ક્યાંય જોયો નથી. ઠાકોરજીની પૂજા છોડી એણે સંસારની કોઇ વાત સાથે કોઇ મતલબ રાખી ન હતી."

"અરેરે!" વાણીયાએ નિસાસો મૂક્યો.

"ભાઈ! હવે દુઃખ કરવાથી શું થઇ શકવાનું છે?" પેલાએ કહ્યું.

"ભાઇ, મને એના મરવાનું દુઃખ એટલું બધું નથી, જેટલું એ વાતનું છે કે એના જીવતે જીવ હું એને ઋણમુક્ત ન કરી શક્યો. મારા ચાર આનાના પૈસા એની પાસે રહી જ ગયા."

એક બીજો માણસ જે એમની સાથે ઊભો રહીને વાતો સાંભળતો હતો તે બોલ્યો; "તો તમારે ચાર આના મહારાજ પાસે લેવાના હતા? કદાચ એ જ પૈસા મહારાજના હાથમાં છે એ તો નહિ! સારું થયું કે તમે વખતસર આવી પહોંચ્યા. હવે તો આ પૈસા તમે લઇને મહારાજને ઋણમુક્ત કરો. નહિ તો એમનો આત્મા દેવાના બંધનમાં બંધાયેલો જ રહી જશે." અને એમ કહી તેણે રામશરણના હાથમાં પૈસા પડ્યા હતા તે તરફ આંગળી કરી. વાણીયાએ જોયું તો એની છાતી ધડકી ઊઠી. મનમાં થયું તો ખરું કે ઝટ દોડીને પૈસા લઇ લઉં, પણ તે એ સાહસ કરી શક્યો નહિ. એની નજર ઠાકોરજીની મૂર્તિ પર પડી અને એક ધ્રુજારી એના શરીરમાંથી પસાર થઇ ગઈ. એને લાગ્યું કે ઠાકોરજીની આંખમાંથી ક્રોધાગ્નિની જ્વાળાઓ એની તરફ ધસી રહી છે. તે એક કદમ પાછો ખસી ગયો.

"કેમ તમે પૈસા નથી લઈ લેતા? બિચારા મહા-રાજને હવે તો ઋણમુક્ત કરો." કોઇએ પૂછ્યું.

વાણીયો 'હીહીહી' હસી પડ્યો. તે બોલ્યો "એમના કફન માટે અને અગ્નિદાહ માટે આપ ઉઘરાણી કરી રહ્યા છો તો મારા એ ચાર આના તમે એ કામમાં જ લઈ લો, મારા તરફથી હીહીહી......".

# ચિત્ત સ્થિર કરવાનો ઉપાય

વ્યાખ્યાતાઃ—શ્રી દેવીદાનજી મહારાજ

(શ્રીમાન્ શ્રી દેવીદાન મહારાજ એક બ્રહ્મનિષ્ટ મહાપુરુષ હતા. તેમણે આ માર્ગમાં પચાસ વર્ષથી પણ વધુ સમય વ્યતીત કર્યો હતો, અને અનેક પ્રકારનાં સંકટો સહીને યોગ, તપ,સંયમ અને નિયમની ક્રિયાઓને પૂર્ણ રીતે સાધીને તે દ્વારા પોતાની જાતને એ મહાન પદ પર લાવ્યા હતા. એ મહાન યોગીએ ઉપાસના સારૂં જે થોડી સરખી સરળ રીતો બતાવી છે તે અહીં આપીએ છીએ. જેના શ્રવણ, મનન અને નિદિધ્યાસન વડે મનુષ્યજાત સહેલાઈથી શાંતિ પ્રાપ્ત કરી શકે અને આ સંસારસાગરમાંથી કષ્ટ ઊઠાવ્યા વગર મુક્ત થઈ જાય.)

આ સંસારમાં શાન્તિ પ્રાપ્ત કરવી એ જ મનુષ્ય-જન્મની સફળતા છે. શાન્તિ મેળવવાને માટે મોટા મોટા રાજા–મહારાજા, ઋષિમુનિઓ આ સંસાર ત્યાગીને વનમાં વસ્યા હતા, અને વિવિધ પ્રકારની સાધનાઓ કરી કષ્ટ વેઠ્યું હતું. જ્ઞાન વિના શાન્તિ પ્રાપ્ત કરવી એ ઘણું મુશ્કેલ છે. આપણે સંસારની વાસનાના ફંદામાં પડીને અને વિચિત્ર કલ્પનાઓ કરીને બધોય સમય ગુમાવીએ છીએ અને શાન્તિનો કોઈ સરળ માર્ગ ન સૂઝવાથી ઘણા દુઃખી થઈએ છીએ.

દિવસ અને રાત મળીને ચોવીસ કલાક હોય છે. એમાંથી બાર કલાક ધંધા રોજગારમાં પસાર થાય, કે જે વડે કુટુંબના ગુજરાન માટે દ્રવ્યોપાર્જન થઈ શકે. ચાર કલાક ખાવા પીવામાં અને આરામમાં પસાર થાય; છ કલાક નિરાંતે નિદ્રા લઈએ; હવે બે કલાક જે બાકી રહ્યા એમાં આપણે આપણા બધા યે વિચારો, વાસનાઓ અને સ્મૃતિમાત્રને દૂર કરવાને પ્રયત્ન કરવો જોઈએ. કારણ, મન ઘણું ચંચળ છે. એને અભ્યાસથી જ રોકી શકાય છે. જો તે વખતે મન જ્યાં ત્યાં ભટકવા માંડે તો તેને તેમ કરતાં રોકવું જોઈએ. શરૂઆતમાં એક એક કે અર્ધી અર્ધી મિનિટ સુધી રોકવાની ટેવ પાડવી જોઈએ. તેને સમજાવવું જોઈએ કે, "તું કેમ જ્યાં ત્યાં ભટકે છે! આખરે તો તારે અહીં જ પાછા ફરવું પડશે. જ્યારે તું નિદ્રામાં હતું ત્યારે તને કેટલું સુખ હતું! તે વખતે તારામાં દુઃખનો અંશમાત્ર પણ ન હતો અને તેથી તને સુખના અનુભવની જરૂર પણ ન હતી. ઊંઘ આવવાથી સંસારનાં સઘળાં દુઃખ દૂર થઈ જાય છે; એટલે સુધી કે વીંછી કરડ્યો હોય તો તેની વેદનાની પણ ખબર નથી પડતી. હવે તું જાગૃત થયું કે તરતજ જાણવા માગે છે કે, 'આ વખતે કેટલા વાગ્યા અને કેટલી રાત બાકી છે, આટલો સમય તું ક્યાં હતું કે જ્યાં જવાથી તારૂં સઘળું દુઃખ નાશ પામ્યું હતું! ક્યે સ્થળે ગયું હતું! ભલે એ વખતે તો તું ત્યાં ભૂલથી અજ્ઞાનપણે ગયું હતું, હવે જાગૃત થઈને તે સ્થળે જવાનો પ્રયત્ન કર." આ બે કલાકમાં જીવ, બ્રહ્મ, ઈશ્વર, નારાયણ આદિ કોઈને યાદ ન કરવા. ફક્ત મનને સમજાવવું જોઈએ કે, તારૂં શરીર સૂતેલું છે, બેજ કલાક રાત બાકી છે. આ સમયે બીજું કાંઈ કાર્ય નહિ થઈ શકે, તો પછી નાહક શા માટે ભટકે છે! ભટકવાને અને ચિંતા કરવાને તને બાર કલાક આપી દીધા છે એમાં સંસારી વાતોનો વિચાર કર્યા કર. હમણાં તો જરા શાન્તિ રાખી વિચાર કર. બધા કહે છે કે પરમાત્મા સર્વ સ્થળે છે તો હું ક્યાં છું! હું પણ એમાં જ છું. જ્યારે હું ન હતો ત્યારે પરમાત્મા તો હતા જ. હું એમાંથી જ ઉદ્ભવ્યો, છતાં પણ મેં મારી જાતને જુદી ગણી અને વિચાર્યું કે પરમાત્મા અને હું જુદા છીએ; અને તેથી જ આપણે અનેક પ્રકારનાં કષ્ટ વેઠવાં પડે છે. આ (જુદાઈનાં) વિચારને દૂર કરવો એ જ આપણું કર્તવ્ય છે. પરમાત્મા સર્વ સ્થળે છે અને આપણે તો એક જ સ્થળે છીએ. મોટી વસ્તુમાં નાનીનો સમાવેશ થાય છે. પરમાત્મા તો અનંતકાળથી છે કેવળ આપણે જ આ સમય પૂરતા છીએ. આગળ જતાં આપણે નાશ પામીશું અને અનંતમાં મળી જઈશું.

"હું એક છું, અનેક થઈ જાઉં" × પરમાત્માના આ વિચારમાંથી જ સંસારની ઉત્પત્તિ થઈ છે. એટલે હું પણ એમાંથી જ ઉદ્ભવ્યો છું, અર્થાત્ તે જ છું. જો આ નિશ્ચય દૃઢ થઈ જાય તો પછી યાદ જ કોને કરવાનો રહ્યો! ઊલટું યાદ કરવું એટલે એનાથી જુદા થવું. જેવી રીતે કોઈ માણસ પોતાની પાસે જ બેઠેલાને જોરથી બૂમ પાડીને બોલાવે તો તે વખતે તે એમ જ કહેશે કે કેવો મૂર્ખ છે! હું તો એની પાસે જ બેઠો છું અને એ મને બૂમ પાડે છે! એવી જ રીતે હું પરમાત્મારૂપ જ છું, એવો દૃઢ નિશ્ચય કરીને

સ્મૃતિમાત્રને વિસ્મૃતિમાં પલટાવીને એક એક કે અર્ધી અર્ધી મિનિટ મનને રોકવા પ્રયત્ન કરવો જોઇએ એવી રીતે સો બસો વખત કરવાથી સો મિનિટ થઈ જશે અને રોજની દોઢ કલાકની ટેવ પડી જશે.

આ જ ટેવ આગળ જતાં ચોવીસે કલાક ચિત્તને પ્રસન્ન રાખશે અને મનને શાન્તિ આપશે. અંત સમયે જ્યારે સઘળી ઇન્દ્રિયો શિથિલ થઈ જશે, ડોળા બંધ થઈ જશે, અને કફના વધારાથી શ્વાસ ખડખડ કરતો ચાલતો હશે તે વખતે આ ટેવની મદદથી આપણે એવે સ્થળે પહોંચશું કે જ્યાં આપણને કંઈ જાતનું દુઃખ નહિ પડે, અને આપણું શરીર છૂટતાં જ પરમાત્મામાં લીન થઈ જઈશું. જેવી રીતે કોઇ માણસ પાણીમાં તરતાં શીખે તો એને પંદર દિવસ કે મહિનામાં તરતાં આવડી જાય. તે પછી જો તે વર્ષો સુધી ન પણ તરે અને અકસ્માત્ કોઇ નદીમાં પડી જાય તો પ્રથમની ટેવના બળે એનાથી નદી પાર જવાય. પરંતુ જો તેને તરતાં જ આવડતું નહિ હોય તો એ તરત જ ડૂબી જશે. એવી જ રીતે મન રોકવાથી પડેલી ટેવ–પૂર્વ અભ્યાસ સમય પર કામ લાગે છે. એવો અભ્યાસી આ સંસાર-સાગરમાં વિના કષ્ટે પાર ઊતરી જાય છે, અને પર-બ્રહ્મની જ્યોતિમાં એની જ્યોતિ મળી જાય છે. એ જન્મમરણના ફેરામાંથી બચી જાય છે.

એટલા માટે ઓછામાં ઓછા એક કલાક સુધી તો ઉપર સૂચવ્યા પ્રમાણે સર્વ સંકલ્પો અથવા તો યાદ-માત્રને ભૂલવાની ટેવ અવશ્ય પાડવી જોઈએ, અને એક કલાક આપણા સ્વરૂપચિંતનમાં વિતાવવો જોઇએ. તે સારૂ આ પ્રમાણે કરવું:–પ્રત્યેક મનુષ્યને સ્વસ્થ થઈને વિચારવું કે નિદ્રા વખતે આ શરીર તો અચેતું પડ્યું હોય છે. આંખ, કાન, નાક, મોં વગેરે બંધ હોય છે. તો પણ તું (મન સાક્ષી–આત્મા) આંખ વિના જુએ છે, નાક વિના સૂંઘે છે. અને કાન વિના સાંભળે છે. જીભ વિના બોલે પણ છે. તને બીક નથી લાગતી, તું આનંદમાં રહે છે, બીક બીજાની હોય છે; પરંતુ બીજો તો છે જ નહિ. જ્યાં ત્યાં સર્વત્ર તું પોતે જ છે. ઊંઘની આ જ અવસ્થા મરણસમયે પણ હોય ત્યારે પણ આંખ, નાક, કાન વગેરે બંધ થઈ જશે, ત્યારે તને એનાથી (મરણથી) શું દુઃખ થઈ શકશે. જે અવસ્થા નિદ્રાધીન સ્થિતિમાં વીતે છે તેવી જ મરણસમયે પણ હશે. જેવી રીતે નિદ્રામાં મનુષ્યો ખૂબ આનંદમાં હોય છે, એવી જ રીતે મૃત્યુસમયે પણ થાય છે. તું મનમાં જરા પણ બીક ન રાખ કે હું મરી જઇશ. સત્ય તો એ છે કે તું એ વખતે આ સંસારના દુઃખમાંથી છૂટીશ. તારે ક્યાંય જવાનું નથી કે આવવાનું નથી. તારે જન્મમરણ પણ નથી તું તો આ શરીર મેળવીને તને પોતાને ભૂલી ગયો છે અને શરીરને જ હું—પોતે માની બેઠો છો તેથી જ દુઃખી થાય છે. તું તો શરીરમાં સાક્ષીરૂપ છે. તારી જ સત્તાથી સર્વ ઇન્દ્રિયો પોત-પોતાનું કામ કરે છે, તું જ તેમને ચલાવે છે, તું જ તેમની સર્વ હિલચાલ જાણે છે; પરંતુ તું તેમનાથી જુદો છે. તેઓ તને ઓળખતી નથી; તું તો આનંદ-સ્વરૂપ છે. આ સંસાર તારામાંથી જ ઉત્પન્ન થાય છે, અને ઊંઘનું ઝોકું આવતાં જ તારામાં લીન થઇ જઈ નાશ પામે છે. તું આ બન્ને અવસ્થાનો જાણનાર, સાક્ષી, આત્મા, સ્વયં પ્રકાશમાન, અખંડાનંદ, નિરા-કાર; નિરંજન, સત્–ચિત્–આનંદ, નિર્ભય, અજર, અમર, સર્વશક્તિમાન્ અને સર્વજ્ઞ છે. જન્મમરણ કેવળ ઇચ્છાવડે જ થાય છે. ઇચ્છા મનમાં ઉત્પન્ન થાય છે. મનથી જ આ સંસાર રચાયો છે. મનથી જ સુખ-દુઃખ થાય છે. તું તેનાથી ભિન્ન છે.

જેવી રીતે તમારો પુત્ર ક્યાંય પરદેશમાં હોય અને કોઇ ખોટું લખે કે તેનું મરણ થયું. તો એ સાંભળતાં જ તમને દુઃખ લાગશે; પરંતુ જો છોકરો મરી ગયો હોય અને કોઇ લખે કે તે આનંદમાં છે તો મનને દુઃખ નહિ થાય. તેથી જ આ સંસારને મનોમય કહ્યો છે. મનમાં જે ઇચ્છા થાય તે મનુષ્યને ભોગવવી પડે છે. દરેક માણસના મનમાં હજારો ઇચ્છાઓ ઉત્પન્ન થયા કરે છે, તેમાંથી કેટલીક તો પૂર્ણ થાય છે, જ્યારે કેટલીક અપૂર્ણ રહી જાય છે, જેમકે મનમાં ઇચ્છા થાય કે મને હજાર રૂપિયા મળી જાય તો હું બહુ સુખી થઈ જાઉં. એ ઇચ્છા પૂરી થતાં પહેલાં જ બીજી ઇચ્છા જાગે કે મને દશ રૂપિયાની તો બહુ જ જરૂર છે. હવે જુવો કે હજાર રૂપિયાની ઇચ્છા રહ્યું જ છે એટ-લામાં વચમાં જ દશ રૂપિયાની ઇચ્છા ઉત્પન્ન થઈ, અને તે તીવ્ર થઇ ગઇ. અને હવે નિશ્ચય કર્યો કે દશ રૂપિયા તો મેળવવા જ જોઇએ. ક્યાંકથી દશ રૂપિયા મળી ગયા તો માની લો કે ઇચ્છા પૂર્ણ થઈ. એવી રીતે મનુષ્યમાત્રની ઇચ્છાઓમાંથી કેટલીક પૂર્ણ થઇ જાય છે અને કેટલીક બાકી રહી જાય છે.

મનુષ્યની જે ઇચ્છાઓ બાકી રહી જાય છે તે બધી ટોળે વળીને મનુષ્યના અંતકાળે તેની સન્મુખ આવે છે અને તેમને ભોગવવા માટે મનુષ્યને પહેલું રૂપ છોડ્યા પછી બીજા રૂપમાં જન્મ લેવો પડે છે-બીજો દેહ ધારણ કરવો પડે છે. જ્યાંસુધી એને જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાંસુધી એ જન્મમરણના ફેરામાં પડ્યા કરે છે; પરંતુ સુભાગ્યે એને બ્રહ્મનિષ્ઠ ગુરુથી જ્ઞાન પ્રાપ્ત થઈ જાય તો એ વિચારે છે કે; પરમાત્મા સર્વવ્યાપક છે તો હું પણ પરમાત્મામાં જ છું; તો પછી ઇચ્છા શું કામ કરૂં અને કઇ વસ્તુની કરૂં ! આવા વિચારથી એની ઇચ્છાઓ બંધ થઈ જાય છે ત્યારે તે પોતે જ શાંત થઈને બ્રહ્માથી માંડીને એક જંતુમાંયે સર્વત્ર પોતાના જ આત્માને જોતો થાય છે; અને જીવન્મુક્ત થઇ જન્મ-મરણના ફેરામાંથી છૂટી જાય છે.

વસ્તુતઃ બ્રહ્મજ્ઞાની તો જન્મમરણના ફેરાને-આવાગમનને પણ માનતા નથી; કારણ કે તેઓ સમજે છે અર્થાત અનુભવથી જાણે છે કે; જેવી રીતે સમુદ્રમાંથી મોજાં જન્મે છે તેનું સ્વરૂપ જળજ છે અને મોજાં તો દેખાવનાં જ હોય છે; એવી રીતે પરમાત્મામાં હું; તમે અને આપણે સંસાર મિથ્યા દેખાવ પુરતા જ છીએ; આપણે પરમાત્મા જ છીએ; એના સિવાય બીજો કોઈ નથી. ઉપર લખ્યા પ્રમાણે વિચારવાથી શાંતિ પ્રાપ્ત થાય છે અને એનો અભ્યાસ કરનાર સદા આનંદમાં રહે છે.

## પૂર્ણનું આરાધન

હે મનુષ્યો ! આવો આજે આપણે એક વાતનો અનુભવ કરી લઈએ કે, આ સંસાર પરિપૂર્ણ છે. સંસારમાંની કોઈ પણ એક વસ્તુને છૂટીછૂટી તપાસી શું તો તે અલબત્ત અપૂર્ણ, અધુરી અને ખોડખાંપણવાળી માલુમ પડશે; પણ આ આખા સંસારને એક સામટો સરવાળો કરીને એક અખંડ અસ્તિત્વરૂપે જોઈએ તો તે પરિપૂર્ણ જ ઠરશે. સંસાર સામટી રીતે પરિપૂર્ણ જ છે. સંસારની પરિપૂર્ણતાનો આપણને અનુભવ ન થતો હોય તો તેનું કારણ એક જ છે કે, આપણે હજી સંસાર શી વસ્તુ છે તે જાણ્યું જ નથી. એકસામટી સર્વગ્રાહી દૃષ્ટિએ જ્યારે આપણે સંસારને જોતાં શીખીશું ત્યારે આપણે જોઈ શકીશું કે, આ સમષ્ટિ સંસારમાં કશી ખોડ-ખાંપણ અપૂર્ણતા કે ઓછપ છે જ નહિ. સંસાર પરિપૂર્ણ ન કેમ હોય ? જ્યારે પૂર્ણ પુરુષે તેને રચ્યો છે તો તે પૂર્ણની રચના પણ પૂર્ણ હોવી જ જોઈએ ને ? પૂર્ણ જ ઉત્પન્ન થાય છે આ પૂર્ણ જગત નિઃસંદેહ પૂર્ણ પરમેશ્વરમાંથી નીકળ્યું છે અથવા પ્રાદુર્ભાવ પામ્યું છે.

આ ઉપરાંત તમે બીજું એ પણ જોઈ શકશો કે, તે પૂર્ણ પ્રભુએ પૂર્ણ જગતને માત્ર એકવાર પેદા કરીને છોડી દીધું નથી, પણ એને લાગલાગટ પોષી રહ્યા છે, તેનામાં પોતાના જીવનરસનું સતત સિંચન કરીને તેનું પાલન પણ કર્યા જ કરે છે. આનો અર્થ એવો થયો કે, આ જગત કેવળ પૂર્ણ રૂપે પેદા થયું છે, એટલું જ નહિ પણ તે પૂર્ણપણે નીભી રહ્યું છે. સદાકાળ પૂર્ણ ને પૂર્ણ રૂપે જ ચાલ્યા કરે છે. પૂર્ણ માળીએ તેને જન્મ આપ્યો છે, તે તેને પૂરી રીતે પોષણ આપ્યા કરે છે અને એ રીતે તે હમેશાં પૂર્ણપણે ફાલે-ફૂલે છે

આ જગત એક પરિપૂર્ણ કૃતિ છે એટલું જો આપણે સમજી લીધું હોય, અને જગત પૂર્ણ છે તો તેનો કર્તા પણ પરિપૂર્ણ હોવો જ જોઈએ, એ પણ આપણી સમજમાં આવી ગયું હોય તો ચાલો, આપણે બધા તે પરિપૂર્ણ પરમાત્માને જાણીએ, ઓળખીએ અને તેની પ્રાપ્તિ કરી લઈએ. જે પરમાત્મા આ પૂર્ણ જગતને ઉત્પન્ન કરીને તેનું પરિપૂર્ણ રીતે સિંચન કરી રહ્યા છે; તેને આપણે આપણો પોતાનો બનાવી દઈએ. ચાલો, ચાલો, જે પોતે પરિપૂર્ણ છે અને બીજાઓને પરિપૂર્ણતા આપી શકે છે તેની આજથી જ આપણે શોધ કરવા મંડી જઈએ.

મારા બંધુઓ ! જે માર્ગે જતાં આપણે એક દિવસ પરિપૂર્ણતાના પદ ઉપર જઈ પહોંચીશું તે માર્ગના આપણે બધા આજથી જ પ્રવાસી બની જઈએ. —'પૂર્ણ'

# પ્રભુ-પ્રાર્થનાનો અદ્ભુત પ્રભાવ

## નાસ્તિક મટીને આસ્તિક બનેલા સિપાહીની વાર્તા

અનુવાદક : શ્રી 'પુનિતપદરેણુ'

તે અરસમાં હરદ્વારમાં અર્ધકુંભનો મેળો ભરાયો હતો. હું પણ ત્યાં ગયો હતો. લાગલગાટ ત્રણ દિવસથી હું જોઈ રહ્યો હતો કે એક સિપાહી, પોતાના ઉપરી અમલદારની સૂચનાથી, એક ઝાડ નીચે બેઠો-બેઠો શાંતિથી માળા ફેરવી રહ્યો હતો. મને નવાઈ લાગવાથી ત્રીજે દિવસે હું તેની પાસે ગયો. તેણે હાથ જોડીને 'જય સીતારામ' કહ્યા. હું તેની બાજુમાં જ બેસી રહ્યો.

હું—તમે કોઈ નવી જાતના સિપાહી લાગો છો?

તે—એમ કેમ, મહારાજ!

હું—સિપાહીના હાથમાં વળી માળા કેવી! તેના હાથમાં તો માળાને બદલે ભાલો જોઈએ.

તે—એનો અર્થ શું એવો થાય છે કે, એક સિપાહી પ્રભુનો ભક્ત નથી બની શકતો?

હું—મારી સમજણ પ્રમાણે જેને ભક્ત બનવું છે તે ભાગ્યે જ સિપાહી બની શકે છે અને જે સિપાહી બને છે તે જવલ્લે જ ભક્ત બની શકે છે. બંને અવસ્થાઓ પરસ્પર વિરોધી ( contradictory ) છે.

તે—પરંતુ મહારાજ! ઈશ્વરની કૃપાથી મારા માટે તે બંને વિરોધી મટીને સહયોગી બની ગઈ છે.

હું—જુઓ, સિપાહીઓનું જીવન! પેલા બે સિપાહી ગાંજાની ચલમ ફૂંકી રહ્યા છે. બીજો સિપાહી એક ગરીબ યાત્રાળુ પાસેથી ગેરકાયદે પૈસા પડાવી રહ્યો છે. વળી જુઓ, પેલા ત્રણ સિપાહીઓ પુલ પરથી આવતી યુવતિઓની છેડતી કરી રહ્યા છે—કેમ જાણે વિધિનિર્મિત સૌંદર્ય-ચંદ્રના તેઓ રાહુ-કેતુ જ ન હોય!

તે—આપનું કહેવું તદ્દન યથાર્થ છે. આથી પણ વધારે જુલમી સિપાહીઓ જોવામાં આવે છે. સિપાહીઓની આખી જાતિ જ લગભગ અધર્મી બની ગઈ છે!

હું—આ બાજુ તમે એકાંતમાં બેસીને, દુનિયાથી દૂર રહી માળા ફેરવી રહ્યા છો. આપને હરકત ન હોય તો પૂછું, કે આપ કયો મંત્ર જપી રહ્યા છો!

તે—વિષ્ણુ ભગવાનનો.

હું—આ મંત્ર તમને આપ્યો કોણે!

તે—મારા ગુરુજીએ!

હું—તમારા એ ગુરુજીનું નામ મને જણાવી શકશો!

તે—આપને સાંભળીને આશ્ચર્ય થશે કે, તે ગુરુજી બીજા કોઈ નહિ, પરંતુ મારી સ્ત્રી પોતે જ છે.

હું—તમે તો ગજબ ધડાકો કર્યો! અન્યોન્ય વિરોધી વસ્તુઓને આપે સિદ્ધ કરી બતાવી!

તે—એમાં આપને શું અજુગતું લાગ્યું?

હું—એક તો 'સિપાહી ભક્ત' અને બીજું 'સ્ત્રી ગુરુ'! આ બંને એકબીજાના વિરોધી છે. અર્થાત્, સિપાહી ભક્ત બની શકતો નથી કારણ કે સિપાહીની જાતિ પ્રત્યે જ લોકોને એક જાતની હલકી નફરત છે; અને સ્ત્રી ગુરુ બની શકતી નથી. કારણ કે સ્ત્રીઓના અંગ-પ્રત્યંગમાં માયા ભરેલી છે. પરંતુ તમે આ બંને વસ્તુઓનો મેળ મેળવી શકયા છો એ ખરેખર આશ્ચર્યનો જ વિષય છે.

તે—ક્યારેક સિપાહી પણ ભક્ત બની શકે છે અને ક્યારેક સ્ત્રીઓ પણ ગુરુપદે સ્થાપિત થાય છે.

હું—એ પણ કંઈક અંશે સાચું છે. અસંભવિતને સંભવિત બનાવવાની શક્તિ પ્રકૃતિમાં ક્યાં નથી રહેલી! શક્ય, અશક્ય અને અન્યથા શક્ય-આ ત્રણે વસ્તુઓ પ્રકૃતિમાં મોજૂદ છે.

તે—વીરવર લક્ષ્મણજીની ગુરુ સુમિત્રા દેવી, સંતશિરોમણિ તુલસીદાસની ગુરુ સ્વપત્ની રત્નાવલી, વિરલ વૈરાગી ગોપીચંદની ગુરુ તેની માતા મેનાવતી, બહાદુર બહારવટિયા જેસલની ગુરુ સતી માતા તોરલ અને સુપ્રસિદ્ધ ભક્તશિરોમણિ સુરદાસની ગુરુ ગુણિકા ચિંતામણિ વગેરે, સ્ત્રી જાતિમાં જ જન્મી હતી ને? એ જ પ્રસિદ્ધ પરંપરામાં મારી સ્ત્રીએ એક વધુ ઉમેરો કર્યો છે.

હું—આપનું શુભ નામ શું છે?

તે—આ શરીરને લોકો જુવાનસિંહના નામે ઓળખે છે.

હું—આપનું મૂળ વતન ક્યાં છે?

તે—જોનપુર. કુંભના મેળા નિમિત્તે મારી અહીં હાજરીવાઉ નિમણૂંક થઈ છે.

હું—વાહ, જુવાનસિંહજી! મને આપની વાતમાં રસ પડયો છે. આપ આપના જીવનની આખી વાર્તા સંભળાવવાની કૃપા નહિ કરો?

જુવાનસિંહે માળા એક બાજુએ મૂકીને કહેવાનું શરૂ કર્યું—' આપને વિશ્વાસ ન પડતો હોય તો સાંભળી લો, આ મારી વિચિત્ર જીવન-વાર્તા.'

હું—મારું એવું અનુમાન છે કે, આપની વાર્તામાં કોઇ અદ્ભુત રહસ્ય જરૂર છુપાયેલું છે.

જુવાન—આપનું અનુમાન સોએ સો ટકા સાચું છે. એ જ રહસ્યમય બનાવે મને ખરેખર પાગલ બનાવી દીધો છે.

હું—કહો, શું વાત છે ? શક્ય હશે તો હું પણ તેમાં આપને મદદગાર થઇ પડીશ.

જુવાન—આપનું કંઇ માર્ગદર્શન મળશે એ આશાથી જ આપને સંભળાવવાની હિંમત કરું છું. હકીકત એવી છે કે હું કટ્ટર નાસ્તિક હતો. બધી વાતોનું ખંડન કરતો હતો. જ્યારે મારી સ્ત્રી ચુસ્ત સનાતન ધર્મી હતી.

હું—ચુસ્ત સનાતનધર્મી !

જુવાન—ચુસ્ત હતી એટલું જ નહિ, બલ્કે અતિશયોક્તિને બાદ કરીને એટલું બેધડક કહી શકાય કે ચુસ્તોમાં પણ તે આંગળાપડતું સ્થાન ધરાવતી હતી.

હું—એનો કોઇ પુરાવો આપી શકશો ?

જુવાન—તેણે ઘરઆંગણે તુલસીનો છોડ રોપ્યો હતો. તેમાં તેના ગુરુએ આપેલ શાલીગ્રામજીની મૂર્તિ મૂકી હતી. તે ઉપરાંત તેમાં ભગવાન વિષ્ણુની છબી પણ રાખી હતી. દરરોજ બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને તે સ્નાન કરતી અને ઠાકોરજીની પૂજા કરતી. રામાયણ અને વિષ્ણુસહસ્રનામનું પારાયણ પણ યથાશક્તિ જરૂર કરતી. તે પછી જ કોઈની સાથે વાત કરતી.

હું—તેનું નામ શું હતું ?

જુવાન—તે હજુ જીવંત છે. તેનું નામ ગોમતીદેવી છે. ત્રણ પુત્ર અને એક પુત્રીની તે માતા છે.

હું—વારુ, આગળ ચલાવો.

જુવાન—એક દિવસ રાત્રે મેં તેને કહ્યું; કે 'મારા સાહેબ મારા પર ગુસ્સે થયા છે. કારણ માત્ર એટલું જ હતું કે હું તેમને સલામ કરવાનું ભૂલી ગયો હતો. તેમણે મને અલમોડા જવાનો હુકમ કર્યો છે.'

ગોમતી—એ ગામ ક્યાં આવ્યું ?

જુવાન—તે એક પહાડી કસ્બો છે. ત્યાંના લોકો બહુ જ ક્રૂર મનાય છે. અહીંથી તે બહુ જ દૂર છે. લગભગ ધરતીને કિનારે.

ગોમતી—તો હવે શું કરશો ?

જુવાન—બીજું તો શું થાય ? ન છૂટકે રાજીનામું આપવું પડશે.

ગોમતી—પછી પેટનો ખાડો કેમ પૂરાશે ?

જુવાન—ખેતીવાડીમાં ધ્યાન કેન્દ્રિત કરીશ. આપણામાં કહેવત છે કે, 'ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ટ નોકરી.' કનિષ્ટને છોડી ઉત્તમમાં આવું તો એમાં શું ખોટું છે ?

ગોમતી—પ્રાણનાથ ! એમાં ગભરાવાની કોઇ જરૂર નથી. હું મારા પ્રભુને આને માટે પ્રાર્થના કરીશ. તમારી બદલી જરૂર બંધ રહેશે.

જુવાન—સાહેબ પાસે જઇને કાલાવાલા કરવાની મારી જરાય તૈયારી નથી.

ગોમતી—હું ક્યાં તમને કહું છું ! યોગ્ય લાગે તો જજો, નહિ તો કંઇ નહિ.

જુવાન—શું તોય મારી બદલીનો હુકમ રદ થશે !

ગોમતી—હા, જરૂર રદ થશે. મને એમાં તલભાર શંકા નથી.

જુવાન—કેવી રીતે તે શક્ય બનશે તે હું સમજી શકતો નથી.

ગોમતી—વિષ્ણુ ભગવાન પર મારી સંપૂર્ણ આસ્થા છે. તેઓ આપણને જરૂર સહાય કરશે.

જુવાન—અરે ગાંડી ! વિષ્ણુ ભગવાન જેવી કોઇ ચીજ જ દુનિયામાં નથી !

ગોમતી—અરે, આપ આ શું કહો છો ! આવું બોલતાં તમારી જીભ કેમ ઉપડે છે !

જુવાન—પ્રાણ, વિષ્ણુ અને શંકરની કલ્પના એ તો સનાતનધર્મીઓનાં સડેલાં ભેજાંની શોધ છે. અમે લોકો કલ્પનાની જંજાળમાં પડતા નથી. વાસ્તવિકતાને નજર સામે રાખીએ છીએ. વિષ્ણુ ભગવાનને કોણે જોયા છે ? સાચું પૂછો તો, વિષ્ણુ જેવી વસ્તુ જ વિશ્વમાં નથી. ઈશ્વર જેવી કોઇ કદાચ ચીજ હોય તો તે પણ નિરાકાર જ છે !

ગોમતી—જે નિરાકાર છે તે જ સાકાર છે અને સાકાર છે તે જ નિરાકાર છે, બ્રહ્માના રૂપે તે જ પરમાત્મા સૃષ્ટિનું સર્જન કરે છે. વિષ્ણુરૂપે તે જ જગતનું પાલન-પોષણ કરે છે અને શંકરના રૂપે તે વિશ્વનો વિનાશ કરે છે.

જુવાન—(હસીને) મારી બુદ્ધિ આ વાત સ્વીકારવા લાચાર છે. તેમ છતાં વિષ્ણુ ભગવાન હશે તો હવે તે ઘરડા થઈ ગયા હશે અથવા મરી ગયા હશે.

ગોમતી—એવું નથી, સ્વામીનાથ! દેવતાઓ જેમ વૃદ્ધ થતા નથી તેમ તેઓ મરતા પણ નથી. વળી વિષ્ણુ તો દેવોના પણ દેવ છે. સાક્ષાત્ ઈશ્વર જ છે.

જુવાન—વિષ્ણુ ભગવાન પર મને તો ત્યારે શ્રદ્ધા બેસે કે જ્યારે મારી બદલી બંધ રહે અને મારે સાહેબની ખુશામત ન કરવી પડે.

ગોમતી—ઈશ્વરકૃપાથી એમ જ થશે.

જુવાન—જો એમ થશે તો હું મારા સુધારકપણાને લાત લગાવી સનાતન ધર્માવલંબી બની જઈશ. એટલું જ નહિ, પરંતુ તને જ ગુરુ તરીકે ગણીશ.

ગોમતી—આજે હું સાચા હૃદયથી જરૂર પ્રાર્થના કરીશ.

જુવાન—પરમ દિવસે સવારે તો હું રાજીનામું આપી દઈશ. લખીને તૈયાર રાખેલું છે. માટે એકાદ-બે દિવસમાં જે પ્રયોગ અજમાવવો હોય તે અજમાવી લેજે. કારણ કે ચોથે દહાડે તો અલમોડા જવાનો હુકમ મળી જશે. બદલીનો હુકમ ક્યારનો ય લખાઈ ગયો છે. સાહેબે મત્તું પણ મારી દીધું છે.

ગોમતી—તમે તમારે નિશ્ચિંત બનીને ફરજ પર જાઓ. ભગવાનની ઇચ્છાથી સૌ કોઈ સારાં વાનાં થશે.

હું—જુવાનસિંહ! તમારા સાહેબ કઈ જાતિના છે?

જુવાન—તેઓ એક અંગ્રેજ હતા. તેમનું નામ હતું મી. પેઇજ. ખૂબ જ કડક મિજાજના સાહેબ હતા.

હું—વારુ, પછી શું થયું?

જુવાન—હું મારી ફરજ અદા કરવા જઈ રહ્યો હતો. મધ્યરાત્રિનો સમય હતો. આખી રાતથી સવાર સુધી મારી 'ડ્યૂટી' હતી. જ્યારે હું ઑફિસના દરવાજે પહોંચ્યો ત્યારે મને એક પંડિતજીનો ભેટો થયો. મારા કુલ-પુરોહિત પં. કૃપાશંકર શર્માને જોઈને હું વિવેકની ખાતર ઊભો થઈ ગયો. સનાતનધર્મ પ્રત્યે મારી અશ્રદ્ધા હોવાથી હું તેમને મારા ગોર તરીકે મનથી માન્ય રાખતો નહોતો. મારી સ્ત્રીને તેના પર શ્રદ્ધા હતી અને તે વારતહેવારે તેમને બોલાવીને તેમની પાસે વ્રતો વગેરેના નિયમો લેતી. મને તેમણે કહ્યું—

'મને તમારી બદલીની ખબર છે. પરમ દિવસે સવારે રાજીનામું રજુ કરજો. તે જ દિવસે સાંજે તમારી બદલી બંધ રહ્યાના સુખદ સમાચાર તમને મળી જશે.'—

આટલું કહીને તેઓ ચાલ્યા ગયા. મેં તેની વાત પર ખાસ વજન ન આપ્યું, કેમકે પહેલેથી જ મને જ્યોતિષીઓ અને જ્યોતિષશાસ્ત્ર પર અવિશ્વાસ હતો.

હું—પછી તમે તે દિવસે રાજીનામું આપ્યું કે નહિ?

જુવાન—મેં મનથી એવો નિશ્ચય કર્યો હતો કે રાજીનામું એક દિવસ મોડું આપવું. મારી સ્ત્રી અને પંડિતજીની વાતની પણ ખાત્રી કરી લેવી જોઈએ.

હું—આગળ વધો.

જુવાન—જ્યારે નોકરી પરથી છૂટીને હું ઘેર ગયો ત્યારે મારી સ્ત્રીને જ્યોતિષીવાળી વાત કહી. તેણે જણાવ્યું કે 'મેં પણ આજે પ્રભુ-પ્રાર્થના કરી હતી.' ત્યારબાદ મોટા છોકરાને મોકલીને તેણે કૃપાશંકર પંડિતને ઘેર બોલાવ્યા અને તેઓ આવ્યા.

ગોમતીએ તેમને વિધિપૂર્વક બેસાડ્યા અને પૂછ્યું: 'ગઈ કાલે અડધી રાતે તમે "એમને" (જુવાનસિંહને) શું કહ્યું હતું?'

પંડિતજી—મેં કંઈપણ કહ્યું હોય એવું મને યાદ નથી.

જુવાન—એટલી વારમાં જ ભૂલી ગયા, પંડિતજી! કાલે તો તમે મને ઑફિસના દરવાજે અડધી રાતે મળ્યા હતા!

પંડિતજી—મને લાગે છે, કે આપની કંઈક ભૂલ થાય છે.

જુવાન—ત્યારે તે માણસ કોણ હતો?

પંડિતજી—મને શું ખબર!

જુવાન—કાલે અડધી રાતે તમે ઘરની બહાર કોઈ જગ્યાએ ગયા હતા ખરા?

પંડિતજી—મેં એક વરસથી પણ ઘરની બહાર પગ મૂક્યું નથી. ખાસ કામ સિવાય એ સમયે કોણ બહાર નીકળવાનું પસંદ કરે?

જુવાન—હું એ માનો શકતો નથી. હું સિપાહી છું, મને છેતરવાની ચેષ્ટા કરવી તદ્દન નિરર્થક છે.

પંડિતજી—આપને ખાત્રી ન થતી હોય તો મારી પાસે તેનો પુરાવો પણ છે.

જુવાન—શું પુરાવો છે ?

પંડિતજી—મારા ઘરની બાજુના ઘરમાં પં. વિશ્વનાથ વૈદ્ય રહે છે.

જુવાન—હું તેમને સારી પેઠે ઓળખું છું. ઘણીવાર તેમને ત્યાંથી દવા પણ લાવ્યા છું.

પંડિતજી—તેમને અહીં બોલાવો તો તેઓ સત્ય હકીકત રજૂ કરશે.

જુવાન—છોકરાને મોકલી મેં વૈદ્યને બોલાવડાવ્યા. વૈદ્યરાજને મેં કહ્યું 'કેમ વૈદ્યરાજ' મારી એક વાતનો જેવો છે તેવો સાચો જવાબ આપી શકશો ?

વૈદ્ય—સત્ય બોલવામાં અંતરાય રૂપ માત્ર બે જ કારણો છે (૧) ભય અને (૨) લોભ. મને તમારો ભય નથી અને કોઇ વાતનો લોભ નથી. જે સત્ય હશે તે ઇશ્વરની સાક્ષીએ જણાવી દઇશ.

જુવાન—તમને તમારી વ્હાલામાં વ્હાલી વસ્તુના સોગંદ છે. માટે જે સાચું હોય તે જ કહેજો.

વૈદ્ય—ભય અને લોભથી મુક્ત માનવીને સોગંદ ખવડાવો તો પણ સાચી જ વસ્તુ કહેશે. એવી ...ને સોગંદ દેવા એ એમના અપમાન બરાબર છે.

જુવાન—કાલ રાત્રે જ્યોતિષીજી કયાંય બહાર ગયા હતા ?

વૈદ્ય—કાલ સાંજે મેં ભાંગ તૈયાર કરી હતી. અને તેમને જરાક વધારે પડતી પાઇ દીધી હતી. તેઓ આખી રાત બેહોશ પડયા રહ્યા. તેમની સ્ત્રી ગભરાઇ ગઇ હતી. અર્ધી રાત્રે મને નાડી જોવા બોલાવ્યો હતો. મેં તેમને દવા આપીને ઉલટી કરાવી હતી. હું સોગંદ પૂર્વક કહું છું કે તેઓ સવાર સુધી કયાંય ગયા નથી.

જુવાન—બસ, આપ બંને સાહેબો જઇ શકો છો. તેઓ બંને ચાલ્યા ગયા.

બપોરે ફોજદાર સાહેબે મને કહ્યું કે 'તમારા ફેરફાર માટેનો હુકમ રદ કરી દેવામાં આવ્યો છે. તમે જોનપુરમાં જ રહેશો, જ્યારે મેં કારણ પૂછ્યું ત્યારે તેમણે જવાબ આપ્યો; 'સાહેબોના મનની વાત હું શું જાણું !'

જુવાન—હવે બતાવો સ્વામીજી ! જ્યોતિષીના રૂપમાં તે કોણ હતા ?

હું—વિષ્ણુ ભગવાન જ હતા.

જુવાન—તેઓ શા માટે આવ્યા હતા ?

હું—તમે કહ્યું હતું કે વિષ્ણુ મરી ગયા છે તેથી તેઓ હાજરી આપવા આવ્યા હતા કે હજી હું નથી મર્યો.

જુવાન—પણ હું તો મરી ગયો. તે જ વખતથી હું પાગલ થઇ ગયો છું. જો મેં જાણ્યું હોત કે વિષ્ણુ ભગવાન જ બ્રાહ્મણના રૂપમાં ઊભા છે, તો હું તેમના ચરણ પકડી લેત; ભક્તિનું વરદાન માગી લેત.

હું—તમને દર્શન થઇ ગયાં. તમે ધન્ય છો. મોટા મોટા ભક્તોને તેમનાં દર્શન થતાં નથી. ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન એ તો આ કળિકાળમાં ઘણી જ મુશ્કેલ વસ્તુ છે,

જુવાન—મારી સ્ત્રીએ 'શ્રી હરિઃ શરણમ્' નો મંત્ર મને આપ્યો તે જ મન્ત્રની માળા હું જપ્યાં કરૂં છું અને 'ત્યારથી જ બેઠો બેઠો તેમના ફરી આવવાની રાહ જોઇ રહ્યો છું.'

હું—આ પ્રમાણે સુધરેલપણાનું ભૂત તમને છોડીને ચાલ્યું ગયું.

જુવાન—મેં સમજી લીધું કે સુધરેલપણામાં કાંઇ તથ્ય નથી; કેવળ પોતાના હઠધર્મે જ છે. જ્ઞાન તો તેમાં નહિ જેવું જ છે. યથાર્થ જ્ઞાન સાથે તેનો કાંઇ સંબંધ નથી.

હું—ઠીક છે.

જુવાન—કેમ સ્વામીજી ! શું હવે ફરી દર્શન નહિ થાય ?

હું—સાહેબોના મનની વાત હું શું જાણું ! જો તેઓ પ્રસન્ન થઇ જાય તો દરરોજ પણ દર્શન આપી શકે છે. પ્રસન્ન ન થાય તો સાત જન્મે પણ ન મળે.

જુવાન—હું પ્રયત્ન તો કરી જ રહ્યો છું કે તેઓ એક વાર ફરી મને મળે.

હું—મારા પ્યારા બંધુ ! તમે અવશ્ય પ્રયત્ન કર્યે જાઓ. તે પ્રયત્ન જ મનુષ્યજીવનનું સૌથી મોટું ફળ છે.

જુવાન—આ જ મારા જીવનની એક અદ્ભુત ઘટના છે.

હું—ખરી વાત છે; ભાઇ ! તમે ખરેખર એક અજબ સિપાઇ છો,

# "નિભાવી લો"

આજે અહીં રહેવાનો મારો આ છેલ્લો દિવસ છે. કલાક પછી ગાડી જવાની છે. એક ઘેર મળવા માટે ગયો. બધાયે આગ્રહ કર્યો; 'કંઇક સંભળાવતા જાઓ'. સાસું ને વહુ એ બે ઘરની વ્યક્તિઓમાં સાસુ બિચારી સંગ્રહણીના રોગથી પીડાતી હતી. તેને બજાર જવાની જરૂર પડી, એટલે 'જરા થોભજો, આવું છું' કહી એ વાડામાં ગઇ. એ ગઇ એટલે વહુ આગળ આવીને બોલીઃ "મારી સાસુમાને કંઇક ઉપદેશ આપો તો સારૂં બાપજી! હાથ લાંબી જીભ છે, નાગણના જેવી. મને સારા દહાડા વઢ્યા જ કરે છે. મારૂં જીવતર ન જીવવા જેવું બની ગયું છે. કંઇક કહેજો એમને."

"હા, જરૂર એમને સંભળાવીશ. એમાં શું? કાલે એ બદલાઇ જશે, ધીરજ રાખવી. બેન! પણ આ એક નાની શી વાત તારે માટે પણ છે, કહું ને?"

"કેમ નહીં? એક શું બે કહો."

"જો ત્યારે, સાસુ વઢે ત્યારે, તારે એમને બીજું કશું કહેવું નહીં, માત્ર હાથ જોડી ખરા અંતરથી બોલવું: 'નિભાવી લો, તમારી છું.'"
વહુ ખુશીથી કબૂલ થઇ ગઇ.

સાસુ ઝીઝી વાર થઈ તોય આવી શકી નહિ ને મારે વખત થઇ જતો હતો એટલે બધાની રજા લઇ હું ચાલ્યો ગયો.

× × ×

બે વરસ પછી હું પાછો ફરીથી તેજ ભૂમિની મુલાકાત લેવા આવ્યો છું. ત્યાં તો બે વરસ પહેલાં મને પેલી વિસારે પડેલી છેલ્લી વાત મેં જે કુટુંબમાં કરી હતી તે કુટુંબની પેલી સાસુ વહેલી વહેલી મારી પાસે આવી ને આનંદથી ઊભરાતા હૃદયે ને અહેસાન દાખવતા અવાજે બોલીઃ "ગયે વખતે શું જાદુ કરી ગયા? અમારાં તો ભાગ્ય ફરી ગયાં, અમારૂં કુટુંબ તો સાક્ષાત્ સ્વર્ગધામ બની ગયું છે. સુખ અને સ્નેહના ફુવારા તળે રાત-દહાડો અમે જાણે નાહ્યા જ કરીએ છીએ."

"પણ બાઇ! શી બાબત છે? મને તો કશું યાદ આવતું નથી."

"અરે બાપ, શી વાત કહું. તમે આવ્યા તે પહેલાં રોજ કજીયો, રોજ કંકાસ! વહુને એક શબ્દ કહું ત્યાં તો એ બોલી ઉઠે; 'શીખી લાવી હતી ને' અને મને ગુસ્સો આવે તે પછી તો જાણો જ છો ને, મારો સ્વભાવ રહ્યો આકરો. એટલે ગમે તેમ બોલી નાખું. ને વહુ પણ સામા એવા જ જવાબ આપે. ઘર જાણે વાઘરીવાડ જેવું થઇ જાય! પણ જે દહાડાથી તમે વહુનો કાન ફુંક્યો તે દહાડાથી—અહા! શી વાત કરૂં! વહુ સાવ બદલાઈ ગઇ છે, ઘી ઢોળે ને હું તો મારા સ્વભાવ પ્રમાણે ઠપકો દઉં જ. પણ એ તો માત્ર હાથ જોડીને બોલે; 'બાઇજી! નિભાવી લો, જેવી છું તેવી તમારી છું.' ખીચડીમાં વધારે મીઠું પડે ને હું તડુકી ઊઠું, "માએ રાંધતાં શીખવાડ્યું છે કે નહિ?" પણ વહુ બાપડી આટલું જ બોલે, "બાઇજી! નિભાવી લો, માએ નથી શીખવાડ્યું, પણ તમે મારાં મા જ છો ને, તમારી પાસેથી શીખીશ." પહેલે દહાડે તો મને નવાઈ લાગી ને હું અવાક્ થઇ ગઇ. બીજે દહાડે પણ એનું એ જ. મારૂં દિલ બોલી ઊઠ્યું, "વહુ! તને નિભાવી લઉં શી! તને તો મારે માથે રાખું. મારે ક્યાં પાંચ-સાત વહુઓ છે? તને તો મારે હૈયે જડી રાખું. હજાર વહુઓ હોય તોય તને તો મારી આંખની કીકી બનાવું." તે દહાડાથી ઘરમાં ન થાય કજીયો કે ન થાય કંકાસ. પ્રેમની રેલમછેલ, સુખની લહાણી, આનંદ! આનંદ! શાંતિ! શાંતિ! શાંતિ! સ્વર્ગેય અમારા ઘર જેવું સુખી ઘર નહીં હોય."

સાસુ વાત કરતી હતી ને મારૂં હૃદય પ્રફુલ્લભાવે કોઈ અવનવા પ્રદેશમાં વિહરતું. અકસ્માત્ 'નિભાવી લો'નો મહામંત્ર મને મળી ગયો હતો. નરકને સ્વર્ગમાં પલટાવી દેનાર, ઝેરવેરની જ્વાળાને અમૃતના છંટકાવે ઠારી દેનાર, કલહને હૃદયની ભાવભરી ભેટમાં શમાવી દેનાર, જીવનની સર્વ બસૂરતાઓને સ્નેહની સંવાદિતા સમર્પી પ્રેમના ગાનના પ્રાણે પ્રાણે પડઘાઓ પાડનાર, સાદો સરળ અને તેથી જ સુંદર અને મહાન મંત્ર 'નિભાવી લો!' ધન્ય પ્રભુ! ધન્ય! તારી પ્રેરી આવતી સ્ફુરણાઓ જ સાચા મંત્રો છે. અમારી દીન વાણીને એની દીક્ષા આપજે, પ્રભુ! *[સૌભાગ્ય સૂર્યોદયમાંથી]

---

*સૌભાગ્ય સૂર્યોદય પુસ્તકનું મૂલ્ય રૂ. ૩-૦-૦.
લખોઃ—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય—અમદાવાદ.

## ગરીબ કોણ ?

એક સાધુ પાસે ત્રાંબાનાણું હતું, તે કેટલાંક છોકરાને આપી દેતો હતો. ઘણા ભિખારીઓ તે લેવાને આવ્યા પણ તેમને ન આપ્યું. છેવટે હાથી ઉપર બેસીને એક રાજા ત્યાં આવ્યો, એટલે પેલા સાધુએ મૂઠો ભરીને ત્રાંબાનાણું રાજા ઉપર ફેંક્યું. સાધુના આ વિચિત્ર વર્તનથી રાજા અચંબો પામ્યો. અને તેણે સાધુને તેમ કરવાનું કારણ પૂછ્યું. સાધુએ કહ્યું કે આ પૃથ્વી ઉપર સૌથી મોટો ગરીબ તું છે, માટે સૌથી વધુ હું તને આપું છું. રાજાએ પૂછ્યું કેઃ–"હું ગરીબમાં ગરીબ કેવી રીતે છું ?" સાધુ કહે; રાજા ! તારા વૈભવ તથા ધન-દોલતને લઈને જ તું ગરીબ છે. તું આટલાથી પણ ધરાતો નથી; અને તેથી પણ અધિક વૈભવ, રાજ્ય વગેરે તારે જોઈએ છે. માટે તું ગરીબમાં ગરીબ છે.

સાધુ—હે રાજા ! એક મનુષ્ય એક પેટીમાં પૈસાના ઢગલા કરતો હતો. ત્યાં થઈને એક સાધુ ચાલ્યો જતો હતો. સાધુને પેલાએ આમંત્રણ કરી બોલાવ્યો એટલે એણે પૂછ્યું કે; "ભાઈ આમ નાણાં એકઠાં કરવાનું શું પ્રયોજન છે ?" પેલા ધનાઢયે કહ્યુંઃ–"સંતજી ! તમારે શી દરકાર છે ? તમને તો લોકો અન્ન આપે છે, માટે સુખશાન્તિ છે. ને કદાચ અન્ન ન મળે તો પણ તમને તો તે બાબતની દરકાર નથી; પણ અમારા જેવાને તો આમ એકઠું કરી રાખવાની ખાસ જરૂર છે. કારણ કે કોણ જાણે કયારે કેવો સમય આવે." સાધુ કાંઈ બોલ્યો નહિ બીજે દિવસે પેલો ધનાઢય ઝુંપડીમાં જ્યાં સાધુ રહેતો હતો ત્યાં ગયો; ને જોયું તો સાધુએ પોતાની પાસે એક ખાડો ખોદ્યો હતો, ને તેમાં સારા સારા ગોળ પથરા એકઠા કરીકરીને દાટતો હતો.

ધનાઢય—અરે સંતજી ! આ શું કરો છો ?

સાધુ—કેવા સુંદર ને ગોળ પથરા છે ! જોતો નથી ? એ બધાને એકઠા કરૂં છું પેલો ધનવાન પુરુષ હસ્યો ને કહ્યું—"શા સારૂ આપ પથરા એકઠા કરો છો. આ આખો પર્વતનો પર્વત તો અહીં પડેલો છે ?"

સાધુ—જરૂરની વખતે કામ લાગે માટે એકઠા કરૂં છું. કદાચ આ પર્વત અહિંથી ઉખડી જાય તો કોઈક સમયને માટે આ પથરા કામ આવી જાય.

ધનાઢય—અરે સાહેબ ! એમ તે બને ?

સાધુ—ભાઈ ! તેં જ મને આમ કરવાનું શીખવ્યું છે. મૂર્ખ ! તને પ્રભુ તરફથી અન્ન નહિ મળે એવો સમય કદી આવવાનો જ નથી, છતાં તું પૈસા સંઘરી રાખે છે અને અમૂલ્ય વખત તેમાં નકામો ગાળે છે. પ્રભુએ કાંઈ આમ પૈસા એકઠા કરી રાખીને જીવન એળે કાઢવાને નથી આપ્યું. ચિંતા અને ઉપાધિમાં જ પડી રહેવાને માટે કાંઈ માનવ જીવન નથી.

# અધ્યાત્મ ભાગવત

લેખક: –
સ્વામી શ્રી માધવતીર્થજી

## બ્રહ્મસંબંધ

( ગતાંક પૃષ્ઠ ૭૫૩ થી ચાલુ )

પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે નંદજીએ એવું શું પુણ્ય કર્યું હતું અને જશોદાજીએ એવું શું તપ કર્યું હતું કે જેથી શ્રીકૃષ્ણ તેમને ત્યાં પુત્ર તરીકે આવ્યા ?

શુકદેવજી—દ્રોણ નામના વસુએ અને ધરા નામની તેમની સ્ત્રીએ બ્રહ્માજી પાસે એવી પ્રાર્થના કરી હતી કે અમે જ્યારે પૃથ્વી ઉપર જન્મ લઈએ ત્યારે વિશ્વપતિ શ્રીહરિમાં અમારી અનન્ય ભક્તિ થવી જોઈએ. બ્રહ્માએ 'તથાસ્તુ–એટલે એમ થશે.' કહ્યું. તેના પરિણામે દ્રોણ નંદ થયા હતા. અને તેમની પત્ની ધરા જશોદાજી થયાં હતાં અને ભગવાન તેમને આનંદ આપતા હતા. વસુ એટલે વ્યાપકતા જેનામાં આવે, તેનામાં આનંદ આવે, પણ સાથે ધરા રૂપી માયા હોય તો આનંદમાંથી 'આ' જતો રહે અને 'નંદ' રહે. ફરીથી માયા જીતાય ત્યારે નંદમાંથી આનંદ થાય.

અમે એક જગ્યાએ ભિક્ષા માટે ગયા હતા. તે ઘરના 'નંદ' અને 'જશોદાજી'ને અમે પૂછ્યું કે હાલમાં ભજન અને સત્સંગ કેમ ચાલે છે ? તેમણે કહ્યું કે હમણાં તો છોકરાં રમાડવાનું ભજન ચાલે છે. એવું ઘણાં કુટુંબોમાં ચાલે છે પણ છતાં છોકરાં રમાડવામાં અનન્ય ભાવ રહે એવું બ્રહ્માજી પાસે તેમણે માગેલ હોય તો છોકરામાં પણ ભગવાન દેખાય અને સંસારમાં સંસારપણું રહે નહિ. માટે જેવું વરદાન દ્રોણે અને ધરાએ માગ્યું હતું તેવું વરદાન બધા ગૃહસ્થોએ બ્રહ્માની પાસે માગવું જોઈએ. ભગવાનની સાથે ઘણા પ્રકારનો સંબંધ થઈ શકે છે અને ભક્તો પાસે ભગવાન પોતાનું ઐશ્વર્ય છોડી દે છે, તેથી કોઈ દાસભાવ રાખી ભગવાનના દાસ થઈ શકે છે, કોઈ સખ્યભાવ, કોઈ વાત્સલ્યભાવ, કોઈ કાન્તાભાવ અને કોઈ શુદ્ધ ભાવ રાખી શકે છે. છતાં તે વખતે માયાનું જોર લાગી ન જાય તેની બરાબર સંભાળ રાખવી જોઈએ. ભગવાન ભક્તોને બે રીતે મદદ કરે છે. એક તેને આત્મજ્ઞાન આપી પોતાના તરફ વાળે છે અને બીજું ભક્તને સંસારમાં મોહ થાય તો તેના જીવનમાં વિઘ્ન નાખીને પણ પોતાના તરફ વાળે છે. જ્યારે બહારની આસુરી પ્રકૃતિનાં વિઘ્ન ભક્તને નડે છે ત્યારે ભગવાન ભક્તની રક્ષા કરે છે પણ જ્યારે ભગવાન પોતે વિઘ્ન નાખે છે ત્યારે જીવને ખબર પડતી નથી, છતાં તેનાથી જીવના અંતઃકરણની શુદ્ધિ સારી થાય છે. જીવ પોતાના સંસારનો વ્યવહાર ઠીક કરવા જાય છે પણ ભગવાન તેમાં વિઘ્ન નાખીને તેને ઠીક રહેવા દેતા નથી. માણસોને ઉત્પત્તિ અને સ્થિતિ ગમે છે પણ લય અથવા વિનાશની લીલા ગમતી નથી છતાં ભક્તોને ભક્તિ તરફ વાળવા માટે તે પણ જરૂરની છે. જે બ્રહ્મમાં સંબંધ બનતો નથી તેની સામે અલૌકિક સંબંધ બાંધી શકાય. તેના માટે અનેક જાતની લીલા ભગવાન સૌને બતાવે છે. વૈષ્ણવ ધર્મમાં જે દીક્ષા આપવામાં આવે છે તેને બ્રહ્મસંબંધ કહે છે. પ્રેમના માર્ગમાં બેથી શરૂઆત થાય છે અને એકતામાં તેનો અંત આવે છે. જ્ઞાનમાર્ગમાં શરૂઆત એકથી થાય છે અને છેવટે પણ એક રહે છે.

Sagun Brahma unites differences
Nirgun Brahma denies differences.

સગુણ બ્રહ્મ ભેદનો અભેદ કરાવે છે, નિર્ગુણ બ્રહ્મ ભેદનો નિષેધ કરાવે છે. બંનેનું ફળ સરખું આવે છે, બંને રીતે અદ્વૈત સિદ્ધ થાય છે. છતાં બન્ને માર્ગમાં ઘણાં વિઘ્નો આવે છે. એ વિઘ્નો કેવી રીતે આવે છે અને તેમને કેવી રીતે દૂર કરી શકાય તે બતાવવાની પ્રભુએ નિરોધલીલા કહી છે.

એક દિવસ ઘરની દાસીઓ ઘરના બીજા કામમાં લાગી હતી તેથી જશોદાજી પોતે જ દહીંનું મંથન કરવા લાગ્યાં. ભગવાનની જેટલી બાળલીલાનું વર્ણન અહીં સુધીમાં આવી ગયું તે બધી લીલાને ગાતાંગાતાં તે દહીંનું મન્થન કરતાં હતાં. તે વખતે શ્રીહરિ સ્તનપાનની ઇચ્છાથી માતાની પાસે આવ્યા અને મંથનની રાશ પકડી તેમને કામ કરતાં રોક્યાં. માતાએ તેમને ખોળામાં લીધા અને સ્તનપાન કરાવવું શરૂ કર્યું. આ વખત બ્રહ્મસંબંધના સુખનો હતો, પણ તે વખતે ચૂલા ઉપર મૂકેલું દૂધ ઊભરાવા લાગ્યું. તેથી જશોદાજી ભગવાનને અતૃપ્ત છોડીને જલદી દૂધ ઉતારવા આવ્યાં. તેથી કૃષ્ણચંદ્રને બહુ ક્રોધ થયો. તેમણે ક્રોધમાં પોતાના દાંત દબાવી હોઠના સળીઆથી દહીંનું માટલું ફોડી નાખ્યું અને બનાવટી આંસુ સારી ઘરની અંદર જઈ એકાન્તમાં માખણ ખાવા લાગ્યા.

અહીં કથાનો ભાવ એવો સમજવાનો છે કે જ્યારે માણસ જશોદાજીની માફક ઘરના કામ વખતે પણ ભગવાનનાં ભજન ગાતાંગાતાં કામ કરે છે ત્યારે

તેને બ્રહ્મસંબંધ થાય છે. જ્યારે બ્રહ્મસંબંધ થાય અને બ્રહ્મનું સુખ આવવા લાગે તે વખતે વ્યવહારનું બીજું કામ આવી પડે તો પણ તેની દરકાર કરવી નહિ. ગીતામાં પણ કહેલું છે કેઃ—

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।

એટલે ભગવાન કહે છે કે બધા ધર્મોને છોડીને તું મારે શરણે આવ. પણ તે વખતે બીજા દોષ લાગે તો કહે છે કે—

अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

એટલે હું તમને સર્વ પાપોમાંથી બચાવીશ. પણ આ કામ બહુ અઘરું છે, માણસને સંસારની માયા એવી મીઠી લાગે છે કે બ્રહ્મસંબંધ છોડી દઈને પણ પુત્રૈષણા વિત્તૈષણા કે લોકૈષણામાં પડી જાય છે. જશોદાનું જે દૂધ ઊભરાયું હતું તેની કિંમત તે વખતે કદાચ બે ચાર આના જેટલી હશે પણ એટલા લોભમાં ભગવાનને ધાવતા (અતૃપ્ત અવસ્થામાં) છોડી દીધા એ જશોદાજીનો અપરાધ જેવો તેવો ન હતો. શ્રીમદ્વલ્લભાચાર્યજી પણ તેમની સુબોધિની નામની ટીકામાં આ પ્રસંગ ઉપર લખે છે કે જ્યારે બ્રહ્મસંબંધ થવાનો હોય ત્યારે વ્યાવહારિક કામ પડતું મૂકવું જોઈએ અને તે પ્રમાણે જશોદાજીએ કર્યું પણ જો બ્રહ્મસંબંધમાં તૃપ્તિ થયા પહેલાં એટલે નિશ્રા થયા પહેલાં વ્યવહારનું કામ આવે અને માણસ તે સંભાળવા માટે પોતાનો બ્રહ્મસંબંધ છોડી દે તો બ્રહ્મનો આનંદ મળે નહિ. અને વ્યવહારનું સુખ પણ મળે નહિ. જશોદાજીને ભગવાનનો સંબંધ છૂટી ગયો અને દહીં પણ ઢોળાઈ ગયું. તેથી સાધુ પુરુષોએ ધ્યાન વખતે એટલે આત્માના અનુસંધાન વખતે સંસારનાં કામ યાદ કરવાં જોઈએ નહિ. શાસ્ત્રમાં કહેલ છે કેઃ—

शतं विहाय भोक्तव्यं सहस्रं स्नानमाचरेत् ।

लक्षं विहाय दातव्यं कोटिं त्यक्त्वा हरिं स्मरेत् ॥

અર્થ—સો કામ પડતાં મૂકીને જમી લેવું, હજાર કામ પડતાં મૂકીને સ્નાન કરી લેવું, દાન કરવાનો વખત આવે તો લાખ કામ પડતાં મૂકીને દાન કરી લેવું અને કરોડો કામ પડતાં મૂકીને હરિનું સ્મરણ કરવું.

પણ આ કામ કેટલું અઘરું છે; સાધારણ માણસોને હરિને છોડી સંસારનાં કામ ઠીક કરવાની ઇચ્છા રહે છે, પણ માયાનાં કામ ભગવાનની કૃપા વગર ઠીક થતાં નથી. કોઈ માણસનો તિરસ્કાર કરવો એ પણ ભગવાનને છોડી દેવા જેવું છે. જ્યાં જ્યાં બીક લાગે છે ત્યાં માણસ ભગવાનનો સંબંધ રાખી શકતો નથી. જશોદાજીને દૂધ ઊભરાવાની બીક લાગી. શેઠીઆઓને પોતાનું ધન ખોવાવાની બીક લાગે છે અને મજુરોની હડતાલની બીક લાગે છે. ક્ષત્રિયોને બીજા દેશના લશ્કરની બીક લાગે છે. તેથી બીજાની સામે થઈ શકાય તેવી તૈયારી કરે છે. માણસોને સર્પની કે વીંછીની બીક લાગે અને તેને મારી નાખે એ પણ ભગવાનને તે જગ્યાએ છોડી દેવા બરાબર છે.

પાકીસ્તાનવાળા કોઈ પણ હિંદુને પાકીસ્તાનમાં રહેવા ન દે તે ભગવાનનો તિરસ્કાર કરવા બરાબર છે. આવા જીવનમાં બ્રહ્મનો સર્વવ્યાપક સંબંધ થતો નથી, તેથી માણસના જીવનમાં ખરા બ્રહ્મસંબંધ માટે બહુ મુશ્કેલી પડે છે.

બૃહદારણ્યક ઉપનિષદના બીજા અધ્યાયના ચોથા બ્રાહ્મણમાં કહેલ છે કે જે માણસ બ્રાહ્મણ જાતિને કે ક્ષત્રિય જાતિને પોતાના આત્માથી જુદી જાણે છે તેને તે જાતિ દૂર કરે છે, જે પોતાના આત્માથી સ્વર્ગ વગેરેને જુદાં જાણે છે તેને સ્વર્ગ વગેરે દૂર કરે છે, જે પોતાના આત્માથી દેવોને જુદા જાણે છે તેને દેવો દૂર કરે છે, જે પોતાના આત્માથી કાંઇપણ જુદું જાણે છે તે તેને દૂર કરે છે. વાસ્તવમાં આત્મા સર્વરૂપ છે એમ સમજાય તો જ બ્રહ્મસંબંધ રહી શકે. પણ પોતાની મરજી પ્રમાણે બ્રહ્મને પકડવા જઈએ તો બ્રહ્મસંબંધ થઈ શકે નહિ.

જશોદાજીએ દૂધ ચૂલા ઉપરથી ઉતાર્યું અને ઘરમાં આવ્યાં તો દહીંનું વાસણ ફૂટેલું જોયું. તેમણે જાણ્યું કે એ બધું કામ મારા લાલાનું છે. પણ તેને ત્યાં ન જોઈને હસવા લાગી. તપાસ કરતાં તેણે જોયું તો કૃષ્ણચંદ્ર એક ખાંડણીઆને ઊંધો કરીને શીકા ઉપર રાખેલું માખણ ઉતારી વાંદરાઓને ખવરાવતા હતા. જશોદાજી તેમની પાસે પહોંચી ગયાં. માની પાસે મારવાની સોટી જોઈ ભગવાન બીને ભાગ્યા, અને જશોદાજી તેમને પકડવા માટે દોડ્યાં. વાસ્તવમાં ભગવાનમાં બીક હોતી નથી પણ બાલકોની વૃત્તિનો નિરોધ કરવા માટે ભગવાન વિરુદ્ધ ધર્મ બતાવે છે.

गोप्यन्वधावन्न यमाप योगिनां

क्षमं प्रवेष्टुं तपसेरितं मनः ॥ १०–९–९

અર્થ—જે ભગવતત્ત્વમાં પ્રવેશ કરવા માટે યોગીઓનાં ચિત્ત તપથી પણ સમર્થ થતાં નથી, તે ભગવાનને પકડવા માટે જશોદાજી દોડયાં અને કેટલીક દોટ પછી પકડી લીધા. ભગવાન રોવા લાગ્યા, આંખો મસળવા લાગ્યા, તેથી કાજળથી તેમનું મુખ કાળું થઈ ગયું. માતાએ તેમનો હાથ પકડયો અને તેમને ધમકાવવા લાગ્યાં. પછી તેમણે મારવાની સોટી ફેંકી દીધી અને દોરડીથી બાંધવાનો વિચાર કર્યો.

न चान्तर्न बहिर्यस्य न पूर्वं नापि चापरम्।
पूर्वापरं बहिश्चान्तर्जगतो यो जगच्च यः ॥ १०-९-१३
तं मत्वाऽऽत्मजमव्यक्तं मर्त्यलिङ्गमधोक्षजम्।
गोपीकोलूखले दाम्ना बबन्ध प्राकृतं यथा १०-९-१४

અર્થ—જે બ્રહ્મની અંદર-બહાર તથા પહેલાં-પછી કાંઈ નથી, તથા જે સ્વયં સંપૂર્ણ છે અને જગતની બહાર અંદર અને આદિ-અંતમાં તે જ છે અને જગદ્‌રૂપ છે. તે માયામાનવરૂપ ઇન્દ્રિયાતીત અવ્યક્ત હરિને પોતાના પુત્ર માનીને જશોદા સાધારણ બાળકની માફક તેમને દોરડીથી બાંધવા લાગ્યાં પણ દોરડી બે આંગળ ટુંકી પડી. એટલે તેમણે બીજી દોરડી લઈ તેની ગાંઠ પાડી તેમાં જોડી તો પણ ટુંકી થઈ. એ પ્રમાણે જેટલા દોરડા ભેગા કર્યા તે બધા જોડવા પણ બે આંગળ ટુંકાં થયાં, એટલે જ્યાંસુધી દ્વૈતભાવ રહે ત્યાંસુધી ભગવાન બંધાતા નથી અને બ્રહ્મસંબંધ થતો નથી. ધાર્મિક ક્રિયાઓમાં અને નીતિની ક્રિયાઓમાં પણ દ્વૈતભાવ રહી જાય છે. રાજદ્વારી બાબતોમાં, વેપાર-ઉદ્યોગની ઉન્નતિમાં અને મજુરોનાં જીવન હાલ જે રીતે ઠીક થાય છે તેમાં પણ દ્વૈતભાવ રહી જાય છે. ધારાસભાની ચુંટણીઓ તો દ્વૈતભાવથી જ શરૂ થાય છે. એવા સાધનથી બ્રહ્મસંબંધ થતો નથી. હાલ જે રીતે સમાજને સુખશાંતિ આપવાના પ્રયોગ થાય છે તેમાં વિરોધ પણ તેટલો જ વધતો જાય છે. એવા દ્વૈતભાવના દોરડાથી ભગવાન બંધાય તેમ નથી. સાત્ત્વિક બુદ્ધિ વગરના માણસો પોતાના પૈસાનો અને પોતાની ફુરસદનો સદુપયોગ કરી શકતા નથી.

જ્યારે જશોદાજી ઘરનાં બધાં દોરડાં ભેગાં કરવાથી પણ ભગવાનને બાંધી શક્યાં નહિ ત્યારે તેમને આશ્ચર્ય થયું. અદ્વૈતનું સાધન શાસ્ત્ર પ્રમાણે નક્કી કરવું જોઈએ, એમ થાય તો ફળ તરફ બરાબર લક્ષ રહે. હાલના કાળમાં સાધનને ફળ માની લેવામાં આવે છે અને તેથી સ્વરાજ્યથી બધાં દુઃખનો અંત આવશે એમ બધા દેશોમાં માનવામાં આવે છે પણ એ રસ્તો સાચો નથી. ભગવાનનો સંબંધ કરવો એ બહુ અઘરૂં કામ છે. ભગવાન પોતે પણ ગીતામાં કહે છે કે આ જગત અને તેમાં રહેલ જીવ એ આશ્ચર્યકારક ઘટના છે. (૨-૨૮) કારણ કે તેમાં દ્વૈતવાળા અનેક વિરુદ્ધ ધર્મ જોવામાં આવે છે. તેથી આત્મા સત્‌ હોવા છતાં અસત્‌ જેવો લાગે છે, સ્વપ્રકાશ ચૈતન્યરૂપ હોવા છતાં જડ જેવો લાગે છે, આનંદઘન હોવા છતાં દુઃખી જેવો જણાય છે, નિર્વિકાર હોવા છતાં વિકારી જેવો લાગે છે, નિત્ય હોવા છતાં અનિત્ય જેવો લાગે છે. જશોદાજી પણ બ્રહ્મને સાધારણ માણસ જેવું માની બાંધવાનો પ્રયત્ન કરવા લાગ્યાં, કારણ કે આત્મા મુક્ત હોવા છતાં બંધનમાં હોય તેવો દેખાવ કરે છે. અદ્વિતીય હોવા છતાં સદ્વિતીય જેવો લાગે છે, વળી જ્યારે વેદાન્તનાં મહાવાક્ય "તત્ત્વમસિ" વગેરેથી જીવને બોધ થાય છે અને અવિદ્યાની નિવૃત્તિ થાય છે ત્યારે પણ એવી દશા કોઈકને જ થાય છે. તે પણ આશ્ચર્ય છે. વૃત્તિ અવિદ્યાયુક્ત હોય છે છતાં અવિદ્યાનો ઘાત કરે છે તે પણ આશ્ચર્ય છે. વળી જ્ઞાન થયા છતાં જ્ઞાની પુરુષ કોઈવાર દ્વૈતના વ્યવહારમાં પ્રારબ્ધ પ્રમાણે આવે છે તે પણ આશ્ચર્ય છે. દશ માણસો સુઈ ગયા હોય તેમાં જેનું નામ દઈ જગાડીએ તે જ જાગે છે તે પણ આશ્ચર્ય છે. કેન ઉપનિષદમાં કહેલ છે કેઃ—

यन्मनसा न मनुते येनाहुर्मनो मतम्।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ १-५

અર્થ—જેને લોક મનથી જાણી શકતા નથી પણ જેની સત્તાથી મન ચાલે છે, તેને જ તું બ્રહ્મ જાણ. મનથી માનેલા જેને લોકો ઉપાસે છે તે બ્રહ્મ નથી. એટલે ટુંકામાં પહેલાં ક્રિયાનો વિચાર લેવાને બદલે સત્તાનો વિચાર લેવો જોઈએ. પહેલાં સત્તાનો વિચાર એટલે બ્રહ્મનો વિચાર આવે તેને અનુગ્રહ કહે છે, અનુ એટલે પશ્ચાત્‌. એટલે ભગવાનના સ્મરણપૂર્વક વ્યવહાર થાય તો તેને જ ભગવાનની કૃપા કહે છે. પણ જશોદાજીની માફક ભગવાનની સત્તાનો વિચાર કર્યા વગર દૂધમાં મન જાય (એટલે પહેલાં સંસાર યાદ આવે) તો બ્રહ્મસંબંધ થાય નહિ. બ્રહ્મસંબંધ કેવી રીતે થાય તે માટે હવે શુકદેવજી કહે છે કેઃ—

स्वमातुः खिन्नगात्राया विस्रस्तकबरस्रजः।

दृष्ट्वा परिश्रमं कृष्णः कृपयासीत्स्वबन्धने ॥ १०-९-१८

અર્થ—જ્યારે શ્રીકૃષ્ણે જોયું કે માતુ શરીર પસીનાથી ભરાઈ ગયું છે અને તેની ફૂલની માળા ખસી ગઈ છે ત્યારે તેનો ભારે પરિશ્રમ જોઇને દયાવશ સ્વયં બંધાઈ ગયા.

જ્ઞાનમાર્ગનો સિદ્ધાંત એવો છે કે બ્રહ્મ પોતે સદા મુક્ત છે. તેથી પોતાનો સ્વભાવ છોડે નહિ અને કદાપિ બંધનમાં આવે નહિ. કારણકે તે વસ્તુતંત્ર છે. ભક્તિમાર્ગનો સિદ્ધાંત એવો છે કે બ્રહ્મ મુક્ત હોવા છતાં ભક્તોના પ્રેમની ખાતર વિરુદ્ધ ધર્મ જેવું બતાવે છે અને બંધનમાં આવતા હોય તેવા દેખાય છે. ભક્તિ પાસે ભગવાન ભક્ત થાય છે અને ભક્તને ભગવાન બનાવે છે. પણ તે ભગવાનના અનુગ્રહનું-ભગવાનની કૃપાનું ફળ છે. અનુ-ગ્રહનો ખરો અર્થ એ છે કે બ્રહ્મસત્તાના ભાનમાં સતત રહેવું અનન્યભાવ અને અ તભાવ બંનેનો અર્થ એક જ છે. અનન્યભાવમાં ભેદનો અભેદ કરવો પડે છે, અદ્વૈત ભાવમાં ભેદનો નિષેધ કરવો પડે છે. પણ સંસારની માયા એવી છે કે ભક્તોને અનન્યભાવ સિદ્ધ કરવો અઘરો પડે છે અને જ્ઞાનીને અદ્વૈતભાવ સિદ્ધ કરવો અઘરો પડે છે. ભક્તિમાં इति इति કરવું પડે છે, એટલે આ ભગવાન છે; બધું ભગવાન છે, વિરુદ્ધ ધર્મ પણ ભગવાન છે અને જ્ઞાનમાર્ગમાં नेति नेति કરવું પડે છે, એટલે બ્રહ્મ સિવાય જેજે વિરુદ્ધ ધર્મ દેખાય એટલે કાંઈ અસત, જડ કે દુઃખ જેવું દેખાય તેનો નિષેધ કરીને સત ચિત અને આનંદનો અનુભવ લેવો પડે છે. ભક્તિમાર્ગમાં વિરુદ્ધ ધર્મનો સમન્વય કરવાની મુશ્કેલી પડે છે અને જ્ઞાનમાર્ગમાં પૂરા વૈરાગ્ય વગર नेति नेति અસરકારક થતું નથી. તેથી બંને માર્ગવાળા વ્યવહાર વખતે જશોદાજીની માફક ઘણીવાર ભગવાનને છોડીને દૂધની સંભાળ રાખવા દોડે છે. દૂધ વગર શરીર કેમ ટકે, માટે તેની સંભાળ રાખવી જોઇએ; પણ એ સાધન છે, એ ફળ નથી. જ્યારે બ્રહ્મસંબંધરૂપી ફળ ખોળામાં હોય તે વખતે સાધન યાદ કરવાની જરૂર નથી.

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે, "બ્રહ્મા વગેરે લોકપાલો સહિત આ સંપૂર્ણ વિશ્વ જેના વશમાં છે તે ભગવાન શ્રીકૃષ્ણે પોતે બંધાઇને એવું બનાવ્યું કે 'હું ભક્તોના વશમાં છું.' આ પ્રમાણે મુક્તિદાતા શ્રીહરિનો જે પ્રસાદ બ્રહ્મા મહાદેવ અને તેમના અંગમાં રહેનાર શ્રી લક્ષ્મીજીને પ્રાપ્ત ન થયો તેવી કૃપા ગોપી યશોદાને પ્રાપ્ત થઇ.

नायं सुखापो भगवान्देहिनां गोपिकासुतः।

ज्ञानीनां चात्मभूतानां यथा भक्तिमतामिह ॥

અર્થ—ગોપિકાનન્દન ભગવાન કૃષ્ણ જેવી સરળતાથી ભક્તિમાન પુરુષોને પ્રાપ્ત થઇ શકે છે તેમ બીજા માણસોને અને પોતાના આત્મસ્વરૂપ તત્ત્વજ્ઞાનીઓને પણ પ્રાપ્ત થતા નથી. અહીં ભક્તિમાર્ગનો મહિમા બતાવેલ છે. પ્રેમ પાસે નિયમ નથી. ભક્ત પાસે ભગવાન પરતંત્ર જેવા બની જાય છે. એ બાબત ભક્ત રાજા અંબરીષની કથામાં પણ સ્પષ્ટ જણાવેલ છે. ભક્તિમાર્ગમાં મુખ્ય લક્ષ્ય અનન્ય ભાવ પ્રાપ્ત કરવા તરફ રહે છે. પણ એ બધું અઘરૂં કામ છે. પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા માણસોને અનન્ય ભાવ પ્રાપ્ત થવા દેતી નથી.

ખાસ કરીને હાલના કાળમાં પૈસો એ જ પરમેશ્વર મનાય છે, પૈસાની આસક્તિવાળા કુબેરના સેવક જેવા છે. તેમના જીવનમાં ભૂલો થાય તો તેમને ઝાડનો અવતાર આવે છે એ હવે પછીની કથામાં જણાવે છે.

બ્રહ્મસંબંધ બે રીતે થઈ શકે છે. જેઓનું હૃદય ભગવાનનું નામ સાંભળવા દ્રવીભૂત થાય છે અને તેથી તરત લાગણીને વશ થઇ જાય છે તેઓ જો અનન્ય ભાવ રાખી શકે તો બ્રહ્મસંબંધ થાય છે. તે માટે ભગવાને જેવું જગત કર્યું છે તેવું ઠીક કર્યું છે એમ માની કોઇના ગુણદોષમાં પડવું નહિ અને ચિત્તની એકાગ્રતા કેળવવી જોઇએ. જેઓની બુદ્ધિ બહુ તીવ્ર હોય, જેઓ તત્ત્વનો ઊહાપોહ (વિચાર) બરાબર કરી શકે છે અને જેમનામાં વૈરાગ્ય સારો હોય છે તેઓ એમ જાણે છે કે બ્રહ્મ સિવાય કાંઇ નથી. તેથી સંબંધ પહેલાંથી જ બની રહેલ છે. તેઓ ચિત્તને વ્યાપક કરે છે અને 'બધું બ્રહ્મરૂપ જોઇ શકે છે. જે ભગવાન દોરડામાં પણ છે તેમને દોરડું શી રીતે બાંધી શકે એવો અર્થ પણ ઉપરની લીલામાંથી નીકળે છે. જ્ઞાન અને વૈરાગ્ય એ બે ભક્તિના દીકરા છે જો તે બૂઢા હોય તો ભક્તિ રડતી રહે છે. વૈરાગ્ય કેળવવા માટે એક દૃષ્ટાંત જશોદાજીનાં દૂધના ઊભરાવાનો ઉપર આપેલો છે. હવે પછીની લીલામાં ધનની તૃષ્ણા જીતવાની જરૂર બતાવે છે. ધનવાનો કેવી રીતે પોતાનું ભાન ભૂલી જાય છે એ બાબત હવે પછીની કથામાં આવે છે.

# મોહનાં બાણ

લે.
શ્રી. કાલિદાસ રામકૃષ્ણ પંડિત

સેજુપુરની નાની જાગીરના ભાયાત જોરસિંહ પોતાની ઓરતને તેડવા ભીલાડ ગામે આવ્યા હતા. બે-ચારેક રોજ સાસરાની મીઠી મેમાની ચાખી ઘેર જવા નીકળ્યા. પોતે ઊગતી પચ્ચીસીનો જુવાન અને જૂનું રાજપુતી ખમીર. ટંકે પાંચ શેર દૂધ પીનાર જોરસિંહ ગામ બહાર આવ્યા.

સસરાજી થોડા માણસો સાથે ગામ-ઝાંપા સુધી વળાવવા આવ્યા. પાછળ ત્રણ જુવાનો ઘોડે ચઢી આવતા હતા તેમને જોઈ જોરૂભા બોલ્યા –

"કરણભાઈ અને અમુભાઈ! ક્યાંસુધી તમે?"

"બાપુએ કહ્યું છે કે મહેમાનને ત્રભેટો વટાવી આવો, એટલે તમારી જ સંગાથે આવીએ છીએ. વેલ સાથે થોડું જોખમ છે, વળી દિવસ પણ ઝાઝો ચઢી ગયો છે. ત્રભેટે પહોંચતાં ધોમ તાપ થઈ જશે. ત્યાં હમણાંહમણાં બહારવટીઆનો પડાવ કાયમ રહે છે. કદાચ તે ન હોય તો તેના નામે રળી ખાનારામાંનું કોઈકનું કોઈક હોય, તો લુંટાવું પડે. આબરૂ અને પૈસા બધુંય જાય"

આ વાત સાંભળી જુવાન જોરૂભાનું લોહી તપી ગયું. તેની લીંબુની ફાડ જેવી આંખમાંથી આગ ઝરવા લાગી, તેના માથાના વાળ ખડા જેવા થઈ ગયા. મૂછોની અણીઓ હાથવતી આમળતાં તે બોલ્યા:—

"લામ 'રાખો અમુભાઈ, નકામા ઘોડાને તગડ આપો મા હુય રાજપૂતનો દીકરો છું. ઝાઝા નહિ તો થોડાક ખાંડાના ખેલ ખેલતાં આવડે છે. એનેય ભગવાને બે હાથ આપ્યા છે ના?"

સસરાજી અને સાથેનાં માણસો જમાઈરાજનો શૂરતાભર્યો જવાબ સાંભળી રાજી થયાં. છતાં પોતાની ઉંમરના અનુભવનો નીચોડ કાઢતાં ઠાવકી ભાષામાં સસરાજી બોલ્યા—"જોરસિંહજી! મમત કરવાનો અત્યારે વખત નથી. સાથે વેલ છે. અમારે દીકરી એકલી જ છે આપણે ગમે તેવા શૂર હોઈએ તો પણ એકનું ઓસડ બે. એ લોકો પડિયામાં માખણ અને મોંમાં તુલસીનું પાનું લઈને ફરનાર ભરણીયા ગણાય. બાપુ! જુવાનીના તોરમાં ગાંડાઈ કરવી ઠીક નથી. હડફેટે ચઢી જાય તો આપણેય રાજપુત છીએ, પાછો પગ ન ભરીએ, પણ આ તો જાણી જોઈને જવાનું છે. માટે ભલે આ અમુ અને કરણ સાથે આવે. એકથી બે ભલા જુઓ. આ વેલ પણ આવી ગઈ."

જુવાન જોરૂભાને આમ બીજા મદદ કરે અને સહીસલામત ઘેર જવાય એમાં નાનમ જણાવા લાગી. તેને આજે રાજપુતીની પરીક્ષા દેવાની તાલાવેલી લાગી હતી. એટલે સસરાજીની સાચી સલાહ પણ તેને ન ગમી અને બોલ્યો:—

'ના ભાઈ, મારી સાથે કોઈનું કામ નથી. મારા ભાથામાં સો તીર છે, ભલભલા ભાયડાથી નમાવી ન શકાય એવી કામઠી છે. એટલે એક શું, અનેક આવે તોય પરવા નથી. હું રાજપુતનો દીકરો છું મરવું-મારવું એ તો આપણે મન રમત છે. જે કોઈ મારી સાથે આવે તેને માતાજીની આણ છે.'

સસરાને જમાઈની આ ઉદ્ધતાઈ ન ગમી. વેલમાં બાઈ સંકોચાઈ અને સાથેનાં સહુને જોરૂભાની ગાંડાઈ ઉપર દુઃખ થયું. પણ શું થાય? સહુ પાછા વળ્યા અને જોરૂભા આગળ અને પાછળ વેલ રવાના થયાં.

ફાગણ મહિનાના કેસુડેભર્યા ખાખરા જેવું આંખને ઠારતા રંગનું વેલડું ધીરેધીરે પાછળ-પાછળ ચાલતું હતું તેને જોડેલા બળદો જાણે અણગમતે માર્ગે જવું પડતું હોય તેમ ધીરેધીરે પંથ કાપતા હતા. હાંકનાર વચ્ચેવચ્ચે ડચકારા કરતો ઝોકાં ખાવા લાગ્યો.

તાપ વધવા લાગ્યો. એકાન્ત સ્થાન, ઘાડી વનરાજિ અને પતિ સાથેનું ગામતરું, ગમે તેવા અરસિક હૈયામાં પણ ભાવોની ભરતી લાવે તેમ હતું. છતાં આજે બાઈને કશું ગમતું ન હતું, બાપુની સલાહ તેને સાચી લાગતી હતી. કહેવા મન થયું હતું પણ જુવાન રજપુત વાર્યો નહિ વળે એમ લાગવાથી મુંગેમુંગે જ ગાડીવાળાને આગળ વધવા સૂચના આપી.

સૂર્ય બરાબર આકાશની વચ્ચે આવ્યો. તાપ કહે મારું કામ. શેષનાગની જીભ જેવી લૂ ચામડીને બાળવા લાગી. પવન પડી ગયો. ઝાડવાં કોઈ જોગંધરની જેમ સમાધિમાં પડ્યાં. જનાવરો છાયામાં લપાવા લાગ્યાં. આજનો તાપ તો છાયાને પણ છાંયડો શોધાવે એવો પડતો હતો.

આગળ ઘોડીને વટથી નચાવતો જતો જોરૂભા નરમ પડયો હતો. સ્વાર અને ઘોડી પસીને રેબઝેબ હતાં. જોરૂભા એકાદ ઘાડું ઝાડ આવે તો ઊતરી પડવાની વેતરણમાં હતો, ત્યાં સામેથી પડકાર આવ્યો :—

"એય બુડથલ! વેલ ઉભી રાખ, નહિતર આ લાઠી તારી સગી નહિ થાય." અવાજ સાથે એક બુકાનીવાળો જુવાન માર્ગથી થોડે દૂર ઊભેલો હતો. (ઓળખાણ ન પડી જાય એટલા માટે દાઢી અને માથા ઉપર બાંધવામાં આવતા કપડાને બુકાની કહે છે.) જોરૂભાએ કમાન પર તીર ચડાવ્યું અને બોલ્યો; "ભા! આ તીર તારું સગું નહિ થાય. સમજી લે હુંય રજપૂત છું. ઘર ભૂલ્યો ઘર."

"હવે દરબાર બહાદુરી જવા દો! તમારા જેવા કેકને પાણી પીતા કર્યા છે. ડાહ્યા ડમરા થઈને માલ નીચો મૂકી દો. એલ્યા! વેલડામાં કોણ છે?"

'તારી મા નાહાન! જાત પર જાય છે? લે ત્યારે ચાખી લે સ્વાદ." જોરૂભાએ એક પછી એક તીરો મારવાનું ચાલુ કર્યું. પણ આવનાર જુવાન એક પણ ઘામાં ન આવ્યો. જોરૂભાનાં સો તીરમાંથી ફક્ત એક જ ભાથામાં રહ્યું.

વેલમાંથી પડદાને ઓથે રહી બાઈ બધું જોઈ રહી હતી. તેણે ઠાકોરને આ છેલ્લું તીર ખેંચતા જોઈ અવાજ કર્યો. 'ખબરદાર ઠાકોર! ઘા કરતા નહિ.'

જોરૂભા ડઘાઈ ઉભા રહી ગયા. અને બોલ્યા; 'કેમ ત્યારે શું લૂંટાવું છે?'

બાઈ બોલી–"ના, લડવું છે."

"કોણ તમે લડશો?

"હા, અમે લડીશું. ઠાકોર! હું કહું ત્યારે તીર મારજો, એમ એ નહિ મરે; આમ મરશે."

આટલું બોલી બાઈ વેલ ઉપરથી નીચે ઊતરી. ધીમેથી નીચેનો છેડો ઉપાડી હાથમાં લીધો. અને તાજા અળતા ભરેલા પગની પગલીઓ પાડવા લાગી. સુંદર સેંથામાં નાખેલ સુગંધી ફુલેલની સુવાસ હવામાં ઊડવા લાગી.

લુટારાની નજર બાઈ તરફ ખેંચાઈ. વાંકી ભમરો, લોહી ભરેલા ગાલ, માથાના બન્ને ભાગોમાં છળાયલી વ્યવસ્થિત વાળની પાટી, અને તેનાં પરની મોતીભરી અમરતી દામણી—આ બધું જોતાં જુવાન પોતાપણું ભૂલવા લાગ્યો.

બાઈને સહેજ હસવું આવ્યું. એકવડો નાજુક બાંધો, શરણાઈ જેવી ઝોંક લેતી કમર—જોવામાં લુટારો સ્થાન અને સ્થિતિનું ભાન ભૂલવા લાગ્યો. એટલે બાઈએ ઠાકોરને ઈશારત કરી કે, 'હં, તીર લગાવો.'

સનસનાટ કરતું તીર છૂટયું અને તે સીધું લુટારાની છાતીમાં પેસી ગયું. જુવાન લુટારો ધબ દઈને પૃથ્વી પર પડી ગયો. ઠાકોર ઘોડી પરથી કૂદી લુટારાની છાતી પર પગ મૂકી બોલ્યો; 'કેમ આખરે આ ભાયડાથી મર્યો ને?"

મરતો લુંટારો હસવા લાગ્યો. તે ઘડીભર તીરની વેદના ભૂલી બોલ્યો–'ઠાકોર! તમારા બાણે નથી મર્યો. પેલી બાઈના મોહના બાણે મર્યો છું. તમારા બાણે મરવાનો હોત તો નવ્વાણું બાણોમાં ક્યારનોય મરી ગયો હોત. આટલું બોલતાં લુંટારાનું પ્રાણપંખી ઊડી ગયું. ઠાકોર અને વેલડું પોતાના પંથે રવાના થયું. ઝાડ પરનાં પંખી થોડાક અવાજો કરી પોતાને રસ્તે ઊડવા લાગ્યાં.

માનવીને મારનાર મોહ છે. ધનનો મોહ, સ્ત્રીનો મોહ અને વિલાસ–વૈભવો પ્રત્યેનો મોહ માનવીને પોતાના ખરા સ્વરૂપનું ભાન ભુલાવે છે. મોહબાણથી બચનાર કોઈક જ વીરલા હોય છે. માટે જ કોઈ કવિ કહી ગયા છે કે—

**તીર-તોમર-તલવારના ઘાવ ઘણા ખમનાર,**
**પણ નારીનાં નયનશર કોઈ નથી સહનાર.**

# નવનાથ કથામૃત

લેખકઃ
કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( અંક ૬ઠ્ઠો પૃષ્ઠ ૬૭૨ થી ચાલુ )

वेदस्याध्ययनं कृतं, परिचितं शास्त्रं, पुराणं श्रुतम् ।
सर्वं व्यर्थमिदं पदं न कमलाकान्तस्य चेत्कीर्तितम् ॥
उत्खातं सदृशीकृतं विचितं क्षेत्रोऽम्बुना भूयसा
सर्वं निष्फलमालवालवलये क्षिप्तं न बीजं यदि ।

**ભાવાર્થઃ**—ચારે વેદોનું અધ્યયન કર્યું હોય, સર્વ શાસ્ત્રોના જાણકાર હોય, અઢારે પુરાણોનું શ્રવણ કર્યું હોય, છતાં એવા મનુષ્યો જો કમલાપતિ ભગવાન નારાયણનું સ્મરણ–ચિન્તન કરતા નથી તો એ એમનું જાણેલું અને સાંભળેલું સર્વ નકામું છે. જેમ જમીન ખેડીને બરાબર તૈયાર કરી હોય, તેમાં સારી રીતે પાણી સિંચ્યું હોય, છતાં એ જમીનમાં જો બીજ વાવવામાં ન આવે તો એ બધો શ્રમ નકામો જાય છે, તેમ હૃદયમાં જો પ્રભુની ભક્તિ ન થાય તો સર્વ ક્રિયાઓ કેવળ બોજારૂપ છે.

વહાલા આત્માનંદો ! પટરાણી લુમાવતીએ માતૃભક્ત રાજા ગોપીચંદના કાનમાં એવું તો ઝેર રેડ્યું કે બે ઘડીને માટે રાજા સ્તબ્ધ થઇ ગયો. અને લુમાવતીના ઇશારામાં સર્વ રાણીઓએ હા ભણી. રાજાને પૂરો સંદેહ પડ્યો. જોયું સજ્જનો ! સ્ત્રીતત્ત્વ કેવું છે ? સ્ત્રીઓમાં તો એ અજબ શક્તિ હોય છે કે ભલભલા માણસને વિશ્વાસમાં લઇ એ નોઢાંધ મર્કટને જેવી મરજીમાં આવે તેમ નચાવે છે. રાજા પુરૂરવા ઉર્વશીમાં એવું તો ભાન ભૂલ્યો હતો કે તેની પાછળ નગ્ન અવસ્થામાં ભાન ભૂલીને દોડ્યો હતો. અહોહો ! ચ્યવન ઋષિનો પુત્ર મેધાવી નામની અપ્સરામાં મોહ પામ્યો હતો. અને બાવન વર્ષ અને ૭ માસ વીતી ગયા છતાં એને ખ્યાલ સરખો પણ ન રહ્યો. હાથીની સ્ત્રી એક જાંબ પર મોહ પામી અને એ તો લક્ષ્મણ યતિ જેવો કહેવાતો હતો. છતાં એ સ્ત્રીએ એના ઉપર ખોટો આક્ષેપ મૂકીને તેને દેશનિકાલ કરાવ્યો. આવો જ પ્રસંગ વીર કુણાલની માતાએ પણ સરજાવ્યો હતો. જેના પાપે કુણાલને આંખો ફોડી નંખાવવી પડી હતી. અને એવો પણ હૃદયદ્રાવક પ્રસંગ આપણા 'નવનાથ' માં 'ચોરંગીનાથ' આવવાનો છે. તેની માતાએ તેના હાથ-પગ કપાવી નંખાવ્યા હતા.

ઓહો ! સ્ત્રીતત્ત્વ કેવું છે ! સ્ત્રી જગતને નરકમાં લઈ જનાર છે. સ્ત્રી ન હોત તો જગતનું અસ્તિત્વ ન હોત. સ્ત્રી જ જગતને સ્વર્ગીય સુખોપભોગ કરાવે છે અને જગતને માથે ઓઢીને રડાવે છે. સ્ત્રી દેખીતી રીતે અબળા ભલે કહેવાય પણ એ મહા પ્રબળા છે. એક કવિએ કહ્યું છે કે—

"અબળા પણ અદ્ભુત કરણી
નરવરને નાચ નચાવે.
તાબેદાર થઇને તરુણી
તરણાથી તુચ્છ બનાવે. નરવરને.
બ્રહ્મા નાચ્યા, વિષ્ણુ નાચ્યા,
ભીલડી શિવ ભરમાવે;
નારદ વિશ્વમોહિની માટે
કાપમુખ કરીને આવે. નરવરને.

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાને માટે ભગવાને પોતાની માયાને પ્રકટ કરી. એ જ માયાએ જગત સર્જ્યું. અને એ જ માયાના આવરણમાં આ સંપૂર્ણ જગત એવું તો ભાન ભૂલ્યું છે કે પોતાના મનુષ્યત્વને એ વિસરી ગયું છે. જે મહદ્ કાર્યે મારો અને તમારો જન્મ થયો છે, એ ગર્ભના પવિત્ર કોલકરારને તજી દઇ માયામાં રાચી રહ્યા છો પણ એમ ખ્યાલ સરખો કરતા નથી કે મારે પણ એક દિન મૃત્યુને શરણે થવાનું છે. એટલા માટે અમે પણ કહીએ છીએ કે—

"એક દિન જવાનું જીવ તારે એકલું રે,
એમાં વાર ન લાગે લગાર. એક દિન.
આવ્યો અચ્યુત પૂજવા કારણે રે,
ચઢી ગયું ગાડું અવળે નાળ, એક દિન.

તદનુસાર આપણે માના ગર્ભમાંથી અચ્યુત તરફ જવાનો કોલકરાર કરીને નીકળ્યા છીએ, પણ દુનિયાના વિરામ પવનનો સ્પર્શ થતાં આપણે એ કોલને ભૂલી ગયા અને બાળપણું રમવામાં ગુમાવ્યું. યુવાવસ્થા ધનોપાર્જન અને કામિનીસંગે વ્યતીત કરી અને વૃદ્ધત્વ પ્રાપ્ત થયું છતાંએ મારી સ્ત્રી, મારો પુત્ર, મારી વાડી-વજીફા મિલ્કત મોટર અને બંગલાબાગમાં જ રાચી રહ્યા. એ છે માયા દેવીનો ચમત્કાર. એ માયાથી બચવા માટે તો કોઇ સદ્‌ગુરુનું શરણું લેવું જોઇએ. અને ભવાબ્ધિ તરવા કટિબદ્ધ થવું જોઇએ. સદ્‌ગુરુ વિના સદ્ જ્ઞાનની પ્રાપ્તિ કદીએ થતી નથી અને એટલા માટે શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે—

નૃદેહમાદ્યં સુલભં સુદુર્લભં
પ્લવં સુકલ્પં ગુરુકર્ણધારમ્ ।
મયાનુકૂલેન નભસ્વતેરિતં
પુમાન્ ભવાબ્ધિં ન તરેત્ સ આત્મહા ॥

મનુષ્યદેહ દેવતાઓને પણ દુર્લભ છે. અને તે આ સંસારસાગર તરી જવા માટે એક સુદૃઢ નૌકારૂપ પરમ સાધન છે. વળી જે શરીરરૂપ નૌકાના નાવિક પોતે સદ્ગુરુ છે અને પ્રભુસ્વરૂપ અનુકૂળ પવન છે. આવાં ઉત્તમ સાધનો સહિત નરદેહરૂપ મજબુત નૌકા પ્રાપ્ત થઈ છે છતાં જે મનુષ્યો સંસારસાગર તરી જવાની ઇચ્છા કરતા નથી એમના જેવા આત્મઘાતી બીજા કોઇ નથી. વળી હે પ્રિય! જ્યારે મૃત્યુનો પેગામ આવી પહોંચે છે ત્યારે—

આયુષઃ ક્ષણમેકોઽપિ ન લભ્યો હેમકોટિભિઃ ।
તચ્ચેદ્ નિષ્ફલતાં યાતિ કા વા હાનિસ્તતોધિકા ॥

કરોડો સોનાની મહોરો આપવા છતાં એક ક્ષણનું પણ આયુષ્ય કોઇ આપી શકનાર નથી. આયુષ્યના એક ક્ષણનું આટલું મહત્ત્વ છે. એવું બધું જ આયુષ્ય જ્યારે વ્યર્થ જાય તો એના કરતાં બીજી મોટી હાનિ કઈ? આ મનુષ્યજન્મની મોંઘી તક ફરીફરી મળતી નથી. અને એટલા માટે અમે પણ કહીએ છીએ કે—

" દીધે કરોડો દામ માનવ દેહ આ મળતો નથી;
એ પણ વૃથા વહી જાય છે હરિચરણમાં ઢળતો નથી "

તેમ આજે પણ સારીયે દુનિયા એ માયાના આવરણમાં એવી તણાઇ રહી છે, કે 'હું કોણ છું અને આ મનુષ્યત્વ શા અર્થે મેળવ્યું છે' એ સઘળું ભૂલી જઈ શાશ્વત શ્રી હરિને મૂકી દઇ અશાશ્વતમાં લોભાય છે. મહારાણી લુમાવતી અને બીજી રાણીઓના હકારથી ગોપીચંદ જેવો ધર્મિષ્ઠ પ્રજાપાલક રાજા પણ ભાન ભૂલ્યો, બેચેન બન્યો. 'શું કરવું અને શું ન કરવું' એ વિચારે એને ગમગીન બનાવી દીધો. ખરેખર! એક નીતિસૂત્ર છે કે-સ્ત્રી, વેલી અને રાજા, જે નજીક હોય તેને જ વિંટાય છે. વેલની પાસે એક આકડો ઊગ્યો હોય કે બાવળ ઊગ્યો હોય, છતાં તેના જ ઉપર તે ચડે છે, એ વિચાર નથી કરતી કે રાધી યાર તસુ છેટો આંબો છે ત્યાં ચડું. એવું જ તેમ જ છે, એ પણ ગુણ-અવગુણને જોયા સિવાય તેમ જ કરે છે. રાજા પણ સમીપમાં જે હોય તેના જેવો ગણાય છે, તદનુસાર ગોપીચંદ માટે પણ તેવું જ બન્યું. અને પોતાના ખાનગી ગુપ્તચરો દ્વારા સમાધિસ્થ થએલા જાલંધરનાથને ઉઠાવી એક નજીકના કૂવામાં નાખી દેવડાવ્યા. અને તેમના પર હાથી, ઘોડા, ઊંટ વગેરેની લાદ, છાણ માટી કચરો વગેરે કૂવામાં નંખાવી જમીન જેવી જમીન બનાવી દેવામાં આવી.

બીજા દિવસે નિત્યક્રમાનુસાર મા મેનાવતી ગુરુના દર્શનાર્થે પરિચારિકાઓને લઈને નીકળ્યાં. રસ્તામાં નીકળતાં જ તેઓને અપશુકન થવા લાગ્યા. છતાંએ જેનું હૃદય પવિત્ર છે અને જે પવિત્ર કાર્યાર્થે બહાર જાય છે એને વળી શુકન-અપશુકન કેવા? માતાજી તો ધડકતે હૈયે ગુરુના સ્થાન પર ગયાં, ત્યાં ન મળ્યા ગુરુ કે ન દેખવામાં આવી એમની ઝોળી. કંઈ દૃષ્ટિગોચર ન થવા થકી માતાજીને અનેક સંકલ્પવિકલ્પો થવા લાગ્યા અને દુઃખી હૃદયે નિરાશ થઈ પાછાં ફર્યાં. અને પોતાના રાજમહાલયમાં ગયાં. કેટલાક દિવસ પછી ત્યાં ગોપીચંદ આવે છે. માને ખિન્ન થએલી ભાળી પુત્ર પૂછે છે—'મા! તમે હમણાં થોડા દિવસથી બહુ દુઃખી દેખાઓ છો. એનું કોઇ કારણ?' મેનાવતી કહે બેટા! જો સમજએ તો સંસારમાં દુઃખ સિવાય બીજું કંઈ છે જ નહિ. સંસારમાં સુખ તો નામનું જ છે અને દુઃખ તો પારાવાર છે. અરે પુત્ર! જો, જરાક તો આંતરદૃષ્ટિએ વિચાર કર. સુખ અને દુઃખ જેવું આ જગતમાં કશું પણ નથી. એ તો એક કેવળ મનની માન્યતા છે. અને જો એમ ન હોત તો મહાસતી મદાલસાએ પોતાના સાતે પુત્રોને સાધુ ન બનાવ્યા હોત. બેટા! રાજશાહી વૈભવમાં કેવળ વિષયના કીડા બની રાણીવાસમાં રહેવાથી સુખ નથી. સુખ તો સદ્ગુરુના શરણે જઇ દીક્ષા લઇ કેવળ નિજાનંદમાં મસ્ત રહેવું એમાં જ છે. એ સાચું અને શાશ્વત સુખ છે. તારૂં કલ્પનાનું સુખ એ સુખ નથી, પણ બારોબાર દુઃખ છે. માટે હે પુત્ર! વિષયાનંદમાં મગ્ન બન્યા સિવાય નિજાનંદમાં મગ્ન થા.' એમ અનેક દૃષ્ટાન્તો અને સિદ્ધાન્તો વડે માતાએ ગોપીચંદને સમજાવવા પ્રયત્ન કર્યો. અને એ નિર્મળ હૃદયની માતાએ પુત્રને સત્ય પંથે જવાનો આદેશ કર્યો. પુત્ર પણ સતી માતાથી ઉત્પન્ન થએલ હતો, કુશાગ્ર બુદ્ધિનો હતો. એટલે એણે પણ વિચાર કર્યો કે ભલે રાણીઓએ મને ભરમાવેલ હોય, પણ મારી માતા તેવી નથી. અને પોતે કરેલા પાપથી તે કંપવા લાગ્યો. પણ પવિત્ર માતાને દુઃખ ન થાય તેની ખાતર તેણે ગુરુજીની વાત કાઢી જ નહિ. અને માતાને પ્રણામ સંતપ્ત હૃદયે પાછો ફર્યો.

( ચાલુ )

# સર્વત્યાગનું રહસ્ય

લેખકઃ—
શ્રી ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય બી. એ. બી. ટી.

સમાજનું હિત સાધવા માટે જાહેર સેવાની પ્રવૃત્તિઓ ઘણી લાભદાયી છે અને આવી માનવ કલ્યાણ સાધની પ્રવૃત્તિઓ જેમ બને તેમ વધારે વેગ પકડે એ જોવાની આપણી સૌની પવિત્ર ફરજ છે. પરંતુ ઘણી વખત આવી પ્રવૃત્તિઓનો મૂળ હેતુ ભુલાઈ જાય છે અને સમાજસેવકો સામાન્ય માનવીની માફક રાગદ્વેષને વશ થાય છે અને સ્વાર્થ, અભિમાન, મમતા વગેરે દોષોના વમળમાં ફસાય છે. પોતપોતાની રીતે કાર્યક્ષેત્રમાં તેઓ આગળ વધે છે એમ તેઓ માને છે. પોતાનાં રાગને અનુરૂપ જુદાજુદા પક્ષો ઊભા થાય છે અને એ પક્ષોને સબળ બનાવવા જતાં સમગ્ર દેશ નિર્બળ બની જાય છે. આથી સમાજને કંઈ લાભ થતો નથી, જનતાનાં દુઃખ દૂર થતાં નથી અને સેવાના નિર્મળ ક્ષેત્રમાં મલિન તત્ત્વો પેસી જાય છે. ખરેખર આ સ્થિતિ ઓછી શોચનીય નથી. સેવાના આ પવિત્ર ક્ષેત્રમાં કેટલાં ભયસ્થાનો રહ્યાં છે? સેવાનો પવિત્ર માર્ગ કેવો કાંટાળો છે? સઘળાં વિઘ્નોને દૂર કરી આ ભયસ્થાનોથી આપણે કઈ રીતે દૂર રહીએ?

જગતના નીતિજ્ઞ પંડિતોએ આ પ્રશ્નોનો સંપૂર્ણ રીતે વિચાર કર્યો છે. સમાજસેવકોએ અસંગભાવ કેળવવો જોઈએ, તેઓએ નિઃસ્વાર્થી બનવું જોઈએ અને નિરભિમાનપણે કાર્યો બજાવવાં જોઈએ એવો તેમનો સ્પષ્ટ અભિપ્રાય છે. ત્યાગનો ઉપદેશ તેઓ આપે છે ત્યારે એનો ખરો અર્થ સમજવામાં ઘણા ભૂલ પણ કરી બેસે છે. કેટલાક તો સઘળું ત્યાગી દેવું જો એ એમ કહી કર્મોનો પણ ત્યાગ કરી બેસે છે. કર્મોનો ત્યાગ થાય તો જગતનું વ્યવહારતંત્ર કેમ ચાલે? આવું સ્થિતિ સ્વીકારી ભારતના માનનીય પ્રધાનો સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ કે શ્રી જવાહરલાલ નહેરુ જેવા વાનપ્રસ્થી, કર્મનિષ્ઠ અને દેશપ્રેમી સેવકો કાર્યક્ષેત્રથી અળગા રહે તો સમાજને કેટલું સહન કરવું પડે? આજે તેઓ સાચા સંન્યાસી કર્મવીરોની માફક પૂજાય છે, કારણ કે તેઓ પોતાના કર્તવ્યને નિઃસ્વાર્થપણે બજાવી રહ્યા છે, જાહેર પ્રવૃત્તિઓની વચ્ચે રહી તેઓએ પોતાના ખાનગી જીવનને વિશેષ મહત્ત્વ આપ્યું નથી. સાઠસાઠ વર્ષો વીત્યાં છતાં તેઓ યુવાનોને પણ શરમાવે એવા ઉત્સાહથી અને વેગથી પોતાના કામમાં સતત મંડ્યા રહે છે. ત્યાગની આ કંઈ ઓછી સિદ્ધિ છે?

અનેક વાસનાઓ મનને કનડતી હોય તો વનમાં જઈ બેસવાથી કંઈ ફાયદો થતો નથી. સંસારમાં જળકમળવત્ નિર્લેપભાવે રહેવાથી આપણને ઘરમાં પણ વનના એકાન્ત જેવો આનંદ આવે છે અને સાચા સંન્યાસી જીવનનો અનુભવ થઈ શકે છે. મહર્ષિ વસિષ્ઠ શ્રી રામને કહે છે કે—

गृहमेव गृहस्थानां सुसमाहितचेतसाम् ।
शान्ताहंकारदोषाणां विजना वनभूमयः ॥

અર્થાત્ જેનું મન સારી પેઠે શાન્ત છે અને જેનો અહંકાર શાન્ત થઈ ગયો છે એવા ગૃહસ્થને ઘર પણ નિર્જન વન જેવું છે. ભગવાન શ્રી કૃષ્ણે પણ આવા જ્ઞાનીઓને જ સાચા પંડિતો કહ્યા છે. તેઓ અર્જુનને કહે છે કે—

यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥

જેનાં સર્વે કર્મોનો આરંભ કામનારૂપી સંકલ્પ રહિત છે અર્થાત્ જે નિષ્કામ કર્મ કરે છે અને જેનું કર્મ (વાસના) જ્ઞાનાગ્નિથી બળી ગયું છે તેને બુધ જન પંડિત કહે છે. આવા પંડિતો જ સુસમાહિત ચિત્તવાળા બની શકે. આપણા નિત્ય વ્યવહારમાં અને જન સેવાની જાહેર પ્રવૃત્તિઓમાં આવી વૃત્તિ ઘણી જ જરૂરી છે. ભગવાન સઘળાનો સ્વામી છે. આપણે જુદાં જગતના વ્યવહારો બજાવવાના છે. જેટલી ત્યાગભાવના દૃઢ તેટલો વ્યવહાર પણ સરળ બનશે, સેવાનું કા[illegible] પણ વિશુદ્ધ બનશે અને એ રીતે દેશનું કલ્યાણ પણ ચોક્કસ થશે.

યોગવાસિષ્ઠ નામના પ્રસિદ્ધ ગ્રંથના નિર્વાણપ્રકરણમાં મહર્ષિ વસિષ્ઠે શ્રીરામને ચુડાલા અને રાજ શિખિધ્વજની એક સુંદર કથા અતિ વિસ્તારથી સંભળાવી છે અને તેમાં સર્વત્યાગનું રહસ્ય સારી રીતે સમજાવી શ્રીરામને તેમનું સાચું કર્તવ્ય શું છે તેનો ઉપદેશ આપ્યો છે. આનંદથી જીવન વ્યતીત કરતાં ચુડાલા અને શિખિધ્વજને આત્મોદ્ધાર

જિજ્ઞાસા જાગે છે અને એ સંસ્કારી દંપતી એ દિશામાં પ્રયત્નો પણ શરૂ કરે છે. આત્મવિચાર કરતાંકરતાં ચૂડાલાની બુદ્ધિ જ્ઞાનમાં સ્થિર થઈ જાય છે, પરંતુ શિખિધ્વજને રાજ્યમાં સુખ આવતું નથી અને આત્યંતિક શ્રેય પ્રાપ્ત કરવાની ઇચ્છાથી તે રાજ્યનો ત્યાગ કરી એક રાત્રે વનમાં ચાલ્યો જાય છે. જપ તપ યજ્ઞ વગેરે સાધનોનાં અનુષ્ઠાનમાં તે પોતાનો સમય વ્યતીત કરે છે. પાછળ વિદુષી ચૂડાલા રાજાનું વહીવટી કાર્ય કુશળતાથી પણ અનાસક્ત ભાવે ચલાવે છે. પોતાના પતિને જ્ઞાનનો યોગ્ય અધિકાર પ્રાપ્ત થાય એટ સમય તે વ્યતીત થવા દે છે. યોગ્ય સમય થતાં ચૂડાલા પતિનો વ્યામોહ દૂર કરવા માટે વનમાં તેની પાસે જાય છે અને પત્નીસ્વરૂપે જ ઉપદેશ આપીશ તો એની કંઈ અસર પતિ પર નહિ થાય એમ વિચારી પોતાની સિદ્ધિના બળે કુંભ બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી પતિને જ્ઞાનોપદેશ કરે છે. જ્ઞાન સંબંધી વાર્તાલાપ બન્ને વચ્ચે ચાલે છે અને તેમાં ચૂડાલા પોતાના સ્વામીને સર્વત્યાગનું રહસ્ય સચોટ રીતે સમજાવે છે. 'ધન, દારા, રાજ્યમહેલ વગેરે સઘળી વસ્તુઓનો ત્યાગ કરવા છતાં મારો ત્યાગ હજી અપૂર્ણ કેમ!" આ પ્રશ્ન (શિખિધ્વજ કુંભને ચૂડાલાને) પૂછે છે. જવાબમાં કુંભ કહે છે કે, "રાજન્! ધન, દોલત વગેરે વસ્તુ આપણી નથી, તો પછી જે પોતાનું ન હોય તેનો ત્યાગ કેમ સંભવે? એ સઘળી વસ્તુમાં જે રાગ રહ્યો છે તે રાગને મનમાંથી નિઃશેષ કાઢી નાખશો ત્યારે સુખ મળશે." આમ ઉપદેશ મળતાં રાજાએ ક્રમશઃ વન, પર્વત, વૃક્ષ, પાત્ર, પર્ણકુટી વગેરે સઘળી વસ્તુઓનો ત્યાગ કર્યો અને તેણે માન્યું કે "મેં સઘળું છોડી દીધું." પરંતુ વાસ્તવિક દૃષ્ટિએ એ ત્યાગ સ્થૂલ હતો. તેમાં આસક્તિ તો હતી જ. ત્યાગની પરીક્ષામાં તેણે હજી વિજય મેળવ્યો ન હતો; કારણ, ત્યાગની પરીક્ષા અસિધારાવ્રત જેવી આકરી છે. સઘળું ત્યાગ કરતાં કરતાં છેવટે રાજા શિખિધ્વજે પોતાના દેહનો નાશ કરી પોતાનો સર્વત્યાગ સંપૂર્ણ કરવાનો નિશ્ચય જણાવ્યો. ત્યારે કુંભે તેને તેમ કરતાં અટકાવી નીચે પ્રમાણે સુંદર અને અતિ મહત્ત્વનો ઉપદેશ આપ્યો—

साधो सर्वगताकारं जीवनामादिनामकम् ।
न जडं नाजडं भ्रान्तं चित्तं सर्वमवस्थितम् ॥

चित्तं विद्धि जगज्जालं बन्धश्चित्तमुदीर्यते ।
तस्मिन्साधो परित्यक्ते सर्वत्यागो भवेदिति ॥

जन्मना कर्मणा वापि चित्तं बीजमुदाहृतम् ।
पादपः पवनेनेव देहश्चित्तेन चाल्यते ॥

चित्तत्यागं विदुः सर्वत्यागं त्यागविदो जनाः ।
चित्ते त्यक्ते लयं याति द्वैतमैक्यं च सर्वतः ॥

शिष्यते परमं शान्तमेकमच्छमनामयम् ।
सर्वत्यागो परानन्दो दुःखमन्यत्सुदारुणम् ॥

इत्योमित्युररीकृत्य यदिच्छसि तदाचर ।
कृत्वा सर्वपरित्यागं शान्तः स्वस्थो वियत्समः ॥
सौम्यो भवसि यद्रूपस्त पो. भव भूपते ॥

(યોગવાસિષ્ઠ નિ. પ્ર. સ. ૯

હે રાજન્! ચિત્ત જ જીવ વગેરે નામથી જગદાકારે પરિણમે છે. તે જડ નથી તેમ અ-જડ પણ નથી. સઘળો દ્વૈત-પ્રપંચ ચિત્તને જ આભારી છે. એ જ બંધન છે અને ચિત્તનો પરિત્યાગ થતાં સર્વત્યાગ સિદ્ધ થાય છે. જન્મ અને કર્મનું બીજ પણ ચિત્ત છે. જેમ પવન વડે વૃક્ષ હાલે તેમ ચિત્ત વડે જ દેહ હાલેચાલે છે. ત્યાગવિદ મહાત્માઓ ચિત્તત્યાગને જ સર્વ-ત્યાગ કહે છે. ચિત્તનો પરિત્યાગ થતાં સર્વ દ્વૈતપ્રપંચનું બંધન લય પામે છે અને અદ્વૈત રૂપ પરમ શાન્ત, એક અદ્વિતીય, સ્વચ્છ અને અનામય આત્મા જ બાકી રહે છે. આવો સર્વત્યાગ પરમ આનંદ આપે છે. અન્ય વસ્તુઓ દારુણ દુઃખ આપે છે, માટે પવિત્ર ૐકારનું ગાન કરતાં અનાસક્તિ પૂર્વક ઇચ્છા પ્રમાણે જગતનાં કામકાર્યો કરો અને એ રીતે સર્વત્યાગની ભાવના સ્થિર કરી શાન્ત આકાશવત રહી સ્વસ્થતા અનુભવો."

ચિત્તના મૂળ સ્વરૂપ વિષે પ્રશ્ન પૂછતાં કુંભે (ચૂડાલાએ) જવાબ આપ્યો કે—

वासनैव सदा राजन् स्वरूपं विद्धि चेतसः ।
चित्तशब्दस्तु पर्यायो वासनायाः उदाहृतः ॥

अहमर्थोदयो योऽयं सर्वानर्थैकभाजनम् ।
एतच्चित्तद्रुमस्यास्य विद्धि बीजं महामते ॥

असंसक्तमना मौनी शान्तवादविचारणः ।
संप्राप्तकारी यः सोन्तर्लीनचित्तवृत्तो भवेत् ॥

गौणं शाखा विलवनं मुख्यं मूलविकर्तनम् ।
चित्तवृक्षस्य तेन त्वं मूलकापपरो भव ॥

मुख्यत्वेन महाबुद्धे मूलदाहमलं कुरु ।
चित्तकण्टकखण्डस्य भवत्येवमचित्तता ॥

વાસના જ ચિત્તનું સ્વરૂપ છે. ચિત્ત અને વાસના બને સમાન-અર્થી છે. એ અનર્થકારક સંસારનું મૂળ અહંકાર છે. તે અહંકારના ઉદયને જ તમે ચિત્તવૃક્ષનું બીજ સમજો......જે પુરુષ વિષયોમાં અનાસક્ત રહે છે, જે મૌનનિષ્ઠ છે, બીજાઓ શું કરે છે વગેરે નિરુપયોગી પરચર્ચા કરતો નથી, અને જે પ્રાપ્ત કર્તવ્યો બજાવે છે તેવા પુરુષનું ચિત્તવૃક્ષ કપાઈ જાય છે. ચિત્તવૃક્ષની શાખાઓ (ઇચ્છા, સંકલ્પ, વાસના વગેરે) કાપી નાખવી એ તો ગૌણ છે, પણ મૂળ અહંકારને દૂર કરવો એ જ પ્રધાન કર્તવ્ય છે. એ જ કામ તમે કરો. ચિત્ત અનેક સંકટોનો સમૂહ છે. મૂળને બાળી નાખવાથી તમે અચિત્ત બની જશો."

ઉપર પ્રમાણે ઉપદેશ આપી વિદુષી ચૂડાલા તેને "હું કોણ?" નો વિચાર કરવા આગ્રહ કરે છે. અને આત્મસાક્ષાત્કાર કરાવે છે. શિખિધ્વજનો અહંકાર બળી જાય છે અને તેની સંપૂર્ણ વાસનાઓ જ્ઞાનાગ્નિથી બળી ગઇ છે એવી ચૂડાલા ખાત્રી કરે છે અને પછી તેને સ્વકર્તવ્યમાં જોડાવાની વિનંતિ કરે છે. પત્ની પાતની તારક બને છે. ખરેખર, બ્રહ્મવાદિની મૈત્રેયી, પરમ સાધ્વી સીતાજી, સાવિત્રી, ઉપરોક્ત કથામાં વર્ણવાએલી ચૂડાલા અને એવી અનેક આર્ય રમણીઓએ ભારતીય સંસ્કૃતિનો ઇતિહાસ સદા સર્વદા ઉજ્જવલ રાખ્યો છે. આપણાં ભારતીય સંતાનો આવાં આદર્શ દંપતી બનવા પ્રયત્નો કરે તો કેવું સારું!

આપણા નીતિજ્ઞ શાસ્ત્રકારોએ ત્યાગ સંબંધી કેટલો ઊંડો વિચાર કર્યો છે અને જીવનવ્યવહાર સંબંધી કેવો સુંદર સમન્વય કર્યો છે તેનો સ્પષ્ટ ખ્યાલ ચૂડાલાનું આખ્યાન આપે છે. સર્વસ્વ ત્યાગનું રહસ્ય સમજ્યા પછી શિખિધ્વજ રાજાનો વ્યામોહ દૂર થાય છે અને અનાસક્તભાવે પ્રજાનું પરિપાલન કરવા માટે રાજ્યવ્યવહાર ચલાવવાનું સ્વીકારે છે. મહર્ષિ વસિષ્ઠનો જ્ઞાનોપદેશ સાંભળી યુવાન રામચંદ્રજીએ પોતાના કર્તવ્યક્ષેત્રમાં ઝંપલાવ્યું હતું અને સગાંવહાલાંના રાગને કારણે ખિન્ન થએલ અર્જુને યોગેશ્વર શ્રીકૃષ્ણનો દિવ્ય ગીતોપદેશ ગ્રહણ કરી મહાભારતના યુદ્ધમાં ઝંપલાવ્યું હતું. સ્વકર્તવ્યનું પરિપાલન કરવું એ સૌનો ધર્મ છે. અનાસક્ત-ભાવે કર્મ કરતાં દીર્ઘ જીવન જીવવાની ઇચ્છા રાખવી એવું ઇશોપનિષદનું વચન છે. ગીતાજીનો પણ પ્રધાન સુર એ જ છે. સમાજના જાહેર સેવકોએ કર્મવીર બનવાનું છે અને સમાજની નિઃસ્પૃહ ભાવે સેવા કરવાની છે. કર્મથી ડરીએ તો કેમ ચાલે! સેવાના પંથે જતાંજતાં વિઘ્નોથી ગભરાઇએ તો સેવા કેમ થાય? સ્વાર્થ અને મમતાના વમળમાં ફસાયા વિના પરમેશ્વરમાં શ્રદ્ધા રાખી ભારતમૈયાની સેવામાં આગળ વધીએ અને સ્વતંત્ર ભારતની સમૃદ્ધિ વધે એવા પ્રયત્નો શરૂ કરી દઇએ. ભારત કઠિન કાળમાંથી પસાર થાય છે. એવા વિકટ સમયમાં સૌ કટિબદ્ધ થઇએ. સાચા સર્વત્યાગી કર્મવીર, સત્યનિષ્ઠ, ધર્મપ્રેમી સેવકોનો તો સદા વિજય જ છે. પરમેશ્વરના શુભ આશીર્વાદની વર્ષા તેઓ પર નિત્ય વરસ્યા જ કરે છે. પરમાત્મા સૌને સદ્બુદ્ધિ આપે અને આપણે સૌ ત્યાગના પાઠો શીખીએ, સમજીએ અને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરીએ!!!



**મન ઉપર કાબૂ રાખવાથી મનુષ્ય પૂરેપૂરો સદાચરણી ને પવિત્ર થાય છે, અને અખિલ બ્રહ્માંડમાં જે ચેતન રહેલું છે તે જ તેનામાં છે, એવી ભાવના અનુભવતો તે છેવટે પરમેશ્વરનો પવિત્ર અંશ—ચિદ્-અંશ બને છે.**

o

# વિવિધ પ્રકારના સાધકો અને તેમના આદર્શો

અનુવાદકઃ શ્રી જયન્તીલાલ મંગળજી ઓઝા બી. એ. બી. ટી. એલ. એલ. બી.

## સાધકોના પ્રકાર

૧ આકાશમાં ઊડતા અસંખ્ય પતંગોમાંથી એક કે બે જ દોર તોડાવી છટકી જાય છે, મુક્ત બને છે. આ જ રીતે અનેક સાધકોમાંથી એક કે બે જ સંસારનાં બંધનમાંથી વિમુક્ત થાય છે.

૨ 'હોમા' જાતનાં પક્ષી થાય છે એવી લોકવાયકા છે. આકાશમાં તેઓ ખૂબ જ ઊંચે રહે છે અને તેમને ત્યાં રહેવામાં એવી મજા આવે છે કે તેઓ કદી પૃથ્વી પર આવતાં નથી. એમ કહેવાય છે કે તેઓ ઈંડાં પણ આકાશમાં અધ્ધર જ મૂકે છે, અને ગુરુત્વાકર્ષણને લઈને એ ઈંડાં નીચે પડવા લાગે છે ત્યારે હવામાં અધવચ જ તેમાંથી બચ્ચાં જન્મે છે એમ માણસો કહે છે. પોતે નીચે પડતાં જાય છે એવી આ બચ્ચાંઓને ખબર પડે છે કે તરત જ તેઓ પોતાનો રસ્તો બદલે છે અને આંતરિક પ્રેરણા અનુસાર પોતાના અસલ વતન તરફ ઊડવાનું શરૂ કરે છે. શુકદેવ, નારદ, ઈસસ અને શંકરાચાર્ય જેવા મહાપુરુષો આ પક્ષીઓ જેવા છે, બાલ્યાવસ્થામાંથી જ તેઓ સંસારની આસક્તિમાંથી છૂટા થઈ જાય છે અને જ્ઞાન તથા આત્મજ્યોતિના ઉત્તમોત્તમ પ્રદેશોમાં વિચરવા લાગે છે.

૩ યોગીઓ બે જાતના છે, છૂપા અને ખુલ્લા. પહેલી જાતના યોગીઓ પોતાની સાધનાઓ ખાનગીમાં અને લોકોની દૃષ્ટિએ પડ્યા વિના કરે છે, જ્યારે બીજા પ્રકારના યોગીઓ બહારનો આડંબર પણ રાખે છે અને આધ્યાત્મિક વિષયોની ચર્ચા પણ કરે છે.

૪ સાધારણ નિયમ એવો છે કે પહેલાં ફૂલ અને પછી ફળ બેસે છે. પણ કેટલાક છોડ અને વેલા એવા પણ છે કે જેમાં પહેલા ફળ અને પછી ફૂલ આવે છે. તે જ પ્રમાણે સાધારણ સાધકો પહેલાં સાધના કરે છે અને પછી ઈશ્વરસાક્ષાત્કાર પામે છે. પરંતુ એવા સાધકો પણ છે કે જેઓ ઈશ્વરનો સાક્ષાત્કાર થયા પછી સાધના કરે છે.

૫ કડાયામાં ભુંજાતી ધાણી કે મમરામાંથી જે ઉછળીને કડાયામાંથી બહાર પડે તે સ્વાદમાં ખૂબ જ સરસ હોય છે અને તેમના ઉપર દાઝવાની નિશાની પણ હોતી નથી. એથી ઉલટું કડાયાની અંદર ભુંજાયેલી ધાણી કે મમરા ઉપર કોઈ ને કોઈ કાળો ડાઘ પડ્યો હોય છે. તદનુસાર જે ભક્તો સંસારનો સદંતર ત્યાગ કરીને તેની બહાર નીકળી જાય છે તેઓ જરા પણ ડાઘ વિનાના, સંપૂર્ણ હોય છે. જ્યારે જે ભક્તો સંસારમાં રહે છે; તેમાંના ઉત્તમોત્તમમાં પણ કચાશનો નાનો સરખો પણ ડાઘ જરૂર જોવામાં આવે છે.

૬ વહેલી સવારે વલોવીને કાઢેલું માખણ સર્વોત્તમ હોય છે. સૂર્યોદય થયા પછી કાઢેલું માખણ એટલું સારું હોતું નથી. પોતાના યુવાન શિષ્યો જેઓએ બાળપણથી સંન્યાસ લીધો હતો તેમને સંબોધીને ગુરુદેવ કહેતા, – "તમે વહેલી સવારે વલોવેલા માખણ જેવા છો, જ્યારે મારા ગૃહસ્થ ભક્તો સૂર્યોદય થયા પછી વલોવેલા માખણ જેવા છે."

૭ કુમળો વાંસ જેમ વાળો તેમ વળે, પણ પાકો વાંસ તેમ વાળી શકાતો નથી, જોરથી વાળવા જતાં તે ભાંગીને કટકા થઈ જાય છે. બાળકના હૃદયને ઈશ્વર તરફ વાળવું સહેલું છે, પરંતુ મોટી ઉમ્મરના માણસનું કઠણ હૃદય ઈશ્વર તરફ ખેંચી શકાતું નથી.

૮ પોપટનું બચ્ચું મોટું થાય તો પછી તેના ગળાના તાંતણા સખત થઈ ગયેલા હોવાથી તેને બોલતાં શીખવી શકાતું નથી. તેના ગળા પરનો કાંઠલો દેખાવાની શરૂઆત થાય ત્યારપહેલાં તે નાનું હોય ત્યારે જ તેને બોલતાં શીખવવું જોઈએ. તે જ રીતે વૃદ્ધાવસ્થામાં ઈશ્વર પર મન સ્થિર કરવાનું શીખવવું બહુ મુશ્કેલ છે, પણ યુવાવસ્થામાં એ વાત સહેલાઈથી શીખી શકાય છે.

૯ પાકી કેરી દેવને ધરી શકાય અથવા બીજા ઉપયોગમાં લેવાય, પણ જો કાગડો એક વાર પણ તેના ઉપર ચાંચ મારે તો પછી તે કોઈ પણ ઉપયોગમાં લઈ શકાય નહીં. પછી તે દેવને ધરાવાય નહીં, બ્રાહ્મણને દેવાય નહીં કે ખવાય પણ નહીં. આ રીતે બાળક-બાલિકાઓએ દુનિયાદારીની ઇચ્છાઓથી દૂષિત થયા પહેલાં જ ઈશ્વરપરાયણ થવું જોઈએ. વિષયાસક્તિ એક વખત મનમાં પેસી ગયા પછી–ભોગેચ્છારૂપી રાક્ષસના પંજામાં ફસાયા પછી, તેઓને સન્માર્ગે ચડાવવા અતિશય મુશ્કેલ છે.

૧૦ બાળકના હૃદયનો પ્રેમ અવિભક્ત અને અખંડિત છે. યોગ્ય ઉમ્મરે જ્યારે તે પરણે છે ત્યારે તેના હૃદયનો અર્ધો પ્રેમ, બલ્કે તેથી વધારે, પોતાની સ્ત્રીને અર્પણ થાય છે, અને પછી જ્યારે સંતતિ થાય છે ત્યારે બાકીના અર્ધામાંથી અર્ધો ભાગ બાળકો પર કેન્દ્રિત થાય છે, અને બાકી રહેલો પા ભાગ માબાપ, માન-અકરામ, અહંકાર, લુગડાંલત્તાં અને એવી એવી બાબતોમાં વહેંચાઈ જાય છે; એટલે ઈશ્વર માટે પછી કાંઈ બાકી રહેતું નથી. તેથી જો બાળકનું અવિભક્ત મન પહેલી અવસ્થામાં જ ઈશ્વર પ્રત્યે વળાવવામાં આવે તો ઈશ્વરનો પ્રેમ તેને સહેલાઈથી મળે છે અને તે એમદમ ઈશ્વરસાક્ષાત્કાર મેળવે છે. મોટી ઉમ્મરનાં માણસો માટે ઈશ્વર-સાક્ષાત્કાર આટલો સહેલો નથી.

૧૧ સંસારમાં રહેતા જ્ઞાની અને વિરક્ત જ્ઞાનીઓની વચ્ચે કાંઈ તફાવત છે કે નહીં એવા પ્રશ્નના જવાબમાં હું તો કહું છું કે તે બન્નેમાં જરા પણ તફાવત નથી. તે બન્નેમાં એક જ પ્રકારનું જ્ઞાન એકસરખું જ હોય છે, પરન્તુ જે જ્ઞાની સંસારમાં રહે છે, તેને સાવચેત રહેવાની જરૂર ખરી. વિષય-ભોગની મધ્યમાં રહેવું એમાં પતનનો ભય તો થોડો ઘણો ખરો. અમે તેટલી સંભાળ રાખીને રહીએ પણ કાજળની કોટડીમાં ક્યાંક ને ક્યાંક ડાઘ લાગવાનો તો ખરો.

૧૨ એક ભક્તને ગુરુ મહારાજે એક વખત કહ્યું હતું કે, "દુનીયાદારીમાં તમારા જીવનનો મોટો ભાગ ગાળ્યા પછી હવે તમે ઈશ્વરને શોધવા આવ્યા છો. ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યા પછી જો તમે સંસારમાં પ્રવેશ કર્યો હોત તો તમને અદ્‌ભુત શાંતિ અને આનંદ મળત."

૧૩ પ્રશ્નઃ સાત્વિક રાજસી અને તામસી ભક્તિમાં શો ભેદ છે?

ઉત્તરઃ હૃદયના ઊંડાણમાંથી, કોઈ પણ જાતના આડંબર વિના કે દંભ વિના જે ભક્ત પ્રભુની ભક્તિ કરે છે તે સાત્વિક ભક્ત પ્રભુની પૂજા વખતે પોતાના મકાનને ધજા-પતાકાથી શણગારે, ભજનકીર્તન માટે ખૂબ દોડાદોડી કરી દેખાવ કરે, અને તે પ્રસંગે ભારે ભભકાદાર જમણવાર કરે. આવો ભક્ત રાજસી ભક્ત છે. બલિદાનમાં અનેક નિરપરાધી પ્રાણીઓના વધ કરે, મદ્યમાંસ નૈવેદ્ય તરીકે ધરાવે અને નાચવા કૂદવામાં તલ્લીન થઈ ભક્તિ કરે આવા ભક્તોની ભક્તિ તામસી છે.

[ પરમહંસ શ્રી રામકૃષ્ણ દેવની ઉપદેશવાણીમાંથી ]

## ગાઉં હરિનું ગીત

(મહાનલ એક જ હે ચીનગારી...રાગ)

ગાઉં હરિનું ગીત.........
    પાગલ હું ગાઉં હરિનું ગીત.
પુષ્પ-પાંદડીમાં તને ભાળું,
માનવીના હૈયે હું નિહાળું;
    પશુ-પક્ષીના અંગઅંગમાં
    પ્રગટી રહ્યો તુજ દીપ—પાગલ. ૧

સૂર્ય-ચંદ્રમાં પ્રકાશ તારો,
દીપી રહ્યો જગમાં એ ન્યારો
    પંચભૂતમાં સૂક્ષ્મ રૂપે તું,
    વિચરી રહ્યો નિશદિન—પાગલ. ૨

સાગરનાં મોજાંમાં વહેતો,
અણુ-પરમાણુમાં તું રહેતો,
    પહાડ અને ટેકરીઓ વચ્ચે
    ગૂંજી રહ્યું તુજ ગીત—પાગલ. ૩

અવ્યક્ત તું સઘળે બિરાજે,
પ્રકટ થતો તું ભક્તો કાજે;
    આત્મસ્વરૂપે વિચરી રહેતું,
    તુજ સ્મિત તણું સંગીત—પાગલ. ૪

તું મહાજ્યોતિ સઘળે રેલે,
હું ચિનગારી પડી છું હેઠે;
    પ્રીતમ! પામર તે શું જાણે,
    ગતિ તારી અકળિત—પાગલ. ૫

—શ્રી પીતામ્બરદાસ ભાવસાર

# ભગવાનનું અપરોક્ષ જ્ઞાન

(હરે શ્રીસ્વામિનારાયણ)

મુક્તાનંદ સ્વામીએ શ્રીજી મહારાજ–સહજાનંદ સ્વામીને પ્રશ્ન કર્યો કે–" વેદમાં કહ્યું છે, કે ऋते ज्ञानान्न मुक्तिः । तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय । અર્થાત્ 'જ્ઞાન વિના મુક્તિ નથી; ભગવાનનું સાક્ષાત્ જ્ઞાન થાય ત્યારે જ જીવનું કલ્યાણ થાય છે.' તો શાસ્ત્રમાં જે બીજાં સાધનો કલ્યાણને માટે બતાવેલાં છે તેમનું શું પ્રયોજન છે ? કારણ કે કલ્યાણ તો ઉપરની શ્રુતિ અનુસાર જ્ઞાનથી જ થાય છે ? "

શ્રીજી મહારાજે કહ્યું—જ્ઞાન એટલે જાણવું. કેવળ શાસ્ત્રોના વાચનથી ભગવાનનું જે પરોક્ષ જ્ઞાન થાય છે, તેનાથી જેમ મુક્તિ થતી નથી, તેવી જ રીતે જ્યારે રામ, કૃષ્ણ વગેરે ભગવાનના અવતાર હતા, તેમને જેઓએ પ્રત્યક્ષ દીઠા હતા, તેનાથી પણ તેમની મુક્તિ થઈ નહોતી. પરન્તુ આવા જ્ઞાનનું એટલું ફળ છે કે તેનાથી આગળ જતાં જન્માન્તરે કલ્યાણ થાય છે. ભગવાનને નેત્રોથી જોવાથી પણ ભગવાનનું જ્ઞાન થાય છે અને શાસ્ત્રોના અભ્યાસથી પણ ભગવાનનું જ્ઞાન થાય છે. તે બંને જ્ઞાન સમાન જ છે. તેવી જ રીતે કાનોદ્વારા ભગવાનનાં જે વર્ણન સાંભળીએ તેમાં પણ ભગવાનનું જ્ઞાન થાય છે. તેવી જ રીતે ભગવાનનો સ્પર્શ કરવાથી પણ તેમનું જ્ઞાન થાય છે, તેમ નાસિકાથી સુંઘવામાં અને જીભદ્વારા વર્ણન કરવામાં પણ ભગવાનનું જ્ઞાન થાય છે. પરન્તુ તે બધાં જ્ઞાન–'દર્શન; શ્રવણ, કીર્તન, વર્ણન વગેરે' જ કહેવાય. એવી રીતે બાહ્ય ઇન્દ્રિયોથી પણ ભગવાનનું જ્ઞાન થઈ શકે છે. તેમજ અંતઃકરણદ્વારા જીવને જે અનુભવ થાય છે તે પણ જ્ઞાન કહેવાય છે. વળી ભગવાને પણ જગતનાં જુદાંજુદાં કાર્યો કરવા માટે જુદાંજુદાં સ્વરૂપો ગ્રહણ કરેલ છે. તેમજ ભગવાનનું એવું પણ સ્વરૂપ છે, કે જ્યાં ઇન્દ્રિયો અને અંતઃકરણ પણ પહોંચી શકતાં નથી; કેવળ તેનો અનુભવ જ થઇ શકે છે. તો તમે કેવા જ્ઞાનથી મુક્તિ થાય એમ પૂછો છો ?

ત્યારે નિત્યાનંદ સ્વામીએ કહ્યું—જે ભગવાનના સ્વરૂપમાં ઇન્દ્રિયો અન્તઃકરણ અને અનુભવ એ ત્રણે ય પહોંચી શકે તેવા જ્ઞાનને હું મુક્તિ આપનાર કહું છું.

શ્રીજી મહારાજ બોલ્યા—એવા ભગવાન તો શ્રીકૃષ્ણ છે. અને એ શ્રીકૃષ્ણ પણ પોતાને 'એવા' જણાવે છે કે—

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ॥
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥
मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ॥
पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ॥

ઇત્યાદિ વચનોથી ભગવાન પોતાને ઇન્દ્રિયો અને અન્તઃકરણથી અગોચર કહે છે. તેથી જે ઇન્દ્રિયો, અન્તઃકરણ અને અનુભવ એ ત્રણેથી યથાર્થપણે ભગવાનને જાણે ત્યારે જ તે પુરો જ્ઞાની કહેવાય. આ ત્રણે પ્રકારમાંથી જો એક પણ પ્રકાર ઓછો હોય તો તે જ્ઞાન આત્યન્તિક (અવિનાશી, સત્ય) ન કહેવાય અને તેવા જ્ઞાનથી જન્મ–મરણનાં બંધનને પણ જીતી શકાય નહિ.

જે ભગવાનને વિષે આ જડ–ચેતનરૂપ પ્રકૃતિ ઉત્પત્તિ, સ્થિતિ અને લયની અવસ્થાઓ પામી રહી છે અને પ્રકૃતિના એ સર્વ પ્રકારોની અંદર ભગવાન અન્તર્યામીપણે સર્વના કારણ અને આધારરૂપે રહેલા છે, જે ભગવાનમાં અર્જુને સમગ્ર વિશ્વ, નદીઓ, પર્વતો, સમુદ્રો અને દેવ, અસુર, ગન્ધર્વ, યક્ષ, નાગ, કિન્નર, વૃક્ષ, પશુ, પક્ષી માનવ વગેરે જોયાં તેવા ભગવાનને જે, તેમની વિભૂતિ–મહિમા–ઐશ્વર્ય વડે સર્વત્ર વ્યાપેલા જાણે અને જુએ તેનું જ્ઞાન 'પરિપૂર્ણ' કહેવાય. આમ ઇન્દ્રિયો, અન્તઃકરણ અને અનુભવ એ ત્રણે પ્રકારે જે, ભગવાનને યથાર્થરૂપે જાણતો હોય તે જ ખરો જ્ઞાની છે. તેવા જ્ઞાનીને ભગવાને શ્રેષ્ઠ કહ્યો છે. એવો જ્ઞાની સર્વમાં રહેલા સર્વના આધારરૂપ ભગવાનને જાણીને તેમને અનન્યપણે ભજતો રહે છે. માટે બ્રહ્મરૂપ થઈને પણ જે જ્ઞાની, સર્વત્ર–સર્વ પ્રાણીઓમાં, મારી ભક્તિ ન કરે, તો તેનું પણ કલ્યાણ ન થાય. અથવા

તો તેવો ભક્તિ વિનાનો જ્ઞાની ખરેખરો, જ્ઞાની હોતો નથી. ભગવાને ગીતામાં કહ્યું છે કે—

બ્રહ્મભૂતઃ પ્રસન્નાત્મા ન શોચતિ ન કાઙ્ક્ષતિ ॥
સમઃ સર્વેષુ ભૂતેષુ મદ્ભક્તિં લભતે પરામ્ ॥

અર્થાત્—કામનાઓ, દુઃખ અને શોકથી રહિત, પ્રસન્નચિત્તવાળો બ્રહ્મરૂપ થએલો સમતાવાન્ જ્ઞાની સર્વ ભૂતોમાં મને અનન્યપણે ભજતો હોય છે અને એથી કરીને એનો આત્યન્તિક મોક્ષ થાય છે. અને જે જ્ઞાની આવો નથી હોતો અને કેવળ શાસ્ત્રો વાંચીને 'અહં બ્રહ્માસ્મિ' થઇ બેસે છે અને કહે છે કે 'રામ, કૃષ્ણ વગેરે તો પરબ્રહ્મ એવો જે હું, તેના મારી લહરીઓ છે.' તેવા જે શઠ વેદાંતીઓ છે તે તો અતિદુષ્ટ અને મહાપાપી છે. અને મરીને નરકમાં પડે છે, ને, કોઇ દિવસ ત્યાંથી તેમનો છુટકો થતો નથી.

તેમજ શાસ્ત્રોમાં જે બીજાં સાધનો બતાવ્યાં છે તે અન્તઃકરણની શુદ્ધિને અર્થે છે. તે પ્રમાણે આચરણ કરવાથી શુદ્ધ થએલું અંતઃકરણ, ભગવાનના યથાર્થ જ્ઞાનના પ્રાદુર્ભાવ માટે યોગ્ય બને છે. તેથી કલ્યાણને અર્થે શાસ્ત્રમાં બતાવેલાં બીજાં સાધનો પણ તે તે સાધનના અધિકારીઓને માટે આવશ્યક છે.

[ વચનામૃત—લોયા પ્રકરણ ૭ ઉપરથી ]

 
## ઘસાઈ છૂટવાની સદ્‌વૃત્તિ


જગત આખામાં એક પરમ તત્ત્વ સચરાચર વ્યાપેલું છે, જેને આપણે આત્મા નામથી ઓળખીએ છીએ. એ રીતે જગતના દુઃખસુખમાં વ્યક્તિનું દુઃખસુખ સમાઇ જાય છે. જો મારે સુખ જોઇતું હશે તો જગત સુખી હોવું જોઇશે અને તો જ હું તે મેળવી શકીશ. એટલે આપણે બધો વ્યવહાર જગતકલ્યાણની દૃષ્ટિ રાખીને કરવો જોઇએ. આ કેવી રીતે બની શકે? તેને માટે મને વિશ્વવાત્સલ્ય શબ્દ મળ્યો છે.

ઉચ્ચ ભાવનાથી આપણે પ્રેમ કરીશું તો પાપી અને દુષ્ટ ગણાતા માણસોને પણ આપણા બનાવી શકીશું અને સુધારી શકાશું. આ ભાવના આપણને ધર્મમાંથી મળે છે. એ ધર્મ અમુક ચિહ્ન કે લેબલવાળો નહિ પણ સદ્‌ગુણોના વિકાસવાળો ધર્મ.

'મને ન હજો પણ મારા પાડોશીને હજો' ભાવના મરી પરવારી છે. નહીં તો એક બાજુ બંગલા અને બીજી બાજુ ઝુંપડાં કેમ હોઇ શકે?

પ્રાચીન કાળમાં આપણા ઋષિમુનિઓ ત્યાગની ભાવના સમાજમાં જાગૃત રાખવા અનશન વ્રત કરતા. આપણને આમાં દુઃખ લાગે પણ તેમને મન તો આનંદ જ હોય છે. બીજાને માટે જીવનનો એ આદર્શ રજુ કરતા હોય છે. એક જણને માથે બોજો હોય તે ભારે લાગે પણ સાથેના ચાર જણ તે વહેંચી લે તો કોઇને ભાર ન લાગે. આવી સહકારની અને એક-બીજાને માટે ઘસાઈ છૂટવાની વૃત્તિ પેદા કરવી તે જ વિશ્વવાત્સલ્યનો આદર્શ છે.

દુઃખ વહેંચાય ત્યારે ડાહ્યો માણસ તેને પહેલું ખરીદી લે છે. પણ દુઃખ ખરીદ્યા પછી તે દુઃખને તેની પાસે રહેવું ગમતું નથી, ત્યાંથી તે એકદમ ભાગે છે. આવા ઘણા પ્રસંગો આપણે જોઇએ છીએ. જેમણે કોઇ દિવસ દુઃખ નથી વેઠયું એવાં જુવાન સ્ત્રીપુરુષો ભૂખ અને તરસ વેઠીને ગામડાંમાં રઝળે છે. સશક્ત સત્યાગ્રહી યુવાનોને કંગાળ દેખાતા પોલીસના ફટકા ખાતા, ગાળો ખાતા અને લાઠી ખાતા જોયા છે. આનું કારણ તેમની પાસે એક ભાવના પડી હતી—બીજાને માટે મરી ફીટવાની તમન્ના જાગી હતી. માણસ જ્યારે દુઃખને માગી લે છે ત્યારે બીજામાં તે દુઃખમાં ભાગ પડાવવાની વૃત્તિ પેદા કરે છે. પણ જ્યારે સુખની માગણી કરે છે ત્યારે વિરોધ ઊભો થાય છે.

ગાંધીજીએ પોતાના જીવનદ્વારા આપણને સહન કરવાનું શીખવ્યું છે. આપણે સહન કરવાનું શીખી લઇશું તો વિશ્વવાત્સલ્ય સહેલું બની જશે એમ મને લાગે છે.

( મુનિશ્રી સંતબાલજીના પ્રવચનની નોંધમાંથી )

# સુવર્ણસૂત્રો

લેખકઃ
શ્રી. 'ગુરુચરણકમલાનુરાગી-ભક્ષુ'

'આ કામ અશકય છે' એમ કહીને કદી પાછા ન પડો; કેમકે તમારો પુરુષાર્થ જ તમને પ્રત્યેક વસ્તુ પ્રાપ્ત કરવાની શક્તિ અર્પશે.

ખબરદાર! કોઇપણ કામ અધૂરૂં છોડશું તો, કારણ કે આરંભેલું કામ અધૂરૂં મૂકનારની દુનિયા પરવા કરતી નથી.

જનસેવા કરવાને શક્તિમાન થવાનો ગૌરવભર્યો આનંદ માત્ર મહાન લોકોને જ મળે છે, કે જેઓ કોઇ પણ જાતનો પરિશ્રમ ઉઠાવવામાં કદી પાછી પાની કરતા નથી.

પ્રમાદી પુરુષની ઉદારતા એ હીજડાના હાથમાંની તલવાર જેવી છે, તે લાંબો વખત નભશે નહિ.

જે મનુષ્ય સુખભોગને ન ચાહતાં, કાર્ય અને પુરુષાર્થને જ ચાહનારો હોય તે પોતાના મિત્રમંડળને શક્તિના સ્તંભરૂપ થઇ પડશે અને તેમનાં શોક-દુઃખનાં આંસુ લૂછશે.

ઉદ્યોગ એ અભ્યુદય અને આબાદીની જનની છે, ત્યારે નિરુદ્યમ અથવા આળસ એ દળદર અને તંગીને જન્મ આપે છે.

લાસરિયાપણું, ભૂલકણાવેડા, આળસ અને ઊંઘ એ ચાર, વિનાશને માટે સરજાયેલા લોકોની વિલાસનૌકા છે.

પ્રમાદી જનો મોટાઓના કૃપાપાત્ર થઈ જાય, તો પણ સંસારમાં તેમનો કદાપિ અભ્યુદય થતો નથી.

મુસીબતોની પરવા ન કરનારાઓ જ મુસીબતોને મૂંઝવીને પાછી વાળે છે.

શાણા તો સમજતા જ હોય છે કે, આ શરીર એ આપત્તિઓનો ઉતારો છે, અને તેથી તેમના ઉપર જો કોઇ આફત આવી પડે છે તો તેઓ તેની પરવા જ કરતા નથી.

આબાદી અને પાયમાલી, અથવા સંપત્તિ અને વિપત્તિ જીભની શક્તિમાં યાને જીભને વશ રહેલી છે; માટે વાણીનો અવિવેક ન થાય તેની ખાસ સંભાળ રાખવી.

જે વાણી મિત્રોના મૈત્રી સંબંધ દૃઢ કરાવે અને દુશ્મનોનાં દિલ પિગળાવે તે જ વાણી 'વાણી' નામને યોગ્ય છે.

પોતાના શ્રોતાઓનાં દિલ પોતાની સાથે એકરૂપ બનાવી દે એવી વક્તૃતા પ્રાપ્ત કરવી અને સામાવાળાઓનાં પ્રશ્નોનો સાર ઝડપભેર સમજી લેવો, એ પણ સુસ્તદીનું ખાસ લક્ષણ છે.

જે લોકોને પોતાના મનના વિચાર થોડા અને યોગ્ય શબ્દોમાં જાહેર કરી દેવાની કળા સાધ્ય નથી હોતી, તેઓમાં જ સાચે ગાઢું પીંજણ પીંજવાની લત હોય છે.

જે લોકો સંસારમાં ઉન્નતિ સાધવાના અભિલાષી હોય તેમણે કીર્તિને કલંકિત બનાવનાર સર્વ પ્રકારનાં આચરણોથી અળગા રહેવું ઘટે.

સત્પુરુષો જે કામોને નિંદ્ય ગણતા હોય, એવાં કામો પોતાને જન્મ આપનારી માતાને ભૂખે મરતી બચાવવા ખાતર પણ કોઇએ ન કરવાં.

સામાને રોવડાવીને જે સંપત્તિ એકઠી કરવામાં આવે છે, તે વધી જ તેના સંચયકર્તાને રોતા રાખીને જ વિદાય થઈ જાય છે; પરન્તુ સદાચારને રસ્તે સંપાદન કરેલી સંપત્તિ કદાચ વચમાં નષ્ટ થઈ જાય, તો પણ આખરે ફરી તે આવી મળે જ છે.

# સંતોષ

લેખક—
શ્રી. શાન્તિલાલ ઠાકર, એમ. એ.

[ શ્રી. શાન્તિલાલ ઠાકર ગુજરાતના એક ઉચ્ચ કક્ષાના સાક્ષર છે. સાહિત્ય અને કેળવણીના ક્ષેત્રમાં પ્રવર્તી રહેલો તેમનો જીવનપ્રવાહ તેમણે મેળવેલા તત્ત્વજ્ઞાનના અનુભવાત્મક પ્રકાશથી વિશેષ રીતે જવલન્ત બની રહ્યો છે. અરવિન્દના તેમ જ પ્રાચ્ય અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો તેમનો ઊંડો અભ્યાસ છે. તેમના 'સ્ફુલિંગ' નામના પુસ્તક (ભા. ૧ અને બીજા)માં વિષયની સર્વતોમુખ છણાવટ કરતા તેમના ક્રાન્તદર્શી વિચારોનો પરિચય થાય છે. તેમાંનો એક 'સન્તોષ' વિષય ઉપરનો આ નિબંધ આપણને સંતોષનું તત્ત્વદર્શન સુંદર રીતે કરાવે છે. ]

દરેક મનુષ્યો પોતાના સ્વભાવાનુસાર કર્મ કરે છે અને જીવનનું લક્ષ્ય રાખે છે. ઘણા મૂઢ, તામસ મનુષ્યો જીવનધ્યેય રાખ્યા સિવાય જ પ્રવૃત્તિ કરતા દેખાય છે. પણ સૂક્ષ્મ રીતે જોતાં તે લોકોના મનમાં પણ અસ્પષ્ટ લક્ષ્ય તો હોય છે જ. વધારે લાંબા સમય માટે નિશ્ચિતપણે, અમુક વસ્તુને પ્રાપ્તવ્ય તરીકે દૃષ્ટિસમીપ રાખવામાં આવે તો આપણે તેને ધ્યેય અથવા લક્ષ્ય કહી શકીએ. ટૂંકા સમય માટે, અનિશ્ચિતપણે, તુટક-તુટક, છિન્નભિન્ન રીતે, અનેક વસ્તુઓને એક-પછી-એક એમ અસંબદ્ધ રીતે પ્રાપ્તવ્ય તરીકે માનવામાં આવે તો આપણે તેને 'કામના' અથવા 'કામ' એવી સંજ્ઞા આપીએ છીએ. આ દૃષ્ટિએ વિચારતાં ધ્યેય રાખવાની શક્તિ અમુક પ્રકારની વ્યવસ્થિત વિચારણા અને નિશ્ચય, એકાગ્રતા, દૃઢતા, સુસંબદ્ધતા માગી લે છે. મનુષ્ય એકાદ ક્રિયા થોડીક ક્ષણો માટે કરે છે, તેમાં પણ મૂળ સંચાલક બળ 'કામ' અથવા 'કામના' હોય છે. મનુ મહારાજે કહ્યું છે કેઃ—

अकामस्य क्रिया काचिद् दृश्यते नेह कर्हिचित् ।
यद्यद्धि कुरुते कर्म तत्तत्कामस्य चेष्टितम् ॥

કામનારહિત પુરુષ કોઈ દિવસ ક્રિયામાં પ્રવૃત્ત થતો દેખાતો નથી. જેજે કર્મ મનુષ્ય કરે છે તે કામનાનું જ પરિણામ છે. તો પછી સમગ્ર જીવનપર્યંત જે સુસંબદ્ધ કર્મોની શ્રેણી કરવામાં આવે તે સ્થિર થઈ ગયેલી પૂર્વવિચારિત, નિર્ધારિત ધ્યેયનિષ્ઠા અથવા લક્ષ્યનિષ્ઠા સિવાય સંભવે જ કેવી રીતે?

રજોગુણી મનુષ્ય અનેક પ્રકારની કામનાઓથી પ્રેરિત થઈ, વિવિધ પ્રકારની કર્મજાળમાં પ્રવૃત્ત થાય છે. 'ધન, કીર્તિ, સ્ત્રી, ઇત્યાદિ પદાર્થો મને સુખ આપશે.' એવી માન્યતાથી પ્રેરાઈ મનુષ્ય તેતે પદાર્થો પ્રાપ્ત કરવા પાછળ રાત-દિવસ મંડ્યો રહે છે. તેમાં તે ઊંઘ-ઉજાગરા ગણકારતો નથી, માનાપમાન સમજતો નથી ને આમથી તેમ અને તેમથી આમ હાસ્યાસ્પદ હવાતિયાં મારે છે અને ધમપછાડા કર્યા કરે છે. કોઈ તેમાં વિરોધ કરે તો તેને દ્વેષ અને ક્રોધ પ્રકટે છે, ચિત્તની શાન્તિ અને સમતુલા ગુમાવી બેસે છે, અપ્રાપ્તની પ્રાપ્તિ કાજે તે અનેક પ્રકારની ચિંતાઓથી ઘેરાયેલો રહે છે, અનેક મનુષ્યો સાથે વેર બાંધે છે, સૂક્ષ્મ અને સ્થૂલ પ્રકારની હિંસા કરે છે. અને પરિણામે એક ક્ષણ માટે પણ શાન્તિરૂપી સુખને પ્રાપ્ત કરી શકતો નથી. તેનો સ્વભાવ જ તેને કર્મમાં પ્રવૃત્તિ કરાવે છે. પરિણામે તે પુણ્ય-પાપ પ્રાપ્ત કરે છે. અને તે ભોગવવા તેને ફરી જન્મ ધારણ કરવો પડે છે.

પણ જે મનુષ્યનો સ્વભાવ સત્ત્વપ્રધાન છે, જેને રજોગુણમાંથી અને તેના પરિણામરૂપી કર્મજાળમાંથી ઉપરતિ પ્રકટી છે, જેને શાન્ત, નિર્વિક્ષિપ્ત જીવન જીવી અંતઃકરણમાં આત્મતત્ત્વનું સ્થિર પ્રતિબિંબ પાડવું છે, તેનું ધ્યેય આત્મસાક્ષાત્કાર છે. જેનો સ્વભાવ તેને સાત્ત્વિક જીવન તરફ જ બળાત્કારે પણ ઘસડી જાય છે, તેને સંતોષ સિવાય બીજો ઉપાય નથી. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાંના સોળમા અધ્યાયમાં દૈવી સંપત્તિના ગુણો વર્ણવતાં ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રે 'ત્યાગ' નામનો ગુણ ગણાવેલો છે. તેમાં સંતોષનો અંતર્ભાવ થઈ જાય છે. સંતોષ અધ્યાત્મજીવનની પ્રાથમિક આવશ્યકતા છે, સંતોષ મોક્ષનું પ્રથમ પગથિયું છે. સંતોષ એટલે પ્રારબ્ધથી આવી મળેલા પદાર્થોથી ચલાવી લેવાની વૃત્તિ. તેમાં અપ્રાપ્ત પદાર્થોને મેળવવા માટે, અને તે દ્વારા અમુક પ્રકારની કામનાઓ તૃપ્ત કરવા માટેની ઇચ્છાનો અભાવ હોય છે. એવું સંતોષામૃત અતિશય શાન્તિદાયક, શીતળ, તૃપ્તિ કરનારું અને આનંદ આપનારું છે. સંતોષ હોય તો જ અંતઃકરણ વિક્ષિપ્ત ભાવમાંથી સ્થિર ભાવ ઉપર આવી શકે છે. ક્રોધ, વેરભાવ

ક્લેશ, ધમાલ, ગડમથલ, ચિંતા, લોભ વગેરેનો પરિત્યાગ તો જ થઈ શકે. અને તો જ શાન્તિ અને સ્વચ્છતા દ્વારા આત્માનુભવ થઈ શકે. સંતોષ સિવાય ચિત્તવૃત્તિના નિરોધરૂપી યોગસાધનનો પ્રારંભ પણ અસંભવિત જ છે. સંતોષનો પ્રતિપક્ષી લોભ છે. માટે જ સાધકને ગમે તે પ્રકારે પણ સંતોષ સિદ્ધ કરવા માટે દુનિયાના સઘળા ધર્મો એકી અવાજે આગ્રહ કરે છે.

સંતોષ સિદ્ધ કરવાના ઉપાયો તરીકે પ્રભુમાં અને પ્રારબ્ધમાં નિષ્ઠા રાખી આત્મચિંતનનું જ કામ કર્યા કરવાનું બની શકે તેટલા માટે શાસ્ત્રમાં નીચે પ્રમાણે કેટલીક ભાવનાઓ આપેલી છે, જેનો વિચાર કરવાથી સાધકને સંતોષનિષ્ઠા પ્રાપ્ત થાય.

आगमिष्यन्ति ते भावा ये भावा मयि भाविताः ।
अहं तैरनुगन्तव्यो न तेषामन्यतो गतिः ॥

જે પદાર્થોની (કોઈ પણ સમયે) મારા વડે ભાવના કરાઈ હશે તે (જરૂર) મારી પાસે આવવાના છે. તે મારી પાછળપાછળ આવશે, તેમને તે સિવાય છૂટકો જ નથી.

यो मे गर्भगतस्यापि वृत्तिं कल्पितवान् स्वयम् ।
शेषवृत्तिविधाने च स किं सुप्तोऽथवा मृतः ॥

જે (ભગવાને) હું ગર્ભમાં હતો ત્યારે પોતે જાતે જ મારે માટે (સ્તન્યરૂપે) આજીવિકાનું સાધન તૈયાર રાખ્યું, તે શું બાકીના જીવનની આજીવિકા આપવામાં ઊંઘી ગયા હશે કે મરી ગયા હશે? (કે જેથી મારે તે બાબતની ચિંતા કરવી પડે!)

अचिन्तितानि दुःखानि यथैवायान्ति देहिनाम् ।
सुखान्यपि तथा मन्ये दैन्यमत्रातिरिच्यते ॥

જેવી રીતે દેહધારીઓને ચિંતા કર્યા વગર જ (પ્રારબ્ધાનુસાર) દુઃખો આવી પડે છે, તેવી રીતે સુખો પણ (ચિંતા કર્યા વગર જ પ્રારબ્ધાનુસાર આવી મળવાનાં છે) એવો મારો મત છે. આવા વિષયમાં દીનતા ધારણ કરવી તે નિરર્થક છે.

अर्थी करोति दैन्यं लब्धार्थो गर्वमपरितोषं च ।
नष्टधनश्च स शोकं सुखमास्ते निस्पृहः पुरुषः ॥

કોઈ પણ પદાર્થને મેળવવાની ઇચ્છા કરનારો પુરુષ દીનતાને ધારણ કરે છે, જેને અર્થ પ્રાપ્ત થયો છે તે કાં તો ગર્વ કરે છે કે વધારે મેળવવાનો લોભ કરે છે. જેનું ધન નાશ પામ્યું છે તે માણસ શોક કરે છે. નિરાંતે સુખ ભોગવે છે—એકમાત્ર નિઃસ્પૃહ મનુષ્ય.

गन्धाढ्यां नवमालिकां मधुकरस्त्यक्त्वा गतो यूथिकां
तां दृष्ट्वाशु गतः स चन्दनवनं पश्चात्सरोजं गतः ।
बद्धस्तत्र निशाकरेण सहसा रोदित्यसौ मन्दधीः
संतोषेण विना पराभवपदं प्राप्नोति सर्वो जनः ॥

સુગન્ધિત નવમાલિકાને છોડીને ભમરો જુઈ પર જઈ બેઠો. તેને જોયા પછી તે તરત જ ચન્દનવૃક્ષોના વનમાં ગયો. પછીથી તે કમળના છોડ પર ગયો, ત્યાં અચાનક (રાત પડવાથી) ચન્દ્ર વડે (ચન્દ્ર ઊગવાથી કમળ બીડાઈ જતાં) તે મૂર્ખ ભમરો રુદન કરવા લાગ્યો. સર્વ મનુષ્યો સંતોષ વિના પરાભવ પામે છે. (ભમરાના જેવા અસંતોષી મનુષ્યો દુઃખને પામે છે તેવું આ શ્લોકમાં જણાવવામાં આવ્યું છે.)

સાચી રીતે જોતાં સંતોષી પુરુષ, ધન ન હોવા છતાં પણ સમૃદ્ધ જ છે, અને લોભી પુરુષ, તેની પાસે ગમે તેટલી મિલ્કત હોવા છતાં પણ ગરીબ છે. તે વાત સ્પષ્ટ કરતાં અનુભવાચાર્ય શ્રી ભર્તૃહરિ મહારાજ એક શ્લોકમાં નિસ્પૃહ પુરુષની એક ધનિક પુરુષ પ્રત્યેની ઉક્તિમાં નીચે પ્રમાણે કહે છેઃ—

वयमिह परितुष्टा वल्कलैस्त्वं च लक्ष्म्या
सम इह परितोषो निर्विशेषो नु दृष्टः ॥
स हि भवति दरिद्रो यस्य तृष्णा विशाला ।
मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥

અમે અહીં વલ્કલનાં વસ્ત્રો વડે સંતોષ માનીએ છીએ, અને તું લક્ષ્મી વડે. આ પ્રાકૃતમાં આપણો બંનેનો સંતોષ સમાન છે, એમાં કંઈ તફાવત નથી. ખરેખર જોતાં દરિદ્ર તો તે છે જેની તૃષ્ણા વિશાલ છે. મન સંતુષ્ટ થઈ જાય, ત્યારે પૈસાદાર કોણ અને ગરીબ કોણ?

अकिंचनस्य दान्तस्य शान्तस्य समचेतसः ।
सदा संतुष्टमनसः सर्वाः सुखमया दिशः ॥

પરિગ્રહરહિત, દમન કરેલી ઇન્દ્રિયોવાળા, શાન્ત અંતઃકરણવાળા, (દરેક પ્રાણી તરફ) સમાન ચિત્તવાળા, હંમેશાં સંતુષ્ટ મનવાળા (મહાત્માને માટે) સઘળી દિશાએ સુખમય છે. અર્થાત્ તેને કોઈ પણ તરફથી, કોઈ પણ સ્થળે, કોઈ પણ દિવસ દુઃખ થતું જ નથી.

આ પ્રમાણે વિચાર કરી સાધક સંતોષને ધારણ કરવો.

# ભગવાન ભીષ્મ

લેખકઃ કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( અંક ૭ના પૃષ્ઠ ૬૬૦ થી ચાલુ )

पृथ्वी तावदियं महत्सु महती, तद्वेष्टनं वारिधिः ।
पीतोऽसौ कलशोद्भवेन मुनिना स व्योम्नि खद्योतवत् ॥
तद् विष्णोर्दनुजाधिनाथदमने पूर्णं पदं नाभवत् ।
देवोऽसौ वसति त्वदीयहृदये त्वत्तोऽधिकः कः परः ॥

ભાવાર્થઃ—એક કવિએ કહ્યું કે સર્વ પદાર્થોમાં પૃથ્વી એક મોટો પદાર્થ છે. ત્યારે બીજાએ કહ્યું કે સર્વ કરતાં પૃથ્વીને મોટી માનશો તો પૃથ્વીને વિંટળાઈને સમુદ્ર રહેલો છે, તેનું શું? માટે સર્વ કરતાં સમુદ્ર મોટો. ત્યારે એકે કહ્યું કે એવા સમુદ્રને તો અગસ્ત્ય મુનિ આચમન કરીને પી ગયા હતા. માટે અગસ્ત્ય મોટા. ત્યારે બીજા એકે કહ્યું કે એ અગસ્ત્ય તો આકાશમાં આગિયાની પેઠે પ્રકાશી રહ્યા છે. ( સપ્તર્ષિઓના સાત તારાઓમાં અગસ્ત્યનો તારો હોય છે. ) તેથી અગસ્ત્ય મોટા નહિ પણ આકાશ મોટું. ત્યારે કોઈ એકે કહ્યું કે એ આકાશને તો પ્રભુએ બલિરાજાને વામનરૂપે છેતરતી વખતે ત્રણ ડગલાંમાં જ ( બધું ચૌદ લોક સહિત આકાશ ) માપી લીધું. માટે સૌથી મોટા હરિ. છેવટે એકે કહ્યું કે, હે નારદજી! એવા સર્વદેવમય ભગવાન હરિ સર્વ કાળે તમારા હૃદયમાં નિવાસ કરે છે, માટે આપના જેવા ભક્તજનો કરતાં બીજું કોણ મોટું? ભગવાનનો પ્રભાવ ભક્તજનો જ પ્રકટ કરે છે. એટલે ભગવાનનાં ભક્ત કરતાં કોઈ મોટું નથી. ભક્તો જ સર્વશ્રેષ્ઠ છે.

વહાલા આત્માનંદો! અંબા ઉપર ભગવાન પ્રસન્ન થયા અને અંબાએ પોતાના હાથે ભીષ્મનું મૃત્યુ માગ્યું એ વાત છઠ્ઠા અંકમાં આવી ગઈ છે. જોયું ને? અંબાને પિનાકપાણિ મળ્યા છતાં એ એનું આત્મકલ્યાણ ન સાધી શકી. અને ક્રોધાવિષ્ટ થઈને એણે ભીષ્મનું મૃત્યુ માગ્યું. કહેવાનું તાત્પર્ય એ છે કે ભગવાન મળ્યા હોય પણ જો ષડ્ રિપુઓને ન જીત્યા હોય તો ત્યાંથી પણ અધઃપતનની ઊંડી ગર્તામાં ઊતરવું પડે છે. એક કવિએ કહ્યું છે કેઃ—

"મદ મોહ મત્સર કામ ક્રોધ
વિક્ષેપ લોભ એ ૭ વૈરીઓ;
કરવા પરાભવ એમણે
આ દેહનો ગઢ ઘેરીઓ."

માટે સજ્જનો! ષડ્ રિપુઓને જીતવા એ મહા દુષ્કર છે. અને આપને એમ લાગે કે એમને જીતનાર કોણ? ભગવાન વસિષ્ઠાદિ. અને ક્રોધી આપણા વિશ્વામિત્ર. વિશ્વામિત્રે સાઠ હજાર વર્ષપર્યન્ત ઉગ્ર તપશ્ચર્યા કરી છતાં એ ક્રોધને જીતી શકયા ન હતા. પણ વસિષ્ઠ ક્રોધને જીતી શકયા હતા. એટલે કે–કહેવાનું તાત્પર્ય એ છે કે–ભગવાનની કૃપા ઊતરે તો જ કામ અને ક્રોધને જીતી શકાય. અસ્તુ.

ગંગાજીને અંબાને પ્રસન્ન ચિત્તવાળી જોઈને દુઃખ થયું કે આના હાથે મારા પુત્રનું મૃત્યુ થશે! લાવ હું જ આ બીના ભીષ્મને જણાવી દઉં. ભીષ્મ રાજમહાલયમાં બેસી તત્ત્વચિન્તન કરી રહ્યા છે. ત્યાં સ્વયં ગંગાજી પ્રકટ થયાં. માતાને કરમાએલા મુખવાળાં જોઈને ભીષ્મ ચરણમાં નમસ્કાર કરી પૂછે છે—' મા! આજે તમે ઉદાસ કેમ જણાઓ છો?' પુત્રના શબ્દો સાંભળી ગંગાજી રડી ગયાં અને બોલ્યાં; 'પુત્ર! શું કહું. ત્યજાએલી અંબાએ ભગવાન પિનાકપાણિનું ઉગ્ર તપ કર્યું. પ્રભુ પ્રસન્ન થયા. અંબાને વર માગવાનું કહ્યું અને કમ અક્કલની અંબાએ પોતાનું આત્મકલ્યાણ ન માગ્યું અને 'મારે હાથે ભીષ્મનું મૃત્યુ થાય' એમ માગ્યું. ભગવાન શંકરે કહ્યું કે *"આ જન્મે નહિ પણ આવતા જન્મે તારા હાથે* ભીષ્મનું મૃત્યુ થશે. આવતા જન્મે દ્રુપદ રાજાને ત્યાં 'શિખંડી' નામથી તારો જન્મ થશે." એ દુઃખદ સમાચાર કહેવા હું અહીં આવી છું બેટા!' માતાના આ શબ્દોથી ભીષ્મ સ્હેજ પણ વિચલિત થયા નહિ અને સ્મિત કરતા બોલ્યા—"મા! એમાં દિલગીર થવાનું કાંઈ પ્રયોજન નથી. એ તો કુદરતનો કાયદો છેઃ—

જે આવ્યું તે જાય જગતથી ।
જે આવ્યું તે જાય.........
આવ્યું જાશે, ઊગ્યું કરમાશે
નિશ્ચય નહિ જ ટકાય;
જગતથી જે આવ્યું તે જાય.

"માતા ! ભીષ્મને એવા મૃત્યુનો ડર નથી. કારણ કે જે સેવા અને સ્મરણરૂપી સત્કર્મ કરીને મનુષ્યત્વનો સદુપયોગ કરે છે, એવા સત્કર્મીને મૃત્યુનો સહેજ પણ ભય હોતો નથી. એને મન તો એ જૂનાં વસ્ત્ર બદલી નવાં વસ્ત્ર ધારણ કરવા જેવું જ છે. એમાં એને સહેજ પણ હર્ષ કે શોક હોતો નથી. તત્ત્વને જાણનારા પુરુષો જન્મ અને મૃત્યુને તેમ જ સુખ અને દુઃખને સમાન જ સમજે છે. કારણ કે સુખ અને દુઃખ એ કેવળ મનની માન્યતા જ છે. બાકી સુખ-દુઃખ જેવું કશું છે જ નહિ. કારણ કે આત્મા તો અજર અને અમર છે. એટલે જન્મમરણની ઉપાધિ એને હોતી જ નથી. તેથી મા ! શિખંડીને હાથે મારું મૃત્યુ થશે એ બીક ગભરાવાની તમારે કોઈ જરૂર નથી. કારણ કે હું મારા જીવનની પ્રત્યેક પળો સત્ય, ધર્મ, નીતિ, ન્યાય, ચક્રપાણિનું ધ્યાન અને જનસેવા કરવામાં વિતાવું છું. અને ખાસ એ તકેદારી રાખું છું કે આ શરીરથી કોઈનું અહિત ન થવું જોઈએ. અને હું તો એ સિદ્ધાંતવાળો છું કે કોઈનું ભલું ન થાય તો ખેર પણ કોઈનું ભૂંડું ન કરવું. તો પછી મૃત્યુનો ભય મને શાનો હોય ? મા ! મૃત્યુનો ભય તો તેને હોય કે જે મનુષ્ય દુર્લભ મનુષ્યત્વ પ્રાપ્ત કર્યા પછી સત્ય, ધર્મ, નીતિના પંથે ચાલતો નથી, અને જગતને અને ઈશ્વરને છેતરવા માટે અનેક પાપી પ્રપંચો કરે છે, અને સેવા અને સ્મરણરૂપી સત્કર્મ આચરતો નથી. એવા માનવીને યમ (ધર્મ) કૃતાંતકાળ સરખો ભાસે છે. માટે મા ! કલેશ કર્યા વિના આપ આપને સ્વસ્થાને સુખેથી પધારો." એમ કહી માતાના પાદારવિંદમાં મસ્તક નમાવ્યું. અને મસ્તક નમાવતાં કહ્યું કે 'આપ એવો આશીર્વાદ આપો કે ભીષ્મ પોતાના સત્કર્મથી કદી પણ ચ્યુત ન થાય.' અસ્તુ.

ગંગાજી પોતાના લાડીલા પુત્ર ભીષ્મને છાતી સાથ સરસું આલિંગન આપી પુત્રના મસ્તક પર અશ્રુનો અભિષેક કરતાં બોલ્યાં-'ધન્ય બેટા ભીષ્મ ! તેં મારી કૂખ દીપાવી છે. તારા જેવા માતા અને પિતાના ભક્ત પુત્રો જગતમાં બહુ થોડા હોય છે. જા, તારા પિતાએ તને ઇચ્છામૃત્યુનો આશીર્વાદ દીધો છે તેમ હું આ જ મારાં સંતુષ્ટ હૃદયે આશીર્વાદ આપું છું કે 'દુનિયા તને દેવવ્રત ભીષ્મ નહિ પણ ભગવાન ભીષ્મ તરીકે ઓળખશે.' ત્યાર પછી માતા અન્તર્ધાન થયાં.

સજ્જનો ! ક્યાં છે ભારતમાં આવા માતૃ-પિતૃ-ભક્ત ભીષ્મ ? આજે તો હજારો માતા અને પિતા કહે છે કે પુત્રો અમારું કહ્યું નથી માનતા. અરે, કેટલાક કુલાંગારો માબાપને માર સુદ્ધાં મારી ચૂક્યા છે અને ગાલીપ્રદાન પણ કરે છે. જગતને માનવતાના પાઠ પઢાવનાર આર્યાવર્તના આર્યોનું આજ કલિદેવનાં સામ્રાજ્યમાં અને મેકોલે મહાશયના ભણતરના ઉપકારે કરી અનેક પ્રકારે અધઃપતન થઈ રહ્યું છે. છતાં આજની દુનિયા દાવો કરે છે કે અમે ખૂબ આગળ વધી રહ્યા છીએ, તે સાંભળી મારા હૃદયને પારાવાર દુઃખ થાય છે. એટલે પંથ ભૂલેલા ભારતવાસીઓને વિનન્તીપૂર્વક કહું છું કે વિદેશીઓનું અંધ અનુકરણ કર્યા સિવાય જરા આંખ ઉઘાડીને જુઓ. તમને ખ્યાલ આવે કે આપણે આગળ વધતા નથી પણ અધોગતિની આંધીમાં ઊડી રહ્યા છીએ. અને અધઃપતનની ઊંડી ગર્તામાં જાય છે. આજનો માનવી માનવતા ભૂલ્યો છે. મનુષ્યત્વ શું, મનુષ્યધર્મ શું, એ સઘળાને એણે નેવે મૂક્યું છે. આ જ તો ગમે તે પેટ ભરવાનું ભણતર ભણી ગમે તેવો કામધંધો કરી દ્રવ્યોપાર્જન કરવું અને 'અપટુડેટ' થઈને ફરવું, નાટક-સીનેમા જોવાં, હોટલ રેસ્ટોરાં કલબોની મુલાકાતો લેવી અને પાંચ-પચાસ વર્ષમાં ટાંટીઆ ઘસીને મરી જવું-એને જ મનુષ્યત્વની 'ઇતિ-શ્રીમતા' સમજે છે. પણ બાપ ! મોંઘું મનુષ્યત્વ કેવળ આહાર-નિદ્રા-મૈથુન કર્મ કરી પશુની માફક જીવી મરી જવા માટે-મનુષ્યત્વ-મળ્યું નથી પણ સેવા અને સ્મરણરૂપી સત્કર્મ કરી મનુષ્યત્વનો સદ્-ઉપયોગ કરી ભવસાગર તરવા અર્થે મેળવ્યું છે.

"સત્કર્મ કેરે કાજે જન્મ્યો તું ભારતીમાં
પણ પાપગાંઠ બાંધી ડૂબ્યો ભવાબ્ધિમાં."

(ચાલુ)

# ભગવદ્ગીતાના યોગનું રહસ્ય

લેખક
શ્રી વેણીશંકર ગો. ભટ્ટ. બી. એ.

શ્રીમદ્ભગવદ્ગીતા એ યોગશાસ્ત્રનું પુસ્તક છે. તે સાથે તેમાં બ્રહ્મવિદ્યા પણ આપી છે. ભગવદ્ગીતાના યોગની વ્યાખ્યા નીચે મુજબ છે.

૧. **समत्वं योग उच्यते**। વૃત્તિ અને મનની સામ્યાવસ્થા તેનું નામ યોગ.

૨. **योगः कर्मसु कौशलम्**। જે કાર્ય કરવું તે પૂર્ણતાથી વ્યવસ્થાપૂર્વક અને સાવધાનતાથી કરવું તે યોગ.

૩. **तं विद्या दुःखसंयोगवियोगं योगसंज्ञितम्**। દુઃખના સંયોગનો વિયોગ તેનું નામ યોગ. એટલે દુઃખમાંથી મુક્ત થવાનો માર્ગ. ભગવાન બુદ્ધે આ માર્ગ ઉપર ભાર મૂકેલ છે.

યોગદ્વારા પ્રભુની પ્રતીતિ થાય છે તથા આત્મસાક્ષાત્કાર કરી શકાય છે. **ममैवांशो जीवलोके जीवभूतः सनातनः**। એટલે કે દરેક જીવ પ્રાણી મારો અંશ છે. ઈશ્વર એટલે સત્ ચિત્ અને આનંદ. આનંદ એટલે શિવજીની શક્તિ, ચિત્ એટલે વિષ્ણુની શક્તિ અને સત્ એટલે બ્રહ્માની શક્તિ.

**जीवो जानाति, जीव इच्छति, जीवो यतते** એટલે જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા એ જીવોનો સ્વભાવ છે. જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાદ્વારા જીવ સત્, ચિત, અને આનંદ થઈ શકે છે. મનુષ્યને સ્થૂળ શરીર છે, વાસનાશરીર છે અને વિચારશરીર છે. આ ત્રણે શરીરો આત્મસાક્ષાત્કારનાં સાધનો છે. શરીરદ્વારા ક્રિયા થઈ શકે છે. વાસનાદ્વારા પ્રેમ અથવા ચિત્શક્તિ પ્રાપ્ત કરાય છે, અને મનદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરાય છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં પહેલા ૭ અધ્યાયમાં કર્મયોગ સમજાવવામાં આવેલ છે અને બીજા ૭ અધ્યાયમાં ભક્તિયોગ આપવામાં આવેલ છે, અને ત્રીજા ૭ અધ્યાયમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો, કર્મયોગીનાં લક્ષણો આપ્યાં છે. બારમા અધ્યાયમાં ભક્તોનાં લક્ષણો આપવામાં આવ્યાં છે. ચૌદમા અધ્યાયમાં ગુણાતીત જ્ઞાનીઓનાં લક્ષણો આપવામાં આવ્યાં છે. પરંતુ આ ઉપરાંત ગીતાજીના છઠ્ઠા અધ્યાયમાં ધ્યાનયોગ આપવામાં આવેલ છે.

આખી બ્રહ્મવિદ્યાનો સાર, ઉપનિષદનો સાર, શાસ્ત્રમાત્રનો નિચોડ આ ગ્રંથમાં આપવામાં આવ્યો છે. શ્રીકૃષ્ણે ગીતા કહી, અર્જુને સાંભળી અને વ્યાસે તેની ગ્રંથરચના કરી.

શ્રીમદ્ભગવદ્ગીતાનું રહસ્ય સમજવા માટે દરેક મનુષ્યે અર્જુન થવાની જરૂર છે. અર્જુને શ્રીકૃષ્ણના હાથમાં પોતાના રથની લગામ મૂકવા પહેલાં પોતાના જીવનની લગામ તેમના હાથમાં મૂકી હતી. **शिष्यस्तेऽहं शाधि माम् त्वां प्रपन्नम्** પરંતુ તે પહેલાં અર્જુનના મનમાં મંથન થયું હતું, કુરુક્ષેત્ર રચાયું હતું. આપણા હૃદયમાં પણ તેવું જ-કુરુક્ષેત્રના જેવું યુદ્ધ ચાલી રહ્યું છે, જીવનનું મંથન ચાલી રહ્યું છે. પરન્તુ જ્યાંસુધી ઇન્દ્રિયો અને વૃત્તિઓ અને વસ્તુવિષયક વિચારો આપણને નીચે લઈ જાય છે, ત્યાંસુધી આપણું હૃદય શ્રીકૃષ્ણનું શરણ સ્વીકારી શકતું નથી, અર્જુન એ શબ્દનો અર્થ શો? જે ઋજુ હોય તે અર્જુન. ઋજુ એટલે સરલ. અર્જુનનો સરલ સ્વભાવ હતો અને શુદ્ધ ભક્તિ હતી. જે કોઈ સરલ હોય અને નિર્મળ મનનો હોય તે જ શ્રીકૃષ્ણનું શરણ સ્વીકારી શકે છે. કૃષ્ણ એટલે ખેંચનાર, "તારનાર." ઇન્દ્રિયોને સન્માર્ગે વાળનાર જ્ઞાનસ્વરૂપ અંતરાત્મા એટલે જ કૃષ્ણ. એટલે જે શુદ્ધ વૃત્તિવાળો હોય તે કૃષ્ણની વાણી સાંભળી શકે.

અર્જુન યુદ્ધને માટે તૈયાર હતો. પોતાના મંથનમં-યુદ્ધમાં કોણકોણ ઊભા છે, તે જોવા માટે 'મારો રથ બે સેનાની વચ્ચે રાખો' તેમ શ્રીકૃષ્ણને કહે છે. અર્જુનને આપ્ત સગાંવહાલાં દેખાય છે. તે દશ્ય જોઈ અર્જુન દુઃખી થાય છે. તેની આંખોમાંથી આંસુ ટપકે છે, ને તે ધનુર્ધરનું ધનુષ પડી જાય છે. અને ભગવાનને કહે છે; ભગવન્! આ સૌને મારીને મળનારું રાજ્ય શા કામનું? મિત્રો અને સગાંઓને શી રીતે મારું? મારે આ યુદ્ધ નથી જોઈતું. આ કરતાં તો સંન્યાસધર્મ સારો. મારે શું કરવું તે મને સમજાતું નથી. તમે જ મને માર્ગ બતાવો. એ માર્ગ બતાવવાની સ્થિતિમાંથી જ ભગવદ્ગીતા ઉદ્ભવી છે.

આખી ભગવદ્ગીતામાં અનેક બનાવો છે. પરંતુ તેની પાછળ અધ્યાત્મવિદ્યાનાં રૂપકો પણ છે. પાંડવો અને કૌરવો એ દૈવી અને આસુરી સંપત્તિનાં પ્રતીકો છે.

આપણા સદ્ગુણો તે દૈવી સંપત્તિ અને આપણામાં રહેલા દુર્ગુણો તે આસુરી સંપત્તિ. આપણા સદ્ગુણો અને

દુર્ગુણો વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું છે. અને એમાં જ આપણું કુરુક્ષેત્ર છે. તે માટે હિન્દુ ધર્મશાસ્ત્રમાં જાગરણ, ઉપવાસ અને આત્મનિરીક્ષણના ઉપાયો આપવામાં આવેલા છે. या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी। ઉપવાસ એટલે ઉપ-પાસે અને વાસ-રહેવું. પ્રભુની પાસે રહેવું તે ઉપવાસ. એટલે જે ઇન્દ્રિયો આત્માથી બહિર્મુખ રહેતી હોય, તેમને અંતર્મુખ બનાવવી તેનું નામ ઉપવાસ.

કાનને કહેવું કેઃ—આજે કોઇની નિંદા સાંભળવી નહિ, જીભને કહેવું કે આજે કોઇની નિંદા કરવી નહિ, જીભના રસાસ્વાદમાં અનાસક્તિ કેળવવી અને બ્રહ્મચર્ય પાળવું તે ઉપવાસ. આત્મનિરીક્ષણ એટલે રોજ રાત્રિએ અને વર્ષમાં એક વખત આખા વર્ષના જીવનનું સરવૈયું કાઢવું. અધ્યાત્મવિદ્યાની દૃષ્ટિએ ક્યાં ક્યાં સદ્ગુણોની જીત થઇ? ક્યાં દુર્ગુણોની જીત થઈ? તે જોઈ જવું. અને નવા દિવસ માટે અને નવા વરસ માટે સદ્ગુણોના પાલન માટે નિશ્ચય કરવો તે આત્મનિરીક્ષણ. એટલે કે ભગવાન શંકરાચાર્ય જેને સાવધાનતા કહે છે, તે સાવધાનતાવાળું જીવન.

દરેક ધર્મમાં આવું આત્મનિરીક્ષણ કરવાનું કહેવામાં આવે છે. આપણાં નિત્યકર્મની પાછળ તે જ હેતુ રહેલો છે. દરેક બ્રાહ્મણે સન્ધ્યા કરવાની હોય છે, દરેક જૈને સામાયક અને પ્રતિક્રમણ કરવાનું હોય છે, દરેક વૈષ્ણવને મંદિરમાં દર્શન કરવાનું કે નિત્યપૂજા કરવાનું હોય છે, દરેક મુસ્લિમને નિમાજ પઢવાના હોય છે અને દરેક ખ્રીસ્તીને ઈશ્વરની બંદગી કરવાની હોય છે તે પાછળ જીવનના આત્મનિરીક્ષણનો જ હેતુ સચવાયેલો હોય છે.

તદ્ઉપરાંત દરેક ધર્મનાં ભાઇબહેનોને વર્ષમાં એક વખત જીવનનું સરવૈયું કાઢવાનું હોય છે. બ્રાહ્મણોએ આ સરવૈયું બળેવને દિવસે કાઢવાનું હોય છે એટલે કે

शमो दमस्तपः शौचम् क्षान्तिरार्जवमेव च।
ज्ञानविज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥

એ ભગવદ્ગીતાના સન્દેશ પ્રમાણે બ્રાહ્મણો જીવન ... કે કેમ? તેનું આત્મનિરીક્ષણ કરવાનું હોય છે. ... દશેરાને દિવસે પ્રજાના કલ્યાણ માટે કેટલું જીવન જીવ્યા? અને ન જીવ્યા હોય ત્યાં જીવવાનો સંકલ્પ કરવાનો હોય છે. અને ક્ષત્રિયો એટલે કેવળ રાજાઓ નહિ, પરંતુ લોકતંત્રના યુગમાં જેમના હાથમાં રાજ-સત્તા હોય તેમણે સત્તાનો આનંદ કેટલો માણ્યો? સ્વાર્થ કેટલો સાધ્યો? કે પ્રજાનું કલ્યાણ કેટલું કર્યું? તેની આંતરશોધ કરવાની હોય છે. વૈશ્યોએ દિવાળીના દિવસે આવું સરવૈયું કાઢવાનું હોય છે, અમે કેટલું ધન કમાયા એ નહિ પણ કેવી રીતે કમાયા એ રીતનું આત્મશોધન કરવું એટલે કે આપણા ધંધામાં નીતિ અને પ્રામાણિકતાનું પાલન કરવાનો સંકલ્પ કરવો.

શૂદ્રોએ હોળીના દિવસોએ હુતાશની ફરતી પ્રદક્ષિણા કરવી, હુતાશનીની પૂજા કરવી, ગયા વર્ષમાં આવેશથી જે પાપો થઇ ગયાં હોય તે બાળીને ભસ્મ કરવાં, અને નવા વર્ષમાં પાપો નહિ કરવાનો સંકલ્પ કરવો.

જૈનોએ પર્યુષણમાં વર્ષભરનું જીવનનું સરવૈયું કાઢવાનું હોય છે. હું બધા જીવોને ક્ષમા આપું, બધા જીવો મને ક્ષમા આપે. બધાની સાથે મને મૈત્રી હો, અને કોઇની સાથે મને દ્વેષ ન હો. આ જાતનો સંકલ્પ અને હૃદયપલટો કરવાનો હોય છે.

આવો જ નિશ્ચય ખ્રીસ્તી ભાઇઓએ નાતાલના તહેવારમાં કરવાનો હોય છે. પ્રભુ પ્રેમસ્વરૂપ છે. જ્યાં પ્રેમ અને દયા છે ત્યાં ઈશ્વરની હાજરી છે. તો તે પ્રમાણે આપણે જીવ્યા છીએ કે કેમ? તે તપાસવાનું હોય છે. અને મુસ્લિમ ભાઇઓએ રમજાન માસમાં અને રમજાન ઈદને દિવસે વર્ષભરમાં સર્વ કોઈ મનુષ્ય સાથે બીરાદરીના સિદ્ધાન્ત પ્રમાણે આપણે વર્ત્યા કે કેમ? તે તપાસી જવાનું હોય છે.

પરન્તુ દૈવયોગે આ બધી ક્રિયાઓ યંત્રવત્ થઇ ગઇ છે. તેથી જગતમાં આટલા બધા ધર્મો હોવા છતાં, ધર્મનાં સ્થાનકો હોવા છતાં, પૂજાઓ અને ક્રિયાઓ હોવા છતાં કોઈ સ્થળે શાન્તિ કે સુખ નથી અને એથી જ જુદાજુદા વાદોનો જન્મ થઇ રહ્યો છે. આ દુઃખમાંથી બહાર નીકળવાનો ઉપાય યોગાચાર્ય શ્રીકૃષ્ણ ભગવાને ભગવદ્ગીતામાં પ્રકટ કર્યો છે. અને તે સમજવાની થોડીએક ચાવીઓ આપી છે. તે ચાવીઓ આપણે તપાસીએઃ—

अहं सर्वस्य प्रभवो, मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ।

હું બધાનો ઉત્પન્ન કરનાર છું. બધું મારામાંથી ઉત્પન્ન થયું છે. આ પ્રમાણે સમજીને જ્ઞાની પુરુષો બધામાં મને જોઈને બધાં પ્રત્યે સદ્‌ભાવ રાખે છે. અને તેમાં જ મારું ભજન રહેલું છે.

मच्चित्ता मद्‌गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

જેઓએ પોતાનું ચિત્ત મારામાં જોડ્યું છે, જેઓએ પોતાના પ્રાણ મારા પ્રાણ સાથે જોડેલા છે, જેઓ પરસ્પર એકબીજાને પ્રકાશ આપે છે, જેઓ મારી કથા કરવામાં નિત્ય સંતુષ્ટ રહે છે અને આનંદ માને છે...

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

એવા હંમેશાં સમતોલપણું સાચવનારા અને મને પ્રીતિપૂર્વક ભજનારાને હું બુદ્ધિયોગ આપું છું. તે વડે તેઓ મને પામે છે.

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥

એટલે કે, તેઓની દયાની ખાતર હું—જે—તેઓના હૃદયમાં રહેલો છું તે, અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલા અંધકારનો નાશ કરું છું, અને જ્ઞાનરૂપી દીવારૂપે પ્રગટ થાઉં છું.

ઉપરના શ્લોકોથી આપણને જણાશે કે યોગાચાર્યે આપણને પોતાના જ્ઞાનનો પ્રકાશ આપવાનું વચન આપ્યું છે. બીજી રીતે જોઈએ તો એ પ્રકારનો દસ્તાવેજ છે, પરંતુ આપણે તે પ્રમાણે વર્તીએ છીએ ખરા? આપણું ચિત્ત પ્રભુમાં ચોટેલું છે કે ભૌતિક સંપત્તિ મેળવવામાં અને જગતનો મોજશોખ વધારવામાં છે? આપણા પ્રાણ એમના પ્રાણ સાથે જોડાયેલા છે? આપણા પ્રાણ તો આજે પૈસો મેળવવામાં અને સ્વાર્થ સાધવામાં જોડાયેલા છે. જીવ, જગત અને ઈશ્વરનો આપણે સંબંધ સમજીએ, ઈશ્વરના સત્ ચિત્ અને આનંદનો સ્વભાવ સમજવાનો પ્રયત્ન કરીએ, ઈશ્વરની વિભૂતિઓ અને ખૂબીઓ અનુભવીએ અને તેમાં આપણને આનંદ આવે, અને સાથોસાથ વૃત્તિ અને નું સમતોલપણું સાચવીએ તો પ્રભુ આપણને બુદ્ધિયોગ આપે છે. તે યોગથી આપણો અંધકાર નાશ પામે છે. આજે જગતમાં નિરાશા, ચિંતા, ભય, વ્યાધિ, લોહીનું દબાણ આદિ મગજના રોગો વિગેરે અનેક આધિ, વ્યાધિ અને ઉપાધિઓ રહે છે તેનું કારણ એ લાગે છે કે ભગવદ્‌ગીતાનો આ આદેશ આપણે ભૂલી ગયા છીએ.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં એવી ભવ્યતા અને દિવ્યતા રહેલી છે, કે જેનું ૪૯ ભાષામાં ભાષાંતર થયેલ છે. અને ૪૯ દેશો તે સમજવાને પ્રયત્ન કરે છે. યોગાચાર્ય શ્રીકૃષ્ણે અભય અને રક્ષણનો સંદેશ ગીતાજીમાં આપેલો છે અને કેટલાંએક વચનો આપેલ છે, અને કેટલાએક દસ્તાવેજો કરી આપેલા છે.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

મનુષ્ય ગમે એવો દુરાચારી હોય, પરન્તુ તે અનન્યભાવથી મારો ભક્ત થાય તો તેને સાધુ ગણવો જોઈએ. કારણ કે તેણે પસ્તાવો કરીને જીવનમાં સારા થવાનો નિશ્ચય કર્યો છે. તે માણસ તાત્કાલિક ધર્માત્મા થઈ શકે છે, અને તેને પરમ શાન્તિ મળી શકે છે.

અર્જુન! તું નક્કી જાણ કે મારા ભક્તનો કદી નાશ થતો નથી. અહીં 'ભક્ત' એટલે પ્રભુના ભાગ બનવું તે. એટલે જેના દ્વારા પ્રભુનાં કાર્યો થતાં હોય, જેના હૃદયદ્વારા પ્રભુનો પ્રેમ વહેતો હોય, જેના મનદ્વારા પ્રભુનું જ્ઞાન વહેતું હોય. જગતમાં અનેક રાજામહારાજાઓ, શહેનશાહો, રાષ્ટ્રપતિઓ, રાષ્ટ્રના પ્રમુખો થઈ ગયા, પરંતુ ભક્તો જ અમર થઈ ગયા છે, કે જેમની કથાઓ જીવનના આદર્શો આપે છે.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ॥

જે મનુષ્યો અનન્યયોગથી પોતાનાં સર્વ કર્મો મને એટલે પરબ્રહ્મને અર્પણ કરે છે. મારું ધ્યાન કરે છે તેઓને મૃત્યુરૂપી સંસારસાગરમાંથી ઉદ્ધારનાર, ભગવ-

# આત્મસુખ

એક છેક નાનું બાળક, જે હજુ માંડમાંડ ગોઠણીએ ચાલતાં શીખ્યું હતું, તેણે એક સમયે પોતાનો પડછાયો જોયો. તેને તે કંઈ અજબ ચીજ જણાઈ. બાળકને તે પોતાના પડછાયાનું માથું પકડવાનું મન થયું. તે પડછાયાના માથા તરફ ગોઠણીએ-ગોઠણીએ ચાલવા માંડ્યું. જેમજેમ તે આગળ ગયું તેમતેમ તેનો પડછાયો પણ આગળ ને આગળ ગયો. પડછાયાનું માથું પોતાના હાથમાં ન આવવાથી બાળકે રડવા માંડ્યું. ચાલતાંચાલતાં તે ધબ દઈને પડી ગયું, તો તેની સાથે તેનો પડછાયો પણ પડી ગયો. જરા ઊંચું થઈને ફરી પડછાયાનું માથું પકડવા જાય છે, ત્યાં ફરીથી તે પડી ગયું. તેની માતાને આ જોઈ દયા આવી. તેણીએ બાળકના હાથ લઈ તેને માથે અડકાડયા. એટલે તુરત જ પડછાયાનું માથું બાળકના હાથમાં આવ્યું. તેને સંતોષ થયો અને તે છાનું રહ્યું.

આ જ પ્રમાણે તમે તમારું માથું પકડો. એટલે તેની સાથે જ તમારા પડછાયાનું માથું પણ પકડાશે. સ્વર્ગ અને નરક તમારા આત્મામાં જ છે; શક્તિ, આનંદ, સંપૂર્ણ સુખ અને જીવનનું મૂળ એ તમારી પોતાની અંદર જ છે. તમે પણ કોઈ વસ્તુને જાણવા માગતા હો, કોઈ પણ ચીજ પ્રાપ્ત કરવા માગતા હો, તો તમારા પડછાયા પાછળ દોડશો નહિ; પરન્તુ તમે તમારા માથાને જ પકડો. તમે બહાર ફાંફાં મારવાં છોડી દો, બહારની તૃષ્ણાઓ ફેંકી દો, બહારની મોટાઈ, કીર્તિ, સુખ-ભોગની આકાંક્ષાઓનાં મનોરાજ્યો રચવાં છોડી દો. તમારે જે માટે એ બધું જોઈએ છે તે તમારી અંદર જ છે. તમે બહારના પડછાયા ઉપરથી નિઃસ્પૃહ થઈ અન્તર્મુખ બનો. પછી તમે જોશો કે ગગનમંડળના તારાઓ તે તમારી ઉપજાવેલી સૃષ્ટિ છે. તમે જોશો કે જેમના સર્વ વિષયો, દુનિયાના સકળ મોહક અને આકર્ષક પદાર્થો-એ તમારાં પોતાનાં જ પ્રતિબિંબો-કેવળ તમારી પોતાની જ છાયા છે. છતાં એ કેવું અયોગ્ય છે કે એ તુચ્છ છાયાઓની ખાતર આપણે આપણી જાતને-કે જેના એ પડછાયા છે-હણી નાખીએ છીએ! ભૂલી જઈએ છીએ! અને જીવતોડ મહેનત કરીને, અનેક પ્રપંચો કરીને આખરે માત્ર ધૂમાડાના બાચકા જ મેળવીએ છીએ!

સુખને માટે બહાર ફાંફાં ન મારો. સુખનું ધામ તમારી પોતાની જ અંદર છે. બહારનાં સુખોથી નિઃસ્પૃહ થઈ તે તમારા આત્મસુખનો અનુભવ કરતાં શીખો. એક વખત મન મૂકીને તેનો સ્વાદ લેવાનો પ્રયત્ન કરો. પડછાયાને સાચો માની સાચી વસ્તુની ઉપેક્ષા ન કરો. સંપૂર્ણ અને શાશ્વત સુખનું ધામ તમારી પોતાની અંદર જ છે. તમારા અન્તઃકરણની વૃત્તિનું તેના તરફ વલણ કરો અને તેને તમે પ્રાપ્ત કરો. એનાથી તમારી સર્વ કામનાઓ તૃપ્ત થઈ જશે અને સર્વ દુઃખો તથા આપત્તિઓનો અન્ત આવશે. એ સુખને માટે મોટા-મોટા સમ્રાટોએ સામ્રાજ્યો છોડ્યાં છે. એ સુખનો અનુભવ કરનાર ઋષિમહર્ષિઓ સમ્રાટોના પણ સમ્રાટ થઈને વિચરતા હતા. તે જ સુખ, તે જ ઐશ્વર્ય, તે જ બાદશાહી તમારી અંદર છે. પડછાયાને પકડવો છોડી દઈ જરા તેના તરફ મોં ફેરવીને જુઓ! ૐ. ૐ. ૐ.

—સ્વામી રામતીર્થ




सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यदुन्दूभवत् ।
खल्वेदेपमनुक्षणं प्रथमयंत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૩ મું : ફાલ્ગુન–૨૦૦૬ : માર્ચ–૧૯૫૦ : અંક ૧૨ મો

# જનસેવા એ જ પ્રભુસેવા

[ ભજી લે રંગીલા રણછોડ, કમર કસી કસી: રે...રાગ ]

મીઠી માનવતાની લ્હાણ, જગની સેવા કરવામાં,
સાચી ભક્તિનાં એંધાણ, જગની સેવા કરવામાં....મીઠી. ૧
પર-દુઃખ દેખી હૈયું દૂભે, સેવા-સમરાંગણમાં ઊભે,
સોંપી દેવાં જીવન-પ્રાણ, જગની સેવા કરવામાં....મીઠી. ૨
ભૂખ્યાં જનને ભોજન દેવાં, મૂંગા આશીર્વાદો લેવા,
દેવાં દીન બનીને દાન, જગની સેવા કરવામાં....મીઠી. ૩
પ્રાણી સૌમાં હરિ વિરાજે, સેવા કરવી એને કાજે,
સેવા સ્વીકારજે ભગવાન, જગની સેવા કરવામાં....મીઠી. ૪
'પુનિત' કહે છે બે કર જોડી, વહારે ધાજે દોડી દોડી,
થાશે પોતાનું કલ્યાણ, જગની સેવા કરવામાં....મીઠી. ૫

શ્રી 'પુનિત'

# સંપાદકીય

કરુણામય પરમેશ્વરની કૃપાથી 'વિશ્વમંગલ' આ અંકે તેનું તેરમું વર્ષ પૂર્ણ કરે છે. તે ધર્મ-નીતિ પોષક વાચન આપીને અને મહાભારતના સરળ ખંડો પ્રકટ કરીને પોતાની ગુણવત્તાથી વાચક વર્ગની પ્રીતિ સંપાદન કરી શક્યું છે તે એક આનંદની વાત છે અને તે બદલ અમે અમારા મહાનુભાવ લેખકોનો, સલાહકારોનો તેમજ તેને મમતાથી અપનાવનારા અમારા ધર્મપ્રિય ગ્રાહક મહોદયોનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

વિશ્વમંગલનું ચૌદમું વર્ષ આવતા ચૈત્રથી શરૂ થાય છે, પરન્તુ તેનું ચૌદમા વર્ષનું પ્રથમ નૈવેદ્ય તેણે મહાભારતાંકના તૃતીય ખંડ રૂપે મહાનુભાવ ગ્રાહકોના કરકમલમાં નિવેદિત કરી જ દીધું છે. એ નૈવેદ્યનું વિવેક-વિચારપૂર્વક સેવન કરનારને સર્વ રીતે તુષ્ટિ, પુષ્ટિ અને પરમ શ્રેય પ્રાપ્ત થઈ શકે એમ છે. આ નૈવેદ્ય જો કે ચાર ખંડોમાં વહેંચાએલું છે. પરન્તુ તેનું પૂર્ણ આસ્વાદન સાથે જ કરી શકાય અને એ માટે મહાભારત-પ્રેમીઓને વિલંબ સહન ન કરવો પડે એ માટે અમે યથા શક્ય સત્વર ચારે ખંડો તૈયાર કરી દેવાનો પ્રયત્ન કર્યો છે. અને હવે તૃતીય ખંડ પછી ચોથો ખંડ પણ લગભગ ચૈત્ર શુદમાં ગ્રાહકોની સેવામાં રજુ કરી શકાશે.

મહાભારત-પ્રેમીઓ મહાભારતના ચારે ખંડો મેળવી શકે અને ગ્રાહકોને પણ મહાભારતનું પૂરૂં વાંચન વહેલું મળે એ હેતુથી અમે તૃતીય ખંડ વહેલો તૈયાર કર્યો અને ચોથો ખંડ પણ તૈયાર થઈ રહ્યો છે. ત્રણ ખંડ સુધી મહાભારત વાંચનારને ચોથો ખંડ વાંચવા-વસાવવાની ઈચ્છા ન હોય એવું ભાગ્યે જ બને, તેથી ચોથો ખંડ પણ ગ્રાહકોને આ જ વર્ષે મળી જાય અને તેમની મહાભારત પૂરૂં વાંચવાની જિજ્ઞાસાવૃત્તિ સંતોષાય એ હેતુથી અમે ચોથો ખંડ વહેલો આપવાના

ખંડના વર્ષનું લવાજમ પણ ઉમેરીને જ ગ્રાહકો ઉપર—કે જે ગ્રાહકોએ ગ્રાહક તરીકે ચાલુ રહેવાની ના પાડેલ ન હતી—વી. પી. રવાના કર્યાં હતાં. ચોથો ખંડ વહેલો આપવા સાથે અને લવાજમ પણ રૂ. ૦–૮–૦ ઓછું રાખેલ છે છતાં કેટલાક ભાઇઓએ તે વી. પી. સ્વીકાર્યાં નથી. અમે ત્રણ અંકોમાં અગાઉથી વારંવાર સૂચનાઓ આપેલી છે કે જે ભાઇઓને ગ્રાહક તરીકે ચાલુ ન રહેવું હોય તેઓ અમને ફક્ત ત્રણ પૈસાનું પોસ્ટકાર્ડ લખી દેવાની કૃપા કરે, જેથી અમને વી. પી. ખર્ચનું નિરર્થક નુકશાન ન થાય. છતાં તેમણે વી. પી. પાછાં જ મોકલ્યાં છે અને કેટલાકોએ તો અમને એવા પત્રો લખી જણાવ્યા છે કે રૂ. ૫—૪—૦ લવાજમ છે છતાં અમારા ઉપર રૂ. ૧૦–૮–૦ નું વી. પી. શા માટે મોકલ્યું? જેથી અમે તે સ્વીકાર્યું નથી. આથી અમને એમ જણાય છે કે બે વર્ષના સામટા લવાજમનાં વી. પી. મોકલવાની અને મહાભારતના ત્રીજો અને ચોથો ખંડ આ વર્ષે આપવાની અમારી સૂચનાઓ ઘણા ભાઈઓએ ધ્યાનમાં જ લીધી નથી. સૂચનાઓ ધ્યાનમાં ન લેવાથી રૂ. ૧૦–૮–૦ નાં વી. પી. પાછાં ફરવાની વસ્તુ મોટા પ્રમાણમાં બનવાને લીધે જેમણે અમને ગ્રાહક તરીકે ચાલુ ન રહેવાનો પત્ર લખી જણાવ્યો નથી અને રૂ. ૧૦-૮-૦ નાં વી.પી. પાછાં આવ્યાં છે તેમના ઉપર અમે એક જ વર્ષના લવાજમ રૂ. ૫–૪–૦ નું ત્રીજા ખંડનું વી. પી. મોકલીશું, જેથી જે ભાઇઓએ અમારી સૂચનાઓ ધ્યાનમાં ન લેવાને લીધે વી. પી. પાછું મોકલ્યું છે તેમને નવા ચૌદમા વર્ષના ગ્રાહક તરીકે મહાભારતાંક—તૃતીય ખંડ અને 'વિશ્વમંગલ'ના અંકો મળી શકે.

તેથી જે ભાઈઓને એક વર્ષના પણ ગ્રાહક ન રહેવું હોય તેઓ ત્રીજા ખંડનું વી. પી. ન મોકલવા માટે એક પોસ્ટકાર્ડ લખીને અમને ખબર આપવા કૃપા કરે જેથી અહીંથી તેમના ઉપર ત્રીજા ખંડનું વી. પી. રવાના થાય નહિ.

જે ભાઈઓએ બે વર્ષના લવાજમનું રૂ. ૧૦–૮–૦ નું વી. પી. સ્વીકાર્યું છે, તેમને ચૌદમા વર્ષનો પ્રથમ અંક–મહાભારતાંક તૃતીય ખંડ મળી ગયો છે અને ચતુર્થ ખંડ ચૈત્ર માસમાં તૈયાર થતાં રજીસ્ટર્ડ પોસ્ટથી મોકલી આપવામાં આવશે. વી. પી. સ્વીકારનાર ભાઈઓમાંથી જેમને મહાભારતના ખંડો પાકા બાઈન્ડીંગના જોઈતા હોય તેઓ ત્રીજા ખંડના વર્ષનો વિશ્વમંગલનો કોઈ નવો ગ્રાહક કરી તેને ત્રીજો ખંડ આપી દે અને ત્રીજો તથા ચોથો ખંડ પાકા બાઇન્ડીંગના મોકલવા માટે રૂ. ૨–૦–૦નું વધુ મનીઓર્ડર કરી તેની સૂચના આપે.

## કેલેન્ડર ભેટ

જે ભાઈઓએ રૂ. ૧૦–૮–૦નું વી. પી. સ્વીકાર્યું છે તેમને ચૈત્ર ૨૦૦૬થી ચૈત્ર ૨૦૦૭ સુધીનું બાર માસની તિથિ-તારીખોવાળું, ત્રીજા ખંડના ટાઈટલના ચિત્રવાળું અથવા ભગવાન શંકરના ચિત્રવાળું ત્રિરંગી કેલેન્ડર ભેટ તરીકે મોકલાશે. જે ભાઇઓને જે ચિત્રવાળું કેલેન્ડર પસંદ હોય તેમણે તે મોકલવા સૂચના આપવી. આ કેલેન્ડર ૧૪-૦–૦માં સંપૂર્ણ મહાભારત ખરીદનારાઓને પણ મળશે. વિશ્વમંગલનો એક નવો ગ્રાહક વધારી આપનારને પણ તે આપવામાં આવશે. તો જિજ્ઞાસુઓ એ રીતે તેનો લાભ લઈ શકે છે.

## કાર્ડ વિષે

જે ભાઈઓની ગ્રાહક વધારી કેલેન્ડર લેવાની ઇચ્છા હોય તેમણે આ અંક સાથે કાર્ડ મૂકેલ છે, તેમાં પોતે જેમને ગ્રાહક બનાવ્યા હોય તેમનું સરનામું લખી મોકલવું. તેમના તરફથી લવાજમનો મનીઑર્ડર અથવા વી. પી. સ્વીકારાઈને આવ્યેથી ગ્રાહક કરી આપનાર **ભાઈઓને કેલેન્ડર બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે. એજન્ટોને ત્યાં પણ લવાજમ ભરી તેમની પાસેથી કેલેન્ડર મેળવી શકાશે.**

## આફ્રીકાના ગ્રાહકોને

મહાભારતનો ત્રીજો અને ચોથો ખંડ સાથે મેળવી વિશ્વમંગલના બે વર્ષના ગ્રાહક થવા માટે **આફ્રીકાના ગ્રાહક મહાશયોએ આ અંક મળ્યેથી બે વર્ષના લવાજમના શિલિંગ મોકલી આપવા.** અમને શિલિંગ પહોંચ્યેથી તેમના ઉપર મહાભારતના ખંડો રજીસ્ટરથી મોકલી આપવામાં આવશે.

## શ્રી રામનામ બેન્ક

અત્યાર સુધીમાં લખાઈને આવેલા સાત અબજ રામનામની સ્થાપના મણિનગર શ્રી પુનિત સેવાશ્રમની બાજુમાં કરવામાં આવી છે, જેના ઉપર મંત્રમંદિર બંધાવવામાં આવનાર છે. હવેથી જે રામનામ લખાશે તેમનો સંગ્રહ પણ ત્યાં જ રાખવામાં આવશે. રામનામ બેંકનું મુખ્ય કેન્દ્ર શ્રી પુનિત સેવાશ્રમમાં રાખવામાં આવ્યું હોઈ રામનામ લખવાની નોટો મંગાવવા વગેરેનો તથા બેંક સંબંધી બધો પત્રવ્યવહાર તે સરનામે કરવા વિનન્તિ છે.

## અમદાવાદના ગ્રાહકોને

અમદાવાદના ગ્રાહકોને મહાભારતાંક તૃતીય ખંડ અમે અમારા માણસો દ્વારા પહોંચાડવાની વ્યવસ્થા કરી છે. તેથી તેમના ઉપર વી. પી. થી અંકો રવાના કરવામાં આવનાર નથી. તમારે ઘેર અમારો માણસ મહાભારતાંક તૃતીય ખંડ આપવા આવશે, તો જે ભાઈ ગ્રાહક હોય તેમણે નવા વર્ષના લવાજમના રૂ. ૫-૪-૦ આપી તે માણસ પાસેથી અંક લઈ લેવો. પોતે ઘેર ન હોય ને માણસ ઘેર આપવા આવે તો ઘરનાં માણસોને પૈસા આપી અંક લઈ લેવા જણાવવું. બે વર્ષનું લવાજમ ભરવું હોય તો રૂ. ૧૦-૦-૦ આપવા. બે વર્ષનું લવાજમ ભરવાથી લવાજમમાં આઠ આના ઓછા થાય છે અને આવતા ચૈત્રમાં બહાર પડનાર મહાભારતનો ચતુર્થ ખંડ તમને તુરત મોકલી આપવામાં આવશે. લવાજમ ભરનારે લવાજમ ભર્યાની છાપેલી પહોંચ અંક આપવા આવનાર અમારા માણસ પાસેથી માગી લેવી.

## રૂ. ૨૦-૦-૦ ભરનારને લાભ

જે ભાઈઓ ચાર વર્ષનું સામટું લવાજમ રૂ. ૨૦-૦-૦ ભરે છે તેમને મહાભારતના ચારે ખંડો પાકા બાઈન્ડીંગના મળે છે. ઉપરાંત મહાભારતના ચારે ખંડોનાં વર્ષોના ૪૪ માસિક અંકો જુદા. એ રીતે પાકા બાઈન્ડીંગના છુટક વાર્ષિક લવાજમ રૂ. ૬-૪-૦ કરતાં ચાર વર્ષનું સામટું લવાજમ ભરનારને રૂ. ૫-૦-૦ ફાયદો રહે છે.

નિવેદક :
**મગનભાઈ છોટાભાઈ દેસાઈ**
તંત્રી, વિશ્વમંગલ

# માનવ જાતિનો વિકાસ

## (શ્રી અરવિન્દનો સંદેશ)

[૧૫ ઓગસ્ટ ' ૪૯ શ્રી અરવિન્દ–જયન્તી નિમિત્તે અમેરિકામાં એક અધિવેશન મળ્યું હતું. તેમાં શ્રી અરવિન્દ પાસે અમેરિકા માટે એક સન્દેશ માગવામાં આવ્યો હતો. સંદેશમાં શ્રી અરવિન્દના જણાવવા પ્રમાણે તે સંદેશ સમસ્ત માનવ જાતિ માટે કહેવામાં આવેલો છે. તે નીચે પ્રમાણે છે.]

**"એવું ન માનો કે તમે પશ્ચિમના છો અને બીજા પૂર્વના છે. બધા મનુષ્યો એક જ દિવ્ય પ્રવાહમાંથી પ્રકટ થયા છે. અને એ જ પ્રવાહની એકતા દુનિયા ઉપર પ્રકટ કરવી એ જ એમનો સાચો ઉદ્દેશ છે." –શ્રી માતાજી**

પંદરમી ઓગસ્ટ નિમિત્તે પશ્ચિમ જગત માટે સંદેશ આપવાની મારી પાસે માગણી કરવામાં આવી છે. પરન્તુ મારે જે સંદેશો આપવાનો છે તે પશ્ચિમની જેમ જ પૂર્વના જગત માટેનો પણ થઈ શકે છે. પૂર્વ અને પશ્ચિમ એ એક જ માનવપરિવારનાં બે અંગો છે. તેમના વિષે ભેદબુદ્ધિથી ચર્ચાઓ કરવાની તથા તેઓ એકબીજાની સામે વિરોધી ભાવો ધારણ કરી લે એવું કરવાની આજકાલ જાણે એક પ્રથા જ પડી ગઈ છે. પરન્તુ એ ભેદભાવની વિષમતા વિષે કહેવા કરતાં હું ખાસ કરીને માનવ જાતિની અભિન્નતા–એકતાનું વિસ્તારથી વર્ણન કરવા ચાહું છું. કારણ કે સાચું પૂછો તો પૂર્વના અને પશ્ચિમના લોકોનો સ્વભાવ અને લક્ષ્ય એક જ છે; એક જ વ્યાપક પૂર્ણતા માટેની તેઓમાં આકાંક્ષા રહેલી છે, પોતાનાથી ઉચ્ચ એવી કોઈ એક મહાન વસ્તુને જાણવાની ઇચ્છા તેઓમાં સમાન રીતે રહેલી છે. તેઓમાં એક એવી ઊંડી ભાવના રહેલી છે કે અમે એવી કોઇ વસ્તુ તરફ આન્તરિક અને બાહ્ય રીતે આગળ વધી રહ્યા છીએ. કેટલાક વિચારકોને એવી ટેવ પડી ગઈ છે કે તેઓ પૂર્વની આધ્યાત્મિકતા (પરોક્ષવાદ) અને પશ્ચિમના જડવાદ પર જ જોયા કરે છે. પરન્તુ હવે પશ્ચિમમાં પણ આધ્યાત્મિક શોધ અને તે માટેની જિજ્ઞાસા પૂર્વ કરતાં ઓછાં નથી રહ્યાં. અને ભલે પશ્ચિમમાં ઋષિમુનિઓ અને અધ્યાત્મદર્શીઓ પૂર્વના જેટલા પ્રમાણમાં ન થયા હોય, પરન્તુ થયા તો જરૂર છે. વળી પૂર્વમાં પણ જડવાદી પ્રવૃત્તિઓ થએલી છે અને થઈ રહેલી છે અને ભૌતિક ઐશ્વર્યો. વૈભવો માટે જીવનની અંદર જડતા ભર્યો–નાસ્તિકતા ભર્યો પશ્ચિમના જેવો હાર પણ રહેલો છે. પૂર્વ અને પશ્ચિમ વચ્ચે થોડા-પ્રમાણમાં સંપર્ક અને સહકાર હંમેશથી રહ્યો એકબીજા ઉપર તેમણે સારો પ્રભાવ પાડયો છે આજે તો બંને વચ્ચે નિકટ સંપર્ક થવા માટે વિ પ્રજા ઉપર અદૃષ્ટ પ્રકૃતિનું ખૂબ પ્રમાણમાં દ થઈ રહ્યું છે.

આપણી આગળ આજે આધ્યાત્મિક અને ભ બન્ને પ્રકારની સંયુક્ત આશા એક એવી સિદ્ધિનો ઉપજાવી રહી છે કે જેને માટે પૂર્વ–પશ્ચિમ એકતન્ત્રિત થઈને કામ કરવાની જરૂર છે. આપણું ધ્યાન પહેલાંની માફક વિષમતા–ભે ઉપર નહિ પણ મેળ અને ઐક્ય ઉપર લ જોઈએ. કારણ કે તે સંયુક્ત આદર્શ તથા લક્ષ્યને પ્રાપ્ત કરવા માટે તેની જ જરૂર છે. તે આદર્શ સિદ્ધ કરવા માટે આ જગતની પ્રકૃતિએ પે કામ આરંભ્યું હતું. અને તેની જ તરફ પોતાના શરુઆતના અજ્ઞાનની જગાએ પ્રકટતી વૃદ્ધિશીલ જ્ઞાનજ્યોતિના રૂપમાં તે પ્રકૃતિ ધૈર્ય નિરન્તર આગળ વધી રહી છે.

પરન્તુ તેનો આદર્શ અને ઉદ્દેશ શો હશે જીવનની વાસ્તવિકતાઓ અને પરમ સત્ય વિષેના વિચારો ઉપર આધાર રાખે છે.

અહીં આપણે એ ધ્યાનમાં રાખવાનું છે અને પશ્ચિમની પ્રજાઓમાં કોઈ આત્યન્તિક ભેદ

તે પ્રવૃત્તિઓ ભિન્નભિન્ન દિશાઓમાં વિકાસ પામતી ગઇ છે. સર્વોચ્ચ સત્ય એ આત્માનું સત્ય છે. તે આત્મા વિશ્વથી પર હોવા છતાં પણ સંસારમાં તથા સર્વ ભૂતોમાં અન્તર્યામીરૂપે વિદ્યમાન છે. તે સર્વને ધારણ કરી રહ્યો છે. અને ચેતનાના વિકાસ દ્વારા તે લક્ષ્યસિદ્ધિ તરફ લઇ જઈ રહ્યો છે, કે જેને માટે પ્રકૃતિ પોતાની શરુઆતની અચેતન અંધકારમય અવસ્થાઓથી લઇને નિરન્તર કામ કરી રહેલી છે. તે પરમ આત્મા સત્તાનું એક એવું રૂપ છે કે જેના વડે આપણને આપણા અને સર્વના અસ્તિત્વનું રહસ્ય સમજાય છે અને જેને લીધે સંસારને સાર્થકતા પ્રાપ્ત થાય છે. (અર્થાત્ તેને આધારે ચાલી રહેલો સંસાર તેનું એક પ્રયોજન બની રહેતો હોઇ સર્વથા મિથ્યા નથી.) પૂર્વના શોધકોએ નિત્ય–નિરંતર આત્માના પરમ સત્ય પર જ વધારેમાં વધારે ભાર મૂકયો છે. એટલે સુધી કે તેમણે પોતાનાં સિદ્ધાન્તદર્શનોમાં જગતને માયા કહીને છોડી દીધું છે અને આત્માને એકમાત્ર સત્ વસ્તુ માન્યો છે. પશ્ચિમે પોતાનું વધારેમાં વધારે બળ સદા સંસાર ઉપર જ આપ્યું છે. ભૌતિક સંપત્તિઓ દ્વારા જ પૂર્ણતા અને કૃતાર્થતા પ્રાપ્ત કરવાની તેની સ્થિતિ આજે પરાકાષ્ઠાએ પહોંચી ગઈ છે, અને તેણે આત્માનો નિષેધ જ કરી દીધો છે. એટલે સુધી કે તેણે જડ પ્રકૃતિને જ એકમાત્ર સદ્ વસ્તુ રૂપે સિંહાસન ઉપર બેસાડી દીધી છે. એક બાજુ આધ્યાત્મિક પૂર્ણતાનો આદર્શ અને બીજી બાજુ જાતિની પૂર્ણતા, સમાજની પૂર્ણતા તથા મનુષ્યનાં મન, પ્રાણ તેમજ ભૌતિક જીવનનો પૂર્ણ વિકાસ જ ભવિષ્યનું મહાનમાં મહાન સ્વપ્ન બની ગયું છે. તો પણ આ બન્નેય સાચાં છે અને બન્નેય વિશ્વની પ્રકૃતિમાં આત્માના ઉદ્દેશના અંગ ગણી શકાય એમ છે. આ બન્ને એકબીજાના વિરોધી નથી. હવે જરૂર એ વાતની છે કે તેમના ઉપરથી વિષમતા અને વિરુદ્ધપણાની દૃષ્ટિ કાઢી નાખીને તેમને ભાવી અવસ્થામાં સમન્વય યોગ્ય ગણવામાં આવે.

પશ્ચિમના વિજ્ઞાને આ શોધ કરી છે કે આ જડ જગતમાં જીવન તથા તેની પ્રક્રિયાઓનું પ્રયોજન વિકાસ છે. પરન્તુ તેણે ચેતનાના વિકાસ કરતાં આકૃતિ અને તેને અનુસરનારી અમુક જાતિઓના વિકાસ પર જ વધારે બળ આપ્યું છે. એટલે સુધી કે ચેતનાનો વિકાસ એ તેની પ્રવૃત્તિઓનું પ્રયોજન ન રહેતાં તે કેવળ સંયોગરૂપ જ બની ગયો છે. પહેલાં પણ કેટલાક વિચારકો તથા કેટલાક દર્શનો અને ધર્મશાસ્ત્રોએ વિકાસના સિદ્ધાન્તનો સ્વીકાર કરેલો છે. પરન્તુ તેમનો અભિપ્રાય આત્માના વિકાસનો છે. અર્થાત્ વ્યક્તિનું ક્રમિક રીતે અનેક જન્મોમાં પસાર થતાંથતાં પોતાના સર્વોચ્ચ સત્ય સ્વરૂપે–આત્મરૂપે વિકસિત થવું એમાં છે. કારણ કે જો નામ–રૂપની અંદર કોઈ ચેતન સત્તા હોય તો તે સત્તા અન્તઃકરણને અમુક કાળ માટે જ ગોચર થઈ શકે નહિ, કારણ કે તે કાયમી સત્તા છે. અને નામ–રૂપમાં રહેવાનું તેનું પ્રયોજન ત્યારે જ સફળ થાય કે જ્યારે તે ક્રમથી પ્રાપ્ત થતા અનેક જન્મો અને શરીરોમાં વારંવાર પૃથ્વી ઉપર પ્રકટ થાય.

અચેતન જડ પ્રકૃતિમાંથી અવચેતના અને પ્રાણોનો ઉદ્ભવ અને પછી સચેતન મનનો વિકાસ કે જે વિકાસ પહેલાં પશુમાં અને પછી સચેતન તથા વિચારશીલ માનવોમાં જોઈ શકાય છે, તે વિકાસશીલ પ્રકૃતિની હાલની સર્વથી ઉચ્ચ સ્થિતિ છે. અને હજુ સુધી વિકાસની ક્રિયા આટલે સુધી જ રહી છે. મનવાળાં પ્રાણીઓનું સર્જન એ આ સમયે પ્રકૃતિનું સર્વથી ઉચ્ચ કાર્ય છે અને તે મન વડે જ તે પ્રકૃતિનું અન્તિમ કાર્ય સમજવા તરફ વિચારકોની પ્રવૃત્તિ થતી દેખાય છે. પરંતુ આનાથી આગળના વિકાસના એક ડગલાની પણ કલ્પના કરી શકાય છે. અને પ્રકૃતિનું પોતાનું પણ તેવું લક્ષ્ય હોઈ શકે છે કે તે મનુષ્યના અપૂર્ણ મનમાં તેનાથી પરની એક એવી ચેતનાનો વિકાસ કરે કે જે મનના અજ્ઞાનને ઓળંગીને સત્યને પોતાના જન્મસિદ્ધ અધિકારનારૂપે સ્વાભાવિક રીતે જ ધારણ કરી શકે. જરૂર એક એવી પરમ ઉચ્ચ ચેતનાનું પણ અસ્તિત્વ છે, જેને વેદમાં ઋત–ચેતના કહેવામાં આવી છે. અને જેને મેં 'અતિમાનસ' નામ આપ્યું છે. તેમાં પરમ જ્ઞાન રહેલું છે તેથી તેને તેની શોધ કરવી જરૂર નથી પડતી અને તેને વારંવાર ભૂલી જવાનો પણ પ્રસંગ આવતો નથી. એક ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે કે મનોમય પુરુષથી આગળ એક ઉપરનું પગથિયું છે–વિજ્ઞાનમય જીવ (કોશ). તેમાં આત્માએ આરોહણ કરવાનું છે. અને તેના જ દ્વારા તેને આધ્યાત્મિક સત્તાનો પૂર્ણ આનંદ પ્રાપ્ત કરવાનો છે. જો આ લોકમાં, પ્રકૃતિના વિકાસના આગળના પગથિયાના રૂપમાં એ વિજ્ઞાનમય કોશની પ્રાપ્તિ થઈ જાય તો પ્રકૃતિની

ઉદ્દેશ સિદ્ધ થઈ જશે અને આ શરીરમાં જ-પૂર્ણતા પામેલા શરીરમાં જ-પૂર્ણ આધ્યાત્મિક જીવનની કલ્પના તથા શક્યતાનો અનુભવ કરી શકીશું. એટલે સુધી કે આપણે પૃથ્વી ઉપર દિવ્ય જીવનની સ્થાપનાની ચર્ચા કરી શકીશું. અને પૂર્ણતાની સંભાવનાનું આપણું મનસ્વી સ્વપ્ન સિદ્ધ થઈ જશે. આની સાથે જ અનેક ધર્મો તથા આધ્યાત્મિક ઋષિઓ અને ક્રાન્તદર્શીઓમાં સમાન રીતે જોવામાં આવતી પૃથ્વી ઉપર સ્વર્ગ પ્રતિષ્ઠિત કરવાની આપણી તે અભિલાષા પણ પૂરી થઈ જશે.

પરમ આત્મા તરફ-માનવજીવનનું આરોહણ એ જ જીવનું સર્વોચ્ચ લક્ષ્ય અને નિશ્ચિત માર્ગ છે. કારણ કે તે પરમ આત્મા જ સર્વોચ્ચ સત્ વસ્તુ છે. પરંતુ એ પરમ આત્મા તથા તેની શક્તિઓ જ આ જગતમાં અવતરણ કરે એ પણ બની શકે છે. અને તે જ જગતના અસ્તિત્વને ઉચિત સિદ્ધ કરશે તથા સૃષ્ટિના દિવ્ય પ્રયોજનને સિદ્ધ કરી તેની ગૂંચવણો-તેની સમસ્યાઓનો ઉકેલ બતાવી દેશે. આ અતિ ઉચ્ચ અને અતિ મહાન આદર્શને અનુસારે પૂર્વ અને પશ્ચિમનો સમન્વય કરી શકાય છે. આત્મા જડ પ્રકૃતિનું આલિંગન કરી શકે છે અને પ્રકૃતિ આત્માની અન્તર્ગત પોતાના નિજ સત્ય સ્વરૂપની તથા વસ્તુમાત્રમાં છુપાયેલ સત્ વસ્તુની પ્રાપ્તિ કરી શકે છે.

## રૂ ૧૦-૮-૦ નું વી. પી. ન સ્વીકારનારાઓને તથા સ્વીકારનારાઓને

## સૂચના

મહાભારત-પ્રેમીઓની અને ગ્રાહકોની પૂરું મહાભારત મેળવવાની ઉત્સુકતા તથા માગણીને લઈને અમે મહાભારતના છેલ્લા ત્રીજો અને ચોથો ખંડ આ જ વર્ષે તૈયાર કરવાનો નિર્ણય કર્યો. ઘણા ભાઈઓએ ત્રીજો અને ચોથો ખંડ મેળવવા માટે વિશ્વમંગલનાં બે વર્ષનાં લવાજમો મનીઑર્ડરથી મોકલી આપ્યાં અને ઘણા ભાઈઓએ ખંડ તૈયાર થયે વી. પી. થી મોકલવા જણાવ્યું હતું તથા ઘણા ભાઈઓ વી. પી. થી મોકલવાની સૂચના આપી શક્યા ન હતા. અમે સૂચના આપનાર અને ન આપનાર સર્વે ગ્રાહક બંધુઓની સેવામાં વી. પી. મોકલવાનાં છે એમ ગયા ત્રણ અંકોથી જણાવતા આવ્યા છીએ અને જેમને ગ્રાહક તરીકે **ચાલુ રહેવું ન હોય તેમને માત્ર એક પોસ્ટકાર્ડ લખી દેવા વિનન્તિ કરી હતી. છતાં કેટલાક ભાઈઓએ અમને ગ્રાહક તરીકે ચાલુ ન રહેવાનાં કાર્ડ પણ લખી ન જણાવ્યાં અને અમોએ મોકલેલ વી. પી. પણ સ્વીકાર્યું નહિ. તેમની આવી બેદરકારીથી કાર્યાલયને નિરર્થક પોસ્ટેજનું દશ આનાનું નુકશાન થયું છે.**

અમે વી. પી. મોકલ્યા પછી ઘણા ભાઈઓના એવા કાગળો આવવા લાગ્યા કે અમને રૂ. ૧૦-૮-૦નું વી. પી. શા માટે કર્યું છે? તમે બે વર્ષનું લવાજમ લેવા માગો છો કે લવાજમમાં વધારો કર્યો છે? આથી અમને જણાય છે કે ઘણા ભાઈઓએ વિશ્વમંગલના અંકોમાંની અમારી સૂચનાઓને ધ્યાનમાં લીધી નથી. આથી અમે જે ભાઈઓએ રૂ. ૧૦-૮-૦ નાં વી. પી. નો અસ્વીકાર કર્યો છે તેમના ઉપર વિશ્વમંગલના એક જ વર્ષના **લવાજમથી મહાભારતનો તૃતીય ખંડ રૂ. ૫-૪-૦ના વી. પી. થી મોકલીશું. જેઓને આ વી. પી. સ્વીકારવાની ઇચ્છા ન હોય તેઓને કૃપા કરી એક પોસ્ટકાર્ડ લખી જણાવવા વિનન્તિ છે.**

જે ભાઈઓએ રૂ. ૧૦-૮-૦ નાં વી. પી. સ્વીકાર્યાં છે અને જેઓનાં બે વર્ષનાં સામટા લવાજમ રૂ. ૧૦-૦-૦નાં મનીઑર્ડરો આવેલાં છે તેમના ઉપર મહાભારત ચતુર્થ ખંડ ચૈત્ર માસમાં તૈયાર થયે રજીસ્ટર્ડ પોસ્ટથી મોકલી આપવામાં આવશે અને તેમને બે વર્ષ સુધી વિશ્વમંગલના અંકો મળતા રહેશે.

# જીવનમાં જાણવા જેવું

આપણા મનની વાસનાઓને લીધે, વાસનાઓને તૃપ્ત કરવા માટે આપણે કર્મો કર્યા કરીએ છીએ. તે કર્મોનું ફળ મળતાં તે પછી મનમાં ફરી બીજી નવી વાસનાઓ ઉત્પન્ન થાય છે અને તે માટે ફરી પાછાં નવાં કર્મોમાં જીવ જોડાય છે. આમ વાસનાઓનાં બંધનમાં અને કર્મોનાં ફળો ભોગવવામાં જીવ ઘણા કાળથી ભમ્યા કરે છે. કર્મફળોની આસક્તિમાંથી છૂટી જીવ જ્યારે સ્વસ્થ-આત્મસ્થ થાય ત્યારે જ તેને પોતાનો નિજ આનંદ અનુભવાય. મનની તૃષ્ણાઓ-વાસનાઓનો વિલય થઈ નિજાનંદનો અનુભવ કરવા માટેના અનેક ઉપાયો છે. કેટલાક ભક્તિ વડે ઇષ્ટ દેવના સ્વરૂપમાં મનને સ્થિર કરે છે, કેટલાક સર્વ જીવોમાં આત્મદર્શન કરી તેમની સેવામાં આનંદ માણતા વાસનાઓને તરે છે, કેટલાક વિષયોની તુચ્છતાનો અનુભવ કરી તેમના ઉપર વૈરાગ્ય ધારણ કરી તેમનાં બંધનોને તોડે છે. કેટલાક વિવેકદૃષ્ટિ વડે પોતાના મનના વિચારો અને તેની વાસનાઓનું નિરીક્ષણ કરતા વાસનાઓને કાબુમાં લઈ તેમને અનીતિને રસ્તે જતી અટકાવી ધર્મપૂર્વક અર્થ, કામ અને મોક્ષને પ્રાપ્ત કરે છે. કેટલાક જગતની સર્વ લીલાને આત્માના વિલાસરૂપે નિરખતા તેનાં સુખદુઃખાદિ દ્વન્દ્વોથી આત્માને નિર્લેપ સમજતા તટસ્થ વૃત્તિથી નિજાનંદનો અનુભવ કરે છે. આમ અનેક પ્રકારોથી મનને વાસનાઓમાં લપેટાતું બચાવી સ્વચ્છ કરી પોતાના મુક્ત, તૃપ્ત અને નિરપેક્ષ સ્વરૂપના આનંદનો અનુભવ કરી શકાય છે. દરેક માણસોનાં મન જુદી જુદી રીતે ઘડાએલાં હોય છે. તેથી કોઈના મનને જ્ઞાનયોગ, કોઈના મનને ભક્તિયોગ, કોઈને વિવેકવિચાર, કોઈને સેવા, કોઈને વૈરાગ્ય, કોઈને ધ્યાન, કોઈને જપ, કોઈને નામસ્મરણ વગેરેમાંથી ગમે તે પ્રકાર અન્તઃકરણને-મનને શુદ્ધ અને સ્થિર કરવામાં અનુકૂળ થાય છે. આમાંના દરેક ઉપાયો મનને સ્થિર અને શુદ્ધ કરવામાં મદદ કરનારા છે તે વિષે કશી શંકા નથી. તેથી જે ઉપાય-જે પ્રકાર-મનને સ્વાભાવિક લાગતો હોય, અનુકૂળ લાગતો હોય તે વડે મનને સ્વસ્થ કરી આત્મસુખ માટે અભિમુખ થવું એ જ સર્વ જીવો માટે કલ્યાણમય દિશા છે.

**આપણું સાધારણ આયુષ્ય પચાસ વર્ષનું ગણીએ તો એક વર્ષના ૩૬૦ દિવસ એટલે ૫૦ વર્ષના ૧૮૦૦૦ દિવસ થયા. તેને ચોવીસે ગુણતાં ૪,૩૨૦૦૦ ચાર લાખ બત્રીસ હજાર કલાક થયા. આટલા બધા કલાકનું મનુષ્યજીવન હોવા છતાં તે પોતાના મનને આત્મસ્થ કરવાના પ્રયત્નમાં કેટલા કલાક રોકતો હશે? દરેક મનુષ્યે પોતાના આયુષ્યના આટલા મોટા સમયમાંથી રોજ અમુક સમય તો પોતાના ઇષ્ટદેવના સ્મરણ માટે નિશ્ચિત કરી જ લેવો જોઈએ.** નહિ તો પછી આત્માને છોડી દઈને શરીરના મડદાની જ સેવા કરવામાં આપણે આપણું જીવન વ્યર્થ વેડફ્યું ગણાય. શરીર તો એક વખત મડદું બની જ જવાનું છે. તે વખતે તમારા મને આત્મવિચાર દ્વારા જેટલો વિકાસ સાધ્યો હશે, આત્માની જેટલું નજીક ગયું હશે, તેટલો જ પ્રકાશ, તેટલું જ સુખ, તેટલી જ સ્વસ્થતા, તેટલું જ શ્રેય તમારી પાસે રહેવાનું છે. આ બાબતનો વિચાર કરી લો-નિર્ણય કરી લો **અને નિત્ય ઇશ્વરસ્મરણ કરો, નામસ્મરણ કરો અને વિષયવાસનાને જીતવાની શક્તિ મેળવવા નિત્ય અન્તર્યામીની પ્રાર્થના કરો.** આ વિષેનું વિશેષ વિવેચન વિશ્વમંગળના ચૌદમા વર્ષના બીજા અંકમાં આપવામાં આવશે. ૐ તત્ સત્।

---

અમેરિકામાં મોટર બનાવવાનાં કારખાનાંઓએ ઝડપી પ્રગતિ કરી છે. દર એક સેકન્ડે ત્યાં એક મોટર બને છે. અમેરિકાની કૈઝર કોરપોરેશને ૧૯૪૯ માં ૬,૨૦૦,૦૦૦ મોટરો અને ટ્રકો બનાવી હતી એ ઉદ્યોગમાં ૭૮૦,૦૦૦ માણસોને રોજી મળી હતી. તમારો ઉદ્યોગ આત્મસ્થ થવા પ્રત્યેનો છે. તમે દર સેકંડે કેટલા નામજપ કરો છો અને તમારા દ્વારા કેટલા માણસોને સેવા મળે છે?

---

જીવન દરમ્યાન ઓછામાં ઓછા ૧૦૦૦ કલાકનો જપ કરવાનો સંકલ્પ કરનાર ભાઈ-બહેનોએ પોતાનાં નામ **શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયમાં** લખી જણાવવાં.

# અધ્યાત્મ ભાગવત

લેખકઃ—
સ્વામી શ્રી માધવતીર્થજી

## ભગવાનનું સ્વરૂપ કેવું છે?

(ગતાંક પૃષ્ઠ ૮૬૫ થી ચાલુ)

ભગવાનનું સ્વરૂપ કેવું છે એ પ્રશ્ન ઘણા માણસો પૂછે છે. તેનો સીધો અને ટુંકો જવાબ તો એ છે કે ભગવાનને જાણનારનો સ્વભાવ કેવો છે તેની તપાસ કરવી જોઈએ. એટલે જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ જોવામાં આવશે અને જેવી દૃષ્ટિ તેવા ભગવાન જોવામાં આવશે. એ બાબત હવે દશમ સ્કંધના ૧૨ મા અધ્યાયમાં (અઘાસુરના ઉદ્ધારના પ્રકરણમાં) શુકદેવજી પરીક્ષિત રાજાને સમજાવે છે.

ગયા પ્રકરણમાં ઉપરના ભાગમાં એમ બતાવવામાં આવ્યું કે ભગવાન જ્યારે ગોવાળીઆની સાથે રમતા હતા ત્યારે આંખમીંચામણીની રમત કરતા હતા અને પૂલ બાંધવાની રમત કરતા હતા. તેના આધ્યાત્મિક અર્થ ત્યાં આપવામાં આવેલ છે. હવે શુકદેવજી એમ કહે છે કેઃ—

कृष्णवत्सैरसंख्यातैर्यूथीकृत्य स्ववत्सकान् ।
चारयन्तोऽर्भलीलाभिर्विजह्रुस्तत्रतत्र ह ॥

અર્થ–બધા ગોવાળીઆઓએ શ્રીકૃષ્ણના અગણિત વાછડાની સાથે પોતાના વાછડા મેળવી દીધા અને તે બધાને ચરાવતા જ્યાંત્યાં ઘણાં પ્રકારની લીલા કરતા ફરતા હતા. જ્યાંસુધી જીવ પોતાની વૃત્તિઓ ચેતનની સાથે મેળવી દેતા નથી ત્યાંસુધી વૃત્તિ કાંઈ કામ કરી શકતી નથી. છતાં એ વૃત્તિના કાર્યમાં અનેક જાતની વિચિત્રતા માલુમ પડે છે. રેડીઓમાં પહેલાં તેજ ઉત્પન્ન કરવામાં આવે છે, પછી તેમાં વેવ-લેન્થ મૂકીને અનેક પ્રકારનાં સંગીત મેળવી શકાય છે, તેમ અનંત ગુણવાળા ચેતનની સાથે જ્યારે માણસોની વૃત્તિ ભળે છે ત્યારે તેમાં અનેક પ્રકારની ક્રીડા જોવામાં આવે છે. સીનેમામાં પણ પહેલાં તેજ ઉત્પન્ન કરીને પછી એ તેજને એક જગ્યાએ લાવવામાં આવે છે અને બીજી બત્તીઓને બંધ કરવામાં આવે છે. પછી તેમાં ફીલ્મની માયા મૂકીને અનેક ચિત્રો બતાવવામાં આવે છે. તેવી જ રીતે ભગવાનના તેજમાંથી અનેક પ્રકારના જીવોની અનેક પ્રકારની લીલા બની રહે છે. તેમાં કેટલાક પ્રકાર નીચે આપવામાં આવેલ છેઃ—

### સામાન્ય અર્થ

૧ ગોવાળીઆ એકબીજાની વસ્તુ ચોરી લેતા હતા અને જ્યારે વસ્તુના ધણીને ખબર પડી જતી હતી ત્યારે લેવાવાળો તે બીજાની પાસે ફેંકી દેતો હતો અને બીજો ત્રીજાની પાસે તે ફેંકી દેતો. વળી મૂળ માલિકને ખબર પડી જાય તો તેની વસ્તુ તેને પાછી આપી દેવામાં આવતી હતી. ૧૦. ૧૨. ૫.

૨ જો કૃષ્ણચંદ્ર વનની શોભા જોવા માટે થોડા દૂર જતા રહે તો ગોવાળીઆ એવી રમત રમતા હતા કે, "પહેલાં હું તેને અડી જાઉં, બીજો કહે કે હું અડી જાઉં." એમ રમત કરતાં શ્રીકૃષ્ણને અડીને આનંદ માણતા હતા. ૧૦. ૧૨. ૫.

૩ કોઈવાર બંસી બજાવતા, કોઈવાર શિંગડાના શબ્દ કરીને, કોઈવાર ભમરની સાથે ગાતા હતા અને કોઈવાર કોયલોની સાથે કુહુકુહુ, પણ કરતા હતા. ૧૦. ૧૨. ૭.

### આધ્યાત્મિક અર્થ

૧ રાજદ્વારી બાબતોમાં આવી જ માયા જોવામાં આવે છે. કોઈ એક નાના રાજ્યને મોટું રાજ્ય પોતાને સ્વાધીન કરી લે છે, વળી કોઈવાર તે બીજાને આપી દે છે અને કોઈવાર મૂળ માલિકને પણ પાછું મળે છે. ભગવાન બધામાં હોવા છતાં આવી રમત જોવામાં આવે છે અને સામાન્ય દૃષ્ટિના માણસોને તેમાં રાગદ્વેષ પણ થાય છે.

૨ ધ્યાનમાં જ્યારે આત્માનું ચૈતન્ય દૂર ગયું હોય તેવું લાગે અને તરત અનુભવમાં ન આવે ત્યારે પણ ધ્યાન કરનારા કેટલાક જીવો ઉત્સાહ રાખીને એમ માનતા કે પહેલો અનુભવ મને થશે. ત્યારે બીજો જણ એમ માને કે પહેલાના સાધન કરતાં મારું સાધન વધારે સારું છે અને હું પહેલાં આત્મસાક્ષાત્કાર કરી લઈશ.

૩ અહીં સમજવાનું એવું છે કે લાઉડસ્પીકરમાંથી પણ એક જ સત્તામાંથી અવાજ આવે છે. ભમરના જેવ

૪ કોઈ આકાશમાં ઊડતા પક્ષીઓની છાયાની સાથે દોડતા, કોઈ હંસોની નકલ કરતા, કોઈ બગલાની પાસે બગલાની માફક બેસી જતા અને કોઈ મોરની સાથે મળીને નાચતા હતા. ૧૦. ૧૨. ૮.

૫ કોઈ વાંદરાના બચ્ચાને પકડી ખેંચતા અને તેની સાથે પોતે પણ ઝાડ ઉપર ચડી જતા અને વાંદરાના જેવું મોં કરી એક શાખાથી બીજી શાખા ઉપર કૂદી જતા હતા. ૧૮. ૧૨. ૯.

૬ કોઈ નદીના થોડા જળમાં ગોથાં લગાવતા હતા અને નદીમાં પડેલાં દેડકાંઓની સાથે કૂદતા. કોઈ જળમાં પોતાનું પ્રતિબિંબ જોઈને હસતા અને કોઈ પોતાનો જ અવાજ સાંભળી તેને સારો અથવા ખરાબ કહેતા હતા. ૧૦. ૧૨. ૧૦.

ઝીણા અવાજે પણ એક જ સત્તામાંથી આવે છે અથવા ભ્રમરતા અવાજની અંદર અને કોયલોની બોલીમાં પણ એક જ સત્તા બોલી રહી છે અને એવી ભાવના આપણામાં જાગ્રત થાય તો અનેક પ્રકારનો રસ અને આનંદ મળે છે.

૪ અહીં ગોવાળીઆનો અર્થ જીવ કરીએ તો કેટલાક જીવો (બ્રહ્મ હોવા છતાં) પક્ષી થઈ આકાશમાં ઊડતા હતા અથવા પક્ષીરૂપી માયાની છાયાની સાથે દોડતા, કોઈ હંસ જેવા થતા હતા. કોઈ બગલાનાં અને મોરનાં જીવન સ્વીકારી હાલ પણ નાચે છે પણ એ બધામાં એક ચેતનની સત્તા જ કામ કરી રહેલ છે.

૫ હાલમાં વિમાનની સર્વીસનો વિચાર કરીએ તો ઘણા માણસો વિમાનની મદદથી ઇંગ્લાંડમાંથી ઊડીને દરીઓ ઓળંગી અમેરિકા પહોંચે છે. સંચાની મદદથી માણસો પણ વાંદરાના જેવી ક્રીડા કરતાં શીખી ગયા છે.

૬ અહીં થોડા જળની ક્રીડા એ કામ-ક્રીડા સમજવાની છે. તે વખતે માણસો પણ દેડકાંઓનાં જેવા થઈ જાય છે.

---

આ પ્રમાણે બ્રહ્મ જ માયામાં પોતાનું પ્રતિબિંબ જોઈને હસે છે. વળી જ્યારે જ્યારે સમાજમાં એકબીજાની ટીકા થાય છે ત્યારે લોકે બધા અવાજ એક જ ચૈતન્યની સત્તાથી ઉત્પન્ન થાય છે તો પણ અમુક માણસે મને આમ કહ્યું અને અમુકે તેમ કહ્યું વગેરે વાણીથી અને સંકલ્પોથી રાગદ્વેષ પણ થાય છે. છતાં ઘણા માણસોને એવો પ્રશ્ન થાય છે. બધામાં એક ભગવાન હોવા છતાં આવું કેમ બને છે? તેના જવાબ માટે હવે પછીનો શ્લોક ખાસ ધ્યાન આપવા જેવો છે.

इत्थं सतां ब्रह्मसुखानुभूत्या ।
दास्यं गतानां परदैवतेन ।
मायाश्रितानां नरदारकेण
साकं विजह्रुः कृतपुण्यपुञ्जाः ॥

અર્થ—આ પ્રમાણે જ્યારે શ્રીકૃષ્ણચંદ્રની સાથે ...ન ગોપકુમાર ક્રીડા કરતા હતા ત્યારે નીચે પ્રમાણે ભગવાનનું સ્વરૂપ દેખાતું હતું:—

૧ તત્ત્વજ્ઞાની સત્પુરુષોને એમ લાગતું હતું કે અહીં તો બ્રહ્મનો જ આનંદ છે. માયામાં સત્તા ન હોવાથી તે બ્રહ્મમાં કલ્પિત છે. તેથી વાસ્તવમાં બ્રહ્મ સિવાય બીજું કાંઈ નથી.

૨ જે ભક્તોને દાસભાવ ગમતો હતો તેમને એમ લાગતું હતું કે અહીં અમારા ઇષ્ટદેવ જ રમે છે અને બધી તેમની જ લીલા છે

૩ જે માણસો ભગવાનની માયાથી મોહિત થઈ ગયા હતા તેમને એમ લાગતું હતું કે આ તો નંદરાયનો કરશનીઓ છે.

તેવી જ રીતે આપણા સંસારમાં જે જે રમત ચાલી રહે છે તેમાં સાપેક્ષવાદના સાયન્સ પ્રમાણે અને સ્વપ્નના દષ્ટાંત પ્રમાણે માયાનો બાધ કરી શકીએ તો માત્ર કેવળ બ્રહ્મ જ રહે છે. બ્રહ્મમાં ગતિ પણ સાપેક્ષભાવે જ દેખાય છે. વાસ્તવમાં બ્રહ્મમાં ગતિ નથી. જેમ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે પણ પૃથ્વી ઉપર રહીને પૃથ્વીની ગતિનો અનુભવ થઈ શકતો નથી પણ સૂર્ય ફરતો લાગે છે તેમ બ્રહ્મની સાથે એકતા પામ્યા પછી બ્રહ્મમાં ગતિ જોવામાં આવશે નહિ પણ બ્રહ્મથી જરા અલગ થઈએ તો બ્રહ્મમાં અનેક જાતની ગતિ અને ક્રીડા જોવામાં આવે છે. તેથી જેઓને દાસભક્તિ ગમે છે તેઓ

ભગવાનથી અસંગ રહે છે અને ભગવાનમાં લીલા જુએ છે. વળી જેઓમાં બીલકુલ જ્ઞાન નથી અને જેઓ માયામાં પડ્યા છે તેમને એમ લાગે છે કે ભગવાને આવી બધી રમત કરી શા માટે? જૈન ધર્મવાળા એમ માને છે કે આનંદરૂપ ભગવાનમાંથી દુઃખ નીકળે જ નહિ માટે ભગવાન જેવું કોઈ એક તત્ત્વ નથી પણ બધી રચના બે તત્ત્વથી થઈ છે. તેને અનેકાન્તિક વાદ કહે છે. તેમની દૃષ્ટિએ તેઓ પણ સાચા છે. સાંખ્યમત વાળા પણ બે તત્ત્વ—પ્રકૃતિ-પુરૂષ માને છે. ગીતામાં પણ એવા મતનું સમર્થન ઘણી જગ્યાએ જોવામાં આવે છે. ખરો જ્ઞાની પુરૂષ બધાના મત બરાબર સમજીને ભગવાનની આવી લીલા જોઈ બધા મતમતાંતરમાં એક સત્તા સમજીને નિત્ય આનંદ લઈ શકે છે. વરોદરામાં થોડો વખત થયાં એક ઉત્તમ ભક્ત અને પંડિત બાલાપ્રસાદજી (શ્રી રામાનુજ સંપ્રદાયવાળા) થઈ ગયા. તે અમને એક વખત ડાકોરમાં શ્રી રણછોડજીના મંદિરમાં મળ્યા હતા. તે એમ કહેતા હતા કે આ એક શ્લોકનો અર્થ મને બરાબર સમજાયો (૧૦—૧૨-૧૧) ત્યારે આખા ભગવાનનું રહસ્ય બરાબર સમજાઈ ગયું. આને વેદાન્તમાં દૃષ્ટિ-સૃષ્ટિ-વાદ કહે છે, અને પ્રો. આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદ (Theory of Relativity) ને બહુ મળતો આવે છે, એટલે ભગવાન કેવા છે એ પ્રશ્ન ખોટો છે. ભગવાનને જોવાવાળો કેવો છે તે પ્રશ્ન બરાબર છે. તેથી જોનારે માત્ર પોતાની દૃષ્ટિ ઠીક કરવાની જરૂર છે. જો દૃષ્ટિ ઠીક થાય તો બ્રહ્મ સિવાય કાંઈ જોવામાં આવશે નહિ. આ જ બાબત દશમ સ્કંધના ૬૯મા અધ્યાયમાં જુદાજુદા પ્રકારે સમજાવવામાં આવે છે. ત્યાં નારદજીને ભગવાને પોતાનો ઘર-સંસાર બતાવેલ છે અને બધા અંતઃપુરની રાણીઓ સાથે એટલે અંતઃકરણની વૃત્તિઓ સાથે પોતે એક જ રમી રહેલ છે એવું બતાવેલ છે. એવી જેની દૃષ્ટિ પાકી થઈ જાય તેનું ભાગ્ય કેટલું મોટું સમજવું તે માટે શુકદેવજી કહે છે કેઃ—

यत्पादपांसुर्बहुजन्मकृच्छ्रतो
धृतात्मभिर्योगिभिरप्यलभ्यः ।
स एव यद्दृग्विषयः स्वयं स्थितः
किं वर्ण्यते दिष्टमतो व्रजौकसाम् ॥

અર્થ—અનેક જન્મ સુધી કષ્ટ સહન કરીને પોતાની ઇંદ્રિયો અને મનને સંયમ કરવાવાળા યોગીઓને પણ જેના ચરણની રજ પ્રાપ્ત થવી મુશ્કેલ છે, તે સ્વરૂપ જેની દૃષ્ટિ આગે સાક્ષાત્ જોવામાં આવેલ છે એવા વ્રજવાસીઓના ભાગ્યનું વર્ણન શી રીતે કરી શકાય?

એટલે યોગીઓને ચિત્તની એકાગ્રતાથી પોતાના હૃદયની અંદર પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે પણ જ્યારે તેમનું ધ્યાન છૂટે છે અને તેઓ આંખ ખોલે છે ત્યારે તેમને જગત દેખાય છે. જ્ઞાની ભક્તોને તો આંખ મીંચે તો એક દેખાય છે અને આંખ ખોલે તો પણ એક દેખાય છે. એવા ભક્તોનો મહિમા અગાધ છે.

ટુંકામાં જેઓને જગતમાં રૂપ લાગે છે તેઓ માયાની દૃષ્ટિવાળા છે. જેઓને બધા પ્રકારના કર્મમાં બ્રહ્મદૃષ્ટિ રહે છે તેઓ ભાગ્યશાળી છે. પણ કાચી બુદ્ધિવાળા આવી માયામાં ફસી જાય છે તેથી ભગવાનની કૃપાની જરૂર પડે છે. તેઓ કેવી રીતે માયામાં ફસી જાય છે તે બાબત એક સારા દૃષ્ટાંત દ્વારા હવે શુકદેવજી પરીક્ષિત રાજાને સમજાવે છે.

ઉપર પ્રમાણે જ્યારે ગોપ-બાલો આનંદપૂર્વક ક્રીડા કરતા હતા ત્યારે તેમનો આનંદ જેનાથી સહન થતો ન હોતો એવો એક અઘ નામનો મહા ભયંકર દૈત્ય ત્યાં આવ્યો. અહીં અઘ એટલે કોઈ પાપી વૃત્તિ અથવા ગુણદોષની બુદ્ધિ સમજવી. કેટલાક માણસો સમજે છે કે બધાં ભગવાનનાં સ્વરૂપ છે. તો પણ ગુણદોષની દૃષ્ટિ ઉત્પન્ન થતાં વાર લાગતી નથી. એવી દૃષ્ટિ ઉત્પન્ન થાય ત્યારે એમ જાણવું કે કંસરૂપી દ્વૈતભાવમાંથી અઘાસુર રૂપી ખોટી વૃત્તિ ઉત્પન્ન થઈ, પણ તે ખોટી છે એવું જીવને તે વખતે સમજાતું નથી અને તે પણ તેનું પ્રમાણ થઈ જાય છે. એક વખત જ્યારે આખું હિંદુસ્તાન એ પોતાનો દેશ લાગતો હતો. પાછળથી તેને ફક્ત મુસલમાનો પોતાના લાગ્યા અને હિંદુઓ દુશ્મન લાગ્યા. એ માયાનો ભેદ એવો વધ્યો કે પાકીસ્તાનવાળા હિંદુઓને ત્યાં રહેવા દેતા નથી, આફ્રીકાવાળા, બીજા દેશના માણસોને ત્યાંથી કાઢે છે, હિંદમાં ભાષાવાર પ્રાંતોની માગણી થાય છે અને પરિણામ એ આવશે કે એક પ્રાંતવાળા બીજા પ્રાંતવાળાને પોતાના પ્રાંતમાં રહેવા દેશે નહિ. આ પ્રમાણે ભેદ વધતો જાય

છે અને ભાગલા પણ વધતા જાય છે. એ માયાની શકિત છે, એ અઘાસુરનું રૂપ છે. અઘાસુર પૂતના અને બકાસુરનો નાનો ભાઈ હતો (૧૦–૧૨–૧૪) એટલે જ્યાં વાસના અને દંભ વગેરે ઉત્પન્ન થાય છે ત્યાં પાપ અને ભેદ પણ વધે છે. અઘાસુરને એમ લાગ્યું કે શ્રીકૃષ્ણે મારા ભાઈને તથા બ્હેનને મારી નાખ્યાં, માટે જો હું ગ્વાળીઆને મારી નાખું તો કૃષ્ણની શકિત કુંઠિત થઈ જશે. અંગ્રેજોને હિંદમાંથી જતાં જતાં એમ લાગ્યું કે જો હિંદના ભાગ પડી જાય તો તેમને બદલો મળી જાય.

અઘાસુરે પર્વતના જેવું સ્થૂલ શરીર ધારણ કરી અજગરનું રૂપ લીધું અને જ્યાં ગોપબાલકોની રમત થતી હતી તેના રસ્તામાં તેમને ગળી જવા માટે સૂતો. તેના મુખની અંદર ઘોર અંધકાર હતો અને તેનાં નેત્ર દાવાનળના જેવાં હતાં છતાં ગોપબાલકો તેને ઓળખી શકયા નહિ અને પરસ્પર એમ વાતચીત કરવા લાગ્યા કે આ કોઈ અજગર જેવા રૂપમાં વૃંદાવનની શોભા વધારી રહેલ છે. તે જો આપણને કનડશે અથવા કાંઇ નુકશાન કરશે તો આપણો કનૈયો તેને એક ક્ષણમાં મારી નાખશે માટે આપણે અહીં રમવામાં કાંઈ હરકત નથી. એમ નિશ્ચિન્ત ભાવે રમતા હતા. એટલામાં અઘાસુર નજીક આવી તેમને ગળી ગયો. તે વખતે શ્રીકૃષ્ણને એમ લાગ્યું કે આ ગોવાળીઆઓને સાચો સર્પ પણ ખોટો હોય એવી ભ્રાન્તિ થઇ ગઇ છે. જેમ કોઈ સાચો સર્પ હોય પણ અંધારામાં તેને દોરડી માની પકડવા જાય તો હેરાન થાય છે તેમ ભેદબુદ્ધિવાળી માયા નકશાનકારક છે છતાં ભેદમાં ઘણા માણસોને રસ આવે છે. કારણ કે એ રીતે ઘણા માણસોના અહંકારને પોષણ મળે છે. તેથી કેટલાક માણસો નવાંનવાં મંડળો કાઢે છે અને તેમાં પોતે પ્રમુખ અથવા ઉપપ્રમુખ અથવા સેક્રેટરી બની અહંકારનો આનંદ ભોગવે છે. એ એક પ્રકારનો સંસાર–રૂપી સર્પ છે. એ બાબત શ્રીમદ્ભાગવતના છેલ્લા શ્લોકમાં સ્પષ્ટ કરેલ છે. (૧૨. ૧૩. ૨૧). હિંદમાં સ્વરાજ આવ્યું તો પણ ભેદ ઓછા થયા નથી પણ વધતા જાય છે. એ અઘાસુરનું સ્વરૂપ છે. તેના મોઢામાં બધા ગોવાળીઆ ઘુસી ગયા છે. એવી દશામાં ભગવાનની કૃપાની જરૂર પડે છે. સંસારમાં સમાજમાં વધતી માયા કોઇ જીવના પુરુષાર્થથી જીતી શકાતી નથી તેથી ભગવાનની કૃપાની જરૂર પડે છે.

ભગવાને જાણ્યું કે અઘાસુર એ એક રાક્ષસ છે તેથી પોતાના ભક્તોને તેના પંજામાંથી બચાવવાનો નિશ્ચય કર્યો. એટલામાં બધા ગોવાળીઆ અઘાસુરના પેટમાં ઘુસી ગયા. તો પણ અઘાસુરે બધાને બ્હાર કાઢયા નહિ. તો પોતાના સ્વજનોનો વધ કરનાર શ્રીકૃષ્ણને ગળવાની ઇચ્છા કરી ભગવાનને જાણ્યું કે હવે એ ગોવાળીઆઓનો રક્ષક મારા સિવાય કોઈ નથી અને એ બધા મૃત્યુરૂપી જઠરના અગ્નિના કોળીઆ બની ગયા છે. તેથી તેમને દયા આવી. ભગવાનને એવો વિચાર આવ્યો કે આ લીલા બહુ વિચિત્ર છે. ગોવાળીઆઓ જીવતા રહે અને બાળ કોની હત્યા ન થાય તેવો ઉપાય શોધવો જોઈએ. એ વિચાર કરી શ્રીહરિ પોતાના કર્તવ્યનો નિશ્ચય કરી પોતે તેના મોઢામાં પ્રવેશ કર્યો. ત્યાં ભગવાને પોતાનું શરીર એવું વધાર્યું કે તે અસુર સહન કરી શકયો નહિ, તેથી તેનું પેટ ફાટી ગયું, ગોવાળીઆઓ બ્હાર નીકળ્યા અને ભગવાને પોતાની અમૃતમય દૃષ્ટિથી જીવતા કર્યા.

અહીં ભગવાને પોતાનું શરીર વધાર્યું તેનો અર્થ એમ થઈ શકે છે કે પોતે બ્રહ્મભાવ ધારણ કર્યો ત્યાં રાક્ષસી વૃત્તિ મારી. તેજ પ્રમાણે જીવ પણ બ્રહ્મભાવ ધારણ કરે તો રાક્ષસી વૃત્તિ મરે છે.

અહીં સમજવાનું એ છે કે ભેદબુદ્ધિ એ અઘાસુર નામનો અજગર છે. એ અજ એટલે માયારૂપી ગર એટલે ઝેર છે. અસહકારનો પવન જ્યારે હિંદમાં ચાલતો હતો ત્યારે પણ ભેદબુદ્ધિ તો હતી જ. માત્ર તે વખતે અંગ્રેજ સાથે અસહકારમાં તે વપરાઇ હતી. હવે એ જ અસહકાર બીજી જગ્યાએ પણ ફેલાવા લાગ્યો છે. ભેદબુદ્ધિ વધે ત્યારે કોઇનું કલ્યાણ થતું નથી. એકવાર કોઈ ઉપર દ્વેષ થયો એટલે તે માણસની બધી વાતો ખરાબ લાગે છે; અને તે પ્રમાણ થઇ જાય છે. જેમ સ્વપ્ન વખતે સ્વપ્નનું જ્ઞાન પ્રમાણ થાય છે તેમ જાગ્રત વખતે જાગ્રતનું જ્ઞાન પ્રમાણ થાય છે. પ્રમાણની ભૂલ શોધતાં જેને આવડે તેને ભગવાનની માયા બરાબર સમજાય છે. એ એવું અઘરૂં કામ છે કે બે હજાર વર્ષ સુધી પશ્ચિમના દેશોના વિદ્વાન માણસોએ કરેલી ભૂલ એક આઇન્સ્ટાઇને પકડી અને તેમાં સુધારો બતાવ્યો અને આઇન્સ્ટાઇનની ભૂલ પ્રો. મીલને પકડી છે. ટુંકામાં, દરેક માણસને પોતાનું જ્ઞાન એ સાચું પ્રમાણ લાગે છે

અને તે વખતે તેમાં ભૂલ ન્હોતી એ બહુ અઘરું કામ છે. એ અઘાસુરનું સ્વરૂપ છે.

અઘાસુરનો મોક્ષ ભગવાને ૫ વર્ષની અવસ્થાએ કર્યો હતો અને એક વર્ષ પછી તે હકીકત ગોપ-બાળકોએ વ્રજમાં જઈને કહી હતી. તેનું કારણ એ હતું કે વચમાં બ્રહ્માજીને પણ ભગવાને એક પ્રકારની માયા બતાવીને તેમનો મોહ દૂર કર્યો હતો.

હવે પરીક્ષિત રાજા એવો પ્રશ્ન શુકદેવજીને પૂછે છે કે "જે કર્મ ભગવાને બીજા વખતે કર્યું હતું તે તે વખતે કર્યું એમ કેમ બની શકે. એટલે ભગવાને જે કર્મ કુમાર-અવસ્થામાં કર્યું હતું તે કિશોર અવસ્થામાં તેમણે કર્યું એમ કેમ માની શકાય? આ બાબતમાં કોઈ શ્રીહરિની માયા જ કારણ ભૂત હોય તેમ લાગે છે. અહીં એક પ્રકારની કાળની માયાનો પ્રશ્ન ઉત્પન્ન થાય છે, એટલે એક માણસે જે કર્મ આજ કાલે કર્યું હોય તે કર્મ તેણે આજે કર્યું એવું કહેવું બની શકે કે નહિ. કાળની માયા બહુ વિચિત્ર પ્રકારની છે. એ વિગતવાર સમજવાની જેમની ઇચ્છા હોય તેમણે અમારું "દેશ અને કાળનું" પુસ્તક વાંચવું અથવા શુકદેવજી પોતે જ હવે પછીનો કથામાં ટૂંકામાં સમજાવી આપશે.

આ અધ્યાયમાં ૧૨ મો શ્લોક ખાસ ઉપયોગી છે. તે ઉપરથી જણાશે કે માત્ર પોતાની દૃષ્ટિ ઠીક કરીએ તો આખું જગત બ્રહ્મરૂપ લાગશે. પણ એ એવું અઘરું કામ છે કે ઘણીવાર જીવો ભૂલમાં પડે છે. એટલું જ નહિ પણ ભગવાનની માયા જોઈને બ્રહ્માને પણ મોહ થાય છે. તે મોહનું રૂપ હવે પછીના ત્રણ અધ્યાયમાં આપવામાં આવેલ છે.

## લક્ષ્મી મેળવવાનો સહેલો ઉપાય

શ્રી લીલાધર મ. ભટ્ટ

આજના જમાનામાં માનવ માત્રની પ્રવૃત્તિનું કેન્દ્ર લક્ષ્મી છે. દેશ પ્રત્યે બેવફા બની, પોતાના જ ભાઈ-બહેનને ભૂખે મારી ધનના ઢગ કરતા કેટલાય માણસો આ ધરતીને પટે વસે છે. પૈસાથી સુખ-સાહ્યબીમાં મહાલતા ધનિકોને જોઈ એની અસર બીજાને પણ લાગે છે. સામાન્ય માનવી પણ ધન પાછળ દોટ મૂકે છે; પણ ચંચળ લક્ષ્મી એમને હાથતાળી દઈ છટકી જાય છે. કોઈની મોટર અને બીજાનો બંગલો જોઈ મને પણ વિચાર આવ્યો કે, અનીતિને તો અનીતિને રસ્તે પણ, એકાદ નાની સરખી મોટર અને એક સુંદર નાનકડો બંગલો હોવો જોઈએ. પણ આ માટે પૈસા જોઈએ. આ માટે મેં મારા વકીલની સલાહ લીધી. વકીલની આંખો ચમકી ઊઠી.

થોડી વાર પછી મને તેમણે લક્ષ્મી મેળવવાનો એક તદ્દન સહેલો ઉપાય બતાવ્યો. મને એમણે પૂછ્યું: 'ભાઈ રે મારા! લક્ષ્મી કોની પત્ની છે તે તું જાણે છે?" મેં મારા જ્ઞાનભંડાર તેમની આગળ ઠાલવ્યો કે લક્ષ્મી સમુદ્રની તનયા, વિષ્ણુ ભગવાનની પત્ની છે. તેમણે પૂછ્યું 'તું એમ તો જાણે છે ને કે તેને આપણે દેવી તરીકે શક્તિના તત્ત્વ તરીકે પૂજીએ છીએ!' મેં હા પાડી. પછી તેમણે સમજણ પાડી: 'જો ભાઈ, લક્ષ્મી દેવી છે, દેવી તરીકેના સર્વ સદ્ગુણો તેનામાં આપણે કલ્પીએ છીએ. લક્ષ્મી દેવી પતિવ્રતા છે, આજકાલની રમણીઓની માફક મુક્તવિહારી નથી. તારે જો એને પ્રસન્ન કરવી હોય તો એ પતિવ્રતા હોવાથી તેના પતિ વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવા જોઈએ. વિષ્ણુ ભગવાન પ્રસન્ન થશે એટલે પતિની પ્રસન્નતામાં લક્ષ્મી પોતાની પ્રસન્નતા માને છે. માટે વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કર, તેથી આપોઆપ લક્ષ્મી તેમની દાસી તરીકે તારી ઉપર પ્રસન્નતા દાખવશે જ. પછી તને શી ખોટ? જો ને આપણા મહાત્માઓ અકિંચન હતા, પણ તેમણે પોતાનાં સુકાર્યોથી પ્રભુને પ્રસન્ન કર્યો. તેથી લક્ષ્મી તેમનાં ચરણોમાં આળોટતી. લક્ષ્મી મેળવવાનો આ સહેલો ઉપાય અજમાવી જો.'

મને થયું આ તો બહુ જ સરસ ઉપાય છે. કેમ, તમને પણ લાગે છે ને કે આ સહેલો ઉપાય છે? જો એમ લાગતું હોય તો આજથી જ તમારાં સુકૃત્યોથી પ્રભુને પ્રસન્ન કરવા મંડો. પછી તમને લક્ષ્મીની મણા નહીં રહે.

ૐ

# उद्धरेदात्मनात्मानम्

લેખક :
શ્રી ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય
બી. એ.; બી. ટી.

માનવ શરીર મેળવવું ઘણું મુશ્કેલ છે. અનેક જન્મના સંચિત કરેલા પુણ્યના પ્રભાવે મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે. અનેક કુશરીરોમાં–નીચ યોનિઓમાં–ભ્રમણ કરતાં કરતાં કોઇ સુયોગના બળે આવી સુંદર તક આપણને મળે છે. શાસ્ત્રોનો અભિપ્રાય છે કે શરીર ક્ષણભંગુર છે, માટીની બનેલી આ કાયા માટીમાં મળી જશે અને કાચા ઘડાની માફક એનો વિશ્વાસ ન કરાવો જોઈએ. આ અભિપ્રાય લક્ષમાં રાખી સાંસારિક વિષયો પ્રત્યે વૈરાગ્ય જરૂર કેળવવો; પરંતુ આનો અર્થ એ નથી થતો કે આપણે આપણા શરીર પ્રત્યે બેદરકાર રહેવું અથવા એના ઉપયોગ પ્રત્યે ધ્યાન ન આપવું. આપણે ધારીએ તો આ માનવ જીવનમાં જ આપણે સચ્ચિદાનંદ પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકીએ. સંત–મહંતોએ આ શરીરને મોક્ષનું સાધન માન્યું છે. મહાત્માશ્રી તુલસીદાસજીએ યથાર્થ જ ગાયું છે કે—

બડે ભાગ માનુષ તન પાવા
સુર દુર્લભ સબ ગ્રંથ હિ ગાવા
સાધન–ધામ : મોચ્છ કર દ્વારા
પાઇ ન જેહિ પરલોક સંવારા
સો પરત્ર દુઃખ પાવઇ શિર ધુનિ ધુનિ પછિતાઇ
કાળ હિ કર્મ હિ ઈશ્વરહી, મિથ્યા દોષ લગાઇ.
જો ન તરે ભવસાગર નર સમાજ અસ પાઇ
સો કૃત નિંદક મંદમતિ આત્માહન ગતિ જાઈ.

આવું દુર્લભ માનવશરીર મેળવ્યા છતાં જેઓ આ જીવનને વિલાસી બનાવે છે અને ઇન્દ્રિયજનિત મિથ્યા વિષયોમાં જેઓ તલ્લીન બને છે તેઓ ખરેખર પોતાના જ શત્રુ બને છે. તેઓ હાથે કરીને પોતાના પગે કુહાડો મારે છે. શ્રુતિઓ અને સ્મૃતિઓ આવા મનુષ્યને આત્મહન્ કહે છે. એક શ્રુતિવચન છે કે—

असुर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः ।
तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥

અર્થઃ–અસુરોની જે પ્રસિદ્ધ નાના પ્રકારની યોનિઓ અને નરકરૂપ લોક છે તે સઘળા અજ્ઞાન તથા દુઃખ–ક્લેશરૂપ મહાન્ અંધકાર વડે આચ્છાદિત છે. જે કોઇ આત્માની હત્યા કરનાર મનુષ્ય છે તે મરીને આવા ભયંકર લોકમાં વારંવાર ધકેલાય છે.

અન્ય સઘળાં શરીરોથી માનવદેહ શ્રેષ્ઠ છે અને દુર્લભ પણ છે. ભગવાનની કૃપાથી જન્મ–મરણ રૂપ સંસારસાગર તરી જવા માટે જ આ દેહ મળ્યો છે. સર્વત્ર વ્યાપ્ત સત્સ્વરૂપ પરમાત્માને છોડી જેઓ અસત્‌ની ઉપાસના કરે છે તેવા મનુષ્યો પરમાત્માથી વિમુખ રહે છે. શરીરનો ઉપયોગ આત્મકલ્યાણની સાધના માટે છે. જે શરીર દૈવી આજ્ઞાઓનું પાલન કરતું નથી અને પોતાને હિતકર પ્રવૃત્તિઓની સાધના જે શરીર વડે થતી નથી એવા શરીરમાં અને મુડદામાં ફેર શું ? ઇન્દ્રિયોનો ઉપયોગ શુભ રીતે કરવાનો છે. કજીયાકંકાસ કરવા, પારકાની નિંદા કરવા, કટુ વચનો બોલવા કે તામસી ભોજન કરવા માટે જીભનો ઉપયોગ ન થવો જોઈએ. બીજાને માઠું ન લાગે અને મનને ઉદ્વેગ ન થાય એવાં સત્ય પ્રિય અને હિતકારી વચનો બોલવા માટે જ અને પ્રભુભજન કરવા માટે આપણને જીભ મળી છે. પવિત્ર ભગવદ્ ભજનો અને શ્રુતિ સ્મૃતિમાં કહેવાએલી માનવ કલ્યાણની સુંદર વાતો સાંભળવા માટે જ કાનનો ઉપયોગ થવો જોઇએ, નહિં કે પરનિંદા સાંભળવામાં. હૃદયને પવિત્ર પ્રેરણા આપે એવાં મંગળકારી દૃશ્યો જોવા માટે આંખો મળી છે. તેનો ઉપયોગ હલકાં, વિષયોને ઉત્તેજન આપે તેવાં અને એ રીતે મનને મલિન બનાવે તેવાં દૃશ્યો જોવા માટે આંખોનો ઉપયોગ ન થાય. જે હાથોથી દાનપુણ્ય જેવાં સત્કાર્યો કે સેવા ન થાય એ હાથ મુડદાના હાથ માફક નકામા છે. જે હૃદય ભગવાનમાં તન્મય બનતું નથી, પરમેશ્વરના ગુણાનુવાદ કે નામ સાંભળતાં અને દરિદ્રનારાયણોનાં દુઃખો સાંભળતાં જે હૃદય દ્રવતું નથી તે હૃદય નથી પણ પત્થર છે. ઇન્દ્રિયોનો ઉપયોગ યોગ્ય રીતે ન થાય તો તેને પત્થર સમાન જડ ગણવી જોઈએ. માનવ કલ્યાણ માટે મેળવેલ શરીરની શક્તિઓ વેડફી નાખીએ તો શરીર મળ્યું શા કામનું ! નિરર્થક એક સન્મિત્રની માફક શરીર આપણો ઉદ્ધાર કરે તો જ માનવજન્મનું સાર્થક થયું ગણાય. સંસારની ઉપાસનાનો ત્યાગ કરી સત્‌નું સેવન કરતાં શીખીએ ત્યારે જ મન–સંચાલિત જીભ વગેરે ઇન્દ્રિયો શુદ્ધ થાય અને આત્મકલ્યાણની સાધનામાં તેઓ સહાયભૂત થાય. આ વિષ-

યમાં પુરુષાર્થની ખૂબ આવશ્યકતા છે. પુરુષાર્થહીન પુરુષને કોઈ પણ સિદ્ધિ ન મળે. પ્રમાદીને યશ મળતો નથી; પ્રમાદ એટલે મૃત્યુ. આગળ વધવામાં પ્રમાદ એક મોટો અંતરાય છે. આળસનો ત્યાગ ન થાય તો આગળ ન વધાય એ દેખીતું છે. આપણે પછાત રહીએ છીએ તેમાં આપણો જ દોષ છે. આપણે જ આપણા વિનાશ માટે જવાબદાર છીએ. પોતાના પ્રિય ભક્ત ઉદ્ધવને ઉપદેશ આપતાં યોગેશ્વર શ્રીકૃષ્ણ પણ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે:—

नृदेहमाद्यं सुलभं सुदुर्लभंप्लवं सुकल्पं गुरुकर्णधारम् ।
मयाऽनुकूलेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्स आत्महा

અર્થાત્ આ મનુષ્યશરીર સમસ્ત શુભ ફલોની પ્રાપ્તિનું મૂળ છે. સત્કર્મ કરનારાઓ માટે સુલભ અને દુષ્કર્મ કરનારાઓ માટે દુર્લભ છે. સંસાર-સાગર તરી જવા માટે તે એક સુદૃઢ નૌકા છે. ગુરુનું શરણ લેતાં જ તેઓ એ નૌકાના સુકાની બને છે અને તેનું સંચાલન હાથમાં લે છે; અને મારું સ્મરણ કરતાં જ હું તે નૌકાને યોગ્ય અનુકૂળ વાયુરૂપે લક્ષ્ય તરફ આગળ વધવામાં મદદ આપું છું. આટલી સગવડ હોવા છતાં પણ-આ શરીર દ્વારા સંસાર ન તરાય તો એ મનુષ્ય પોતાના આત્માને હણનારો થાય છે-પોતાને અધઃપતનને માર્ગે તે લઈ જાય છે.

કોઈ પણ કાર્યની સિદ્ધિ માટે ચાર પ્રકારની કૃપાની જરૂર શાસ્ત્રકારોએ બતાવી છે. (૧) ઈશ્વરકૃપા (૨) ગુરુકૃપા (૩) શાસ્ત્રકૃપા અને (૪) આત્મકૃપા. પહેલા પ્રકારની કૃપા તો સર્વત્ર વરસી રહી છે. ભગવાન સ્વભાવે દયાળુ છે. મનુષ્યશરીર પણ એની અહૈતુકી દયાનું જ ફળ છે. ઈશ્વરની માફક સદ્ગુરુઓ પણ દયાળુ જ હોય છે. સૌનું ભલું કરવું એ ગુરુઓનું કર્તવ્ય છે. પારસમણિ લોઢાના કકડાને સોનું બનાવે છે, પણ એ કકડાને પારસમણિ બનાવતું નથી. પરંતુ, ગુરુઓ તો શિષ્યને પોતાના જેવા જ બનાવી દે છે. આ તેમની વિશેષતા છે. ઉપનિષદ્, ગીતા વગેરે શાસ્ત્રોનો નિયમિત સ્વાધ્યાય થાય તો તેમની કૃપાનો પણ અભાવ નથી. ખરી વાત તો એ છે કે આત્મકૃપાની ખામી મનુષ્યોમાં દેખાય છે. મન જેટલું એકાગ્ર જોઈએ તેટલું એકાગ્ર નથી. મહાન સિદ્ધિ મેળવવી હોય તો તૈયારી પણ મહાન જોઈએ. અલ્પ સાધનથી જબ્બર વિજય કેમ મળે! સ્થૂળ, સૂક્ષ્મ અને કારણશરીરરૂપી ત્રિપુરમાં રખડનાર અજ્ઞાનરૂપી રાક્ષસનો નાશ કરવાનો છે. આ કામ કંઈ જેવું તેવું નથી. સત્સંગથી અભ્યાસ અને વૈરાગ્ય વધારવાનાં છે. આત્મકૃપા થાય તો ઈશ્વર, ગુરુ અને શાસ્ત્રો તો આપણી સહાયમાં છે જ. પરંતુ અફસોસની વાત છે કે, મનુષ્યો અવિદ્યાના ચક્કરમાં એવાં ફસાઈ ગયાં છે અને વૈભવવિલાસના મિથ્યા માયિક જંજાળમાં એવાં તો અંજાઈ ગયાં કે, તેમને પોતાનાં કર્તવ્યોનું ભાન પણ રહેતું નથી, પોતે શા માટે જગતમાં આવ્યા છે તેનું પણ તેને જ્ઞાન રહેતું નથી અને આ રીતે ભાન ભૂલેલો અને જ્ઞાનભ્રષ્ટ માનવી આત્મકૃપા કેમ મેળવી શકે! નિરર્થક ઉપાધિઓમાં ફસાયેલા અને મારુંમારું કરી અમૂલ્ય જીવન વ્યર્થ ખોઈ દેનારને ઈશ્વર પણ કેમ સહાય કરે તથા ગુરુઓ પણ શું જાદુઈ ચમત્કાર કરે! આવા ધાંધલિયા જીવને શાસ્ત્રો વાંચવાની, સાંભળવાની કે વિચારવાની ફુરસદ પણ ન મળે તો શાસ્ત્રો શું કરી શકે? આથી ફલિત થાય છે કે, આત્મકૃપા વિના આત્મ-કલ્યાણ ન સાધી શકાય. આપણો ઉદ્ધાર કે વિનાશ આપણા જ હાથમાં છે. અન્યને એ બાબત જવાબદાર ગણવા કે તેમના પર દોષારોપણ કરવું-એ આપણી ભૂલ છે. આ બાબત સ્પષ્ટ કરવા એક નીચે આપેલું દૃષ્ટાન્ત અસ્થાને નહિ ગણાય.

આસપાસ સુંદર સાગરથી વીંટળાયેલા કોઈ એક સુરમ્ય પ્રદેશ પર ત્યાંના મુખ્ય શહેર મહિનગરમાં રાજાઓ રાજ્ય ચલાવતા હતા. અને લોકો સમૃદ્ધ હતા. ત્યાંની રાજ્યવ્યવસ્થામાં એક વિચિત્ર રિવાજ હતો. પ્રથા એવી હતી કે દર વર્ષે રાજા નિવૃત્ત થાય અને નવા રાજાની વરણી થાય. એટલું જ નહીં પણ જૂના રાજાએ વ્યવસ્થા-મંડળના નિર્ણય અનુસાર ફરજિયાત જળસમાધિ લેવી પડતી. આ પ્રથાની અસર રાજાઓના માનસિક વલણ પર ખૂબ થતી. ચિંતાને કારણે તેઓ રાજ્યવહીવટનાં કાર્યો પર જોઈતું ધ્યાન ન આપી શકતા અને ભવિષ્યના વિચારમાં દુઃખી થતાંથતાં માનસિક વ્યથાનો તેઓ ભોગ બનતા. એમનું જીવન રસહીન બની જતું. આમ સામાન્ય વ્યવહાર ચાલતો પરંતુ એક વખત કોઈ ઈન્દ્રસેન નામે એક બુદ્ધિશાળી, કાર્યદક્ષ અને ધીરગંભીર રાજા ગાદીએ આવ્યો. ઈન્દ્રસેને તરત જ રાજ્યવહીવટમાં સુધારા કરવા માંડયા. વર્ષનો એક પણ દિવસ વ્યર્થ ન જવા દેતાં તે પોતાનું જાહેર તેમજ ખાનગી જીવન વ્યવ-

સ્થિત રીતે અને પ્રસન્ન ચિત્તથી પસાર કરવા લાગ્યો. વિદ્વાન પુરુષોની સલાહ લેવાનું તે ચૂકતો નહિ. પોતાની સત્તાનો ઉપયોગ તેણે પ્રજાનાં તેમજ પોતાના ભાવિ હિતમાં કરવાનો ક્રમ ચાલુ રાખ્યો. ફુરસદની વેળાએ ઉદ્યાનોમાં જળવિહાર કરવા માટે તેણે તરવાનું પણ ચાલુ રાખ્યું અને પોતાના પ્રદેશની સામે પાર આવેલ બીજા બેટ પર પણ એવાં આનંદનાં સાધનોની વ્યવસ્થા કરી. વર્ષ પૂરું થયું અને નિયમ પ્રમાણે રાજ્યના વ્યવસ્થાપકોએ જળસમાધિ લેવાની તેને માટે ગોઠવણ કરી. જળસમાધિ અપાઈ પણ ગઈ, પરંતુ ઇન્દ્રસેન આથી ન ગભરાતાં પોતાનાં બંધનો તોડી સામે પાર તરી ગયો અને પોતાના ઉદ્ધાર અર્થે તૈયાર થએલ બાગબગીચા, મહેલો વગેરે સાધન-સામગ્રીનો ઉપભોગ કરવા લાગ્યો. અહિં તેને કોઈ વિચિત્ર પ્રથાના બંધનમાં રહેવાનું ન હતું. બન્ને પ્રદેશ પર તેણે પોતાનું જીવન ઉજ્જવળ રીતે ગાળ્યું અને તે સુખી થઈ ગયો.

આ તો એક કલ્પિત કથા છે, છતાં તેનું તાત્પર્ય સ્પષ્ટ છે. માનવશરીરનો ઉપયોગ કરતાં આવડે તો તેનો આ ભવ પણ સુધરે અને આવતો ભવ પણ સુધરે. બીજા રાજાઓએ પોતાના શત્રુનું કામ પોતે જ કર્યું અને વ્યર્થ ચિંતાઓ કરી જીવન એળે ગુમાવી નાખ્યું. પરંતુ ઇન્દ્રસેને પોતાનું જીવન સુધાર્યું. ઘણાને અન્ય રાજાઓની મૂર્ખાઈ પ્રત્યે હસવું આવશે, તુ. આપણા જીવન પર દૃષ્ટિ ફેંકશું તો આપણને પણી મૂર્ખાઈ જણાયા વિના રહેશે નહિ. આપણે વનમાર્ગમાં કયે માર્ગે જઈ રહ્યા છીએ? એ માર્ગ પણને પ્રકાશ તરફ દોરી જાય છે કે અંધકાર રફ? આપણું જીવન શા માટે? આપણા વિચારો ા છે? વ્યવહારમાં આપણે કોને અધીન રહીએ છીએ-ન-નિયંત્રિત ઇન્દ્રિયોને કે સ્વતઃસિદ્ધ સચ્ચિદાનંદ રૂપ ત્મદેવને? આ પ્રશ્નો વિચાર માગી લે છે. ઇન્દ્રસેનની ાફક ખરો બુદ્ધિશાળી તો એ જ છે કે જેને જીવતાંએ ાવડે અને મરતાંએ આવડે. જે મનુષ્ય જીવતાં ભગનને ભૂલતો નથી તેને મરતાંમરતાં પણ ભગવાન રૂ. સાંભરશે. જીવતાં આવડે તેને મરતાં જરૂર આવડે.

ટૂંકમાં, ઉત્તમ મનુષ્યદેહ મેળવ્યા છતાં આપણે હિત ન સાધીએ તો ક્યારે સાધીશું? આપણા ર્મસમૂહને ઇશ્વરની પૂજામાં અર્પણ ન કરીએ અને ામોપભોગને જ જીવનનું પરમ ધ્યેય માનીએ તથા કામવિવશ બનીને જેતે વિષયની પ્રાપ્તિ માટે યત્ન કરીએ અને તેમાં તલ્લીન બની જઈએ તો વાસ્તવિક દૃષ્ટિએ આપણે આપણા મોત તરફ જ જઈ રહ્યા છીએ એમ ચોક્કસ માનવાનું છે. કામભોગપરાયણ મનુષ્યોને ભવિષ્યમાં પશ્ચાત્તાપ કરવાનો રહે છે. તેમનું જીવન નિરર્થક વેડફાઈ જાય છે અને કર્મબંધનના કઠોર કાયદા હેઠળ તેમણે ફરીથી નીચ યોનિઓના ચક્રમાં ફસાવાનું રહે છે. મનુષ્યજન્મને રત્નચિંતામણિ કહ્યો છે એ ખોટું નથી. આવા અમૂલ્ય રત્નને ન ઓળખી ફેંકી દેનાર મૂર્ખાઓ પોતાની પ્રગતિ કેમ સાધી શકે! સ્થિર બુધ્ધિથી વિચાર કરવાની ખૂબ જરૂર છે. શાન્ત ચિત્તે વિચાર કરતાં કરતાં અને શાસ્ત્રોએ દેખાડેલ શ્રવણમનનાદિ સાધનોનો આશરો લેતાંલેતાં જીવનનો માર્ગ જરૂર સરળ થશે. આપણે આત્મહન્ ન બનીએ, પરંતુ પરમ કૃપાળુ આત્મદેવની કૃપા મેળવીએ. આ કૃપાને પરિણામે આપણે જરૂર સુખી થઇશું. વર્તમાન જીવનની એક પણ પળ નિરર્થક ન ગુમાવતાં પોતાના કર્તવ્ય પંથે શ્રદ્ધાથી નિશ્ચિત પગલે આગળ વધનારનું ભાવિ જીવન પણ ઉજ્જવળ બને છે અને તેને પરિણામે પરમાત્માના આનંદનો અનુભવ પણ થવા માંડે છે.

---

## —: સુખદુઃખ સમાન :—

(સદ્ગુરુ માતાના જાય (૨) બાળકના અંગમાં...રાગ)

સુખ દુઃખ સરખા જણાય (૨) ભક્તોના દીલમાં
હરદમ ગુણલા ગવાય (૨) ભક્તોના દીલમાં—ટેક

ભક્તોના દીલમાં અમીનાં ઝરણાં
વહે છે અમૃત ધાર (૨) ભક્તોના દીલમાં—સુખ-૧

પોતે તરે અને બીજાને તારે
હૈયું કલ્યાણકાર (૨) ભક્તોના દીલમાં—સુખ-૨

ભલું કરવાનો ભાવ બતાવે છે
હૈયે ન માન અપમાન (૨) ભક્તોના દીલમાં—સુખ-૩

પાપી કર્મોથી ભક્તો દૂર રહે છે
હૈયે હરિનું રે નામ (૨) ભક્તોના દીલમાં—સુખ-૪

ભક્ત શ્રી છગનલાલ ચોકસી

# નવનાથ કથામૃત

લેખક
કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

(ગતાંક પૃષ્ઠ ૮૫૯થી ચાલુ)

अहिंसा प्रथमं पुष्पं पुष्पमिन्द्रियनिग्रहः ।
सर्वभूतदया पुष्पं क्षमा पुष्पं विशेषतः ॥
ध्यान पुष्पं तपः पुष्पं ज्ञानं पुष्पं तु सप्तमम् ।
सत्यं चैवाष्टमं पुष्पं तेन तुष्यन्ति देवताः ॥

ભાવાર્થ–અહિંસા એ પહેલું પુષ્પ, બીજું પુષ્પ ઇન્દ્રિયનો નિગ્રહ કરવો તે, પ્રાણી માત્રના ઉપર દયા રાખવી એ ત્રીજું પુષ્પ. સર્વ કાળે ક્ષમા રાખવી એ ચોથું અગત્યનું પુષ્પ છે. ધ્યાન એ પાંચમું, તપ એ છટ્ઠું, જ્ઞાન સાતમું અને સત્યનું પાલન એ આઠમું પુષ્પ છે. ધર્મના અંગરૂપ આ આઠે પુષ્પોનું અર્પણ કરવાથી પરમાત્મા અને સર્વ દેવો પ્રસન્ન થાય છે. દેવને બીજાં ગમે તેટલાં પુષ્પો ચઢાવો, પરન્તુ ઉપરોક્ત પુષ્પોના પાલન વિના જીવનનું સાફલ્ય નથી અને પ્રભુની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકાતી નથી.

વહાલા વાંચક! મત્સ્યેન્દ્રનાથ ગોરક્ષની બીકે મૈનાકિની ને ત્રિયારાજ્યની પાંચસો રૂપસુન્દરીઓને સાથે લઇ ખૂબ દબદબાભરી રીતે જાલંધરના શિષ્ય કાનીફનાથને મળવા ચાલ્યા. પણ ત્યાં ગયા પછી મત્સ્યેન્દ્રનાથનો ગોરક્ષ પ્રત્યેનો જે ભય હતો તે નષ્ટ થયો અને મનમાં સ્મિત કરીને મૈનાકિનીને કહે છે, 'આ ગોરક્ષ નથી. આ તો મારા ગુરુભાઇ સમર્થ યોગી જાલંધરનાથનો પટ્ટ શિષ્ય કાનીફ છે. એટલે ડરવા જેવું નથી. છતાં હવે આને અહીંથી જવા દેવો એ પણ ઠીક નથી. કારણ કે જેમ આ એના ગુરુને શોધવા નીકળ્યો છે તેમ મારો ગોરક્ષ મને શોધવા નીકળી ચૂક્યો હશે. તો આને અહીં રાખી પાડીએ તો સારી વાત છે. નહિ તો ગોરક્ષ એને મળશે તો આ તેને કહેશે અને તે મને તેડવા આવશે.' મૈનાકિનીને આ પ્રમાણે કહી તેઓ કાનીફ તરફ ચાલ્યા. મત્સ્યેન્દ્રનાથને બાદશાહી વૈભવથી આવતા જોઇ કાનીફનાથે પણ પોતાના સ્થાનથી ઉભા થઇ પોતાના ગુરુના ગુરુભાઇ (મત્સ્યેન્દ્રનાથ) ના ચરણોમાં દંડવત્ પ્રણામ કર્યા. કાનીફને પણ લાગ્યું કે ગુરુ તો નહિ પણ જરૂર આ તો મત્સ્યેન્દ્રનાથ પોતે છે. પછી અરસપરસ એકબીજાના આઠે અંગોનું કુશળ પૂછ્યું અને મત્સ્યેન્દ્રનાથ કંઇક અંશે ભયરહિત બની સ્વસ્થાને જવા તૈયાર થયા. જતાં જતાં કાનીફને કહ્યું; 'બેટા કાનીફ! થોડા દિવસ અહીં રહી જા.' પછી પોતાની સાથે પાંચસો રૂપગર્વિતાઓને લઇને આવેલી મૈનાકિનીને અને તે સ્ત્રીઓને કહે છે; 'આપણાઓ! જો તમારે તમારૂં કલ્યાણ જ કરવું હોય તો આ કાનીફ જેવા પરમ સંતની સેવા કરો.' એમ કહી મત્સ્યેન્દ્રનાથ પાછા આવે છે. અહીં મૈનાકિનીની આજ્ઞા અનુસાર રૂપસુન્દરીઓ કાનીફ અને તેની શિષ્યમંડળીને મોહિત કરવા અનેક પ્રલોભનો કરે છે. અરે, તુલસીદાસ ગોસાંઇએ કહ્યું છે:-

नाक छिनाया क्षणिकमें रति कनकके काज ।
तुलसी त्रियाँके वदनमें कहाँ शरन कहाँ लाज ॥

અરે! સ્ત્રી એક રતિભાર સોના માટે એનું નાક છેદાવે છે. એ સ્ત્રીમાં લાજ અને શરમ ક્યાંથી સંભવે! તદનુસાર અહીં પણ આ પાંચસો રૂપગર્વિતાઓ કાનીફ અને તેની શિષ્યમંડળીને મોહમાં નાખવા માટે અનેક કુચેષ્ટાઓ કરી ચૂકી. પરન્તુ કાનીફ અને તેની શિષ્યમંડળીમાંથી કોઇ પણ એ રૂપગર્વિતાઓના સપાટામાં આવ્યું નહિ. ધન્ય છે એવા સમર્થ યોગીપુરુષોને! અને એટલા માટે તો અમે દશમા અંકમાં લખ્યું છે કે ભગવાને સ્ત્રી ન બનાવી હોત તો આ જગતની કશી કિંમત ન હતી અને સાથેસાથે એ પણ લખ્યું છે કે ભવાબ્ધિ તરવા માટે સ્ત્રી જેવો કોઇ અન્તરાય નથી.

मत्तेभकुंभदलने भुवि सन्ति शूराः ।
केचित् प्रचण्डमृगराजवधेऽपि दक्षाः ॥
किन्तु ब्रवीमि बलिनां पुरतः प्रसह्य ।
कंदर्पदर्पदलने विरला मनुष्याः ॥

"મદોન્મત્ત હાથીના કુંભસ્થળને વિદારનારા શૂરવીરો ઘણા છે, પ્રચણ્ડ એવા કેસરી સિંહનો શિકાર કરનારા બહાદુરો પણ કદાચ મળી આવશે. પરન્તુ કન્દર્પ એટલે કામનું અભિમાન તોડનારા મનુષ્યો તો આ વસુધામાં વિરલ જ હોય છે. મોટા મોટા વિદ્વાનો, મુનિઓ અને સંતમહાત્માઓ પણ એ કામદેવના સપાટામાં સપડાઇ ગયા તો સાધારણ મનુષ્યની શી સત્તા!

સજ્જનો!

"દો દો તરકસ બાંધકે સભી કહાવત શૂર,
કામ પરે જબ દેખિયે કે કિસકે માં પર નૂર."

આપણા! બબ્બે તરવારો બાંધીને ફરતા હોઇએ, પણ લડાઇના મેદાનમાં જ્યાં ખાંડાના ખેલ ખેલાતા હોય એવી જગાએ વીર પુરુષ અને કાપુરુષની પરીક્ષા થાય છે. તેમ આજ પાંચસો રૂપગર્વિતાઓ કાનીફ અને તેની શિષ્ય-

ફળીને મોહપાશમાં નાખવા અનેક પ્રયત્નો કરી ચૂકી પણ એમનામાંથી કોઈ ચલાયમાન ન થયો. આવો જ પ્રસંગ મહાભારતમાં અર્જુન માટે પણ બન્યો છે. જ્યારે પાંડવો કૌરવોની સાથે દ્યૂત રમ્યા અને ત્યારબાદ તેર વર્ષ માટે વનમાં ગયા ત્યારે અર્જુન દિવ્ય આયુધો શીખવા સ્વર્ગમાં ગયો હતો. તે વખતે ઉર્વશી અર્જુનના રૂપમાં મોહ પામી અને અર્જુનને ચલાયમાન કરવા અનેક પ્રકારનાં નૃત્યો અને યુક્તિઓ કરતી પોતાનાં ઝીણાં વસ્ત્રોથી આચ્છાદિત થએલાં અંગ-ઉપાંગોને બતાવતી તેને મોહ પમાડવા માટે અનેક ઉપાયો કરી ચૂકી. છતાં ફાનીફની માફક અર્જુન પણ ચલાયમાન ન થયો. જ્યારે છેવટે ઉર્વશીએ લજ્જા અને મર્યાદાનો ત્યાગ કરી અર્જુન પાસે પ્રેમની ભિક્ષા માગી ત્યારે અર્જુને જવાબ દીધો કે તું ગમે તેવી રૂપવતી હોય, અને તારા જેવી અપ્સરાઓ કોઈ મહાભાગ્યવાનને જ પ્રાપ્ત થાય છે એ હું જાણું છું અને એ સુયોગ મને અનાયાસે જ પ્રાપ્ત થયો છે, પરન્તુ મારો પિતા ઈન્દ્રદેવ તારો ઉપભોગ કરે છે તેથી તું મને માતા સમાન છે. જ્યારે અર્જુનના મોહમાં મસ્ત બનેલી ઉર્વશી ફરી અર્જુનને કાકલુદીભારી અરજ કરી પ્રેમની ભિક્ષા માગે છે, પણ અર્જુન ચલાયમાન ન થયો તે ન થયો. છેવટે ઉર્વશી હૃદયભગ્ન થઈ ગઈ અને અર્જુ-વિરહ-અગ્નિમાં સળગી રહી. છેવટે ક્રોધના આવેશમાં આવીને તેણે અર્જુનને શાપ આપ્યો કે 'તું તારા જીવનમાં શંઢ (નપુંસક) બની જા.' અર્જુન કહે, 'ઉર્વશી! ખરેખર કહું છું કે જો મારા પિતા ઇન્દ્ર તારો ઉપભોગ ન કરતા હોત તો હું જરૂર તને સંતુષ્ટ કરત. પણ અત્યારે તો હું તારા શાપને સ્વીકારવા તૈયાર છું, પણ તારી ઇચ્છા સ્વીકારવા તૈયાર નથી.' ત્યાં દેવરાજ ઇન્દ્ર આવી ચડ્યા અને ઉર્વશીએ અર્જુનને આપેલો શંઢત્વનો શાપ સાંભળ્યો. ત્યારે ઇન્દ્રે ઉર્વશીને આજ્ઞા કરી કે; 'અર્જુન જેવા વીર પુરુષને જીવનપર્યન્ત આવો શાપ આપવો ઉચિત નથી. પણ એ શાપનો કંઈક અનુગ્રહ (છૂટ) કર.' જ્યારે ઉર્વશી કહે છે કે; દેવેન્દ્ર! અર્જુનના વિયોગે મારાથી રહેવાતું નથી. મને અત્યારે કેટલું દુઃખ થઈ રહ્યું છે તે મારું હૃદય જાણે છે. છતાં તમારી આજ્ઞાને લીધે હું મારા શાપનો અનુગ્રહ કરું છું, કે એક વર્ષ સુધી એને શંઢ (નપુંસક) રહેવું પડશે. અને એ અનુસાર વિરાટનગરમાં બૃહન્નલારૂપે અર્જુને નપુંસકાવસ્થા પસાર કરી હતી.

વહાલા આત્મનંદો! આવું મોટા જોગી-જતિઓથી પણ નથી બની શકતું. અને જુઓઃ—

विश्वामित्रपराशरादिमुनयो वाताम्बुपर्णाशना-
स्तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहं गताः ॥
शाल्यन्नं सघृतं पयोदधियुतं भुञ्जन्ति ये मानवा-
स्तेषामिन्द्रियनिग्रहो यदि भवेद् विन्ध्यस्तरेत् सागरे ॥

પાણી, પવન ને પાંદડાંનું ભક્ષણ કરી કઠિન તપશ્ચર્યા કરનાર વિશ્વામિત્ર અને પરાશરના જેવા મુનિઓ પણ મહિલાના સુમનોહર મુખકમળને જોતાં મોહને વશ થયા તો દૂધ, દહિં, ઘી, શર્કરા વગેરેથી યુક્ત ભાતભાતનાં મિષ્ટાન્નોને જમનાર મનુષ્યની ઈન્દ્રિયોનો નિગ્રહ જ્યારે થશે ત્યારે તો વિન્ધ્યાચળ પર્વત સમુદ્રમાં તરતો રહેશે. અર્થાત્ વિન્ધ્યાચળગિરિ કોઈ દિવસ પાણીમાં તરે જ નહિ. તેવી જ રીતે એવા મનુષ્યોનો ઇન્દ્રિયનિગ્રહ પણ સદ્‌ગુરુની સંપૂર્ણ કૃપા વિના કોઇ દિવસ સંભવે જ નહિ.

જ્ઞાનીનું વચન છે કેઃ—

वेधा द्वेधा भ्रमं चक्रे कान्तासु कनकेषु च ।
तासु तेष्वप्यनासक्तः साक्षाद् भर्गो नराकृतिः ॥

કાન્તા (સ્ત્રી) અને કનક એ રૂપ બે ભ્રમ બ્રહ્માએ એવા ઉત્પન્ન કર્યા છે કે એમાં જે મનુષ્યને મોહ થતો નથી તે મનુષ્યરૂપે સાક્ષાત્ ઇશ્વર જ છે. એ બેમાંથી એક તરફ પણ જે આસક્તિવાળો થયો નથી તે પુરુષ પણ જગદ્વંદ્ય જાણવો.

તદનુસાર અર્જુન ઉર્વશીમાં મોહ ન પામ્યો અને ફાનીફ સ્ત્રિયારાજ્યમાં કોઈ પણ સંજોગોમાં ચલાયમાન ન થયો તે ન જ થયો. ધન્ય છે એવા ધીરવીર પુરુષોને અને ધન્ય છે એવા ભારતી માતાના સત્પુત્રોને. અને એટલા જ માટે અમારે વારંવાર કહેવું પડે છે કે ભારતની માટીમાં જ કોઇક અલૌકિક તત્ત્વ સમાએલાં છે. 'જેવા અહીં' પથર થયા, બીજે થયાં રત્નો નથી'

એટલે કે બીજી દુનિયાનાં રત્નો પણ ભારતના પત્થરની સરખામણી કરી શકે તેમ નથી. જ્યારે એ જ ભારત આજ વિદેશીઓના મોહમાં અંધ બની એનું અનુકરણ કરવા તૈયાર થયો છે અને હિન્દુ કોડ જેવા કાયદા કરી-કરાવડાવી દેશને અધઃપતનની ગર્તામાં ધકેલવા તૈયાર થયો છે!

(અપૂર્ણ)

# આત્મસુધા (સદ્ગત જ્ઞાનયોગી શ્રી. ચંદુભાઈના હિન્દી પત્રોમાંથી)



× × × જેટલું આપ અધિક મનન કરતા જશો તેટલો અધિક આનંદ મળશે. જે સંત લોકો સંસારને છોડીને વનમાં ચાલ્યા ગયા છે, તેમને ઉપાધિઓ નથી હોતી એમ હું નથી માનતો. આપણા જે ઋષિ-મુનિઓ હતા, તેઓ બધા સંસારી હતા. તેઓ સંસારને છોડીને ચાલ્યા ગયા નહોતા, જેઓ સંસારને છોડીને ચાલ્યા ગયા છે તેઓ તો સંસારથી ડરીને જ ગયેલા છે. મારો તો એવો મત છે કે સ્ત્રી-પુત્રોને છોડીને ચાલ્યું જવું એ નિર્બળતા છે. જે બરાબર સમજનારા વિવેકી પુરુષો છે તેઓ તો આજે પણ સ્ત્રી-પુત્ર વગેરેને ત્યજી દેતા નથી. નીતિથી પોતાનો નિર્વાહ ચલાવે છે. તેઓ લોભવૃત્તિને વધારતા નથી, એટલો બીજાઓ કરતાં તેમનામાં ફરક છે. જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી કોઈ ને-કોઈ ઉપાધિઓ આવે જ છે. તેમાં ધ્યાન એટલું રાખવાનું છે કે આ બધી ઉપાધિઓ શરીર અને મનની જ છે. હું જે 'આત્મા' છું, તેમાં કોઇ ઉપાધિ છે જ નહિ. તેથી જ મને સુખ-દુઃખ, હાનિલાભ, શોકમોહ વગેરે કશું છે જ નહિ, પહેલાં હતું નહિ અને હવે થવાનું પણ નથી. સુખ-દુઃખ વગેરે બધી તો મનની માન્યતાઓ છે. જો સુખદુઃખ ખરેખર મને જ લાગેલાં હોય તો સુષુપ્તિ—ગાઢ નિદ્રામાં મને તે કેમ જણાતાં નથી? અવતારી પુરુષો શ્રીકૃષ્ણ, રામચન્દ્રજી વગેરે કે જેમણે લોકસંગ્રહ માટે દેહ ધારણ કરીને વ્યવહાર કર્યો હતો, તેમણે સંસાર છોડી દીધો ન હતો. પ્રારબ્ધવશાત્ જે કંઈ આવી પડતું હતું, તેને ભોગવી લેતા હતા. શરીર અને શરીરની સાથે સંબંધ રાખનારા પદાર્થોમાં 'હું-મારું' કરતા ન હતા. તેઓમાં આટલો જ ફરક છે. બધા પદાર્થો અને સંબંધીઓ અનુકૂળ હોય ત્યાંસુધી તો બધા લોકો આનંદ અનુભવે છે, પરન્તુ પ્રતિકૂળ સંજોગોમાં મનુષ્યે ગભરાવું ન જોઈએ અને પોતાનો માર્ગ કરતા રહેવું જોઈએ. ત્યારે જ તે મરદ ગણાય છે. માટે હંમેશાં શરીરથી બધાં કાર્યો કરતા રહેવું અને મનને આત્માની સાથે જોડતા રહેવું. ખરાબ (અનીતિનાં) કામોથી દૂર જવું અને પોતાની શક્તિ અનુસાર સારાં કાર્યો કરતો રહેવું. × × ×

× × × ઉપર પ્રમાણે વર્તાવ કરતા રહેવું અને પોતાના જે દોષો હોય તેમને કાઢતા રહી અન્તઃકરણ શુદ્ધ બનાવવું જોઈએ. આત્મા હંમેશાં શુદ્ધ છે. મારો પત્ર સર્વને માટે છે, તેમાં કોઇ વાત ખાનગી નથી. × × ×

*

× × × આપ સારી રીતે સ્વરૂપચિન્તનમાં લાગેલા રહેતા હશો. હું આપને શું લખું? આખું બ્રહ્માંડ આપના મહિમાનું ગાન કરી રહ્યું છે, પરન્તુ તમે એવા છુપાએલા છો કે સર્વમાં હોવા છતાં કોઇને આપનું દર્શન થતું નથી, અથવા જો કોઈ કહે કે મેં દર્શન કર્યું છે, તો સમજી લેવું કે તે માયિક સ્વરૂપનું દર્શન કર્યું છે. કારણ કે આપ અન્તઃકરણ (મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર), ઇન્દ્રિયો વગેરેથી અગોચર છો. અને સાક્ષી રૂપે અન્તઃકરણ વગેરે બધાંને જાણી રહેલા છો. 'સાક્ષી રૂપે' એ શબ્દો તો હું માત્ર સમજાવવા પૂરતા જ વાપરું છું, વાસ્તવિક રીતે તો આપ સાક્ષી પણ નથી ને સાક્ષીનો વિષય (દશ્ય) પણ નથી. તેથી હું કેવી રીતે કહી શકું કે તમે અમુક છો, તમુક છો. જે કંઈ કહીશ તેમાં માયાનું જ કથન થશે. આપ કૈવલ્ય સ્વરૂપે આપ છો અને માયારૂપે આખા સંસારનું સ્વરૂપ છો, એવી દઢતા થવી જોઈએ. આથી જુદી કોઇ વાત માનવા યોગ્ય નથી. આ તો આપને અનુભવે સમજાશે કે આપનામાં જીવ, ઈશ્વર કે બ્રહ્મ એવો કશો ભાવ નથી. આ બધા શબ્દો અને ભાવો તો જ્ઞાની પુરુષોએ અજ્ઞાની માણસોને યથાર્થ સ્વરૂપ સમજાવવા માટે ઘડી કાઢયા છે. આપ એવો પદાર્થ છો કે જેમાં બીજો પદાર્થ જ નથી. ત્યાં સંસાર જ નથી તો સંસારના પદાર્થોની ઇચ્છા અને વાસના કેવી રીતે હોય! જે જે કામો સ્વાભાવિક રીતે આવી પડે તે કરતા રહેવું, કોઈ ચીજ મળી જાય તો પણ ઠીક છે, ને ન મળે તો પણ ઠીક છે. 'એમ થાય તો પણ ભલે ને એમ થાય તો પણ ભલે.' આવી દશામાં જ શાન્તિની મસ્તી છે. સ્વરૂપમાં સ્થિત થએલાની આવી જ દશા હોય છે. તે સિવાય મનને સ્થિર કરવા માટે જપ - કરો, તપ

# કુદરતમય જીવન અને કુદરતી ઉપચાર

## [ આરોગ્ય જાળવવા અને વધારવાનો ઉત્તમ માર્ગ ]

લે: શ્રી. વાઘજી ચુડાસમા

મારા એક વૈદ્ય-મિત્રના દવાખાનામાં હું પણ એમની પાસે ખુરશી નાખી બેઠો હતો. મારા મિત્ર પોતે આયુર્વેદના ઉપાસક, પ્રચારક અને થોડાઘણા લેખક પણ છે. પોતાના લખાણમાં વારંવાર આયુર્વેદમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતા રહે છે અને એલોપેથી તરફનો પોતાનો અણગમો પણ જાહેર કરે છે. લેખક હોવાથી એમની પ્રખ્યાતિ અને પ્રેક્ટિસ પણ સારી ચાલે છે. પ્રસંગોપાત્ત વાતચીતમાં પણ પોતાની પ્રખ્યાતિ અને પ્રેક્ટિસનો તેઓ આનંદ વ્યક્ત કર્યા વિના ન રહે. વળી જાહેર સેવામાં પણ એમને ઠીકઠીક રસ છે. આયુર્વેદના ઉપાસક આ મિત્ર બેઠકની સાજ-સજાવટ તો જમાના અનુસાર ખુરસી-ટેબલની જ રાખે

એકવાર અમે બંને વાતચીત કરી રહ્યા હતા એવામાં ભાઈ પોતાના અઢી-ત્રણ વર્ષના બાળકને લઈને સાહેબને બતાવવા આવ્યા. મારા એ મિત્રે બાળકની [illegible] હાથમાં લેતાં પૂછ્યું:

'કેમ, શું માંદગી છે?'

પેલા ભાઈએ જણાવ્યું કે 'બાબાને બે-ત્રણ દિવસ થયાં ઝાડા થઈ ગયા છે.' પેલા બાળકનું પેટ વધી ગયું હતું. નાકમાંથી પાણી વહેતું હતું અને સુસ્તી જણાતી હતી. વૈદ્ય સાહેબે દવા લખી આપી. દવાખાનાના કંપાઉન્ડરે લખ્યા પ્રમાણે પડીકાં વાળી આપ્યાં અને પેલા ભાઈ રવાના થયા. મને પોતાને આયુર્વેદમાં રસ હોવાથી અને વિશેષ તો ગાંધીજીની કુદરતી ઉપચારની પદ્ધતિમાં શ્રદ્ધા હોવાથી મેં એમને પૂછ્યું કે 'તમે એ બાળક માટે શું દવા આપી?' એના જવાબમાં એમણે જણાવ્યું કે 'આનંદભૈરવ, કાકડાશિંગી વગેરેવગેરે.'

કઈ સમજણથી એમણે એ દવા આપી છે એ જાણવા મેં પૂછ્યું:

'ઝાડા માટે આનંદભૈરવ, કાકડાશિંગી વગેરે શા માટે?'

એઓ બોલ્યા, 'કેમ! આનંદભૈરવથી ઝાડા બંધ થાય. તમે શું આપો છો?'

મારા એ વિદ્વાન મિત્રના જવાબમાં મેં જણાવ્યું કે દર્દીને ઝાડા છે એ વાત સાચી છે, પણ કબજિયાતના કારણે જ એને ઝાડા થયા છે. મોટા આંતરડાના મુખ આગળ મળના ગાંઠા જામી ગયા છે. અને એ આંતરડું આખું મળથી ભરાયેલ છે છતાં ખાવાનું ચાલુ હોવાથી ઉપરથી દબાણ તો વધ્યા જ કરે છે. ગાંઠા આડા હોવાના કારણે બીજો મળ નીકળી શકતો નથી. પણ પાતળું પાણી ગાંઠાની ચારે કોરથી ઉપરના દબાણના કારણે ઝર્યાં કરે છે અને એટલે વારે-ઘડીએ ઝાડે બેસે છે પણ ઝાડો ખુલાસે નથી આવતો. હું તો એના બાપને કહું કે એક દિવસ કાંઈ પણ અનાજ ન આપે, માત્ર 'પ્રવાહીમાં, ગોળનું પાણી અને લીંબુના રસનાં થોડાં ટીપાં, તાંદળજાની ભાજી, તુલસીનો ઉકાળો વગેરે આપું અને જરૂર પડે તો બીજે દિવસે સવારે અડધી ચમચી એરંડિયું અને મધ આપું, જેથી આંતરડામાંથી બધો મળ નીકળી પેટ સાફ થઈ જાય. પછી એકાદ બે દિવસ છાશ ઉપર રાખું એટલે બાળકની હોજરી, યકૃત અને આંતરડાંને આરામ પણ મળે અને બાળક સ્ફુર્તિમાં પણ આવી જાય. તમે જે ઔષધિ એને આપી છે એથી ઝાડા થોડા વખત માટે તરત બંધ થઇ જશે પણ બાળકની તંદુરસ્તી વધુ બગડશે. ઝાડા બંધ થવાથી એની મા ભ્રમમાં પડશે એટલે ખવડાવવાનું ચાલુ રાખશે. એથી પરિણામ એ આવશે કે થોડા જ દિવસમાં કાંતો ફરી બાળકને સખત ઝાડા થશે અથવા સખત તાવ આવશે અને ફરી એના બાપને તમારી પાસે દોડવું પડશે.'

મારી વાત સાંભળી મારા એ મિત્રે કહ્યું:

'જુઓ ભાઈ! તમારી રીત અને મારી રીતમાં ફેર રહેવાનો, તમે માત્ર સેવાની દૃષ્ટિએ કાર્ય કરો છો, જ્યારે હું તો સાથે ધંધો કરું છું. અહીં તો જેમ દરદી

વધારે તેમ દાક્તર અને દવાખાનાની કિંમત વધે. અને એ દરદી ફરી આવે તો કહીએ કે તમે જરૂર કાંઈક ખવડાવ્યું હશે અને વાત એમ જ બને. ઝાડા બંધ થઈ ગયા પછી કાંઈક ને કાંઈક ખવડાવ્યું તો હોય જ.'

મેં કહ્યું: 'તમે તો આયુર્વેદના ઉપાસક છો, તમારે તે લોકોમાં આયુર્વેદના જ્ઞાનનો પ્રચાર કરવો જોઈએ. તમે દરદીને શાથી દર્દ થયું છે અને એ કેમ મટે એ માટે પ્રયત્ન કેમ ન કરો ? મારો દર્દી તો અડધો દાક્તર બની જાય છે. હું એનો વિગતવાર રોગ કેમ થયો ને કેમ મટે એની પણ સમજણ આપું છું. દાખલા તરીકે મારો મેલેરિયાનો દરદી પોતાના કુટુંબમાં બીજાને મેલેરિયા થાય છે ત્યારે તેની સારવાર પોતે જ કરે છે. અડોશી પડોશીને પણ પોતાના જ્ઞાનનો લાભ આપે છે ને મારી પાસે આવતાં રોકે છે.'

મારી વાત સાંભળી એમણે કહ્યું; 'અરે ભાઈ ! તો તો અમારી પ્રેકટિસ કેમ ચાલે ? અમે વળી દર્દીનું દર્દ તરત જ ન મટાડીએ તો ફરી એ દવાખાને ચડતો પણ નથી. એને તો તાત્કાલિક સાજું થવું છે. ફરી અમારી પાસે આવવામાં એને કશી આળસ નથી. માત્ર આળસ ઘેર. એમની દવાની કાંઈ ઉપાધિ કરવાનું ચીંધો તેમાં છે. એમને તો ટીકડી ગળીને સાજા થવું છે અને અમે એમ કરી આપીએ છીએ.'

એમની વાત સાચી હતી. આજકાલ દર્દીઓ પણ એવા જ આવે છે. પણ દર્દીઓ એવા છે એટલે જ આયુર્વેદના સાચા પ્રકારની આજે જરૂર છે એટલી કદી ન હતી. વૈદ્યોનું માનસિક વલણ જોઈ હું વિચારવા લાગ્યો કે આ વૈદ્યોથી આયુર્વેદનો ઉદ્ધાર થવાનો ? એમને તો ધંધા અને પ્રતિષ્ઠાની પડી હતી. એમને ન તો આયુર્વેદની કે ન તો પોતાના દર્દીની પડી હતી.

કેટલાક ડૉક્ટરોની જેમ વૈદ્યોમાંથી પણ માનવતા ચાલી જતી લાગે છે. નિશાળમાં કે બાળકની સાથેના વર્તાવમાં બાળકને ધોલ-થાપટ કરનારને આપણે ક્રૂર અને જંગલી કહીએ છીએ, શાળામાં સજા બંધ કરવા કાયદા ઘડીએ છીએ. પણ જાણીજોઈને પોતાના સ્વાર્થ ખાતર વૃદ્ધ, સ્ત્રી કે બાળકની જિંદગી સાથે ખેલ ખેલનાર અને અહિત કરનારને કયું વિશેષણ આપીશું ? અલબત્ત; જેમની આજીવિકા વૈદક ઉપર જ છે, તેઓ ભલે પૂરતી ફી રાખે, પણ દર્દીનો વિશ્વાસઘાત કરી દ્રોહ તો ન જ કરવો જોઈએ. શરણે આવેલા અને પોતાની કીમતી જિંદગીને ભરોસાપૂર્વક ખોળામાં મૂકનારને દ્રોહ દેવો એથી વધુ અધમ કાર્ય કયું ગણી શકાય ?

ગાંધીજીએ આપણને જીવનના દરેક ક્ષેત્રમાં નવો પ્રકાશ આપ્યો છે. શરીરને ઈશ્વરનું મંદિર ગણી તેને નિરોગી અને તંદુરસ્ત રાખવા ઘણું વિચાર્યું છે, અને કર્યું છે. નિષ્ણાત વૈદ્ય-ડૉક્ટરો અને કુદરતી ઉપચારકોનો એમનો કાયમ સંસર્ગ હતો. આખી જિંદગી એમણે પોતાના શરીર ઉપર અખતરા કર્યા જ કર્યા હતા. આમ પોતાનો જાત અનુભવ અને નિષ્ણાતોના અભિપ્રાયો ઉપરથી એમણે તારવ્યું કે શરીરને તંદુરસ્ત રાખવા અને બગડે ત્યારે સુધારવા માટે બને તેટલું કુદરતમય જીવન, કુદરતી ઉપચાર અને સાથે રામનામ એ જ સાચો ઉપાય છે. કુદરતી ઉપચારમાં એમણે સ્થાનિક વનસ્પતિના ઉપયોગનો સમાવેશ કરેલો છે. જો કે કુદરતી ઉપચાર-પદ્ધતિ હજુ બાલ્યાવસ્થામાં જ છે, હજુ એ ક્ષેત્ર ખેડાવું બાકી છે, પણ એ જ સાચો રસ્તો છે એવું એમને જણાયું અને એ માટે ઉરૂળીકાંચનમાં સક્રિય કામ કરવા કુદરતી ઉપચારનું કેન્દ્ર શરૂ કર્યું.

વૈદ્ય-ડૉક્ટરો અને દવાઓનો ઉત્તરોત્તર વધારો થતો હોવા છતાં દર્દો અને દર્દીઓ તો વધતા જ ચાલ્યા છે. કરોડો રૂપિયાની દવા બહારથી આવતી હોવા છતાં આજે રાષ્ટ્રની શરીર-સંપત્તિ ક્ષીણ થતી ચાલી છે. પૂ. બાપુએ બધી બાબતોની જેમ આ બાબતમાં પણ સ્વાશ્રયી થવા જણાવ્યું છે. કરોડો રૂપિયાની પશ્ચિમ પદ્ધતિની યોજનાઓને બદલે આ બાબતમાં પણ દેશ બાપુના વિચારોને નહિ અપનાવે તો આપણી શી વલે થશે એ કોણ કહી શકશે ? દાક્તરોનો વર્ગ જે રીતે ધંધો ચલાવી રહ્યો છે એ જોતાં બાપુએ હિન્દસ્વરાજ નામના એમના પુસ્તકમાં ડૉક્ટરોને પણ રાષ્ટ્રની પડતીનું એક કારણ ગણાવ્યું છે એ ખોટું નથી. આજના મોટા ભાગના વૈદ્યો એ ડૉક્ટરોના વિકૃત સ્વરૂપ જેવા છે. એમનો ધંધો ઉત્તમ સેવાનો હોવા છતાં હૃદયમાં રામને બદલે લક્ષ્મી વસાવવાથી એ પવિત્ર ધંધો બદનામ થઈ રહ્યો છે. ઉપરનો દાખલો તો વૈદ્ય-ડૉક્ટરોના માનસનું પ્રતિબિંબ પાડે છે. મિત્રદાવે મારા એ વૈદ્ય-મિત્રે ખુલ્લા

હૃદયે વાત કરી, પરંતુ બચાવ કરનારાઓ પણ મનમાં એ વાત તો સમજે જ છે.

ગરીબ ગ્રામજનતા વૈદ્ય–ડૉકટરોથી એટલી બધી ભડકે છે કે ન છૂટકે જ એમની પાસે જાય છે. એ પહેલાં તો ડોશીમાનું વૈદું કે ઊંટવૈદું કરી છૂટે છે. એવા ઘણા દાખલાઓ છે કે વૈદ્ય–ડૉકટરો પાસે જવા કરતાં જેમણે મોત પસંદ કર્યું હોય.

જનતાને આ સ્થિતિમાંથી ઉગારવા બાપુએ ચીંધેલો એ એક જ ઉપાય છે. એમણે બાંધેલાં તમામ રચનાત્મક કાર્યોમાં એમના આ કાર્યનો પ્રચાર અને વિકાસ બહુ જ ઓછો થયો છે. ઘરઘરમાં તંદુરસ્તી જાળવી રાખવાનું અને બગડેલ તંદુરસ્તી પાછી મેળવવાનું જ્ઞાન છૂટે અને વેરવું જોઈએ. એ ત્યારે જ બને જ્યારે વૈદ્યોની દૃષ્ટિ પૈસા ઉપરથી ઊઠી જાય. બાપુએ ચોખ્ખું જણાવ્યું છે કે, રોજની હજાર રૂપિયા ફી લેનારો વૈદ્ય ભલે ગમે તેટલો નિષ્ણાત હોય તો પણ તે આયુર્વેદનું કે લોકોનું ભલું નહિ કરી શકે. આજે જ્યારે રાષ્ટ્રની તંદુરસ્તી કથળી રહી છે અને દવાને નામે રોગો જ વધી રહ્યા છે ત્યારે દવા અને રોગોથી પરદેશી વિદ્વાનો નિષ્ણાતો કે કરોડોના ખર્ચે તૈયાર કરેલી કોઈ પરદેશી 'દવાઓની યોજના' નહિ બચાવી શકે, પણ બાપુએ બતાવેલો માર્ગ– કુદરતમય જીવન, કુદરતી ઉપચારો, પથ્યાપથ્ય, શ્રમ, સ્થાનિક વનસ્પતિનો ઉપયોગ અને રામનામ જ બચાવી શકશે.

('સ્વરાજ ધર્મ'માંથી)



## માયાનો પ્રભાવ

જીવાત્મા પોતાની પૂર્ણ ઉન્નતિ મેળવવા દરમિયાન, એટલે જીવનાશિવ-સ્વરૂપ થતા સુધીમાં, જુદીજુદી ત્રણ ભૂમિકામાંથી પસાર થાય છે. પહેલી ભૂમિકા પશુવૃત્તિની છે. તે દરમિયાન મનુષ્યજીવ પોતાની કર્મેન્દ્રિયોને તૃપ્ત કરવામાં સંતોષ માને છે, અને તે વખતે તેને પાપનું અગર પોતે દેવી અંશ છે, તેનું ભાન હોતું નથી; તો પછી પોતાનું આત્મબળ કેટલું છે તે તો કેવી રીતે જાણી શકે?

બીજી ભૂમિકા દ્વંદ્વયુદ્ધની છે. તે ભૂમિકા દરમિયાન તેને પશુવૃત્તિ અને દેવી સંપત્તિ એકનું ભાન હોવાથી બન્ને વૃત્તિઓમાં તે ઝોલાં ખાયા કરે છે. જીવાત્માના ઉન્નતિમાર્ગમાં માયા જે ભાગ ભજવે છે તે ભૂમિકા આજ છે. આ ભૂમિકામાં હરવખત યુદ્ધ ચાલતું હોય છે, ચડતી પડતી દેખાયા કરે છે, અને પાપ કરી પસ્તાવાનું થાય છે. કારણ તે મનુષ્યે ચોરાસીમાંની લાંબી મુસાફરીનો કાળ કર્મેન્દ્રિયોને તૃપ્ત કરવામાં ગાળ્યો હોવાથી તેમની તૃપ્તિ કરવા તે હજી ચાહના રાખે છે. અને તેનો ત્યાગ કરવા નારાજ છે; વળી સાથે સાથે સ્વર્ગનું ઉત્તમ સુખ ભોગવવાની તે લાલસા રાખે છે, અને દૃઢ નિશ્ચય પર આવતો નહિ હોવાથી દિલગીર થાય છે.

પોતાનામાં જે દેવી અંશ રહ્યો છે તે તરફ તેનું લક્ષ વળવાથી આ બીજી ભૂમિકા છેવટે તેને ભારે ખેદ તથા દુઃખની થઈ પડે છે. એવે વખતે જ જ્ઞાનની જે ત્રીજી ભૂમિકા છે તેમાં જીવાત્મા દાખલ થાય છે. આ ભૂમિકામાં માણસ માયાનો તથા પાપનો ત્યાગ કરે છે અને શાંતિમાં રહે છે.

# એક વૈષ્ણવ જન

લે. શ્રી 'ચક્ર'

यदृच्छालाभसन्तुष्टो द्वन्द्वातीतो विमत्सरः ॥

તે મારો નોકર હતો. તેણે મને કદી તેના પગારની બાબતમાં કશું કહ્યું ન હતું. જે કંઈ તેને મળી જતું તેટલાથી તેને સંતોષ હતો. પહેલી તારીખે હું જ તેને બોલાવીને પગાર આપતો. એકવાર પરીક્ષા કરવા માટે મેં તેને બોલાવ્યો નહિ; મહિનો પૂરો થયો ત્યાંસુધી બોલાવ્યો નહિ, પણ તે માગવા ન આવ્યો. બીજે મહિને મારે તેને બે માસનો પગાર આપવો પડ્યો." સાહેબ પોતાના એક નોકરની આત્મકથા સંભળાવી રહ્યા હતા.

દહેરાદૂનથી આગળ રાષ્ટ્રીકેતની પાસે મિસ્ટર જેમ્સનો બંગલો છે. ત્યાંનાં ઝરણાંમાં ગન્ધક બનાવવામાં આવે છે. તેમના ગરમ પાણીથી પેટના બધા રોગ સારા થઈ જાય છે. આ કારણથી જ કદાચ તેઓ ત્યાં રહેવા લાગ્યા હશે. હું પણ આજે માટે જ એક વર્ષથી ત્યાં છું. સાહેબ બંગલામાં એકલા જ રહે છે. તેઓ પરણેલા નથી. એક માળી; એક કારકુન અને એક કૂતરો, બસ આટલો જ તેમનો પરિવાર છે.

અહીં કોઈ મુલાકાતે આવવા–જવાવાળું ન હોવાથી વખત મળતાં હું સાહેબની પાસે બેસતો ઊઠતો હતો. એક દિવસ એક ટેકરી ઉપર ફરતાં અમારે બન્નેને પરિચય થયો અને પછી અમારો સંબંધ ગાઢ થયો. તેમને મીજાજીપણાનો સ્પર્શ પણ થયો નથી. તેઓ બહુ સરળ અને માયાળુ છે. કલાકો સુધી મારી સાથે બેસીને હિન્દી સાહિત્ય અને વૈષ્ણવ ધર્મ પર ચર્ચા કરે છે. તેઓ ખૂબ શુદ્ધ હિન્દી બોલે છે. તેમનું ગમ્ભીર અધ્યયન જોઈને અને આશ્ચર્ય થાય છે.

મેં જ આજે વૈષ્ણવ ધર્મની ચર્ચા શરૂ કરી. વચ્ચે તેમણે કહ્યું; "વૈષ્ણવ–સાચો વૈષ્ણવ તો જીવનમાં મેં એક જ વાર જોયો છે, એ મને આજે સમજાય છે. અત્યારે પશ્ચાત્તાપ કરું છું પણ એ વખતે મોહાન્ધ બની ગયો હતો." અમારી ચર્ચાનો વિષય બદલાઈ ગયો.

"આફ્રિકાના બોઅર યુદ્ધમાં હું એક કર્નલ (લશ્કરી વડો) હતો. ત્યાં મને માનવની ક્રૂરતાનું નગ્ન દર્શન થયું, ખૂબ જ ઘૃણા ઉત્પન્ન થઈ. ભારત વિષે મારા સાંભળવામાં ઘણું આવ્યું હતું. તેથી હિંદમાં આવી ગયો અને આગ્રામાં પ્રોફેસરની નોકરી લીધી. અહીં આવ્યો ત્યારપહેલાં હું ત્યાં જ હતો." સાહેબે પોતાનો સંક્ષિપ્ત પરિચય આપ્યો.

"મારા બંગલાની સામે અહીંના જેવો ફૂલનો નાનો બગીચો હતો. ફૂલો મને હંમેશથી પ્રિય છે. બગીચા માટે એક માળી રહેતો હતો. તે ઘરડો અને એકલો જ હતો. બંગલાની બાજુ ઉપર એની ઓરડી હતી. ખરપડો, પાવડો, પાણી છાંટવાનો ઝારો, ડોલ, કાપણી વગેરે બગીચાના કામનો સામાન તેમાં રાખવામાં આવતો હતો. ડોસો તેમાં એક બાજુ ઉપર જગા કરીને પોતાની રોટી પકાવતો અને ચટાઈ નાખીને સૂઈ પણ ત્યાં જ જતો." તે ડોસાના સ્મરણથી સાહેબની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

એક કામળી, ફાટેલી બે પોતીઓ, બે અંગરખાં અને એક બંડી-આટલાં જ તેની પાસે કપડાં હતાં. એક તવી, એક લોટો, એક ઘડો અને એક થાળી આટલું તેની પાસે વાસણોમાં હતું. આ સિવાય તેના ઘરવાખરામાં એક ચટાઈ સિવાય બીજું કંઈ જ ન હતું. વહેલી સવારે સ્નાન કરીને બંગલાની સામેના મંદિરમાં દર્શન કરી આવતો અને પછી બગીચાના કામમાં ગૂંથાઈ જતો. બે વાગ્યાના શુમારે દિવસમાં એક વખત રોટી પકાવતો અને ખાતો. સાંજે અજવાળું રહેતાસુધી તેની ખરપી (ખરપડી) ચાલતી રહેતી. સાંજ

મતાં બાગમાંનું ફાનસ સળગાવીને દરવાજા ઉપર બેસી જતો અને ત્યાંથી સામેના મંદિરમાં થતી રામાયણની કથા સાંભળતો. મારી પાસે દરવાન (દરવાજા ઉપર રહી ચોકી કરનાર) ન હતો તેથી મેં સાંજે તેને ક્યાંય ન જવાનું કહી દીધું હતું." આ વાક્ય કહેતાં કહેતાં સાહેબ બહુ દુઃખી થઈ ગયા હતા. તેમણે રૂમાલથી આંખો લૂછી નાખી અને અમારી ચર્ચા તે દિવસે એટલેથી જ અટકી ગઈ. હું તેમને વધારે દુઃખી કરવા ચાહતો ન હતો તેથી ઊઠીને ચાલતો થયો.

"બળદ! તું બાગમાં પાણી બરાબર છાંટતો નથી. છોડવાઓ બધા સૂકાઈ ચાલ્યા." આજે સાહેબ અપ્રસન્ન હતા.

"પાણી તો બરાબર પાઉં છું હજુર. પરમ દિવસે જે કરા પડયા તેનાથી...." તે સરળ રીતે પોતાની સ્વાભાવિક નમ્રતાથી કહી રહ્યો હતો.

હું કંઈ જ સાંભળવા નથી માગતો. તારો દંડ કરૂં છું." સાહેબે નોટબુક ખોલી અને પેન ઉઠાવી. "ચાર રૂપિયા દંડ!"

"હજૂરની જેવી ઈચ્છા!" તે ડોસો સલામ કરીને ચાલ્યો ગયો. સાહેબ ચકિત બની ગયા. આ પીળા વાળવાળા માળીથી સાહેબને આશ્ચર્ય થયું. 'એક રૂપિયો દંડ કરવાથી કારકુન આખો દિવસ રૂવે છે, અઠવાડીયા સુધી ઉદાસ રહે છે, મહિના સુધી મારી માગ્યા કરે છે. અને તેનો પગાર પચીસ છે જ્યારે આનો આઠ છે. છતાં તે ન રોયો, ન પ્રાર્થના કરી કે ન દુઃખી થયો! ચાર રૂપિયામાં તે ખાશે શું? સામેના મંદિરમાં દર મહિને ભેટપૂજા કરે છે તે કેમ કરશે? સાહેબે આવો નોકર જોયો ન હતો.

"માળી!" સાહેબે બોલાવ્યો.

"હજુર!" તે પાછો આવ્યો.

"હું તમને માફ કરૂં છું. સારૂં કામ કરવાથી તમને ઇનામ મળશે." આપોઆપ જ સાહેબ ઓગળી ગયા હતા.

"હજૂરની મરજી!" તે સલામ કરીને ચાલ્યો ગયો.

"તે ન ખુશ થયો કે ન મુખ ઉપર ઉપકારનો ભાવ બતાવ્યો! કેવો મૂર્ખ આદમી છે."!

ડોસાને માફ કર્યા પછી સાહેબને તેના ઉપર ક્રોધ થઇ રહ્યો હતો. તેને હેરાન કરવાનો તેમણે બરાબર નિશ્ચય કરી લીધો.

જ્યારે મનુષ્ય ક્રોધ કરે છે ત્યારે આંધળો બની જાય છે. તેની સ્વાભાવિક બુદ્ધિ ઉપર અંધકાર છવાઇ જાય છે. તે નીચતાના ખાડામાં પડે છે અને અધોગતિ તરફ વળે છે. સાહેબ નીચતા ઉપર ઉતર્યા હતા. તેમણે કારકુનને કહ્યું; "ચુપકીથી ડોસાની કામળી ઉઠાવી લાવો!"

માઘ મહિનાની રાત્રિ હતી. પરમ દિવસે બરફ પડયો હતો. આ દિવસે પણ ધુમ્મસ અને ઠંડી હતી. સાહેબે ધાર્યું હતું કે ડોસો સાંજે ખૂબ ઊકળશે.

રાત્રે દશ વાગે સાહેબ ચોંકી પડયા. કારકુને આવી સમાચાર કહ્યા કે 'માળી ન કંઇ બબડયો, કે કોઇને ગાળો દીધી. કેવળ એટલું જ કહ્યું કે કોઇ બીચારાને ટાઢની રાત સુખથી નીકળશે! સારું થયું!' હવે તે બગીચામાંથી સૂકું ઘાસ લઈ આવ્યો છે અને તેનો ઢગલો કરીને તેમાં પડયો છે."

"કામળી આપી આવો! મારૂં નામ ન લેશો." સાહેબે દયા બતાવી પણ પોતાનો પરાજય સ્વીકાર્યો નહિ. આ જીદને લીધે તો તેઓ ગરમીની રજાઓમાં નૈનીતાલ પણ ન ગયા. જેઠ મહિનાના બળબળતા બપોરે બગીચાની ઠંડી ઘટામાં બેસીને સાહેબે તે ડોસાને નિર્જળા એકાદશીના ઉપવાસને દિવસે આખો દિવસ તડકામાં બગીચાનું ઘાસ કપાવ્યું. જો ડોસો એક જ વાર પોતાની અશક્તિ બતાવત અથવા રજા માગત તો સાહેબ પ્રસન્ન થઈ જાત પણ તે તો પૂરેપૂરો પત્થર....ચૂપચાપ કામ કરતો જ રહ્યો.

મારકુને સાંજે ડોસાને કહ્યું, "સાહેબ પૂરા ક્રૂર છે. મતને દિવસે પણ...." પાછળથી સાહેબ સાંભળી રહ્યા હતા.

"છિઃ માલિકની નિંદા કરો છો? કામ નહિ લે તો શું આપણને મોઢું જોવા રાખેલા છે! તેઓ મોટા દયાળુ છે." સાહેબ સાંભળી શકયા નહિ. બંગલામાં આવીને આરામખુરસી ઉપર ઢળી પડયા.

"પ્રભુ મને માફ કરે!" મિસ્ટર જેમ્સ બાળકની માફક ડૂસકાં ખાઈ ખાઇને રોવા લાગ્યા. ભાઇ હું અહીં પ્રાયશ્ચિત્ત કરવા માટે આવ્યો છું. સાંભળ્યું છે કે પ્રભુ દયાળુ છે, મને માફ કરી દેશે! નહિ નહિ, **તેઓ કેવળ પોતાના અપરાધીને ક્ષમા કરે છે. પોતાના ભક્તોને કષ્ટ આપનારાને તે કદી ક્ષમા નથી કરતા!** મને આ મારા પાપની આન્તરિક જ્વાળા બાળી રહી છે. મારાથી તે સહી શકાતી નથી!" ખરેખર તેમને જીવનભર બાળનારો બહુ આકરો દણ્ડ મળ્યો હતો.

"મને પૂછીને જ તે ગયો હતો. માળીઓનું પંચ ભરાયું હતું. અને તેનો તે મુખી હતો." સાહેબ કહી રહ્યા હતા—"મારું અભિમાન ઘાયું ન હતું. મેં કારકુનને સમજાવીને મોકલ્યો. કારણ કે આટલી નીચતા મારી જાતે મારાથી કરી શકાય એમ ન હતું. અડધા કલાકમાં જ તે ડોસો મારી પાસે આવી ગયો. કારકુનની ફરિયાદ હતી કે માળીએ તેના કોટના ખિસ્સામાંથી પૈસા ચોર્યા છે. પરન્તુ પ્રમાણ (પુરાવો) ન મળવાથી હું માળીને કશું કરી શકયો નહિ." સાહેબનો અવાજ ગળગળો બની ગયો હતો.

"ભરાએલા પંચ વચ્ચે કારકુને તેને ગંદી ગાળો દીધી હતી. એને ચોર કહીને થપ્પડ લગાવી હતી. પરન્તુ મેં પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે 'મારે કશી ફરિયાદ કરવાની નથી. હુકમ હોય તો પંચનું કામ પૂરું કરી આવું?' મેં સાંભળ્યું હતું કે કારકુન ઉપર માળીઓ બહુ ઉશ્કેરાઈ ગયા હતા. તેઓ કારકુનની બરાબર મરામત કરવા (મારવા) માગતા હતા. પણ ડોસાએ તેમને સમજાવીને શાન્ત કરી દીધા:—"બીચારાના પૈસા ખોવાઈ ગયા! મારા ઉપર સન્દેહ ન આવ્યો હોત તો તે આવું શા માટે કરત? નુકશાન થવાથી દુઃખી થયો છે એટલે તેનાથી ભૂલ થઇ!' સાંભળીને હું સ્તબ્ધ થઇ ગયો. હું વિચારી રહ્યો હતો કે ઈર્ષ્યા મનુષ્યને કેટલો નીચ બનાવી શકે છે.

"મેં બીજો માળી રાખી લીધો. ડોસાને કેવળ દેખરેખનું કામ સોંપ્યું અને પગાર બમણો કરી દીધો. તેના ચહેરા ઉપર કશી જ પ્રસન્નતા જોવામાં ન આવી. બીજે દિવસે તે રોજની જેમ જ કામ કરવામાં લાગેલો હતો અને તેના હાથ નીચે જે નવો માળી (આસિસ્ટંટ) રાખવામાં આવ્યો હતો તે બેઠો બેઠો ચલમ પી રહ્યો હતો. છેવટે એક મહિના પછી મારે નવા માળીને કાઢી નાખવો પડયો. ડોસાએ કદી તેને માટે કશી ફરિયાદ કરી નહિ, કે તેને કાઢી નાખવાની પ્રાર્થના કરવા આવ્યો. તે પહેલાં મમાહે જ આઠ રૂપિયા લેતા તૈયાર હતો. પરન્તુ હવે હું તેને સોળ આપતો હતો. આથી તે દર પૂર્ણિમાએ સત્યનારાયણની કથા સાંભળવા લાગ્યો. અને વધેલા આઠ રૂપિયા પ્રસાદ અને દક્ષિણામાં વાપરી દેતો હતો. મારી રજા લઇને પૂર્ણિમાએ સામેના મંદિરમાં કથાની વ્યવસ્થા કરીને સાંભળવા ચાલ્યો જતો હતો." સાહેબની ડોસા ઉપર શ્રદ્ધા હતી.

"એ દિવસે કોણ જાણે મને શું થઈ ગયું હતું કે મને કોઇ સેતાને દબાવી દીધો હતો. મેં તેને રજા આપી નહિ. તમારી રામનવમી હતી. ડોસાને બે દિવસથી રાત્રિમાં તાવ આવતો હતો. બગીચાનું કામ તો તે બરાબર કરતો હતો. આજનું કામ પણ તેણે કરી દીધું હતું. છોડવાઓને પાણી

'દેવ! આજની મારી પ્રાર્થના જલદીથી સાંભળી, અને આપનાં તેજસ્વી કિરણોથી મારી દરિદ્રતાને બાળી નાખવાની ખૂબ ઝડપ કરી. ધન્ય પ્રભુ! દયાનો નિધિ તું ખરેખર જ છે! એમ કહી ભીષ્મના આમન્ત્રણને સ્વીકારી કૃપાચાર્યને સાથે લઈ આચાર્યદેવ ભીષ્મના રાજપ્રાંગણમાં આવી ઉભા. ત્યાં તો બ્રાહ્મણત્વને ખૂબ જ સમજનાર ગંગાપુત્ર ભગવાન ભીષ્મ બહાર નીકળ્યા અને આચાર્યદેવને ખૂબ સન્માન્યા. પછી અષ્ટાંગ પ્રણામ કરી કરસંપુટ કરી ઉભા રહ્યા. આચાર્યદેવ પણ આ ભારતના તાજ વિનાના બેતાજ બાદશાહને આવો વિનયવિવેકવાળો જોઈ તુરત જ પાલખીમાંથી નીચે ઉતર્યા અને બે ઘડીને માટે અનિમેષ દૃષ્ટિએ ભીષ્મ સામે જોઈ રહ્યા અને મુક્ત કંઠે બોલ્યા; 'ભીષ્મ! બાપ, આજે તમે 'ગંગાતનય' નામ દીપાવ્યું. પ્રભો! ધન્ય છે તમારી અજોડ પિતૃભક્તિને. પિતાની ખાતર નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળનાર સાધુ! હું તમને કયા બિરૂદથી સંબોધન આપું!' એમ બોલતાં કિંકર્તવ્યમૂઢ થઈ ગયા. અને અંજલિ જોડી બોલ્યા; 'ભીષ્મ! તમારાં એવાં શ્રેષ્ઠ કર્મો છે કે જગત તમને 'ભગવાન'ના નામથી સંબોધન આપશે.' આ આશીર્વચન સાંભળતાં જ ભીષ્મ પણ રડી પડયા અને આચાર્યના ચરણમાં ઢળી પડયા. આચાર્યદેવે પણ રડતાં રડતાં ભીષ્મને ઊભા કર્યા અને હૃદયસરસું દૃઢ આલિંગન દીધું.

સજ્જનો! જોયું? એક અત્યન્ત નિર્ધન પણ વિદ્યાસંપન્ન બ્રાહ્મણનું પૂર્વના ભારતમાં બહુ સન્માન થતું અને તે સમ્રાટ તરફની એ આર્ય સંસ્કૃતિ હજુ પણ ભુંસાઈ નથી એનો તાજો જ દાખલો દઉં, કે *હાલના વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરુએ એક સોલાપુરની નિર્ધન (ગરીબ) બાઈના પત્રને ધ્યાનમાં લઈ એને ભણવા-ભણાવવાની યોગ્ય વ્યવસ્થા માટે મુંબઈ સરકારને પરિપત્ર પાઠવ્યો. ધન્ય છે એ મોતીના જવાહરને! આ હતી અને છે અમારા ભારતીય સુપુત્રોની ભવ્યતા. છતાંય મારે મારા દેશબાન્ધવોને નમ્ર પણ આગ્રહભરી વિનવણી કરવી પડે છે કે બાપ! આવા ઉચ્ચ દશાના છતાં છો તો પણ ભૂલાવામાં કેમ પડયા છો! અમેરિકા-યુરોપ-રશિયા તરફ દૃષ્ટિ ન કરતાં બધાય વાદોને પડતા મૂકી ભારતનો પૂર્વે સર્વોદય શાથી હતો એનો સંપૂર્ણપણે અભ્યાસ અને વિચાર કરી આપણી પૂર્વની નીતિરીતિને અને ધર્મને અપનાવો અને ભારતના ઇતિહાસમાં ભગવાન ભીષ્મની માફક સાચા આર્યો બની, વિદેશના મોહને તજી, આપણા પૂર્વનાભારતની સંસ્કૃતિને ધ્યાનમાં લઈ જો ભારતમાં સર્વોદય સ્થાપવો હોય તો આપણા મહાન પૂર્વજોના પગલે ચાલશો તો ભારતમાં શું પણ સારીયે દુનિયામાં શાંતિ અને સર્વોદયનું સ્થાપન કરી શકશો. હમણાં તમારું નામ ભારતમાં રૂપેરી અક્ષરેથી લખાઈ રહ્યું છે પણ હું તો એમ કહું છું કે જો તમે આર્યત્વને અપનાવશો અને પૂર્વના ભારતની ભવ્યતા દુનિયાને સમજાવશો તો તમારું નામ ઇતિહાસના પાને રૂપેરી નહિ પણ રત્નજડિત સુવર્ણાક્ષરેથી અંકિત થશે. બાપ! હજુયે સમય છે. સવેળા ચેતો અને ભારતની પૂર્વ આર્ય સંસ્કૃતિને યાદ કરી ગાંધી મહાત્માની જે રામરાજ્યની ભૂખ હતી એ ભૂખને પૂરી કરો. જો આપણે ગાંધીજીનાં સાચાં શ્રાદ્ધ અને તર્પણ કરી તેમને સંતુષ્ટ કરવાની ઈચ્છા હોય તો વિદેશ તરફ નજર પણ ન કરતાં આપણી પૂર્વની આર્ય સંસ્કૃતિને વિચારશો તો પૂજ્ય ગાંધીજીનો આત્મા ખૂબ સંતુષ્ટ થશે અને સ્વર્ગમાં રહ્યે રહ્યે પણ એ બુઢ્ઢાનો આત્મા થનગની ઊઠશે (!) અને ત્યાં રહ્યો રહ્યો પણ અંતરનો આશીર્વાદ આપશે કે 'હે મારા માનસપુત્ર જવાહર! ધન્ય બેટા! તેં આર્યત્વને અપનાવી મારું સાચું શ્રાદ્ધ કર્યું, જેથી હું ખૂબ સંતુષ્ટ થયો છું. જેમકે રાજા દશરથની એવી ઈચ્છા હતી કે મારો રામ ગાદી પર બેસે પણ જેમ આપણા જ પાકિસ્તાની ભાઈઓ ભારતી માતાના ટુકડા કરી અલગ થયા તેમ દશરથની ઈચ્છા પૂરી થતા પહેલાં કૈકેયી રૂપી અન્તરાય નડયો અને રામ વનગમન કરી ગયા. ગુરુ વસિષ્ઠની આજ્ઞાથી ભરત માતુલગૃહેથી ઘેર આવ્યો ત્યારે એને સઘળી વાતની ખબર પડી એટલે એણે કહ્યું કે ભલે મારી માતાએ ગમે તેવા અન્તરાયો નાખ્યા હોય પણ જો હું સાચો જ પિતૃભક્ત પુત્ર હોઉં તો હું રાજા રામને ગાદીએ બેસાડીશ. અને એ રીતે પિતા દશરથની અધૂરી રહેલી ઈચ્છાને પૂરી કરું તો જ મારું તર્પણ સફળ થયું ગણાય તેમજ ક્વીટ ઇન્ડિયા ( Quit India ) નો ઠરાવ કરનાર ગાંધીજી જો આજદિન સુધી જીવતા હોત તો જરૂર એ પાકિસ્તાન પહોંચી ગયા હોત અને વિભક્ત થએલા ભારતને જરૂર એ ખરો અખંડ ભારત બનાવત.

*સંદેશ તા. ૪-૨-૫૦

પણ આપણાં દુર્ભાગ્ય કે એ વંદનીય તપસ્વીને ભગવાને આપણી પાસેથી છીનવી લીધો. એ, પણ બાપ ! વલ્લભ અને જવાહરની જોડીને હવે ભારતનું કામ કરવું બાકી રહે છે; જેમકે રાજા રામ જ્યારે રાજા બન્યા ત્યારે જ ભરતલાલ સંતુષ્ટ બન્યા અને જ્યાંસુધી રામ રાજા થયા ત્યાંસુધી નંદીગ્રામમાં તપસ્વી જીવન ગાળ્યું. એમ હું આપ બંને મારા ભારતી સુપુત્રોને પ્રાર્થના કરું છું કે બાપ ! તમે જેવા આજદિન સુધી અણનમ રહ્યા છો તેવા જ ભારતના પડેલા ભાગલાઓથી પાછું અખંડ ભારત બનાવો તો જ પૂજ્ય મહાત્મા ગાંધીની સાચી સંવત્સરી ઉજવી ગણાય. અને તો જ બાપુજીનો આત્મા સંતુષ્ટ થાય. અસ્તુ.

સજ્જનો ! અહીં પણ દ્રોણાચાર્યને ભીષ્મે ખૂબ સન્માન્યા અને તેમને રાજકુમારોને ધનુર્વેદવિશારદ બનાવવા પ્રાર્થના કરી. અને દ્રોણાચાર્યે પણ કૃપાચાર્યને સાથે રાખી કુરુકુળના રાજકુમારો-કૌરવપાંડવોને વિદ્યાભ્યાસ શરૂ કરાવ્યો. અને એમની એ વિદ્યાથી આજ પણ કૌરવપાંડવની યશોગાથાનો કીર્તિકળશ દિગન્તમાં ચમકી રહ્યો છે. એમના યુદ્ધથી આપણને ઘણું સમજવાનું મળે છે. અને તેમાં વળી જગતને સાચો ક્રાન્તિકારી મંત્ર—"Twit for tact we must" "થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ" એ મંત્રને ભગવાન શ્રીકૃષ્ણે જગતમાં ખૂબ ચમકાવ્યો. પૃથ્વીરાજે ઘેરી શાહને સાતસાત વખત 'મૈં **તેરી ગૌકા હું**' એ શબ્દોથી જતો કર્યો. પણ ઘોરી શાહે પૃથ્વીરાજને એક વખત પણ જતો કરવાની સાફ ના પાડી. તેમ બાપ ! આપણે પૃથુના જેવી ડગલેને પગલે ઉદારતા દર્શાવી રહ્યા છીએ. અને એટલા માટે અજાતશત્રુ ધર્મની માફક પૂ. ગાંધીજીને પણ અજાતશત્રુનો ઇલ્કાબ મળ્યો. તો હવે ભારતીય ભવ્યતાને આજદીન સુધી આચારમાં મૂકી શક્યા છો તો થોડા કૃષ્ણના ક્રાન્તિના શબ્દોને પણ હૃદયની તકતી પર અંકિત કરશો તો ભારતની ભવ્યતાને જગત અંજલિ અર્પશે. અસ્તુ. (અપૂર્ણ)

## પ્રેમપૂજા

શ્રી લાભશંકર વેણીશંકર રાવલ

ભૂલીને ભાવના ભક્તો<br>
પૂજે પાષાણના દેવો.<br>
મૂકીને શ્રેયનો રસ્તો.<br>
ખરે ! વહેવાર આ કેવો ? ....(૧)

જુઓ આ માનવી મેળો;<br>
ફરે આડે ધડે એવો;<br>
થઈને લાગણી ઘેલો !<br>
કરે આનંદ આ કેવો ? ...(૨)

નથી એ પ્રેમ કે પૂજા;<br>
ખલકના દંભની લીલા,<br>
ખરે જો હોય પ્રેમપૂજા,<br>
રહે માનવ કદી વીલાં? ...(૩)

અંતરનાં મેલ ધોવાતાં,<br>
અમીઝરણું હૃદે વહેતાં;<br>
પ્રગટશે ઇશ અંતરમાં;<br>
જશે પાકી સહુ વીમા ...(૪)

કહે 'શાયર' સુણો સૌએ;<br>
પ્રભુને ઉર અર્પીએ,<br>
રહી ના દિલથી આળગાં;<br>
મૂકી ખોટાં બધાં અણગાં ...(૫)

# નીતિ—નૈવેદ્ય

સંપાદકઃ શ્રી કેશવલાલ હરગોવિંદદાસ ઠક્કર

## (૧) વિદ્વાન થવાની ચાવી

એક હતો મોટો વિદ્વાન.

લોકોએ તેને પૂછ્યું; 'આપ આવા મોટા વિદ્વાન શી રીતે થયા ?

વિદ્વાને ઉત્તર આપ્યો; હું જે વસ્તુ જાણું નહિ તે બીજાને પૂછતાં હું કદી શરમાતો નથી. તેથી.

## (૨) ખાવાની રીતો

ડાહ્યો માણસ ધીમે ધીમે ખાય છે.

સાધુ પુરુષ અર્ધો ભૂખ્યો રહે છે.

યોગી જન દેહ ટકાવવા પૂરતું જ ખાય છે.

જુવાન ક્રોધ ભાણામાં હોય તેટલું બધું ઉડાવી જાય છે.

બુઢ્ઢો માણસ પરસેવો છૂટે ત્યાંસુધી ખાધા કરે છે.

પણ અકરાંતિયો માણસ એટલું બધું ખાય છે કે શ્વાસને આવવા-જવાની જગ્યા પણ રહેવા દેતો નથી.

આવા અકરાંતિઆની રાત બેઉ રીતે ઊંઘ વિનાની જાય છે. ખાવાનું પામ્યો હોય તો પેટ સજ્જડ થવાથી તેની રાત ઉંઘ વિનાની જાય છે; અને ખાવાનું પૂરતું પામ્યો ન હોય તો ભૂખના દુઃખથી તેને ઉંઘ આવતી નથી.

## (૩) પરનિન્દા

મને યાદ છે કે એકવાર બાળપણમાં હું આખી રાત કુરાન પઢતો જાગતો બેઠો હતો. પાસે જ કેટલાક લોકો પડયા પડયા મોટેથી નસકોરાં બોલાવતા ઊંઘતા હતા.

મેં મારા પિતાજીને કહ્યું, 'જુઓ ને, આ લોકો કેવા છે ? નમાજ પઢવી તો બાજુએ રહી, પણ કોઈ માથું પણ ઊંચું કરતો નથી !'

પિતાજીએ જવાબ દીધો; 'બેટા, તું પણ ઊંઘી ગયો હોત તો સારૂં થાત, કારણ કે આવા પરનિન્દાના પાપથી તું બચી જાત.'

## (૪) હાતીમ તાઇ

દાનેશ્વરી હાતીમ તાઈને કોઈએ પૂછયું; 'દુનિયામાં તમારા કરતાં ચઢે એવો કોઈ દાતા તમે જોયો છે ?'

હાતિમ તાઇએ કહ્યું; 'હા, એક કઠિયારો. એક દિવસ મેં મોટી મિજબાની આપી હતી. તે દિવસે મારે કંઇક કામ પ્રસંગે જંગલમાં જવાનું થયું. જંગલમાંથી એક કઠિયારો લાકડાંનો ભારો લઇને આવતો હતો. મેં તેને પૂછયું; 'ભાઈ, હાતીમનો મહેમાન કેમ બની જતો નથી ? આજે એને ત્યાં મોટી મીજબાની છે. દેશભરના લોકો આજે તેને ત્યાં પરોણા છે.'

કઠિયારાએ જવાબ આપ્યો; 'જે પોતાના પરસેવાની રોટી ખાય, તે શા સારૂં હાતિમની આગળ હાથ લાંબો કરવા જાય ?'

## (૫) નોશેરવાન

ઇરાનનો ન્યાયી શાહ નોશેરવાન એક દિવસ જંગલમાં શિકાર ખેલવા ગયો. ત્યાં ખાણું તૈયાર કરવામાં નિમકની જરૂર પડી એટલે તેણે નોકરને કહ્યું; 'પાસેના ગામે જઇ નિમક લઇ આવ. પણ જોજે કિંમત આપ્યા વિના ન લાવતો; નહિ તો ગામ ઉજ્જડ થઇ જશે.'

નોકરે પૂછયું; 'ચપટી નિમક લાવતાં ગામ કેવી રીતે ઉજ્જડ થઇ જશે ?'

નોશેરવાને જવાબ આપ્યો; 'જો રાજા પોતાની પ્રજાની વાડીમાંથી એક ફળ તોડી ખાય, તો

નોકર મોટો આખું ઝાડ મૂળ સમેતું ખોદીને ખાઈ જાય.'

(૬) બાયજીદ

બાયજીદનું નામ અતિથિસત્કાર માટે ઘણું જાણીતું છે. એક વાર કોઈ એક ઘરડો ડોસો તેને ઘેર આવી ચડયો. તેને ભૂખ્યો જાણી બાયજીદે તરત તેને માટે ખાણું મંગાવ્યું.

પેલો બુઢ્ઢો તો ખાણું આવ્યું તેવો જ ખાવા લાગી ગયો. 'બિસ્મિલ્લાહ' બોલવા જેટલી ધીરજ તે રાખી ન શક્યો.

મુસલમાનને શોભે નહિ તેવું તેનું આચરણ જોઈ બાયજીદ ઘણો જ નારાજ થયો.

સાચો મુસલમાન આવો હોય નહિ. તારા જેવા ભટકતાને ખવડાવવું એ તો પાપ છે, એમ કહી તેણે તે બુઢ્ઢાને પોતાના ઘરમાંથી કાઢી મૂક્યો.

તે વખતે આકાશવાણી થઈ; 'વિચાર કર, ઓ બાયજીદ!

એ બુઢ્ઢો ગમે તેવો હોવા છતાં મેં સિત્તેર વર્ષ સુધી તેનું પાલણ કર્યું પણ તારાથી તેને એક દિવસ પણ પોષી ન શકાયો!'



## સાદો ન્યાયાધીશ

સંપાદક શ્રીમતી કપિલાબેન મોહનલાલ ઠક્કર

હિંદુ ધર્મરક્ષક છત્રપતિ શિવાજી મહારાજના પછીના રાજાઓ નબળા થયા, તેથી તેમના પ્રધાન (બ્રાહ્મણ) પેશ્વા રાજા થયા.

પેશ્વાઓમાં બે ત્રણ સારા ગણાય છે. તેમાં છેલ્લો માધવરાવ પેશ્વા થયો—તેના ગુરુ રામશાસ્ત્રી નામના બ્રાહ્મણ હતા.

માધવરાવ ગુરુ પ્રત્યે પૂર્ણ પ્રેમ રાખતો હતો. તેણે રામશાસ્ત્રીને રાજ્યના મુખ્ય ન્યાયાધીશ બનાવ્યા હતા.

રામશાસ્ત્રી ધર્મરાજ જેવા હતા. તે કોઈ દિવસ જૂઠું બોલ્યા નથી. તે એટલા બધા સાદા કે, પોતે ન્યાયાધીશ છતાં એક સાધારણ માણસની માફક રહેતા. કોઈ પણ પ્રકારનો ઠાઠમાઠ નહિ.

રામશાસ્ત્રી કચેરીમાં જાય ત્યારે ચાલીને જાય, રાજગાદીને સલામ કરી ગાદી પર બેસે.

દરરોજ સાંજે રાજા માધવરાવ પેશ્વા રામશાસ્ત્રીને ઘેર આવે. તેમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને ગુરુજીના આશીર્વાદ લઈને પછી ઘેર જાય.

બેસતા વર્ષનો મોટો વહેવાર હતો. રામશાસ્ત્રીનાં સ્ત્રી રાજમહેલમાં રાણીઓને મળવા ગયાં. તેમનાં લુગડાં સાદાં હતાં. શરીર પર સોનારૂપને એકે દાગીનો હતો નહિ.

માધવરાવ પેશ્વાની રાણીઓએ વિચાર કર્યો કે રામશાસ્ત્રી રાજાજીના ગુરુ છે, તેઓ રાજ્યના મોટા ન્યાયાધીશ છે છતાં તેમનાં પત્ની આવાં ગરીબ જેવાં કેમ છે?

રાણીઓએ સોનારૂપાના દાગીનાથી રામશાસ્ત્રીની સ્ત્રીનું શરીર ભરી કાઢ્યું. કિંમતી લૂગડાં પહેરાવ્યાં અને સોનાની પાલખીમાં બેસાડી તેમને વિદાય કર્યાં.

રામશાસ્ત્રી ઘરના ઓરડામાં બેસી મનુસ્મૃતિ વાંચતા હતા. ઘરનાં બારણાં બંધ હતાં.

પાલખી ઘર આગળ આવી પહોંચી. પાલખીવાળાઓએ બારણું ઠોક્યું ને કહ્યું; "ઉઘાડો"

રામશાસ્ત્રી ઊભા થયા અને જાળીમાંથી જોયું કે કોણ છે? સોનાની પાલખીમાં પોતાની સ્ત્રીને બેઠેલી જોઈ શાસ્ત્રીએ કમાડ ઉઘાડ્યું નહિ.

પાલખીવાળાઓએ ફરીથી બારણાં ખખડાવ્યાં ને કહ્યું; "ઉઘાડો"

શાસ્ત્રી કહે " કોણ છે ? "

પાલખીવાળો કહે : " એ તો આપનાં સ્ત્રી છે. "

શાસ્ત્રી બોલ્યા: " આટલાં બધાં ઘરેણાં પહેરીને સોનાની પાલખીમાં બેસીને મારી સ્ત્રી આવે જ નહિ. એ તો બીજી કોઇ બાઇ હશે. તમે ઘર ભૂલ્યા હશો. "

શાસ્ત્રીના બોલ તેમનાં પત્ની તરત સમજી ગયાં. તેમણે પાલખીવાળાને કહ્યું કે, " પાલખી પાછી લો. "

રાજમહેલમાં જઇ તેમણે સોનારૂપાના અલંકારો ઉતારી નાખ્યા. કીમતી વસ્ત્રો કાઢી નાંખી પોતાનાં સાદાં વસ્ત્રો પહેરી પગે ચાલતાં ઘેર આવ્યાં ને બારણાં ઠોકી કહ્યું :

" સ્વામીનાથ ! કમાડ ઉઘાડો. "

શાસ્ત્રીજીએ બારીએથી જોયું ને બારણું ઉઘાડી બોલ્યા :

" હા, હવે તું મારી સ્ત્રી ખરી ! "

સોનારૂપાનાં ઘરેણાંથી દેહને શણગારવો એ તો અજ્ઞાની લોકોનું કામ છે. આપણે તો બ્રાહ્મણ છીએ. સાદાઇ, સદાચાર અને સુનીતિ એ આપણાં ઘરેણાં છે.

શાસ્ત્રીજીનાં સ્ત્રી શરમાયાં. તેમની આંખમાંથી આંસુ સરી પડયાં. તેમને ભૂલ સમજાઈ.

અત્યારે જો રામશાસ્ત્રી જેવા ન્યાયાધીશ અને માધવરાવ જેવા રાજા હોય તો કેવું સારૂં ?

★

## પ્રમાણિક ચોર

કાઠીઆવાડમાં એક વખત મોટો દુકાળ પડયો. લોકો દાણા વગર ભૂખે મરવા લાગ્યા. બિચારાં ઢોર ઘાસ વગર મરવા માંડયાં.

નાનું એવું રાજ્ય. દરબારે ખેડુતોને તગાવી ને દાણા આપવાં શરૂ કર્યાં.

ગામમાં એક કોળી રહે. ચાર–પાંચ છોકરાં ને બે જણ પોતે. ઘરમાં ખાવા દાણા ન મળે. છોકરાં રોટલા વગર ભૂખે તરફડે. બે જણ પોતે ભૂખ્યાં રહે અને છોકરાંને ખવરાવે. છેવટે છોકરાંને ખવરાવવા જેવુંયે કાંઈ ન રહ્યું.

કોળણ કહેઃ " દરબાર પાસે જાઓ, તે દાણા આપશે. "

કોળી તો દરબાર પાસે ગયો. દરબારે પૂછયું : " તમે ખેડૂત છો ? અમારી જમીન ખેડો છો ? "

" ના બાપુ ! હું ખેડુ નથી; પણ મારાં છોકરાં ભૂખે મરે છે. આવતે વરસે હું દોઢા દાણા પાછા આપીશ. મહેરબાની કરો તો સારૂં ? "

દરબારે તો ચોકખી ના પાડી. " અમે તો અમારા ખેડૂતને તગાવી આપીએ છીએ, ઉભડને આપતા નથી. "

કોળી બિચારો વીલે મોઢે પાછો ફર્યો. " હવે શું કરવું ? છોકરાંનું દુઃખ નથી જોવાતું. "

છેવટે ભૂખે મરતા કોળીએ દરબારી કોઠારમાં ચોરી કરવાનો વિચાર કર્યો.

પોતાના ઘરમાંથી તેણે દરબારી કોઠાર સુધી ભોંયરૂં ખોદ્યું. બેઠાં બેઠાં ચાલી શકાય એવું એ ભોંયરૂં.

કોઠારનું તળીયું છોબંધ કરેલું હતું. કોળીએ કોશ મારી એક કાણું પાડયું, દડદડ દડદડ દાણા પડયા. ઘણે દિવસે દાણાનું મોં જોઇને બિચારો કોળી રાજી થયો. આડો કૂચો ભરાવીને કાણું પાછું બંધ કરી દીધું. પછી રાજી થતો એ કોળણ પાસે આવ્યો.

પછી એક કોથળી કરી, બરાબર દશ શેરના

બાપની. પછી રોજ રાતે એ ભોંયરામાં જાય ને એક કોથળી ભરીને દાણા લાવે. છોકરાં રોટલા ભેગાં થયાં. ઝાઝા દાણા કાઢે તો ઉપર ખાડો પડે ને કોઈને ખબર પડી જાય; એટલે રોજ એ ફક્ત દશ શેર જ દાણા લાવે.

કોળીએ તો આમ વરસ કાઢી નાખ્યું. કોઈને ખબર પણ ન પડી કે એ દાણા ક્યાંથી કાઢે છે?

આમ વરસ પૂરું થયું ને બીજું ચોમાસું આવ્યું. વરસાદ બહુ સારો થયો. વરસ બહુ સારું પાક્યું. કોળી અને કોળણ મજુરીએ વળગી ગયાં. છોકરાં ય મજુરીએ વળગ્યાં. મજુરી પણ સારી ચાલી. ખૂબ દાણા આવ્યા. એક દિવસ બે ગાડાં દાણાનાં ભરીને કોળી દરબારગઢમાં આવ્યો. દરબાર સામે રામ રામ કરીને એ ઊભો રહ્યો.

"કેમ આવ્યા છો? દરબારે પૂછ્યું,

"બાપુ! તમારા દાણા ખાધા છે. દોઢા ગણીને પાછા આપવા આવ્યો છું."

દરબારની આંખ રાતી થઈ. "આને તો મેં ના પાડી હતી ને કોણે દાણા આપ્યા?" દરબાર વિચારવા લાગ્યા.

કામદારને બોલાવ્યો ને પૂછ્યું, "તમે આને કેટલા દાણા આપ્યા છે?"

"ના બાપુ, એને મેં દાણા નથી આપ્યા." કામદારે કહ્યું.

"ત્યારે એને દાણા આપ્યા કોણે?"

બે હાથ જોડીને કોળીએ કહ્યું; "બાપુ! મને કોઈએ દાણા નથી આપ્યા. મેં આપની ચોરી કરી છે. ભૂખે મરતો હતો. છોકરાં રોટલા વગર ટળવળતાં હતાં. મેં મારા ઘરમાંથી કોઠાર સુધી ભોંયરું ખોદીને કોઠારમાંથી દાણા લીધા. રોજ દશ શેર કાઢતો. આમ વરસ પૂરું કર્યું. આ વરસે સારું પાક્યું, એટલે આપના દાણા પાછા આપવા આવ્યો છું."

દરબારે મોંમાં આંગળી ઘાલી, "આ તો ચોર કે શાહુકાર! એણે દાણા ચોર્યા એની કોઈને ખબર નથી અરે, ખબર પડે એમ પણ ન હતું. છતાં આ કોળી પોતાની મેળે જ દાણા આપવા આવ્યો! ધન્ય છે એને! આનું નામ પ્રમાણિકતા! આને ચોર કેમ કહેવો?"

દરબાર રાજી થયા. એમણે કોળીને કહ્યું: "બાપ! તારા ઉપર હું બહુ રાજી થયો છું. તેં ભૂખે મરતાં ચોરી કરી. ચોરી ન કરવી પડે માટે દાણા માગવા પણ આવ્યો. મેં ન આપ્યા.

"તારી ચોરીની વાત કોઈ જાણતું ન હતું ને જાણી પણ શકત નહિ; છતાં તું તારી મેળે દોઢા કરીને આપવા આવ્યો, એ તારી સચ્ચાઈ છે. તારા જેવો પ્રમાણિક કોળી મેં આજે જ જોયો. જા, તારા દાણા હું તને પાછા આપું છું, લઈ જા"

તરત જ દરબારે કામદારને કહ્યું: "આને સારામાં સારી જમીન-વાડી આપો ને આપણો ખેડૂત બનાવો. બળદની એક જોડ અપાવો, આવા પ્રમાણિક માણસને દુઃખી થવા દેવો ન જોઈએ"

પેલાં ગાડાં લઈને કોળી ઘેર આવ્યો. કોળણ ને છોકરાં રાજી થયાં. હવે તો કોળી ખેડૂત થયો છે. ખેતી કરે છે. બે ચાર સારાં વરસ આવી ગયાં ને તે ખાતો પીતો થઈ ગયો છે. કોળી ને કોળણ હવે તો સુખી થયાં છે.

# કોની ખાનદાની?

આજથી લગભગ સો વર્ષ ઉપરની એક વાત છે. કુંડલાથી કાઠી કણબી વગેરેનો એક મોટો સંઘ શિહોર જઈ રહ્યો છે. સંઘમાં પાંચસો છસો માણસો છે. એ બધાં જાય છે; મહારાજ વજેસંગનો જુવાન જોધ દીકરો ગુજરી ગયો છે, તેનો ખરખરો કરવા.

એ વખતે શિહોરના દરબાર સામે જોગીદાસ નામનો એક બહારવટિયો બહારવટું ખેડી રહ્યો હતો. તેના બહારવટાથી રાજ આખું ત્રાહી ત્રાહી પોકારી ગયું હતું. તેને જીવતો અથવા મરેલો પકડી લાવનારને મોટું ઇનામ આપવાનું દરબારે જાહેર કર્યું હતું. આ જોગીદાસ ખુમાણ પણ આ સંઘમાં હતો. આ સંઘમાંના કોઈનેય આ વાતની ખબર ન હતી.

આ માટે જોગીદાસ શિહોર જઈ રહ્યો છે? મહારાજ વજેસંગ દુઃખમાં છે, તે વખતે છાના-માના જઈ દરબારગઢમાં ધાડ પાડવા?

ના, જોગીદાસ ભલે બહારવટિયો હોય પણ એની રગેરગમાં ખાનદાની ભરી છે. તે જુવાન છે, ટેકીલો છે, વીર છે, રાજ સામે બહારવટે નીકળ્યો છે, તે કંઈ ચોરી કરવા નહિ, પણ પોતાનો ગરાસ મેળવવા. આજ એ જોગીદાસે જ્યારે સાંભળ્યું કે મહારાજ વજેસંગના માથે દુઃખના ડુંગર ફાટ્યો છે, ત્યારે વીરહૃદયમાં મહારાજને દિલાસો આપવાનો વિચાર આવ્યો. પણ તે કેમ બને? છડે ચોક જતા તો તરત જ પકડાઈ જવાય. આથી તેણે એક સરસ યુક્તિ શોધી કાઢી. કુંડલાના સંઘમાં તે ભળી ગયો. બધાએ જ જ્યાં મોઢે ફાળિયા ઓઢ્યાં હોય ત્યાં કોણ કોને ઓળખે?

દરબારગઢની ડેલી પાસે બધા આવી પહોંચ્યા. ત્યાં રીત પ્રમાણે માથે પછેડી ઓઢી સૌ રડવા લાગ્યા. મહારાજ વજેસંગ એક પછી એક બધાને હાથ દઈ છાના રાખવા લાગ્યા. ફરતાં ફરતાં મહારાજ જોગીદાસ પાસે આવી પહોંચ્યા, અને માથે હાથ મૂકી બોલ્યા, "છાના રહો જોગીદાસ ખુમાણ!!"

અને ડાયરો આખો ચમક્યો. અનેક જણના હાથ તલવારની મૂઠ પર પડ્યા. કંઈ કેટકેટલી તલવાર એક સાથે ખેંચાઈ ગઈ. જોગીદાસે વીજળી ઝડપે મોઢા પરથી પછેડો ખસેડી. તેનું તેજસ્વી મોં બધા જોઈ રહ્યા. તે બોલ્યો,

"ઠીક ઓળખ્યો, રાજ!"

તે સાંભળતાં વજેસંગ બોલ્યા, "કેમ નહિ ઓળખું, જોગીદાસ ખુમાણ! તારું ગળું ક્યાંય છાનું રહે કે? સેંકડો આદમી વચ્ચે તારી હાક ઓળખાય, તો પછી તારા વિલાપે કેમ ન વરતાય!" અને તરત જ આખા ડાયરા તરફ વળી મહારાજ બોલ્યા; "સૌ પોતપોતાની જગ્યાએ બેસજો. કોઈએ તલવાર સંભાળવાની જરૂર નથી. જોગીદાસભાઈ લડવા નથી આવ્યા; દીકરો ફાટી પડ્યો છે, એના ખરખરો કરવા આવ્યા છે. મારા ગરાસમાં નહિ પણ મારા દુઃખમાં ભાગ લેવા આવ્યા છે." અને ડાયરો આખો સ્તબ્ધ થઈ ગયો. લોકોની આંખ ભીની થઈ; ને સૌ મનમાં વિચારવા લાગ્યા; "કોની ખાનદાની વધે—બહારવટિયા જોગીદાસ ખુમાણની કે મહારાજ વજેસંગની?"

ચાલુ મોજશોખો અને લૌકિક સુખની વસ્તુઓ જતા રહેવાના ભયથી જે મનુષ્ય પોતાની ભીતરમાં રહેલા પ્રભુનો ઇન્કાર કરે છે તે દુઃખી થાય છે, લૂંટાય છે, હલકો પડે છે, અને છૂંદાય છે. કારણ, તેણે તેના અમર આત્માને દુઃખી કર્યો છે, લૂંટ્યો છે, હલકો પાડ્યો છે, અને છૂંદ્યો છે. એથી ઊલટું, દૃઢ સદ્‌ગુણવાળો અને નિષ્કલંક પ્રમાણિકતાવાળો મનુષ્ય તેની ભીતરની નામર્દાઈને તાબે થતો નથી અને સનાતન રૂપ આત્માનો—સત્યનો આશ્રય લે છે, તેથી તેની આવી દશા કદી આવતી નથી. માર ખાવાથી અને બેડી પહેરવાથી મનુષ્ય ગુલામ થતો નથી, જેનું મન—જેની ઇન્દ્રિયો વશ નથી એ જ ખરો ગુલામ છે.

# શ્રદ્ધા

અનુવાદક: શ્રી જયન્તીલાલ મંગળજી ઓઝા
બી. એ. બી. ટી.

૧. એક દિવસ શ્રીકૃષ્ણ અર્જુન સાથે રથમાં જતા હતા, ત્યારે તેમણે આકાશ તરફ જોઈને કહ્યું: 'અર્જુન! જો કબૂતરની કેવી મજાની હારની હાર જઈ રહી છે!" અર્જુને તે દિશામાં પોતાની નજર ફેરવીને કહ્યું; "ખરેખર, ખરેખર વાહ! ઘણી જ સુંદર કબૂતરની હાર.' પરંતુ બીજી જ ક્ષણે શ્રીકૃષ્ણે કહ્યું; "અર્જુન! ભૂલ થાય છે, મને લાગે છે કે આ કબૂતરો નથી." અર્જુને પણ તરત જ તે તરફ જોઈ કહ્યું, "સાચું એ કબૂતરો નથી." હવે આનો અર્થ સમજવાનો પ્રયત્ન કરો. અર્જુન તો સત્યનો આગ્રહી હતો, તેથી એમ તો ન જ કહી શકાય કે શ્રીકૃષ્ણની ખુશામત કરવાના ઈરાદાથી તેણે હાએ હા કરી, પણ તેને શ્રીકૃષ્ણમાં અડગ શ્રદ્ધા હતી, તેથી શ્રીકૃષ્ણે કહ્યું કે તરત તે પ્રમાણે ખરેખર તેના જોવામાં આવ્યું.

૨. ખાંડને ચૂલા ઉપર ચઢાવી સારી રીતે ઉકાળો. જ્યાંસુધી ચાસણીમાં મેલ હશે ત્યાંસુધી ખદખદ થશે અને અંદરથી ધુમાડો નીકળશે, પણ અંદરનો મેલ અને કચરો બહાર કાઢી નાખ્યા પછી ચાસણીમાંથી ધુમાડો નીકળશે નહીં કે અવાજ પણ થશે નહીં. મજેદાર સ્વાદિષ્ટ ચાસણીનો રસ ઉકળ્યા કરશે. પછી પ્રવાહી કે ઘટ રૂપમાં તે મનુષ્યોને અને દેવોને આનંદ આપશે. શ્રદ્ધાવાન મનુષ્યનું ચારિત્ર્ય પણ આને મળતું છે.

૩. એક માણસને નદી પાર કરવી હતી. કોઈ મહાત્માએ તેને એક માદળીયું આપ્યું અને કહ્યું કે, આ તને સામે પાર લઈ જશે. તે હાથમાં પકડી માણસ પાણી પાર ચાલવા લાગ્યો. નદીનો પટ અર્ધો પાર કર્યો હશે ત્યાં તો માદળીઆમાં શું છે એ જાણવાની ઈચ્છા તેનામાં જાગૃત થઈ. ખોલીને જોયું તો તેમાં કાગળના ટુકડા પર ભગવાન રામનું પવિત્ર નામ લખેલું હતું. આ જોઈને તે માણસ તિરસ્કાર સહિત બોલવા લાગ્યો; ' અરે! શું આટલામાં જ બધો ભેદ આવી ગયો ? ' તેનામાં આવો સંશય પેદા થયો કે તરત તે ડુબવા લાગ્યો. ઈશ્વરના નામમાં અડગ વિશ્વાસ અજબ કામ કરે છે; શ્રદ્ધા એ જીવન છે, અશ્રદ્ધા મૃત્યુ છે.

૪. એક શિષ્યને પોતાના ગુરુની અનન્ત શક્તિમાં દૃઢ શ્રદ્ધા હતી અને તેની આ શ્રદ્ધાને જોરે તે ગુરુનું નામ લેતાલેતા એક નદી ઉપરથી પગે ચાલીને પસાર થઈ ગયો. આ જોઈને ગુરુને વિચાર આવ્યો; "અહો! શું મારા નામમાં આટલું બધું સામર્થ્ય છે! તો પછી હું, પોતે તો કેટલો મહાન અને શક્તિશાળી હોઈશ!" બીજે દિવસે ગુરુએ પણ "હું, હું" એમ બોલી નદી પાર કરવાનો પ્રયત્ન કર્યો. પણ જેવો પાણી ઉપર પગ મૂક્યો કે ધબ લઈને નદીને તળીએ. શ્રદ્ધાથી આશ્ચર્યકારક પરિણામ આવે છે, પરંતુ અહંકાર અને દંભ મનુષ્યનો નાશ કરે છે.

૫. ઈશ્વરાવતાર શ્રી રામચંદ્રને લંકા પહોંચવા માટે સમુદ્ર ઉપર પુલ બાંધવો પડયો. પણ રામમાં અડગ શ્રદ્ધાને લીધે તેના દાસ અને ભક્ત હનમાન એક કૂદકે સમુદ્ર કૂદી ગયા. આ દાખલામાં કેવળ શ્રદ્ધાને લઈને જ સેવક માલિક કરતાં પણ વધારે સફળ થયો.

૬. એક રાજાએ બ્રહ્મહત્યાનું મહાપાપ કર્યું હતું. શુદ્ધ થવા માટે તેણે શું પ્રાયશ્ચિત્ત કરવું એ પૂછવા સારૂ તે એક ઋષિને આશ્રમે ગયો. ઋષિ તે વખતે આશ્રમની બહાર ગયા હતા, પણ તેનો પુત્ર ત્યાં હતો. રાજાની વાત સાંભળી તેણે કહ્યું કે રામનું નામ ત્રણ વખત ઉચ્ચારો તો તમારા પાપનું પ્રાયશ્ચિત્ત થઈ જશે. ઋષિ જ્યારે આશ્રમમાં આવ્યા અને પ્રાયશ્ચિત્ત સંબંધી હકીકત સાંભળી, ત્યારે તેણે પુત્ર પર ગુસ્સે થઈ કહ્યું: 'સર્વશક્તિમાન પ્રભુનું નામ માત્ર એકવાર લેવાથી હજારો જન્મનાં પાતકો બળીને ભસ્મ થઈ જાય છે. ઓ મૂર્ખ! તારી શ્રદ્ધા કેવી નબળી કે તેં રાજાને એ નામ ત્રણ વખત લેવાનું કહ્યું! તારી આવી નિર્બળ શ્રદ્ધાને લઈને તારે હલકી જાતિમાં જન્મ લેવો પડશે. એ પુત્ર તે રામાયણનો ગુહક.

૭. અસંખ્ય વર્ષો સુધી પથરો પાણીમાં પડયો રહે પણ પાણી તેમાં કદી પેસી શકશે નહીં, પરંતુ માટીનું ઢેકું તો પાણીથી તમોળ થઈ જાય છે. તેજ રીતે શ્રદ્ધાવાનનું અડગ હૃદય ગમે તેટલી આફત અને કસોટી આવી પડે તો પણ નિરાશ થતું નથી, પરંતુ સાધારણ મુશ્કેલી આવે તો પણ દુર્બળ શ્રદ્ધાવાળો માણસ ડગી જાય છે.

# મનુષ્યત્વ અને ધર્મ



તે અણઘડ છે, ઓછું સમજે છે માટે તમે તમારી બુદ્ધિકુશળતાથી તેના વડે તમારો સ્વાર્થ ખોટી રીતે સાધો નહિ. તેને છેતરીને, ફાંસામાં લઈને અથવા તેની ગરજના વખતે તમે તેનો ખોટો લાભ લેશો નહિ. તમે બુદ્ધિશાળી છો, સાધનસંપન્ન છો, ઉન્નતિના ઓટલા ઉપર બેઠેલા છો તેને લીધે એ શક્તિ દ્વારા દીન–હીનની મુશ્કેલીઓ દૂર કરવાની તમારી ફરજ ઉત્પન્ન થાય છે. એક સમયે તમે પણ એવા અલ્પબુદ્ધિવાળા અને દીન–હીન દશામાં ફરનારા હતા. તેમાં ઘડાતાં ઘડાતાં તમારામાં ચેતનાનો વિકાસ થયો, તમે વધુ સમજવાળા થયા અને પ્રભુએ તમને સારી સ્થિતિમાં લાવી મૂકયા. તમારી આ સ્થિતિ દ્વારા પ્રભુ તમારી પાસે ધર્મનું પાલન કરાવવા ઇચ્છે છે. તમારા હૃદયમાં–અન્તઃકરણમાં પ્રભુ રહેલો છે તેને તમે જુઓ. જે પ્રભુ તમારામાં છે તે જ પ્રભુ દરિદ્રનારાયણમાં પણ વસી રહ્યો છે. દીન–હીનોમાં તમે તમારા જ પ્રભુને–આત્માને જુઓ. તમારી આપઘડી પ્રાણીમાત્રના આત્મારામ પ્રભુથી તમને જુદી પાડનારી અને તમારી બડાઈના અભિમાનને પોષનારી ન બનવી જોઈએ. નીચલા વર્ગોમાં અભ્યાસ કર્યા વગર કોઈ ઉપલા વર્ગમાં આવી શકતું નથી. (પૂર્વજન્મોની અથવા આ જન્મની) દીન–હીન અવસ્થાઓમાં તમે પણ શક્તિમાનોનું તમારા પ્રત્યે ન્યાયી અને દયાળુ વર્તન થાય એવી આકાંક્ષાવાળા હતા. એ સ્થિતિમાંથી પસાર થયા પછી આજે તમારી એ પ્રમાણે વર્તવાની ફરજ છે એ તમારે ભૂલવું ન જોઈએ. એ વાત જો તમે ભૂલ્યા તો તમે આગળ નહિ વધી શકો. એ વાતનું ભાન પ્રભુ તમને કેવી રીતે કરાવશે? ફરી એ જ સ્થિતિમાં લાવીને. અધૂરા જ્ઞાને પ્રભુ કોઈને પોતાની પાસે લેતો નથી. માટે પ્રભુ તરફથી તમને શો ધર્મ પ્રાપ્ત થયો છે તે વિચારીને વર્તો. જો તમે એકવાર તમારી સાધનસંપત્તિનો ઉપયોગ ધર્મથી નહિ કરો તો બીજી વાર પ્રભુ તમારી પાસેથી તે છીનવી લેશે, અને એમ કરીને એ તમને ધર્મનું ભાન કરાવશે. આ જગત ઉપરની તમામ સંપત્તિ કોઈને ખોટી રીતે ઉડાવવા માટે નથી. તમામ સંપત્તિ પ્રભુની છે અને તેને ધર્મ માટે વાપરવાની છે. એ સંપત્તિ તમારા હાથમાં આપીને પ્રભુએ પોતાની સમગ્ર ચેતન સૃષ્ટિ ઉપર મનુષ્ય તરીકે તમને પોતાના પ્રામાણિક ટ્રસ્ટી નીમ્યા છે એમ સમજો. તમારા તન–મન–ધનનો એ રીતે ઉપયોગ કરવાનો તમારો ધર્મ છે. એ જ યજ્ઞાર્પણ કર્મ છે, પ્રભુનું પૂજન છે. એ જ જીવનનું યથાર્થ પ્રયોજન છે.